REGISTERED N B 764

સ્થાપક — શ્રી અભેદમાર્ગપ્રવાસી, સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

[illegible]

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર )

" सत्यंपरंधीमहि "—ભાગવત.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૧૭-અંક ૧ ] (માસિક.) [ ઑક્ટોબર, ૧૯૧૧. ]

અનુક્રમણિકા.



અમદાવાદ—શ્રી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં—મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED N. B 764

આરંભક—
એક અભેદમાર્ગ પ્રવાસી,
સાક્ષરવર્ય મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી—
આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

“ सत्यंपरंधीमहि ”—ભાગવતમ્.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૭–અંક ૧ ] (માસિક.) [ ઑકટોમ્બર. ૧૯૧૧. ]

## सुरहृदयने.

——xxx——

નવા શાસ્ત્રો ! નવી વેદી ! નવી ગીતા કલાપીની !
અહા ! ગુજરાતમાં ટહુકે ! અજબ કેકા કલાપીની !

ફિરસ્તા ! ઓલિયા ! બાપુ ! વહાવ્યા ખૂતનાં આંસુ !
ન્હવાડી યારને નાહ્યો ! બિરાદર ! સ્નેહના સાધુ !

સજીવન શાં અમીઝરણો, કર્યાં ગુજરાતમાં વ્હેતાં !
સુકાં વેરાન આ મૂલ્કે ! ઉગાવ્યાં કલ્પવૃક્ષો શાં !

મઝેદારી ઉડાનીને, ઉડાવા શિખવ્યૂ, સાકી !
બતાવી ઇશ્કની સિફ્રૂત, જિગર ચીરી મરૂઝ વેદી !

કિતાબો ઇશ્કની વાંચી ! પ્હડી ! સાધુ ! લખી દીધી !
અગર પ્યારે બિયાબાંમાં ફરી પ્યાદો કરી કેડી !

“ખૂની ભભકા” પિછાનીને, “ફકીરી હાલ” માં મ્હાલ્યો !
અગર દરવેશ-દિલનો થઈ, નીડર રહી આતશે ચાલ્યો !

અગર મુશ્કિલ મુસાફિરીમાં, રડી બેહદ ! લખી ખૂને-
દીધી કેકા ! નઝરબક્ષી ! અજબ આ રાહદારીને !

સનમ ઇશ્કે અનલ હક યા મહોબ્બત યા વફાદારી–
વફૂરી યા અનલ મહબૂબ અગર દિલદારી રહમજાવી !

રહેમત પ્યાર યા અહેશાં ઝખમ ઇશ્કે સહેવાને,
ચઢાવું શિખવ્યૂં સુફી ! સખે ! દિલદાર પ્યારાંને !

જપી સુરસ્નેહના મન્ત્રો ! ખપી દિલ ગર દિલે જાવૂં !
અજબ ગૌહર જિગર દરિયે ! શિખાવ્યૂં ત્હાં ડૂબી ન્હાવૂં !

બિમારે ઇશ્કની યારી કરી ! ઓ મુસ્તફા ! ખાકી !
ભરી પીપો ગમી પીધી ! કરી આતશ હઝમ બારી !

અજબ પ્યારે ઝખમ સીને સખે ! ઝહેમત સહી ગરમી !
અજબ ખેલે રમ્યૂં કિસ્મત ! દિલે રહેમતભરી મસ્તી !

થગો અંગારનૂં ગુલ યા મ્હડીને ઇશ્ક જુગારે !
મુશીબત પી અગર મુર્શિદ ! પિડાયો ઇશ્ક આજારે !

અજબ પ્યારે ! અજબ ગુલે ! અજબ દિલદારી બતલાવી !
અજબ મઝહબ અગર ઇશ્કે અજબ ચશ્મે જિગર બારી !

અજબ કાતિલ છૂરી ઝહરી ! સજ્યાં "ઉરની સરાણો !" રે !
જિગરમાં વાગતી સોટી ! બતાવી ઇશ્ક આલમને !

પૂરો ફિક્રનો દિવાનો યા અજબ "મનસૂરનો ચેલો !"
જિગર મગરૂર મસ્તાનો ! "ખુદા સાથે કર્યો ખેલો !"

મુકા ગુલઝારમાં ટહૂકી ! કરીને રાત્યદી વૃષ્ટિ !
દિલે ગુલ ખીલતાં કરવા રચી દૈવી નવી સૃષ્ટિ !

અહો ! ઇન્સાનનાં ખોખાં ! કબરમાંથી કર્યાં ઉભાં !
કયામત રોજ યા લાવ્યો ! અગર મુર્દાં કર્યાં બેઠાં !

અજબ હાજર જવાબી ખુદ ! હૃદય સુરના પુકારો એ !
અગર હરદમ પ્હડો બિસમિલ ખુદાઇ નૂર પાયૂં એ !

દિલેદિલ બાદશાહતની નવી સર–કાર સ્થાપી લૈ !
ગુલામી ઇશ્કની કાયમ કરે, ત્હેને નવાઝી દે !

ભલા મુર્શિદ ! ભલા સાકી ! અજબ અવધૂત ! યા ખાકી !
ભલા ઓ ઇશ્કના બન્દા ! ભલા ઉસ્તાદ ! યા સુફી !

ભલા બુઝરગ ! બિરાદર ઓ ! કલાપી ઓલિયા બાપુ !
જિગર મસ્તાન આભારી ! નવૂં-સાચૂં-જીવન આપ્યૂં !

સીતાપૂર—દવાખાના }
તા. ૧૧: ઑક્ટોબર: ૧૯૧૧ } मस्तान.

# —हाफेझ—

(૧૧)

### શાર્દૂલ.

ધીરેથી લહરી, જઈ સંજનને કે'જે સલામો કરી,
ઉદ્વેગે દીલડું બળ્યું ધીક્યું રહે આપત્તિના તેં હરી;
પ્યારા સ્નેહ મણી તણી દિનદિને લાંબા હજો ઝીન્દગી,
પૂછે કેમ નહીં પ્રિયે કુશલતા કાને ધરી બંદગી— ૧

આપે શું તુજને અનુમતિ નહીં લાવણ્યતા તાહરી,
ઘેલા બુલ્બુલની સ્થિતિ વિષમની સંભાળ લેવા જરી:
દુર્દર્શી જ કરી શકે વશ મને સૌંદર્યના તેજમાં,
ડાહ્યું પક્ષી ન જાળમાં સપડશે આનંદથી રહેજમાં— ૨

જ્યારે તું ગલબાંહ નાંખી પ્રિયને મીઠો મદિરા પીયે,
ભૂલો ના કદિ યાર વ્યાકુળ વળી સ્નેહી અમે તો છીયે;
શાને શુદ્ધ વફાઈનો પટ હમેશાં ના પડે એમને.
કાળાં નેત્ર અને સીધું કદ શશિ મુખાકૃતિ જેમને— ૩

વાધે શ્યામળ તીલથી મુખ તણી અત્યંત સુંદીરતા,
ના એ ચિન્હ વફા તણું સમ વળી પ્રીતિ અને પ્રિયતા;
શું આશ્ચર્ય કદાપિ ગાણું અંહરાનું જો નચાવે મસા,
આકાશે, મસતાન ખુબ કરશે હાફેઝ ખાતર્નીશા— ૪

ટી. બી. કુંથારીયા.

---

# शानो जरुर ?

૧) બહુ થકી હું દૂર
ઉતરતો જતો હજુ હું દૂર.
એક કહેછે નજીક અતિ પણ,
અન્ય કહે બહુ દૂર—ઉતરતો જતો હજુ હું દૂર,

(૨) કિસ્મત મુજને જ્યાં રઝળાવે,
        થાય અતિશય ક્રૂર;
    મલિન સત્વનાં પરમાણુમાં,
        રચ્યો પચ્યો ભરપૂર—ઉતરતો જતો હજી હું દૂર.

(૩) નિઃશ્રેણીની પગથી ઉપર,
        ગયાં નિશાનો ધૂર;
    માયા ઘેનમાં નયનો રસબસ,
        મોહ વિષે ચકચૂર—ઉતરતો જતો હજી હું દૂર.

(૪) પ્રાતઃકાલે છૂટો પડેલો,
        રહાંઝ થવા આતુર;
    ધરૂં સમાધિ, ધ્યાન લગાવું,
        તોપણ નમળે સૂર—ઉતરતો જતો હજુ હું દૂર.

(૫) ખાલીખમ થૈ નદીઓ રઝળે,
        નાવે હવે કદિ પૂર;
    રંગ હૃદયના ઝાંખા પડિયા,
        નથી રહ્યા આતુર—ઉતરતો જતો હજુ હું દૂર

(૬) જ્ઞાન અનન્તઃ છાય ભરી છે,
        ભેદ રહ્યું નથી નૂર;
    ભાવનાથી થાય કૃપાતો,
        એક થવાની જરૂર—ઉતરતો જતો હજુ હું દૂર.

મહાશંકર—નાગર.

---

# धर्मशाळा.



હશે કો કપટી યે, ભોળા હશે કોઈ,
શહેરી કો હશે, કો ગ્રામ્યવાસી હો.

હશે કો ધનીક, કો દારિદ્રયનો બંધી,
હશે કટુભાષી ને કો મીષ્ટભાષી હો.

હશે એકલશુરો કો, કોઇ સહવાસી,
મ઼ી માનવતી આંહીં એવો રાશ હો.

રહો સૌ સ્નેહથી થોડી ઘડી ભાઇ!
મળો સૌ ભોગી ન જો સન્યાસી હો.

મળોને બાલ, યુવક, વૃદ્ધ જાતો સૌ,
સ્વભાવની દૂર કરો વિરોધતા સૌએ,

ગુંથો ફુલમાળ સંપની સૌ સુવાસી હો.
બનો અન્યોન્ય સૌ ઉરના ઉજાસી હો.

પ્રભુ પ્રેરીત આ સંજોગ છે મળ્યો,
પ્રભુ આજ્ઞાની ઇચ્છા જનની દાસી હો.

કલકત્તા
તા. ૬-૮-૧૧

ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# ॥ ભાવયોગવિષે વિચાર ॥

વર્તમાન કાલે ભાવયોગ માટે એક પ્રકારનો ઉત્સાહ વધતો જાયછે. દેવાલયોમાં ભાવ યોગની ચીલચાલો થવા લાગી છે. પદાર્થવિજ્ઞાનવાદીઓ પણ ભાવયોગની ભૂમિકાઓ વિષે વાદવિવાદ કરવા લાગ્યા છે. અપરોક્ષજ્ઞાનની ભાવના ચારેપાસા ફેલાઈ છે. છતાંએ હજુ લોકોનાં એવાં વિશાલ ટોળાં છે કે જેઓ અનેક કારણોને લીધે ભાવયોગ તરફ વક્રદૃષ્ટિથી જુએછે. તેમના ચાર મુખ્ય વર્ગો પાડી શકાય.

(૧) દુનિયાદારીના વ્યાવહારીક લોકો, જેઓ ભાવ યોગને પ્રતારણાના એક પર્યાય શબ્દ રૂપે માનતા નથી; પરંતુ જેઓ તેની ઉપયોગિતા માટે નકાર ભણેછે.

(૨) ભાવયોગની ભૂમિકાઓના અસ્તિત્વનો નકાર ભણનારા જડવાદીઓ.

(૩) ભાવયોગને આધ્યાત્મિક શક્તિ સંવર્ધન સાથે મિશ્રકરનારાઓ; વર્તમાન કાલે

દિવ્યદૃષ્ટિ, દિવ્યશ્રવણ, સંદેશવાહકવિધાન' જેવી પ્રચલિત આધ્યાત્મિક સંસ્થાઓ માટે તેમનો પ્રબલ વિરોધ હોય છે.

(૪) ક્રિશ્ચિયન ભાવયોગ તરફ આકર્ષાનારાઓ, પરંતુ એ વાદનાં અન્ય સર્વસ્વરૂપોને અર્ધ કૃત્રિમ અથવા વિરોધિ રૂપે ગણનારાઓ.

૧ પ્રથમ વર્ગના લોક એવી દલીલ કરેછે, કે દિવ્યદર્શનના દૃષ્ટાઓ અને સ્વપ્ન સૃષ્ટિમાં વિહરનારાઓ કરતાં આ સૃષ્ટિનાં વ્યાવહારિક માનવિઓ માનવજાત માટે ઘણું ઘણું કરી શકે છે. પરંતુ વ્યાવહારિક કાર્ય કર્તા અને ભાવયોગી " સ્વાપ્નિક " ને સામ સામી વિરોધી દૃષ્ટિથી જોવા એ એક ખાત્રી ભરેલી ભૂલ છે. આ ઉભયેના ગુણો વારંવાર મિશ્રિત બની ગયલા જોવામાં આવે છે, એ એક સાધારણ અનુભવની બાબતછે; આ ઉભયેનું મિશ્ર થઇ જવું અનિવાર્ય છે ક્રૉમ્વેલ વિષેના પોતાના ભાષણમાં લૉર્ડ. રોઝબરીએ કહ્યું હતું તેમ (૧૮૯૯ ):—

તેની સર્વ પ્રકારની અદ્ભુત શક્તિનું વૃત્તાંત કેવા પ્રકારનું છે ? મારો ઉત્તર આવી જાતનો છે—તે એક વ્યાવહારિક ભાવના-યોગી હતો સર્વ પ્રકારનાં મળી આવતાં મિશ્રણોમાં તે એક ભીષણ ભયંકર વ્યક્તિ હતી. અતિપ્રાકૃતિક અને દિવ્યસૃષ્ટિઓના નિકટ સંસર્ગમાંથી ઉપજી આવતી પ્રેરણાનું મિશ્રણ કરનાર તે એક વ્યક્તિ હતી; મારા ધારવા પ્રમાણે તો આવી પ્રેરણા આવા પ્રકારેજ મળતી હતી; આવા પ્રકારની પ્રેરણામાં, કાર્ય સાધક સમર્થ પુરૂષની શક્તિનો ઉમેરો કરનાર તે એક વ્યક્તિ હતી. આવા પ્રકારનો એક પુરૂષ ખાસ પોતાનાજસીનાઇ પર્વત ઉપર સત્સંગમાં કાલ વહન કરેછે; નાચેની આ સૃષ્ટિમાં તેની આવવાની મરજી થાય છે ત્યારે તે સર્વ સમર્થ પ્રભુની આજ્ઞાઓ રૂપ સાધનોથી સુસજ્જીત થઇનેજ આવે છે.

એક ભાવનાયોગી અથવા દિવ્યદૃષ્ટા સ્થૂલ સૃષ્ટિમાં અનિવાર્ય રીતે નિરૂપયોગી થઇ પડતો નથી. મિસિસ. બેસંટે કહ્યું છે તેમઃ—.

એકાદ સમર્થ મસ્તક ઉપર, એકાદ બલવાન હૃદયમાં, એક આરોગ્યજ્ઞાનતંતુસંસ્થામાં ઉચ્ચ ચિતિ-શક્તિની અસર થતાં એક એવા પ્રકારનો સંયોગ પ્રાપ્ત થાયછે કે જેને દુનિયાનું કંઇપણ જીતી શકવા સમર્થ નથી; દુનિયા ઉપરના કશાથી પણ ડગાવી ના શકાય એવા પ્રકારની એક શક્તિનો ઉદય થાય છે.

આ ઉભયે અવશ્ય કરીને " એક વિભાજીત સૃષ્ટિનાં બે અડધિયાં સમાન " નથી. એવાપણ સમયો આવે છે કે જ્યાં વ્યાવહારિક લોક આ દુનિયાનાં સંકટો સામે વૃથા માથાકુટ કરી રહ્યા હોયછે ત્યાં કલ્પસૃષ્ટિમાં વિહરનાર ફત્તેહ મેળવેછે; અશક્ય વસ્તુઓ સામે સખ્ત પ્રયત્ન ચલાવીને શક્ય બનાવવી પડે છે, એવા સમયો પણ આવે છે જૉન-ઑફ-આર્કની ફ્રાન્સના છુટકારા માટેની યોજનાને, એ બનાવ બનતા પહેલાં કોઇએ પણ ભાગ્યેજ વ્યાવહારિક તરીકે સ્વીકારી હશે; આના કરતાં ભાગ્યેજ અન્ય કોઇ યોજનાને

વખતે સ્વચ્છંદચારી, અચૂક નિશ્ચયપૂર્વક નિષ્ફળતા માટે સર્જાયલી ગણવામાં આવી હશે; પરંતુ આનું પરિણામ સર્વને ઝાંખવી નાખતા વિજયમાં આવ્યું હતું. આવા પ્રસંગોએ એક "વ્યાવહારીક" કાર્ય કર્તાના કરતાં એક "દ્રષ્ટાજ" આગળ પડીને વધારે બચાવ કરી શકેછે. તેનું દિવ્ય દર્શન એટલું બધું સ્પષ્ટ હોયછે, એમાં તેનો એટલો બધો સંપૂર્ણ વિશ્વાસ હોયછે, કે તે સંકટો રૂપી મોટા મોટા પર્વતોને પણ દૂર કરવા સમર્થ બનેછે, શંકાના સમુદ્રોને મારીને પાછા હઠાવે છે.

જીવનનાં **શ્રેયસ્, સત્ય અને સૌંદર્યનાં** સ્વરૂપો સાથે મળતાં આવતાં ભાવના-યોગનાં ધાર્મિક, માનસિક અને કલા વિષયક સ્વરૂપો હોયછે. ભાવના-યોગની ઉપયોગિતામાં શંકા કરનારાઓ શું એટલું કહેવાને તૈયાર છે, કે "વ્યાવહારિક" લોકોએજ દુનિયાની સર્વ પ્રકારની કલા ઉપજાવી છે, અથવા શું સૌંદર્યનો પંથ માનવજાતને ઓછા લાભવાળો નકામી માયાકૂટ સમાન હશે? ખાત્રીથી સર્વે બુદ્ધિશાળી લોક એટલું કબુલ કરશે, કે દિવ્ય દૃષ્ટા અને સ્વપ્ન સૃષ્ટિમાં વિહરનાર સૌંદર્યના ઇશ્વરી દૂતો સમાન હોયછે; દુનિયામાં સૌંદર્યની અસર અત્યંત શ્રેષ્ઠ પ્રકારની પ્રેરકશક્તિ સમાન છે. એક ભાવના-યોગીના કહેવા પ્રમાણેઃ—

બધી દુનિયામાં ઉપરિ અને અધોલોકમાં પ્રસરેલાં જોવામાં આવતાં સૌંદર્ય અને પ્રેમનાં સર્વ વિખરાયલાં કીરણો, ઉપરિ લોકમાં આવેલા અખૂટ જ્યોતિના માત્ર આવિર્ભાવો સમાન છે; તેટલા માટે તેનામાં એ સર્વે પ્રત્યે આપણે પ્રીતિભાવ દર્શાવવાનો છે; હમેશાં આવાં સર્વ કીરણોદ્વારા સર્વે જ્યોતિઓના પિતારૂપ પરમ જ્યોતિ પાસે પાસે ઉપરિ લોકમાં જવાનું છે.

એક કલાવિદ્ કદાચ દુનિયાની ધાંધલમાં એક વ્યાવહારિક અથવા અવ્યાવહારિક પુરૂષ સમાન નિવડે, પરંતુ તેને તેની કલ્પનાશક્તિની બક્ષિસને લીધેજ એક કલાવિદ્ રૂપે માનવામાં આવેછે; અજ્ઞાત વસ્તુઓનાં સ્વરૂપોને સશરીરિ બનાવતી કલ્પના શક્તિની બક્ષિસ તેને મળેલી હોયછે. એક કવી એક દિવ્ય દૃષ્ટા અને એક સ્વાપ્નિક સમાન હોવાની આશા રાખવામાં આવે. દિવ્ય દર્શનની બક્ષિસના પ્રમાણમાં તેની ગણના કરવામાં આવે છે. **ડ્રાઇડન, પોપ બેનજોન્સન** જેવા આવી દિવ્ય બક્ષિસ વિનાના કવીઓને માત્ર બુદ્ધિ શક્તિના રાક્ષસો સમાન ગણવામાં આવે છે, પરંતુ તેમની કંઈ ભાષાસાહિત્યના દેવો સમાન ગણના કરવામાં આવતી નથી. દુનિયા ઉપર થઇ આવતી કવીની સ્થાયી અસર, તેના દિવ્ય દર્શનના ગાંભિર્ય અને શ્રેષ્ઠતાના સીધે સીધા પ્રમાણમાં ઉપજી આવતી જોવામાં આવે છે; અન્ય કલાઓના સંબંધે પણ આની આજ વાત સત્ય છે.

હવે સત્યના સ્વરૂપ વિષે સહજ વિચાર ચલાવીએ.—

દિવ્ય દૃષ્ટા અને ભાવના-યોગીસ્વાપ્નિક, સત્યની સત્યને ખાતરજ કીમત આંકે છે; સત્યના અંતરમાં સમાવેશ પામતાં સૌંદર્ય અને વિશુદ્ધિ ખાતરજ તેઓ તેનો સ્વીકાર

કરેછે. મિલ્ટનના કહેવા પ્રમાણે, "જેમ સૂર્ય કીરણને બાહ્ય સ્પર્શથી દૂષિત બનાવવાની બાબત અસંભવિત છે તેમ સત્યને બાહ્ય સ્પર્શથી દૂષિત બનાવવાની બાબત તેટલીજ અસંભવિત છે." સર્વ પ્રકારની અશુદ્ધિઓને દૂરકરનાર સમુદ્રાનિલોના જેવું, સર્વ પ્રકારના દોષોનું શોધન કરનાર અગ્નિ સમાન સત્ય છે. કાર્લાઇલના કહેવા પ્રમાણે, "સત્ય નિત્ય છે; એક અસત્ હમેશાં ટકી શકવાનું નથી, એટલી બાબત સર્વ શાસ્ત્રોમાં પ્રથમ આજ્ઞા સમાન છે."

માનવજાત માટે સત્યના જ્ઞાનની ઉપયોગિતાનેઃ લગભગ બધાએ લોક થોડો ઘણો સ્વીકાર કરે છે; પરંતુ પંડિતો અને તત્ત્વવેત્તા જેવા સત્યને પોતાના જીવનના ઉદ્દેશ રૂપ બનાવનારાઓમાં કાર્ય કુશલતાની ખામીને જોઇને દુનિયાના વ્યાવહારિક લોકને તેમને માટે અત્યંત તિરસ્કાર ઉપજી આવે છે. દુનિયાંદારીના લોક માત્ર વ્યાવહારિક ઉપયોગ જેટલી જ સત્યની કીમત આંકે છે. આવા લોક ભાવનાસૃષ્ટિમાં પણ સત્યનો સંગ્રહ કરી શકતા નથી. વ્યવહારકુશલ ના હોય એવો એક માનવિ, ભાવનાસૃષ્ટિમાં વિહરનાર એક વિચારક, આવા લોકને મન કઇ પણ હિસાબનો નથી. મુખ્યત્વે કરીને વ્યવહારકુશલશંકર જેવા ગણાતા આવા લોક, સ્વપ્નસૃષ્ટિના પદાર્થોના જેવા બનેલા છે, તેમની ઇન્દ્રિયો માયામાં, ભ્રમણામાં ગોથાં ખાય છે, તેઓ ધારે છે તેના કરતાં ખરી **યથાર્થ બાબતો** કંઇક બીજી જ છે, આવા લોકને ખાસ કરીને આટલું હિમ્મત સહિત કહેનાર અભ્યાસ નિમગ્ન **તત્ત્વવેત્તાનો** તેઓ તિરસ્કાર કરે છે. પોતાને જણાય છે તેટલુંજ વિશ્વ છે, એવા પ્રકારની ભાવનાને વ્યાવહારિકમાનવિ વળગી પડે છે; તત્ત્વવેત્તા, બાહ્યસ્વરૂપોની, બાહ્યના દેખાવોની ભ્રમણા માયા રૂપ પ્રકૃતિને પીછાની લે છે; આવી રીતે તે **સત્યની** માનસિકસૃષ્ટિમાં ઝાંખી કરનાર એક દિવ્યદ્રષ્ટાસમાન બની જાય છે.

આવા અર્થમાં સર્વે તત્ત્વવેત્તાઓ દિવ્યદ્રષ્ટાઓ સમાન છે, પરંતુ પ્લેટો, પાઇથાગોરાસ, હરમીસ, પ્લોટિનસ જેવા ભાવપ્રાધાન્યવાદી ( Idealistic ) તત્ત્વવેત્તાઓ અને તેમના જેવા બીજાઓ પારિભાષિકઅર્થમાં પણ દિવ્ય દ્રષ્ટાઓ હતા; તેમનાં લખાણોની "વિશુદ્ધ શાંતિ" નું વાતાવરણ વ્યાવહારિક લોક માટે શ્વાસપ્રશ્વાસ લેવા યોગ્ય કોઇકવારજ નિવડેછે.

શોધકોને પણ પોતાના સિદ્ધાન્ત નિર્ણયાત્મક રીતે સિદ્ધ ના કરે ત્યાંસુધી વ્યાવહારિક એક સ્વાપ્નિક સમાન ગણીને વારંવાર હસી કાઢે છે, શાસ્ત્રીય શોધક એક કલ્પના પરાયણ માનવિ સમાન હોય છે. તેના જણાયલી સૃષ્ટિયો વિશેનાં, ના શોધાયલી શક્તિયોનાં સ્વપ્નો સ્ખ્યાં કરે છે. બ્રહ્માંડના સંગીતનું શ્રવણ પામનાર પૈથાગોરાસે, કોપરનીકસના સિદ્ધાંતની અગમચેતી આપી હતી; ભાવયોગી **સ્વીડનબોર્ગે** સપ્તમગૃહની શોધ વિષે અગમચેતી આપી હતી. પોતાની પ્રાચીન શાસ્ત્રીય શોધોની ભાવનાઓમાં ગર્વ ધરનારા વ્યાવહારિક લોકજ નવીનશાસ્ત્રીયસત્યના કટ્ટામાંકટ્ટા દુશ્મન હોય છે. વર્તમાનકાલે આપણાં ગેલિલીઓ જેવાં માનવોને કેદ કરનાર કોઇ પણ પ્રકારનું ધર્મ-પરિક્ષણ-મંડલ જેવું કંઇ પણ અસ્તિત્વમાં જોવામાં આવતું નથી, પરંતુ આપણા જ્યોતિષિઓનેજ, ખગોળશાસ્ત્રના પંડિતો તરફથી હાસ્યાસ્પદ બનાવવામાં આવે છે. ધર્માધિકારીઓએ કોલમ્બસને ધર્મ વિરોધિ ઠરાવ્યો

તે દિનોના કરતાં ઓછા બલ સહિત છતાંએ વ્હેમી અભિપ્રાય હજુએ પ્રવર્તતો જોવામાં આવે છે, એક સિદ્ધાન્તિ પોતાના સિદ્ધાન્તને સિદ્ધ ના કરી બતાવે અથવા જાતે પણ સિદ્ધ ના કરી શકે ત્યાં સુધી તેના તરફ તિરસ્કાર વૃત્તિ દર્શાવવામાં આવે છે. 'આતો એક સ્વપ્ન સૃષ્ટિમાં વિહરનારો છે, આપણે તેને આગળ ચાલ્યો જવા દ્યો."

આવું એક "સ્વપ્ન" એક "યથાર્થતા" રૂપ નિવડતાં, આવી શોધને પોતાની કરી લેવાને, બની શકે તો બધોએ નફો ઓહીયાં કરી લેવાને વ્યાવહારિક લોકનો ઉપરા ઉપરી ધસારો થાય છે, પછીથી વારંવાર એવું બનતું જોવામાં આવે છે, કે સૌવર્ષપૂર્વે અમુક ખુણામાં પડી રહેલી વ્યક્તિએ આની આજ શોધવિષેની અગમચેતી આપેલી જોવામાં આવેછે; આવી વ્યક્તિ પોતાનો અવાજ જરા પણ સંભળાવવાને સમર્થ થઇ શકતી નથી.

ભાવ—યોગીઓ અને સ્વામિઓ, સંસરણ પામતો માનવજાતના વિશાલ સમૂહ કરતાં અડગ રીતે ઘણા જ આગળ ધસ્યાં જાય છે; આજના દિનનાં સ્વપ્નો આવતી કાલની વિદ્યાવડે સાબીત થાય છે. તેમને પદાર્થોને ચારેપાસાથી અથવા એક સમગ્ર રૂપે જોવાની શક્તિમળેલી હોય છે; આવા સમગ્રના દર્શન વડે તેમને વિગતો નક્કી કરીને યોજવામાં સહાય મળે છે. આ ઉપરાંત તેમનાં સ્વપ્નો બીજાઓ માટે એક પ્રકારની પ્રેરણા સમાન કાર્ય કરે છે.

અન્યપક્ષે "વ્યાવહારિક" કાર્ય કર્તાનું વીગતવાર આરંભ કરવાનું વલન જણાય છે; તે માત્ર વિગતોના સાધન વડે એક ભાવના બાંધી શકે છે. આમાં ઉચ્ચભાવ અર્પતી કોઇ પ્રકારની પ્રેરણા જોવામાં આવતી નથી; આવી વીગતોમાં નિષ્ફલતા મળતાં "વ્યાવહારિક" પુરૂષને પોતાની બધીએ યોજના કદાચ ખોટી હોય, એમ લાગી આવે છે. ભાવપ્રાધાન્ય વાદીને કોઇ વાર આવું અનુભવવું પડતું નથી; તેણે તો પદાર્થોના નમુનાઓનું અવલોકન કર્યું હોય છે; ને પ્લેટોની "ભાવના સૃષ્ટિમાં" પ્રવેશ પામ્યો હોય છે; તેથી તે ખોટાને બદલે ખરા માર્ગથીજ આરંભ કરે છે; કારણ કે સર્વ પ્રકારની પ્રેરણા ઉચ્ચ ભુવનોમાંથી અધોલોકમાં અવતરે છે અને પ્રેરણાને સ્પૃહા અનુસરવીજ જોઇએ. અતિપ્રવૃત્તિને લીધે ધ્યાન પરાયણ મનોદેશમાં ખળભળાટ ઉપજી આવે છે; તેટલા માટે દિવ્ય દ્રષ્ટાએ અન્યને પ્રેરવાની, દોરવાની જરૂર છે; તેણે વ્યાવહારિક વીગતોની વ્યવસ્થા વ્યાવહારિક પુરૂષના હાથમાં સોંપવી જોઇએ. આ ઉભય વચ્ચે સંપૂર્ણ પ્રકારની સહકારિતા, કાર્યને પાર ઉતારનાર અત્યંત અસરકારક સાધન સમાન છે. મસ્તક માટે હસ્તોનો તિરસ્કાર કરવાની બાબત મૌર્ખ્ય ભરેલી છે; હસ્તોએ મસ્તકનો તિરસ્કાર કરવાની બાબત તેટલી જ વિનાશકારક છે. એક પ્રકારના સ્થૂલ દૃષ્ટિબિંદુથી એક સંકુચિત પ્રદેશમાં કાર્ય કરનાર વ્યાવહારિક પુરૂષ, પોતે અને બધી સૃષ્ટિ કઇ દિશામાં જાય છે તે જાણનાર તથા નજીકનાં પરિણામોનું દુર્લક્ષ્ય કરી શકનાર પુરૂષના જેવું જ પરિણામ કેવી રીતે ઉપજાવી શકશે? માત્ર દિવ્ય-દર્શનના માર્ગવિના અન્ય કોઇ પણ પ્રકારે આવા પ્રકારનું સમગ્રનું જ્ઞાન સંભવી શકતું નથી. કાર્લાઇલના કથન પ્રમાણે: "જેને કોઇ પણ પ્રકારનું નિત્યતાનું દર્શન થયું નથી તેનાથી કોઇ કાલે કાલનું યથાર્થ ગ્રહણ થઇ શકવાનું નથી." સૌંદર્ય અને સત્યના ઉદ્દેશોને પાર પાડવામાં પોતાથી બનતું સર્વ કરનાર, એક ભાવ-યોગી, એક દિવ્ય દ્રષ્ટા, એક ગુપ્ત-વિદ્યાવાદી જ હોય છે—વ્યાવહારિક માનવિઓ નહિ.

સાધુતાની હાલચાલ વિષે શું કહેવા માગો છો ? ખાત્રીથી જ્યાં જ્યાં માનવજાતના નૈતિક વિમલિ કરણનો કોઇ પણ પ્રકારનો મહાપ્રયત્ન કરવામાં આવે છે ત્યાં એકાદ ભાવ યોગી દિવ્યદૃષ્ટા અથવા ગુપ્તવિદ્યાવાદી તેની પાછળ આવેલો હોય છે. માનવ દુઃખ અને માનવ પાપની બાબતોને સુધારવાનો પ્રયત્ન ચલાવનાર મહાન્ વિશ્વ ધર્મોના સર્વ સ્થાપકો, કલ્પિત વધારાઓમાંથી પોતાના ધર્મને શુદ્ધ બનાવવાનો પ્રયત્ન ચલાવનાર સર્વ સુધારકો, માનવિઓનાં કાર્યો અને તેમની માન્યતાઓ વચ્ચેના દારૂણ વિરોધ વિરૂદ્ધ દલીલ કરતાં જીવન ગાળનારા સર્વ સાધુપુરૂષો, આવા સર્વ ભાવ યોગીઓ અને દિવ્ય દૃષ્ટિવાળા સ્વામિકો સમાન છે આધ્યાત્મિક બાબતોની યથાર્થતા અને નિત્યતાનો તથા દુનિયાંદારીની બાબતોની ક્ષણિકતા અને નિઃસારતાનો ઉદ્‌ઘોષ કરતી આવા પ્રકારની વ્યક્તિઓ એક પછી એક ઉદય પામતી આવી છે. "આખા દુનિયાનો લાભ મેળવીને, પોતાનો આત્મલાભ ગુમાવનાર માનવિને શો લાભ મળવાનો છે?" વ્યાવહારિક માનવિમાં સાધારણ બુદ્ધિ હોય છે, પરંતુ ભાવયોગીમાં જીવનની સર્વપ્રકારની કીમતોને પલટાવી નાખતી અંતઃપ્રેરિત સર્વ સાધારણ બુદ્ધિ હોય છે

માત્ર એક એવી વ્યક્તિજ પાપનો, શોકનો, દુઃખનો, નિષ્ફલતાનો, હાયહાયનો ચંદાનો ખુલાસો કરી શકે. માનસિક વ્યથામાં સપડાતાં આપણે આપણા ભોજન બનાવનાર વ્યક્તિઓ પાસે જતા નથી, મનની ગૂંચવણમાં આવી પડતાં આપણાં લૂગડાં શીવી આપનાર વ્યક્તિઓ પાસે દોડી જતા નથી, પરંતુ જેનામાં જ્ઞાન, અનુભવ, બોધિ, જ્યોતિનો પ્રકાશ હોય એવી વ્યક્તિઓ પાસે આપણે જઇએ છીએ. આ જમાનો એક પ્રકારે અશાંતિનો છે જીવન વહનનો ભાર બહુજ બલવાન બની ગયો છે લોક ધાંધલીયા, ચિંતાપરાયણ, અસ્થિર મનવાળા, ઉન્માદપરાયણ બની ગયા છે. ઘેલછા અને આત્મઘાતનું પ્રમાણ વધવા લાગ્યુ છે. છતાં એ હમેશાં આપણી આસપાસ આધ્યાત્મિક જીવનનો મહાન ઉદધિ ક્ષોભ વિના ગર્જના કરી રહ્યો છે; તેને તેજ બહાદૂર, ધીર તારકો ઉપર આકાશમાં પ્રકાશી રહ્યા છે.

આપણે એક "વ્યાવહારિક" પ્રજા છીએ. આપણે આપણા કાયદાઓ માટે ગર્વ ધરાવીએ છીએ આપણે ગુન્હેગાર તરફ કેવું વર્તન ચલાવીએ છીએ? આપણે ગુન્હેગારને પાછો સન્માર્ગમાં પ્રવૃત્ત કરી શકીએ છીએ? આમ બની શકતું નથી. એકવાર કેદખાને જઇઆવેલા માનવિ માટે, ત્યાં આગળ એકવાર પણ ના ગયલા માનવિ કરતાં. પાછા ત્યાં પૂરાવાનો વધારે સંભવ હોયછે. એક કરતાં વધારેવાર બંદીખાને જઇ આવેલ માનવિ એક હમેશનું ગુન્હેગાર થઇ પડવાનો સંભવ ઉભો થાયછે. માનવ સામેના અને સમૃદ્ધિ સામેના દોષો સાથે વર્તવાની યથાર્થ વિધિ જગદ્‌ગુરુએ આપણને ઉપદેશ્યાને અત્યારે બેહજાર વર્ષ થઈ ગયાં છે, છતાંએ હજુએ કોઇપણ ધાર્મિક પ્રજાએ આવી વિધિનો કોઇ કાલે સ્વીકાર કર્યો નથી, તેમજ વિશાલ દૃષ્ટિ બિંદુથી પણ તેનો ઉપયોગ કરવામાં આવ્યો નથી.

પહેલાં પ્રવર્તતો હતો તેના કરતાં વર્તમાન કાલે મરણનો ભય ઓછા પ્રમાણમાં પ્રવર્તેછે, છતાંએ હજુ કેટલાક માટે મરણનું ભયંકર સ્વરૂપ રહ્યું છે. મરણના વિચારથી થથરતા એક માનવિને, વ્યાવહારિકપુરૂષ કેવો દિલાસો આપી શકવાનો હતો? એક સમયે નિશાળોના ઇન્સ્પેક્ટરે એન આયરને પૂછ્યું કે તે નર્કના અગ્નિમાંથી બચવાને શું

કરશે ! ત્યારે તેણે ઉત્તર વાળ્યો હતો કે, " મારે મારા આરોગ્યની સંભાળ લઇને મરણ શરણું થવું જોઇએ નહિ." વ્યાવહારિક માનવનો દિલાસો કદાચ આને મલતા પ્રકારનો હોયછે.

માત્રભાવ-યોગી અને દિવ્યદષ્ટાજ વિશ્વાસ ઉપજાવતી ખાત્રી પૂર્વક કહી શકેઃ—

न जायते म्रियतेवा कदाचिन्नायं भूत्वा भविता वानभूयः ।
अजोनित्यःशाश्वतोऽयंपुराणो नहन्यते हन्यमाने शरीरे ॥२–२०॥गीता॥

" કદીપણ, જન્મ પામતો નથી કે મરતો નથી,—એ થઇને ફરી થવાનો નથી; અજછે નિત્યછે, શાશ્વતછે. પુરાણછે, શરીરહણાયે પણ હણાતો નથી."

કરેલા કાર્યની કીમત આંકતાં તેને પ્રેરનાર હેતુને હમેશાં લક્ષમાં લેવાની જરૂરછે. સ્તુતિનો પ્રેમ, રાજ્યમાં પ્રથમ બનવાની ઈચ્છા, સર્વ પ્રકારની સેવા ઉઠાવનાર એક તરીકે સ્વીકારવાની કામના—આવા પ્રકારના હેતુઓથી ઘણા સારા કાર્યનો વિનાશ થાયછે. આમાં એકાગ્રતાપરાયણ પ્રકૃતિના કરતાં વ્યાવહારિકપ્રકૃતિનો વિશેષ દોષ હોય છે. ભાવ—યોગી પોતાનો સ્વીકાર થવાની, ખ્યાતિની આશા રાખતો નથી, પરંતુ પોતાનુ કાર્ય પૂરૂં થતાં પોતાના મૂલસ્થાનમાં નિવૃત્ત થઈ જાયછે. જોન-ઑફ્-આર્ક પણ જો પોતાના ડોમરેમી ગામડાની ઝૂંપડીમાં જઈ શકી હોય તો, કોઈ પણ રીતે જીવતી પાછી ફરી શકી હોત તો નમ્ર સાધુઓનાં ટોળાંના સાથમાં, નિત્ય, અવિચ્છિન્ન ગૂઢરૂપ પ્રભુના પાદમાં આવા પ્રકારનુંજ જીવન ગાળત.

૨—જડવાદીઓ વારંવાર ભાવ-યોગ શબ્દને ધાર્મિક ઉન્માદના અર્થમાં વાપરે છે. તેમને મનતો તેનાથી ઘેલછામાં પલટાવાનું વલન દર્શાવતી અસ્વસ્થ ધાર્મિકતા સૂચવાય છે. તેમને ભાવ-યોગની ભૂમિકાઓ શરીરની અનારોગ્ય દશાઓ, અથવા ભ્રમણાઓ, ચિત્તભ્રમ, વ્યાધિમય માનસિક દશાઓ કરતાં કંઈ પણ વિશેષ રૂપે લાગતી નથી.

ભાવ-યોગનાં ઉલટાવી નાખેલાં સ્વરૂપો પણ મળી આવે છે, એટલી વાત ખરી છે; માનસિક આધિ અને મૂર્છાનાં દષ્ટાંતો, છેતરનારાં દષ્ટાંતો; વળી રોમન કેથલિક લેખકો નિંદ્ય ભાવ-યોગનું નામ આપે છે, તેનાં પણ દષ્ટાંતો મળી આવે છે. દૈવ વિચાર, જાદુ, અસુર વિદ્યા, આવેશ અને આવા પ્રકારની ભયંકર બાબતોનો તેઓ તેમાં સમાવેશ કરે છે. એક જડવાદીને ઉત્તર આપતાં આવા નિંદ્ય પ્રકારના ભાવ-યોગને દર્શાવવો બીલકુલ જરૂરનો નથી. કારણ કે તેને મન આવી સર્વ બાબતો બાલિશચેષ્ટા સમાન હોય છે. જે કરવાનું છે તે તેની એવા પ્રકારની ખાત્રી કરી આપવાની છે, કે સંત-જોન અને સંત-પૉલ જેવા મહાન્ ભાવયોગીઓના અનુભવો, માનસિક આધિ જેવા તેમજ કપટમય એક પણ નથી. મન સબંધી વર્તમાન શાસ્ત્રીય અભ્યાસનું વલન, ભાવ-યોગની ભૂમિકાઓ ભ્રમણાઓ સમાન નથી એવું દર્શાવવા તરફ છે. એટલી યથાર્થ બાબત તરફ તેનું લક્ષ્ય દોરીને બચાવ કરવાની એક વિધિ છે. ચેતનશાસ્ત્રી પ્રૉ. જેમ્સ પોતાના " વેરાઈટીઝ-ઑફ્-રીલીજીયસ-એક્સ્પીરીઅન્સ " નામના ગ્રંથમાં લખે છે. કેમઃ—

"સારી રીતે વિકાસ પામેલી ભાવ-યોગની ભૂમિકાઓ, જે વ્યક્તિઓના અનુભવવામાં આવે છે તેમને તો તે ઘણું કરીને સંપૂર્ણ રીતે સત્તા સમાન હોય છે; આવી ભૂમિકાઓ સંપૂર્ણ રીતે આધાર સમાન હોવાનો એક પ્રકારનો તેમનો હક પણ હોય છે. ચેતન શાસ્ત્રના સત્ય સિદ્ધાંતની એક બાબત રૂપે સારી રીતે સિદ્ધ થયલી અને ખાત્રી ભર્યા પ્રકારની ભાવ-યોગની ભૂમિકાઓ જેમના અનુભવવામાં આવે છે તેમને માટે તો ઘણું કરીને સત્તા સમાન હોય છે. તેઓ "ત્યાં" પહોચે છે ' અને જાણે છે. આ વિષે બુદ્ધિ-વાદ (Rationalism) બબડયાં કરવું વૃથા છે. જો એકાદ માનવિના અનુભવમાં આવતું ભાવ-યોગનું સત્ય તેને માટે જીવવાના સાધન સમાન એક શક્તિ રૂપ નિવડે તો તેને બીજે માર્ગે જીવન ગાળવાની આજ્ઞા કરવાને મોટા ભાગના લોકને આપણને કેવા પ્રકારનો હુકમ મળ્યો છે? આપણે તેને એક કેદખાનામાં અથવા એકાદ દિવાનાશાલામાં પૂરી શકીએ, પરંતુ આપણાથી તેનું મન ફેરવી શકાશે નહિ—આ પ્રમાણે તો આપણે તેને તેની માન્યતાઓમાં વધારે દૃઢ પૂર્વક વળગાડીએ છીએ. એક સત્ય બાબત તરીકે તે આપણા જીવતોડ પ્રયત્નોને હસી કાઢે છે; ન્યાયશાસ્ત્રના દૃષ્ટિબિંદુથી તે આપણા અધિકારની હદમાંથી છટકી જાયછે."

પછીથી પ્રો જેમ્સ દર્શાવે છે કે "આપણી બુદ્ધિ-વાદની ' આગળ પડતી કહેવાતી માન્યતાઓનો આધાર, ભાવ-યોગીઓ પોતાના સિદ્ધાંતો માટે આપે છે. તેવા જ પ્રકારનો હોય છે" ઉભયે અપરોક્ષાનુભવનો આધાર શોધનારા હોય છે આવા કારણથી તે આગળ ઉપર કહે છેઃ—

"ભાવ—યોગી અભેદ..... હોય છે; આ બાબત આપણને ગમતી અથવા ના ગમતી હોય તો પણ આપણે તેને તેના માર્ગના આનંદમાં મ્હાલવા દેવો જ જોઇએ"

પરંતુ આના કરતાં પણ તેઓ આગળ વધે છે. તેઓ કહે છે, કે ભાવ—યોગીઓ, તેમના વિરોધિ માત્ર બુદ્ધિ અને ઇન્દ્રિયોના આધારવાળી બુદ્ધિવાદપરાયણ ચિત—શક્તિની સત્તાનો વિનાશ સાધે છે તેઓ આને માત્ર એક પ્રકારની ચિતશક્તિ રૂપે દર્શાવે છે. તેઓ સત્યાન્વેષણની અન્ય દિશાઓના સંભવ ખુલ્લા કરી આપે છે, આમાંના કોઈ પણ સાથે આપણામાંનું કંઈ પણ મળતું હોય તેટલી બાબતમાં આપણે દૃઢથી શ્રદ્ધા ચાલુ રાખવાની જરૂર છે.

અલબત પ્રો. જેમ્સ એટલું કબુલ કરે છે, કે બીજાઓને પોતાના અંતરમાંથી ઉપજી આવતી જરૂર ના જણાય ત્યાં સુધી તેમના અમુક પ્રકારના અનુભવને પુરાવા તરીકે બીજાઓ પાસે સ્વીકારાવવાનો ભાવ—યોગીઓનો કોઇ પણ પ્રકારનો હક નથી; પરંતુ તેઓ આ પ્રમાણે દલીલ કરે છેઃ—

—"ભાવ-યોગની દશાઓ, ભૂમિકાઓનું અસ્તિત્વજ, તેના વિરોધિ દશાઓ અથવા ભૂમિકાઓજ આપણે જે જે માનીએ તેની એકનીએક અને છેલ્લામાં છેલ્લી સ્વતંત્ર ઉપરિ અધિકારી રૂપ હોવાનો દાવો સંપૂર્ણ રીતે રદ્દ કરે છે."—

ત્યારે તેઓ એટલી બાબત ઉપર ભાર મુકીને દર્શાવે છે, કે ભાવ—યોગીઓ "એક અનુમાન વા કલ્પનાની સ્થાપના કરે છે," એટલું આપણી પાસે કબુલ કરાવવાનો તેમનો હકછે.

પછી તેઓ આગળ ચાલતાં દર્શાવે છે, કે ભાવ–યોગીઓનો પૂરાવો બુદ્ધિ–વાદીઓના પૂરાવાના વિરૂદ્ધમાં જતો નથી પરંતુ સર્વે બુદ્ધિ—વાદીઓ સ્વીકારે છે એવા પ્રકારની યથાર્થ બાબતોના માત્ર ઉંડા ભાવો જ તેઓ દર્શાવી આપે છે.

"એક નિયમ તરીકે, ભાવ યોગની દશાઓવડે ચિત્તિ–શક્તિના સાધારણ પ્રકારના બાહ્ય આધારમાં માત્ર એક પ્રકારના અતીન્દ્રિય અર્થનો ઉમેરો થાય છે. પ્રેમ અથવા લોભની ઉર્મિઓની માફક આવી દશાઓ ભૂમિકાઓ ચઢી આવતા ઉભરાઓ સમાન છે, આપણા જીવાત્માની બક્ષિસો સમાન છે; આવાં સાધન વડે આપણા સમક્ષ બાહ્ય પ્રદેશમાં આવેલી યથાર્થ બાબતો એક નવીન પ્રકારનું સ્વરૂપ ધારણ કરે છે, આપણા પ્રવૃત્તિમય જીવન સાથે નવીન પ્રકારનો સંબંધ યોજી આપે છે. આવી ભૂમિકાઓ, આવી યથાર્થ બાબતોના યથાર્થ સ્વરૂપે વિરોધમાં આવતી નથી. અથવા આપણી ઇન્દ્રિયોને તુર્તનો જ અનુભવ થતો હોય એવા કથાનો પણ નકાર ભણુતી નથી."

પ્રૉ. જેમ્સના કહેવા પ્રમાણે ભાવ–યોગી નહિ, પરંતુ બુદ્ધિ–વાદી ટીકાકારજ નિષેધકનો ભાગ બજાવે છે.

"તેના નિષેધોમાં કોઈ પ્રકારનું બલ હોતું નથી, કારણ કે જો મન એક પ્રકારનું વિશાલ, વિસ્તૃત દષ્ટિબિંદુ ધારણ કરે તો યથાર્થ બાબતોની એક પ્રકારની સ્થિતિ કોઈ કાલે ના સંભવિ શકે કે જેમાં સત્ય દષ્ટિથી નવીન અર્થનો ઉમેરો ના કરી શકાય......ભાવ–યોગની ભૂમિકાઓ કદાચ આવા શ્રેષ્ઠપ્રકારનાં દષ્ટિબિંદુઓ સંભવી શકે; મનને બાહ્ય પ્રદેશમાં એક વિશેષ વિશાલ અને પરિવ્યાપકસૃષ્ટિને નિહાળવાની બારીઓ સમાન આવી ભૂમિકાઓ છે."

સર્વે ભાવ–યોગીઓના અનુભવો સમાન પ્રકારના હોતા નથી, એટલી બાબતથી તેમના મત પ્રમાણે તેઓના પૂરાવાનાં કીમત જરા પણ ઘટી જતી નથી.

"એમ હોય તો વિશાલસૃષ્ટિનું પણ આપણી સૃષ્ટિના જેવું જ મિશ્ર બંધારણ હોવું જોઇએ. એટલું બસ છે. આપણી સૃષ્ટિમાં છે તેમ આ સૃષ્ટિમાં પણ દૈવી અને આસુરી વિભાગો, મોહક અને રક્ષક પક્ષો, યથાર્થ અનુભવો અને તેના જેવા બનાવટી દેખાવો હોય છે. બધુંએ લગભગ સમાન હોવા છતાં આવી સૃષ્ટિ વિશાલ બની જાય છે. આ સાધારણ પ્રાકૃતિક સૃષ્ટિના આપણા જેવો રીવાજ છે તેવી જ રીતે એ સૃષ્ટિના અનુભવોનો પણ આપણે પસંદ કરીને, અધિન કરીને, અદલો બદલો કરીને ઉપયોગ કરવાનો છે. આપણે અત્યારે જેવી ભૂલ કરીએ છીએ તેવા જ પ્રકારની ભૂલ પણ થવાનો સંભવ છે; છતાં એ આપીજાતના ભાવાર્થોની આવા પ્રકારની વિશાલ સૃષ્ટિને લક્ષમાં લેવી, સર્વ પ્રકારની ગૂંચવણો છતાં તેનો ઉંડો અભ્યાસ ચલાવવો, એ આપણે માટે સત્યની અંતિમ પરિપૂર્ણતા પામવામાં કદાચ જરૂરની ભૂમિકાઓ સમાન પણ હોય."

( આગળ ચાલુ. )

The Theosophist.

---

# ॥ पूर्वमीमांसादर्शन ॥

( અનુસંધાન ગતવર્ષ છેલ્લાંઅંકથી. )

આ પાદમાં વિધિનું પ્રામાણ્ય કહ્યું. તે વિધિ પ્રથમ તો પ્રત્યક્ષ અને કલ્પ્ય એવા એવા ભેદથી બે પ્રકારનો છે. પ્રત્યક્ષ વિધિ બે પ્રકારનો છે—અર્થ કર્મ વિધિ અને ગુણ કર્મ વિધિ. ગુણ કર્મ વિધિ વળી ત્રણ પ્રકારના છે, અદૃષ્ટાર્થવિધિ, દૃષ્ટાર્થવિધિ, અને દૃષ્ટાદૃષ્ટાર્થવિધિ. તેમાંનો દૃષ્ટાર્થવિધિ તથા દૃષ્ટાદૃષ્ટાર્થવિધિ બન્ને બબ્બે પ્રકારના છે તેમનાં નામ પ્રતિપત્તિ અને અપ્રતિપત્તિ છે. દૃષ્ટાર્થ પ્રતિપત્તિવિધિનું દૃષ્ટાંત એ છે કે **चात्वाले कृष्णाविषाणां प्रास्यति** યાગ માટે ચોકસ કરેલી ભૂમીમાં કાળાં શીંગડાંવાળી ગાયને લાવવી અને દૃષ્ટાદૃષ્ટાર્થ પ્રતિપત્તિ વિધિનું ઉદાહરણ એમ છે કે **आश्राये कर्म स्विष्टकृत्** અંગ કર્મમાં દેવતા તે સ્વિષ્ટકૃત અગ્નિ હોવા જોઇએ દૃષ્ટાર્થોપ્રતિપત્તિ ગુણકર્મ વિધિનું ઉદાહરણ **व्रीहीनवहंति** ડાંગર ખાંડવી જોઇએ. અને દૃષ્ટાદૃષ્ટાર્થાપ્રતિપત્તિ ગુણકર્મવિધિનું ઉદાહરણ **पुरोडाशं प्रथयति** પીંડ કરીને તેનો પુરોડાશ થાપીને કરવો, એ છે.

પુનઃ ઉત્પત્તિવિધિ, વિનિયોગવિધિ, પ્રયોગવિધિ. ને અધિકારવિધિ, એમ વિધિ ચાર પ્રકારના છે, અને પ્રત્યેકના, કૃત્વર્થ, પુરૂષાર્થ એમ બબ્બે પ્રકાર છે.

કૃત્વર્થ ઉત્પત્તિ વિધિનું ઉદાહરણ **समिधोयजति** સમિધને હોમવું એ છે; અને પુરૂષાર્થ ઉત્પત્તિવિધિનું ઉદાહરણ **अग्निहोत्रं जुहोति** અગ્નિહોત્ર નામના યાગવડે ઇષ્ટની ભાવના કરવી એ છે. કૃત્વર્થવિનિયોગવિધિનું ઉદાહરણ **व्रीहीन्प्रोक्षति** ડાંગરને પ્રોક્ષણ કરવું જોઇએ એ છે, અને પુરૂષાર્થવિનિયોગવિધિનું ઉદાહરણ **याजयेत् अध्यापयेत्** દ્રવ્યની ઇચ્છાવાળાએ યાગ કરાવવો, અધ્યાપન કરાવવું એ છે. કૃત્વર્થપ્રયોગવિધિનું ઉદાહરણ **आरंम्भणीयया इष्ट्या यजेत** આરંભણીય નામની ઇષ્ટિવડે ઇષ્ટની ભાવના કરવી એ છે, અને પુરૂષાર્થપ્રયોગવિધિ બે પ્રકારના છે,—એક પુરૂષાર્થ અવાન્તર પ્રયોગવિધિ એનું ઉદાહરણ **पौर्णमास्यां पौर्णमास्या यजेत, अमावास्यायां अमावास्यया यजेत** પૂર્ણિમાને દિવસે પૂર્ણમાસ્યા નામના યાગવડે ઇષ્ટની ભાવના કરવી. અમાવાસ્યાને દિવસે અમાવાસ્યા નામના યાગવડે ઇષ્ટની ભાવના કરવી એ છે, અને બીજો પુરૂષાર્થ મહા પ્રયોગવિધિનું ઉદાહરણ **समेदर्शपौर्णमासाभ्याम स्वर्गकामोयजेत** આગ્નેયાદિ ત્રણ યાગવાળો દર્શ અને આગ્નેયાદિ ત્રણયાગવાળો પૌર્ણમાસ્ય યાગ એ બંને યાગવડે સ્વર્ગની ઇચ્છાવાળાએ ઇષ્ટની ભાવના કરવી.

કૃત્વર્થ અધિકારવિધિ બે પ્રકારના છે.—એક નૈમિત્તિક હોઇને અદોષ નિર્ધાતાર્થ એનું ઉદાહરણ **भिन्नेजुहोति** પુરોડાશ કપાલ ફાટી જાય ત્યારે હોમ કરવો જોઇએ એ છે, ને બીજો નૈમિત્તિક નહીં હોઇને સદોષ નિર્ધાતાર્થ કૃત્વર્થ અધિકારવિધિ એનું ઉદાહરણ **हिंस्यात्, परदाराम् गच्छेत्** હિંસા કરવી. પરદારગમન કરવુ એ છે. તથા પુરૂષાર્થઅધિકારવિધિ

ત્રણ પ્રકારના છે—કામ્ય, નૈમિત્તિક, અને સંવલિત............તેમાંના કામ્ય બે પ્રકારના છે; એક તો કર્મફલસંબન્ધપર જેનું ઉદાહરણ दर्शपौर्णमासाभ्याम् स्वर्गकामो यजेत એ છે અને બીજો ગુણફલસંબન્ધપર કામ્યપુરૂષાર્થાધિકારવિધિ. તેનું ઉદાહરણ दध्नेन्द्रिय कामस्य जुहुयात् ઇન્દ્રિય કામનાવાળા પુરૂષે અગ્નિહોત્ર યાગમાં દહીંરૂપ ગુણવડે ઇષ્ટની ભાવના કરવી એ છે.

નૈમિત્તિકપુરૂષાર્થાધિકારવિધિ બે પ્રકારના છે, એક તો નિયતનિમિત્તક જેનું ઉદાહરણ यावज्जीवमग्निहोत्रं जुहोति અહરયે જીવન નિમિતક અગ્નિહોત્ર કરવું જોઇએ એ છે, અને બીજો અનિયતનિમિત્તકપુરૂષાર્થાધિકારવિધિ, તેનું ઉદાહરણ यस्याहिताग्नेरग्निर्गृहान्दहेत् क्षामवतेऽग्नेपुरोडाशमष्टाकपालं निर्वपेत् આહિતાગ્નિવાળા અગ્નિહોત્રિનું ઘર અગ્નિથી બળી જાય તો ક્ષામવત્ ગુણવાળા અગ્નિદેવતાને માટે આઠ કપાલમાં સંસ્કાર કરેલા પુરોડાશનો હોમ કરવો જોઇએ.

. સંવલિત પુરૂષાર્થાધિકાર વિધિના બે પ્રકાર છે. એક તો નિમિત્તજન્ય દોષનાશફલ સંવલિત, અને બીજો ઇતરફલસંવલિત. તેમાં વળી પ્હેલાના બે વિભાગ છે. એક વિહિતાતિક્રમનિમિત્તક જેનું ઉદાહરણ यो अमावास्यां पौर्णमासीं चातिपातयेदग्नये पथिकृतेऽष्टाकपालं निर्वपेत् જે અગ્નિહોત્રી પુરૂષ અમાવાસ્યા અને પૂર્ણમાસી યાગોનો (અતિપાત) નિયમનું ઉલ્લંઘન કરે તેને પથિકૃત ગુણવાળા અગ્નિદેવતાને માટે આઠ કપાલમાં સંસ્કાર કરેલ પુરોડાશનો (નિર્વાપ) હોમ કરે, એ છે, અને બીજો વિભાગ નિષિદ્ધાચરણ નિમિત્તક છે, તેનું ઉદાહરણ એ છે કે यद्येकं यूपमुपस्पृशेत् एषते वायो इति पठेत् એકાદ (યૂપ) યજ્ઞ સ્થંભને સ્પર્શ કરે તો તેના પ્રાયશ્ચિત બદલ एषते वायो એ મંત્રનો પાઠ કરે, ઇતરફલસંવલિત પુરૂષાર્થાધિકારવિધિનું ઉદાહરણ એ છે કે वैश्वानरं द्वादश कपालं निर्वपेत् पुत्रेजाते પુત્ર જન્મ પછી વૈશ્વાનર દેવતા સંબન્ધિ બાર કપાલમા સંસ્કાર કરેલ પુરોડાશનો નિર્વાપ કરે, ઇત્યાદિ

પુનઃ પ્રકારાન્તરથી વિધિના અગિયાર વિભાગ છે, સામાન્યવિધિ, વિશેષવિધિ, પ્રતિપ્રસવવિધિ, અભ્યનુજ્ઞાવિધિ, ઉપસંહારવિધિ, વ્યવસ્થાવિધિ, પર્યુદાસવિધિ, અભાવવિધિ, સાધારણવિધિ, ઉત્કર્ષવિધિ, ને અપકર્ષવિધિ. તેમાંના પ્રતિપ્રસવ, અને અભ્યનુજ્ઞાવિધિ કેટલાકના મતમાં એકજ છે જેમના મતમાં ભેદ છે તેનાં ઉદાહરણ કે षण्णांतु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका । याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥ પઠનપાઠન, યજન યાજન, અને દાન પ્રતિગ્રહ એ ૭ કર્મમાંનાં પાઠન, યાજન અને પવિત્ર પુરૂષનો પ્રતિગ્રહ એ ત્રણ કર્મો આજીવિકાને માટે છે, એ અભ્યનુજ્ઞા વિધિ છે, અને क्रीतराजको भोज्यान्नः દીકરો વેચાતો લેવાથી રાજા થયલાનું અન્ન અભોજ્ય છે કિંવા સોમલતાને વેચનારનું અન્ન અભોજ્ય છે, એ પ્રતિપ્રસવ વિધિ છે.

એ અગિઆર વિધિઓ ક્રત્વર્થ અને પુરૂષાર્થ એમ બબે પ્રકારના છે. તેમાં आहव

नित्ये जुहोति આહવનિય અને કે હોમ કરવો જોઇએ, કૃત્વર્થ સામાન્ય વિધિનું ઉદાહરણછે; वृष्टिकामोयजेत વૃષ્ટિની કામના વાળાએ યાગ કરવો જોઇએ, એ પુરષાર્થ સામાન્ય વિધિનું ઉદાહરણ છે; पदेपदे जुहोति ઘોડાને ડગલે ડગલે અશ્વધ યાજીએ હોમ કરવો જોઇએ, એ કૃત્વર્થ વિશેષ વિધિ છે; अथयइच्छेदुहिता मे पण्डिता जायेत सर्वमायुरीयादिति तिलौदनं पाचयित्वा सर्पिष्मन्त मश्नीयात तामीश्वरो जनयीतवै ॥ મ્હને પંડિતા પુત્રિ થાય એમ જેની ઇચ્છા હોય તેણે सर्वमायुरीयात् વિગેરે મંત્રો નો પાઠ કરીને તલ ચોખાની ખીચડી રાંધી ઘી નાંખીને ગૃહિણીને ખવડાવવી જોઇએ, તો ઇશ્વર એવી પુત્રી આપે, એ પુરષાર્થવિશેષવિધિ છે; पूषाप्रपिष्टभागः પૂષા દેવતા દાંત વગરના હોવાથી પુરોડાશનો વચલો લોટ વાળો ભાગ તેમને દેવો જોઇએ, એ કૃત્વર્થપ્રતિપ્રસવવિધિછે; ग्रहणेषु श्राद्धमाचरेत् ગ્રહણમાં શ્રાદ્ધ કરવું જોઇએ, એ પુરષાર્થ પ્રતિપ્રસવવિધિછે;

વળી પ્રતિપ્રસવ વિધિ પાંચ પ્રકારના છે:—લુપ્તાર્થ પ્રતિપ્રસવ, ભૂતાનિષિદ્ધ પ્રતિપ્રસવ, પર્યુદસ્તપ્રતિપ્રસવ, નિયમવિધિદ્વારા વ્યાવર્તિતવિષય પ્રતિપ્રસવ, અને પરિસંખ્યા દ્વારા વ્યાવર્તિત વિષય પ્રતિપ્રસવ. તેમાં पूषाप्रपिष्टभागः કિંવા कृष्णलचरौ घृतं श्रपयति સુવર્ણના ચરૂમાં ઘી તાવવું જોઇએ, એ બે પ્રથમ પ્રકારના પ્રતિપ્રસવ વિધિનાં ઉદાહરણ છે; ग्रहणेषु श्राद्धमाचरेत् એ બીજા પ્રકારના પ્રતિપ્રસવ વિધિનું ઉદાહરણ છે; अग्निषोमीयंपशुमालमेत અગ્નિષોમ દેવતા સંબન્ધિ પશુનું આલભન કરવું જોઇએ એ પ્રતિપ્રસવ વિધિ, माहिंस्यात्सर्वाभूतानि કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહીં એ નિષેધને લીધે સિદ્ધ છે, અને તે નિષિદ્ધ પ્રતિપ્રસવનું શ્રૌત ઉદાહરણછે. वृतैरेवार्त्विज्यं कर्तव्यं વરણ કરેલા બ્રાહ્મણો પાસે ઋત્વિજનું કર્મ કરાવવું જોઇએ. એ પર્યુદસ્ત પ્રસવ વિધિ છે, તે વરણ નિયમમાં વરણ નહીં કરેલા બ્રાહ્મણોની વ્યાવૃત્તિ માટે વરણ નહીં કરેલા બ્રાહ્મણ સામિધેની ઋચાઓ ભણેછે એ વાકયથી વરણ નહીં કરેલા હોતાને પણ પ્રતિપ્રસવ થાયછે, એ ત્રીજા વિધિનું ઉદાહરણછે. हृदयस्याग्रे अवद्यति હૃદયના અગ્રભાગમાં અવદાન કરવું જોઇએ, એ પરિસંખ્યાદ્વારા વ્યાર્ત્તિતવિષય પ્રતિપ્રસવવિધિનું ઉદાહરણ છે.

અગિયારમાંનો ચોથો વિભાગ જે અભ્યનુજ્ઞાવિધિ તેના પુરષાર્થ ભેદનું ઉદાહરણ क्रीतराजको भमोज्यान्नः છે; અને તેના કૃત્વર્થ ભેદનું ઉદાહરણ આગળ કહેવામાં આવશે.

પુનઃ અભ્યનુજ્ઞાવિધિ બેપ્રકારના છે. એક અવ્યાવર્ત્તવિષય અને બીજા વ્યાવર્ત્ત વિષય. તેમાંના પ્રથમનું ઉદાહરણ वर्णानांतु कर्मणामस्य એ છે. અને વ્યાવર્ત્ત અભ્યનુજ્ઞા વિધિ પાંચ પ્રકારનાછે: નિષિદ્ધ વિષય, પર્યુદસ્ત વિષય, અનિયમ વ્યાવર્ત્તિત વિષય, પરિસંખ્યા વ્યાવર્ત્તિત વિષય, અને ઉપસંહાર વ્યાવર્ત્તિત વિષય. તેમાંનો નિષિદ્ધ વિષય વ્યાવર્ત્ત અભ્યનુજ્ઞા વિધિ વળી બે પ્રકારનાછે. એક સામાન્યરૂપ, તેનું ઉદાહરણ नदीक्षितस्याश्नव-श्रियात યાગમાં દીક્ષા લીધેલા પુરૂષનું અન્ન નહીં ખાવું જોઇએ; તેમજ जीवितात्य यमापन्नो योऽन्नमत्तियतस्ततः आकाश मिवपंकेन न स पापेन लिप्यते ॥ અન્ન નહીં મળવાથી મરણ સમય આવેતો ગમે તેનું પણ અન્ન ખાઈ નિર્વાહ કરવો, એમ કર

વો એમ કરવાથી કર્તા આકાશની જેમ પાપથી નિર્લેપજ રહેછે, એ પણ ઉદાહરણછે. અને બીજો વિશેષ રૂપ, તેનું ઉદાહરણ **क्रीतराजको अभोज्यान्नः** છે.

બીજો પર્યુદસ્ત વિષય વ્યાવર્ત્તઅભ્યનુજ્ઞાવિધિ પણ બે પ્રકારના છે એક સામાન્યરૂપ તેનું ઉદાહરણ **यजमानस्य मद्दे अशितव्यम्** યજમાનને ઘેરજ ખાવું જોઇએ, એછે; અને બીજો વિશેષ રૂપ; ને તેનું ઉદાહરણ **अशितव्यं वपायां हुतायाम** વપાનો હોમ થયા પછી ભાજન કરવું જોઇએ; એ છે.

ત્રીજો અનિયમ વ્યાવર્ત્તિતવિષય અભ્યનુજ્ઞાવિધિનું ઉદાહરણ **अजीवंस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा । जीवेत्क्षत्रिय धर्मेण** બ્રાહ્મણને પોતાના કર્મથી આજીવિકા નહીં ચાલે તો ક્ષત્રિય ધર્મ વડે આજીવિકા ચલાવવી એ છે

ચોથો પરિસંખ્યાવ્યાવર્ત્તિતવિષય અભ્યનુજ્ઞા વિધિનું ઉદાહરણ **पंच पंच नखाभक्ष्या** પાચ નખવાળા શશલાદિ પાંચ પ્રાણિઓમાંથી ભક્ષણ કરવું તે માત્ર અન્નને અભાવેજ એ છે.

અને પાંચમો ઉપસંહારનું ઉદાહરણ **भवत्पूर्वां ब्राह्मणोभिक्षेत** બ્રાહ્મણ વર્ણના બ્રહ્મચારીએ ભિક્ષા માગતાં " ભવતિ ભિક્ષાં દેહિ " એમ ભવત્ શબ્દ પહેલો બોલવો.

અગિયાર વિભાગમાંના પાંચમા ઉપસંહાર વિધિના પણ ક્રત્વર્થ ને પુરૂષાર્થ બે પ્રકાર છે **आग्नेयंचतुर्धाकरोति** અગ્નિ દેવતા સંબન્ધિ પુરોડાશના ચાર વિભાગ કરવા એ ક્રત્વર્થનું ઉદાહરણ છે. અને **ब्रह्महा द्वादशाब्दानि भैक्षचर्यंचरेत्** બ્રહ્મહત્યા કરનારો બાર વર્ષ નર કપાલમાં ભિક્ષાટન કરી ખાય એ પુરૂષાર્થ ઉપસંહાર વિધિનું ઉદાહરણ છે. પુનઃ ઉપસંહાર વિધિ નિયમિત ને અનિયમિત ભેદથી બે પ્રકારના છે; **आग्नेयं चतुर्धाकरोति** એ નિયમિતનું ઉદાહરણ છે; અને **यजुर्युक्तंरथमध्वर्यवे ददाति** પ્રકાશવાળો રથ અધ્વર્યુને દાનમાં આપવો એ અનિયમિતનું ઉદાહરણ છે.

છઠ્ઠો વ્યવસ્થાવિધિ ક્રત્વર્થ પુરૂષાર્થ ભેદથી બે પ્રકારનો છે. **वार्त्रघ्नी पौर्णमास्या मनुच्येते वृधन्वति अमावास्याम** પૌર્ણમાસીને દીવસે વર્તૃઘ્ની ઋચા ભણવી, ને અમાવાસ્યાને દીવસે વૃધન્વતિ ઋચાઓ ભણવી એ ક્રત્વર્થનું ઉદાહરણ છે, અને **क्षयाहेपर्वण्येकोद्दिष्टकुर्यात्** પર્વને દીવસે ક્ષય તિથિ હોય તો એકોદિષ્ટ શ્રાદ્ધ કરવું એ પુરૂષાર્થ વ્યવસ્થાવિધિનું ઉદાહરણ છે, પુનઃ વ્યવસ્થાવિધિ ત્રણ પ્રકારના છે; ઉભેપ્રાપ્ત, અનુભેપ્રાપ્ત; અને અન્યતરપ્રાપ્ત, તેમાં પ્હેલાનું ઉદાહરણ **वार्त्रघ्नी पौर्णमास्या मनुच्येते** છે, ને બીજાનું **चतुर्होत्रापौर्णमासीमभिमृशेत् पंचहोत्रामावास्याम्** પૂર્ણમાસીમાં ચાર હોતા અને અમાવાસ્યામાં પાંચ હોતા વડે અભિમર્શણ સંસ્કાર કરે, એ ઉદાહરણ છે, અને ત્રીજાનું ઉદાહરણ **प्रयाजस्तनूनपादन्येषां नाराशंसमिन्वाह** પ્રયાજનો તનૂનપાતથી ભિન્ન સમિંદાદિ યાગમાં નારાશંસી નામની ઋચાઓ ભણવી ઇત્યાદિ છે.

પુનઃ વ્યવસ્થાવિધિ બે પ્રકારના છે એક ન્યાયગમ્ય ને બીજો વાચનિકી તેમાં પ્હેલાનું ઉદાહરણ **आज्यंप्रलापयति** ઘીને ઓગળાવવું જોઇએ; અને વાચનિકી વ્યવસ્થાવિધિ પાંચ પ્રકારના છે; દેશતોવ્યવસ્થા: કાલતોવ્યવસ્થા, કર્મતોવ્યવસ્થા, ફલતો

વ્યવસ્થા અને નિમિત્તતોવ્યવસ્થાઃ अध्वर्युः अग्नीद्धविर्भ्यासादयति અધ્વર્યુએ આહવિર્ભાગનું આસાદન કરવું જોઇએ, અને તે ઉત્તર દિશામાં લઈ જવાનું હોય છે, માટે દેશતોવ્યવસ્થાનું ઉદાહરણ છે, તેમજ नर्मदोत्तरभागेतु कर्त्तव्यं सिंहयुक्तके कुलीरेसंस्थिते भानावुपाकुर्याच्चदक्षिणे નર્મદાની ઉત્તરમાં ઉપાકર્મ સિંહસ્થ સૂર્યમાં કરવું. ને નર્મદાની દક્ષિણમાં કર્કસ્થ સૂર્યમાં ઉપાકર્મ કરવું; કાલતોવ્યવસ્થાનું ઉદાહરણ वसन्ते ब्राह्मणोऽग्निमादधीत । ग्रीष्मे राजन्यः । शरदीवैश्यः । वर्षासुरथकारः સોમયાગ માટે બ્રાહ્મણે વસન્ત ઋતુમાં આહવનીયાગ્નિનું આઘાન કરવું, ક્ષત્રીયે ગ્રીષ્મ ઋતુનાં, વૈશ્યે શરદઋતુમાં, અને સુથારે વર્ષાકાળમાં છેઃ समुद्रं मनसाध्यायेत् રથંતર સામની સ્તુતિ કરતી વેળા મનવડે સમુદ્રનું ધ્યાન કરવું, એ કર્મતોવ્યવસ્થાનું ઉદાહરણ છે; मृण्मयेनप्रतिष्ठा कामस्य प्रणयेत् । कांस्येन ब्रह्मवर्चस कामस्य । ગોદોહનમાં પ્રતિષ્ઠાની ઇચ્છાવાળાએ માટીના પાત્રમાં પાણી લાવવું જોઇએ, અને બ્રહ્મવર્ચસ કામનાવાળાએ કાંસાના વાસણમાં. એ ફલતોવ્યવસ્થાનું ઉદાહરણ છે; અને तृणामकृत चूड नामशुद्धिर्निशिस्मृता । निर्वृत्त चूडकानां तु त्रिराड्याच्छुद्धिरिष्यते । ચુડાકર્મ નહીં કરેલા બાળકના મરણનું સૂતક એક રાત્રિનું હોય છે. ને ચુડાકર્મ કરેલાનું સૂતક ત્રણ રાત પાળવું જોઇએ, એ નિમિત્તતોવ્યવસ્થાવિધિનું ઉદાહરણ છે. કેટલાકના મતમાં કર્મતોવ્યવસ્થા અને સંસ્કાર્યતોવ્યવસ્થા એમ બે વધુ પ્રકાર પણ છે. તેમાં पयोव्रतं ब्राह्मणस्य। यवागुराजन्यस्य યાગમાં દીક્ષિત બ્રાહ્મણે દુધ પીને રહેવું જોઇએ, ને ક્ષત્રિયએ કાંજી પીને રહેવું, એ પ્હેલાનું ઉદાહરણ છે; અને गर्भाष्टमेऽब्देकुर्वीत ब्राह्मणस्योपनायनम् गर्भादेकादशेराज्ञो गर्भात्तुद्वादशेविशः ગર્ભથી માંડીને આઠમે વર્ષે બ્રાહ્મણને જનોઇ દેવું, ક્ષત્રીને અગિયારમે વર્ષે, અને વૈશ્યને બારમે વર્ષે, એ સંસ્કાર્યતોવ્યવસ્થાનું ઉદાહરણ છે.

ક્રત્વર્થપર્યુદાસવિધિનું यजति तु ये यजामहं करोति नानुयाजेषु । प्रकृतिवद्विकृति कर्त्तव्यः પ્રકૃતિયાગની જેમ વિકૃતિ યાગ કરવો જોઇએ એને ચોદના વિધિ કહે છે તેથી દર્શપૌર્ણમાસરૂપ પ્રકૃતિયાગમાં પ્રયાજને અનુયાજાદિ વિકૃતિયાગો હોય છે તેમાં समिधोयजति ઇત્યાદિ મંત્ર ભણીને પાંચ પ્રયાજયાગ કરવાના હોય છે તેમાં यजति બોલવાને બદલે येयजामहे બોલવા જોઇએ છે, પણ અનુયાજ નામના વિકૃતિયાગમાં તેવો ફેરફાર નહીં કરવો, એ ઉદાહરણ છે; અને પુરૂષાર્થ પર્યુદાસવિધિનું नेक्षेतोद्यन्तमादित्यं બ્રહ્મચારીએ ઉગતા સૂર્યને જોવો જોઇએનહીં, મતલબ ઇક્ષણ વર્જ્યજ ધ્યાનાદિ ક્રિયાઓ કરવી જોઇએ. એ છે આ પુરૂષાર્થ પર્યુદાસવિધિને સ્વતન્ત્રપર્યુદાસવિધિ પણ કહેછે. અને ક્રત્વર્થપર્યુદાસને ઉદ્દેશ્ય વિશેષણ પરતંત્ર પર્યુદાસવિધિ પણ કહે છે.

પુનઃ પર્યુદાસ વિધેય વિશેષણત્વનામથી એક પ્રકારનો છે તેનું ઉદાહરણ नार्षेयं वृणिते યજમાને સપિણ્ડિનું યાગમાં વરણ કરવું નહીં.

પુનઃ પર્યુદાસવિધિ સોળપ્રકારનો છે, તેમનાં ઉદાહરણને સ્વરૂપ નિષેધના પ્રકરણમાં કહેવાશે.

ક્રત્વર્થઅભાવવિધિનું ઉદાહરણ अग्न्यभावे विप्रस्यपाणावेवोपपादयेत् અગ્નિના અભાવમાં બ્રાહ્મણના હાથમાંજ શ્રાદ્ધના પિણ્ડ નિવેદન કરીને આપવા.

પુરૂષાર્થ અભાવવિધિનું **सत्रायागूर्यविश्वजितायजेत** સત્રયાગના ગાયવાળા યજમાને વિશ્વજીત નામના યાગવડે ઇષ્ટની ભાવના કરવી.

સાધારણ્ય વિધિ બે પ્રકારના છે, એક વિનિયોગ સાધારણ્ય અને બીજો અનુષ્ઠાન સાધારણ્ય **यदादित्यायां यर्हिस्तदुपसदांतदग्निषोमीयस्य** આદિત્યેષ્ટિમાં વાપરેલો દર્ભજ ઉપસદયાગમાં અને અગ્નિષોમયાગમાં વાપરવો જોઇએ, એ પ્રથમનું ઉદાહરણ છે; અને **दीक्षासुयूपंछिनत्ति** અગ્નિષોમિય દીક્ષામાં યૂપનું છેદન કરવું જોઇએ, એ બીજાનું ઉદાહરણ છે.

ઉત્કર્ષવિધિનું ઉદાહરણ **आग्निमारुतादुर्ध्वं अनुयाजैश्चरन्ति** અગ્નિ મારૂત દેવતાનું કર્મ કર્યા પછી અનુયાજ નામનો યાગ કરવો જોઇએ છે.

અપકર્ષવિધિનું ઉદાહરણ પણ **दीक्षासुयूपंछिनत्ति** છે.

પુનઃ સામાન્યાદિ અગિયાર પ્રકારના વિધિ દ્દષ્ટાર્થ અને અદ્દષ્ટાર્થ ભેદથી બબે પ્રકારના છે, ને તે દ્દષ્ટ અદ્દષ્ટ ફળ ઉપરથી તેમનાં ઉદાહરણો સમજી લેવાં.

વળી પ્રકારાન્તરે વિધિ આઠ પ્રકારના છેઃ—ધાત્વર્થમાત્રવિધિ, સગુણધાત્વર્થવિધિ, કિંચિતઉદ્દિશ્યધાત્વર્થવિધિ, વિશિષ્ટધાત્વર્થવિધિ, ધાત્વર્થઉદ્દેશેનઅન્યવિધિ, ધાત્વર્થે અન્યયોઃ સંબંધવિધિ, ધાત્વર્થાનુરક્તેનપ્રત્યયેનઅન્યયોઃસંબંધવિધિ અને ધાત્વર્થ પરિત્યાગેન અન્યયોઃ સંબંધવિધિ. તેમનાં ઉદાહરણો દ્વિતીયાધ્યાયમાં કહેવાશે.

પુનઃ વિધિ ત્રણ પ્રકારના છેઃ—અપૂર્વવિધિ, નિયમવિધિ, અને પરિસંખ્યાવિધિ, એ ત્રણે વિધિ વળી ચાર ચાર પ્રકારના છેઃ—જાતિવિધિ, દ્રવ્યવિધિ, ગુણવિધિ, અને ક્રિયાવિધિ. **खादिरंवीर्यकामस्ययूपंकुर्वीत** બળની ઇચ્છાવાળાએ ખેરનો યજ્ઞ સ્તમ્ભ કરવો, એ જાત્યપૂર્વવિધિ છે. **गोदोहेन पशुकामस्यप्रणयेत्** એ દ્રવ્યાપૂર્વવિધિ છે; **यदिकामयतवार्षुकः पर्जन्यस्यान्नीचस्सदेस्मिनुयात्** જો વર્ષાદની ઇચ્છા કરે તો **सदो** નામનો મંડપ નીચો કરવો, એ ગુણાપૂર્વવિધિ છે; **अग्निहोत्रं जुहोति.** એ ક્રિયા પૂર્વવિધિ છે. એ ક્રિયા અપૂર્વ વિધિ દ્દષ્ટાર્થ અદ્દષ્ટાર્થ ભેદથી બે પ્રકારનો છે. તેમાં **दध्ना-जुहुयात् इंद्रियकामः** ઇન્દ્રિય કામનાવાળાએ અગ્નિહોત્રમાં દહીં યાગવડે ઇષ્ટની ભાવના કરવી, એ દ્દષ્ટાર્થ છે; અને અદ્દષ્ટાર્થ ક્રિયાવિધિને દેવતાવિધિ કહે છે તે પાંચ પ્રકારના છેઃ—તદ્ધિત, ચતુર્થી, મંત્રવર્ણ, દ્વિતીયા, અને અર્થવાદ, તેમનાં ઉદાહરણ જ્યાં જ્યાં આવશે ત્યાં કહેવાશે. પુનઃ અપૂર્વ વિધિ બે પ્રકારના છે; ક્રત્વર્થ અને પુરૂષાર્થઃ **समिधोयजति** એ ક્રત્વર્થ, અને *अग्निहोत्रंजुहोति* એ પુરૂષાર્થ છે.

નિયમવિધિ ત્રણ પ્રકારના છેઃ પ્રતિનિયમવિધિ, પ્રતિપત્તિવિધિ અને ઉભયાતિરિક્તવિધિ. તેમાંનો પ્રતિનિયમવિધિ જાત્યાદિ ચાર પ્રકારના છેઃ **कुन्माषान्यजति** કુન્માષ નામના અન્નવડે યાગ કરવો, એ જાતિ પ્રતિનિયમ છે; **यदिमप्राप्दीक्षितानामप्रमीयेत योऽस्यनेदिष्ठः स्यात्तंतस्यस्थानेऽस्थापयेत्** જો યાગમાં દીક્ષિત પુરૂષ મરણ પામે તો

તેના નજીકના સંબંધિથી તેનું કામ લેવું. તથા **यद्युपाकृतपशुपलायेत अन्यतद्वर्णं तद्वयसमानयेत्** એમાં મરનાર પુરૂષ અને ભાગી જનાર પશુ એ દ્રવ્યો છે: **यदि कृष्ण सारङ्गनविद्देदथो अपि लोहित सारंगः स्यात्** જો કાતીયજ્ઞમાંવાળાતે કૃષ્ણ સારંગ નહીં મળે તો રાતો સારંગ લાવવો, એમાં કાળો ને રાતો એ ગુણ છે; **दक्षिणेहस्ते जुहूमासादयति** એમાં જમણે હાથે જુહુ લેવી એ ક્રિયા છે. એ સારે કૃત્વર્થવિધિરૂપ છે, તે પુરૂષાર્થ રૂપ નથી.

પ્રતિપત્તિ વિધિ ત્રણ પ્રકારનાછે: દષ્ટાર્થ, અદષ્ટાર્થ, અને ઉભયાર્થ. **चत्वाले कृष्णाविषाणां प्रास्यति** યજ્ઞશાળામાં કાળા શીંગડાં વાળું મૃગચર્મ મુકી દેવું; એ દષ્ટાર્થ છે: **अग्नये स्विष्टकृते जुहोति**, એદષ્ટાર્થ છે, ને ચતુર્થી વિભક્તિથી ચતુર્થી દેવતા અપૂર્વ વિધિનું પણ ઉદાહરણછે; ઉભયાર્થનું ફળ ઉપરથી સમજી લેવું. પ્રતિપત્તિ વિધિના ઘણે પ્રકારે વિભાગ છે તે વાર્તિક, ન્યાયસુધા વગેરેમાં પ્રસિદ્ધછે.

પરિસંખ્યાવિધિ બે પ્રકારનાછે. શેષિ, અને શેષ. **इमामगृभ्णं रशनामृतस्ये त्यश्वाभिधानीमादत्ते.** ઇમામગૃભ્ણં એ મંત્ર ભણીને ઘોડાની લગામ હાથમાં લેવી. એમાં ગર્ધભરશનાની વ્યાવર્તિ હોવાથી શેષિ પરિસંખ્યા છે; ને **हृदयस्याग्रे अवद्यति** હૃદયની પાસે અવદાન કરવું, એ શેષ પરિસંખ્યાવિધિછે. પુનઃ પરિસંખ્યાવિધિ બે પ્રકારના છે. શાબ્દિ અને આર્થિ. **त्रीणिहवै यज्ञस्योदराणि** યજ્ઞનાં ત્રણ સ્થાનો છે.—ગાયત્રી, ત્રિષ્ટુપ અને અનુષ્ટુપ, તેનાથી અવાપ, ને ઉદ્ધાપ કરવા જોઇએ, એ શાબ્દિ છે, ને આર્થિ વળી બે પ્રકારના છે, પ્રાપ્ત, અને અપ્રાપ્ત. **यवैर्वातण्डुलैर्वाजुहुयात्** એ પ્રાપ્તનું ઉદાહરણછે, અને અપ્રાપ્ત પરિસંખ્યા તો પૂર્વપક્ષજછે તેનું ઉદાહરણ ઉપલબ્ધ નથી અને શબર સ્વામીના મતમાં પરિસંખ્યાવિધિ મુદલ છેજ નહીં.

એ પરિસંખ્યાવિધિ પુનઃ કૃત્વર્થ પુરૂષાર્થ ભેદથી બે પ્રકારના છે. **इमामगृभ्णं** એ કૃત્વર્થછે, અને **पंचपंचनखाभक्ष्याः** એ પુરૂષાર્થ પરિસંખ્યાવિધિનું ઉદાહરણ છે.

પુનઃ પ્રકારાન્તરે વિધિ નવ પ્રકારના છે.—અધ્યાહાર, વિપરિણામ, વ્યવહિતકલ્પના, વ્યવધારણ કલ્પના, ગુણકલ્પના, અનુષંગ, યંદિશબ્દપરિત્યાગ, રૂઅધ્યાહાર, ને હેતુહેતુમત **विश्वजिता यजेत** એમાં **स्वर्ग काम** પદનો અધ્યાહાર હોવાથી પ્હેલાનું ઉદાહરણછે; **सक्तून् जुहुयात्** એમાં **सक्तूना** કરીને વિભક્તિનું વિપરિણામ છે. માટે બીજાનું ઉદાહરણ છે, **प्रतितिष्ठन्ति ह्वायएता रात्रीरूपयन्ति** જે સોમ યાગના કામમાં રાત્રી વાપરે તે પ્રતિષ્ઠાને પામે છે, તેમાં **येप्रतितिष्ठन्ति ते एतारात्री रूपयन्ति** એમ વ્યવહિત પદનો સમન્વય હોવાથી એ ત્રીજાનું ઉદાહરણ છે; **उच्चैर्ऋचा क्रियते** ઋચાઓ ભણવી મ્હોટે સ્વરે બોલવી એ ઉપક્રમ છે ને ઉપસંહારમાં પણ કલ્પના કરવાની હોવાથી ચોથાનું ઉદાહરણછે; **सृष्टीरूपदधाति** ઇંટો ગોઠવવી જોઇએ એ ગુણ કલ્પના છે; અનુષંગ વિધિ બે પ્રકારના છે,—એક **पुरस्तादनुषंग** ને બીજો **परस्तादनुषंग**, તેમાં પ્હેલાનું ઉદાહરણછે કે **यदि ब्राह्मणो यजेत बार्हस्पत्यं मध्ये निधायाहुति माहुतिंहुत्वा तमभिघारयेत् । यदिराजन्य ऐन्द्रम् । यदिवैश्यो वैश्वदेवम्** એમાં **ऐन्द्रं** અને **वैश्व**-

येषं એ બંને પદની પછી પૂર્વોક્ત मरुदे निपाव પદનો અનુષંગ કરવાનો છે, અને अथैष ज्योतिः, अथैष विश्वज्योतिः, अथैष सर्वज्योतिः, एतेनसहस्रदक्षिणेनयजेत એ વાક્યમાં एतेन વગેરે વાક્યની આગલ્યાં ત્રણે વાક્યોમાં અનુવૃત્તિ કરવાની છે, માટે તે પરસ્તાદનુષંગ વિધિ છે; यदि ब्राह्मणोयजेत એમાં यदि શબ્દનો લાભ કરવાનોછે, यद्दिरोचेतरथंतर सामासोमस्यात् એ આઠમાનું ઉદાહરણ છે; અને ऐन्द्र वायवानग्रहानगृह्णीयात् ઇન્દ્ર વાયુ દેવતા સંબંધી સોમરસ પાત્રનું ગ્રહણ કરવું તેનું ફળ રથંતર સામનું કર્તવ્ય પણું છે તે નવમાનું ઉદાહરણ છે.

એ પ્રમાણે પ્રત્યક્ષ વિધિનું સંક્ષેપથી વર્ણન થયું. હવે કલ્પ્ય વિધિનું સ્વરૂપ કહેવાશે.

જે સ્થળે પ્રત્યક્ષવિધિ ઉપલબ્ધ ન હોય ને સ્મૃતિ અથવા શિષ્ટાચાર માત્ર હોય તે સ્થળે તે વિધિને માટે શ્રુતિ કલ્પના કરી લેવામાં આવેછે, તેને કલ્પ્ય વિધિ કહેછે. તે પાંચ પ્રકારની છે સ્મૃતિકલ્પ્ય, આચારકલ્પ્ય, વિધિકલ્પ્ય, અર્થવાદકલ્પ્ય, અને મંત્ર કલ્પ્ય. होलकादयः प्राच्यैरेवक्रियंते એ હારીત સ્મૃતિનું વાક્ય છે, તે ઉપરથી વસંતોત્સવ હોળીકા કરવાની વિધિ કોઈ લુપ્ત શ્રુતિમાં હશે એવી કલ્પના કરી લેવી; આચાર કલ્પ્ય વિધિનું ઉદાહરણ આગળ કહેવાશે; વિશેષણ વિધિનું ઉદાહરણ જે આગળ કહેવામાં આવ્યું છે તેજ વિધિ કલ્પ્યનુંછે; સ્વતંત્રતાર્થવાદ અને વિધ્યન્તર શેષાર્થવાદ ભેદથી અર્થવાદ કલ્પ્યવિધિ બે પ્રકારનાછે, તેમાંનો સ્વતંત્ર ત્રણ પ્રકારનોછે, ફલાર્થવાદ, સિદ્ધવત્ કીર્તનાર્થવાદ, અને ઉપાખ્યાનાર્થવાદઃ यस्यपर्णमयिजुहूर्भवति न स पापंश्लोकं शृणोति જે યજમાનને ખાખરાની જુહૂ હોય તેની અકીર્તિ સંભળાતી નથી; એમાં ફળ ઉપરથી ખાખગની જુહૂનું વિધાનછે ને તે ફલાર્થવાદ છે; शोणिहवैयज्ञ स्योदराणि એ બીજાનું છે; અને मनुर्वैवस्वतः પ્રસાદિ ઉપાખ્યાન ઉપરથી જે વિધિ કલ્પાય છે તે ત્રીજા ઉપાખ્યાનાર્થવાદકલ્પ્યવિધિનું ઉદાહરણ છે. વિધ્યંતરશેષાર્થવાદ બે પ્રકારના છે, એક કર્તૃકોપાખ્યાન રૂપ પરકૃતિકલ્પ્ય, અને અનેક કર્તૃકોપાખ્યાન રૂપ પુરાકલ્પ્ય. તેમાં नाद्यादग्नोवोमीय मेकादशकपालं पूर्णमासे प्रायच्छत् આ ઇન્દ્ર એકલાનું ઉપાખ્યાન હોવાથી પહેલાનું ઉદાહરણ છે. અને पुराकल्पे कुमारीणां मौञ्जीबन्धनमिष्यते એ બીજાનું ઉદાહરણ છે; અને ત્રીજા વિધ્યંતર શેષાર્થવાદ કલ્પ્યનું ઉદાહરણ उपारिः देवेभ्यो धारयति દેવતાને માટે સમિધો અગ્નિના ઉપર મુકવાં, એ છે. મંત્ર કલ્પ્યનું ઉદાહરણ वसंताय कपिञ्जलानालभते વસંત દેવતાને માટે કપિંજલ પક્ષીનું આલંબન કરવું. એ છે. એવી રીતે કલ્પ્ય વિધિનો સંક્ષેપ છે.

પ્રમાણ માત્રનું પરતઃપ્રામાણ્ય નૈયાયિકોએ સ્વીકાર કર્યું છે, તો પણ પરતઃ પ્રામાણ્ય વાદમાં અનવસ્થાદિ દોષ હોવાથી પ્રમાણ માત્રનું સ્વતઃ પ્રામાણ્યજ સર્વ માનનીય છે; તેટલા માટે વિધિ પ્રમાણ ધર્મમાં સ્વતઃપ્રમાણ છે.

**ઇતિ શ્રીમચ્છાન્ત્યાનન્દ સરસ્વતી કૃત પૂર્વમીમાંસાદર્શનના પ્રથમાધ્યાયનો તર્કપાદ નામ પ્રથમખંડની જૈમિનિ હૃદયવિકાસિની ટીકા સંપૂર્ણ.**

( આગળ ચાલુ )

# जीवन नौका.

---

सत्यान्नास्ति परोधर्मः।

---

આપણે દરેક મનુષ્યે મનુષ્યત્વ મેળવવાને આપણા અનેક વિચારો પૈકી આપણા વિચારનો મુખ્ય વિષય "જીવન નૌકનોજ, હોવો ઘટે.

ધર્મ, ફરજ, સત્ય, સ્નેહ અને પરમાત્મા એ બધા શબ્દો વિશે ઉંડો વિચાર કરતાં એ બધા પર્યાય શબ્દો છે, એમ લાગેછે.

મનુષ્ય જીવન વિશે વિચાર કરતો થાય એ ઉંચામાં ઉંચી વાત છે. અને ત્હેમાં સત્યનું તત્વ આમેજ કરવામાં આવે, તો વસ્તુ પામી શકે. એ નિઃસંશય છે. એટલે કે જીવન અને સત્ય વિશે વિચાર કરવાથી જ ઇપ્સિતાર્થ સરેછે. અલબત્ત એ ચિન્તવન અનન્ય ચિન્તવન હોવું જોઇએ

મનુદેહરૂપી નૌકાદ્વારા માણસ સંસારસાગર—ભવસાગર તરવા મથેછે. ત્હેવી લાખો કે કરોડો નૌકાઓ આ સંસારસાગર—ભવસાગરમાં તરતી ડૂબતી પ્રેક્ષકને જણાયછે. પરન્તુ અફસોસ ! એ બધી નૌકાઓ પૈકી ભાગ્યેજ કોઈ અદ્ભુત—વિરલ વિભૂતિ જ કિનારે પહોંચે છે એટલે કે વસ્તુને પિછાની શકેછે; વસ્તુની પિછાન કરી શકેછે.

હજારો નૌકાઓ ખરાબે લાગી કવખ્તે અથડાઈ ને ભાંગીને ભૂકો થઈ જાયછે ! હજારો નૌકાઓ વમળમાં પડી આમ તેમ ભમ્યાં જ કરેછે ! હજારો નૌકાઓ વાવાઝોડામાં સપડાઇ ઝિન્દગી પર્યન્ત ભયમાં ને ભયમાં જ ભમ્યાં કરેછે.

હજારો નૌકાઓ ભવસાગરને તળીએ જ વાસ કરેછે ! ત્યારે થોડીક નૌકાઓ ભવસાગર—સંસારસાગરમાં સલામત અને ડર વગર ચોતરફ ઘૂમતી પણ જણાય છે ! એમ કેમ ?

મનુદેહરૂપી નૌકાઓ પૈકી જે નૌકાનું સુકાન સત્યનું હોયછે અને તે ઉપર ધર્મની ધજા ફરકતી હોયછે, એ નૌકા અગાધ ભવસાગરમાં—સંસારસાગરમાં બિલકુલ ડર વગર—ચોતરફ ઘૂમી શકેછે. અને એ સદીસલામત હોયછે ! ત્હેને વમળ, વાવાઝોડું કે ખરાબા કોઇપણ ઉપાધિ ખરાબ કરી શકતી નથી ! કાં કે નૌકા ઉપાધિને તાબે નથી હોતી, પણ ઉપાધિને પોતાની તાબેદાર બનાવેલી હોયછે !

સત્યનું સુકાન સ્નેહનું સુકાન અને ધર્મનો વાવટો (ફ્લેગ) ધારણ કરનારી નૌકા જ્યારે સત્યનું સુકાન અને ધર્મનો વાવટો (ફ્લેગ) ધારણ કરેછે, ત્યારે હજારો શયતાનો અને હજારો બલાઓ ત્હેને તોડી પાડવાનો પ્રયત્ન કરેછે! છતાં એકજ સત્ય કે સ્નેહ હેવી હજારો બલાઓ અને હજારો શયતાનોને એકજ પળમાં મહાત કરી શકે છે. અને એ પળ તે જ મનુષ્યની ઝિન્દગીમાં મહાપળ કે અજબ પળ ગણી શકાય ! એ પળ તેજ મનુષ્યની ઝિન્દગીની ધન્યક્ષણ ગણાય.

મનુષ્યને પોતાની ઝિન્દગીમાં કેવી ધન્યક્ષણો ઘણી વખ્ત પ્રાપ્ત થાયછે, પણ સદ્ભાગી જ ત્હેને આદર આપી વધાવી શકેછે. અને તેજ જરૂર "જીવનનૌકા" દ્વારા સંસારસાગર–ભવસાગર સ્હેજમાં એકજ પળમાં તરી શકે છે; કિનારે પ્હોંચે છે, અને પરિણામે વસ્તુ પામી મેળવી શકે છે.

ઉપરોક્ત શયતાન કે બલાઓ તે બીજી કોઈ જ ઉપાધિ નથી પણ તે દુનિયા અને દુનિયાદારીનાં પ્રલોભનો જ છે! પ્રલોભનોને તાબે થવું અને ત્હેને આદર આપી સેવવામાં પુરૂષનું પુરૂષાર્થ નથી! એ તો એક પરંપરાથી ચાલતા આવેલા ચીલા કે ધરામાં ધસડાવાનું છે.

મનુષ્ય જે સંજોગોમાં અને જેવા સદ્દાચારમાં ઉછરેલું હોય છે ત્હેવા જ ત્હેના સંસ્કારો હોય ત્હેવી જ છાપો ત્હેના હૃદયમાં છપાએલી હોય છે.

ધર્મ અને પ્રલોભનનું સુરાસુર યુદ્ધ મનુષ્યની ઝિન્દગીમાં દર પળે થાય છે પરન્તુ એકજ વખ્ત જો એ યુદ્ધ દારૂણ યુદ્ધ કરવામાં આવે—એ યુદ્ધ મહાભારથના જેવું મહાન યુદ્ધ માત્ર એક જ વખ્ત કરવામાં આવે તો હમેશાની એવા પ્રકારની લડાઈનું નિરાકરણ એક જ એ અજબ કે મહાન પળમાં એટલે કે એ ધન્યક્ષણમાં જ થઇ જાય !

આપણી "જીવનનૌકા" પર ધર્મની ધજા ચ્હડાવ્યા પછી અને સ્નેહ (સત્ય)નું સુકાન લગાડયા પછી માત્ર થોડાંએક હલેસાં ધારણ કરવાની જરૂર રહે છે, અને તે માત્ર દયા, તપ, આન્તરશૌચ, દઢતા, શ્રદ્ધા ઈત્યાદિ છે.

વ્હાલા બન્ધુઓ! જગતમાં મનુષ્યોનો કંઇ તોટો નથી, અને હાલ જે દરેક વ્યક્તિ નોકરી, વ્યાપાર, આદિ કાર્યો કરે છે, તે ત્હેમના વિના (ત્હેમના જન્મ પહેલાં) પણ થતાં રહેતાં હતાં અને સામ્પ્રત કાળે પણ આપણે એ કાર્ય છોડી દઇએ, તો તે કાર્ય થયા વિના પડયું રહેશે નહિ! સારાંશ કે અમુક કાર્ય નોકરી ચાકરી કે વ્યાપાર ઇત્યાદિ પ્રવૃત્તિ વ્હોરીને આજીવિકા ચલાવવી એ એકજ અને એટલો જ ઉદ્દેશ આપણા જન્મનો નથી! જન્મનો હેતુ કોઈ જૂદો જ ઉંડો અને કેનાથી પર છે! આપણા જન્મનું કારણ તપાસવું, શોધવું અને અનુસરવું એ મુખ્ય ઉદ્દેશ છે. ત્હેને દૂર રાખી અનેક પ્રકારની પ્રવૃત્તિ વ્હોરી મનુષ્યો પીડા પોતાની જાતેજ વ્હોરી લે છે પોતાના જન્મનું કારણ પોતે જ છે.

એ ભૂલી જવાય છે ! અને વિપથે વળી, અનેક સંકટો સહી, ખરી વસ્તુના જ્ઞાનના અભાવે બ્હારના સ્વરૂપમાં મોહ પામી મોહમાં જ મરે છે.

પોતાના જીવનમાં પરિવર્ત્તન કરવા ચ્હાનાર દરેક વ્યક્તિને એટલી તો તપાસ કરવી ઘટે છે, કે તે ગમે તે પન્થમાં હોય, ગમે તે ધર્મ સ્વીકારતો હોય અને ગમે તે ધર્માચાર્યને પૂજનારો હોય, પણ કોઈ પણ ધર્મ સત્યથી જૂદો હોઇ શકેજ નહિ: છે પણ નહિ. સત્ય એજ સ્નેહ છે, એજ જ્ઞાન છે અને એજ ધર્મ છે ! એજ ફરજ છે. ધર્મનૂં સેવન એટલે કે સત્યનૂં સેવન, હોવું, જોઇએ, ધર્મની પૂજા એટલે કે, સત્યસ્વરૂપ સ્નેહસ્વરૂપ પરમાત્માની પોતાની પૂજા છે.

મૂર્ત્તિપૂજકો મૂર્ત્તિપૂજાની સાથે સત્ય ( સ્નેહ ) ની પૂજા સ્વીકારતા ન હોય, તો બેશક મૂર્ત્તિપૂજકો પણ ધર્મશીલ આસ્તિક ન ગણાય.

ધર્માભિમાન, અને ધર્માન્ધતા એ ભિન્ન ભિન્ન વસ્તુ છે પરન્તુ અત્ર ધર્મના ઝઘડામાં ઉતરવાનો ઉદ્દેશ નથી.

એક પરમચુસ્ત વૈષ્ણવ મરજાદી ( મર્યાદી ) અને સ્વગૃહ મન્દિરમાં શ્રી કૃષ્ણ પરમાત્માની મૂર્ત્તિને ષોડશોપચાર વિધિયુક્ત પૂજન અર્ચન કરનાર હોય, પરન્તુ એટલા જ પૂજ્યભાવથી અને આન્તરના અનેરા હૃદયના સ્નેહથી એ સત્યની પૂજામાં શામિલ ન હોય તો અલબત્ત એ વૈષ્ણવ " વૈષ્ણવ " નથી !



વૈષ્ણવ જન તો ત્હેને કહીએ જે પીડ પરાઈ જાણે રે:
પરદુઃખે ઉપકાર કરે, ને મન અભિમાન ન આણે રે !

વૈષ્ણવ જન.

આવૂં જ ફરમાન શ્રીમદ્વલ્લભાચાર્યજીના વચનામૃતમાં પણ છે. અને તેથી વિરૂદ્ધ વર્ત્તનવાળાને વૈષ્ણવ કહેવાને પુષ્ટિમાર્ગાનુયાયીઓ પણ કબુલ ન જ થાય એ સ્વાભાવિક નથી શું ? અને એજ મુજબ દરેક દરેક ધર્મ અને પન્થ સત્ય ( સ્નેહ ) ધર્મ એટલે કે પ્રેમધર્મના મહદ્વર્તુલમાં આવી જાય છે એ બહુ સ્પષ્ટ છે.

પ્રેમધર્માનુયાયીઓ એ રીતે સત્ય ( સ્નેહ )ની જ પુજા કરનારા હોય છે. અને દરેક સત્યની પુજા કરનાર વ્યક્તિનો ધર્મ સત્ય ( સ્નેહ ) ધર્મ અથવા તો પ્રેમધર્મ છે, એમ કહેવાને કશીજ હરકત આવતી નથી. અને ધર્મના નામે પાડેલાં અનેકાનેક ભિન્ન ભિન્ન વર્તુલો કરતાં પ્રેમધર્મનૂં વર્તુલ કેટલૂં વિસ્તૃત અને મહદ્વર્તુલ છે તે વાંચનાર સદ્જનો સ્હમજી કે જોઇ શકે ત્હેવી વાત છે.

આપણી " જીવનનૌકા " ની પ્રગતિ કઇ દિશામાં રાખવી યા તો રાખવી ઘટે, એ

દિશાદર્શક જિન્દગીની રૂપરેખા દોરવાને દરેક વ્યક્તિને વિચારવા માટે જ માત્ર ઉપરોક્ત ટૂંક પ્રસ્તાવનાનો ઉલ્લેખ લખ્યો છે.

ત્હારે હવે સત્ય ( સ્નેહ )નું જ્ઞાન પ્રાપ્ત કરવાને તથા ત્હેનું સેવન કરવાને જોઇતી દરતા અને શ્રદ્ધા મેળવવાને આપણે શું કરવું જોઇએ ? એ પ્રશ્ન સહેજ ઉત્પન્ન થાય છે.

સત્યાસત્યનું જ્ઞાન એટલે જ સત્ય ( સ્નેહ )નું જ્ઞાન અને એ મેળવવાને શિષ્ટ વાચન, સત્સમાગમ અનન્ય ચિન્તવન, આત્મમન્થન વગેરે દૃઢ આગ્રહથી કરવું એ વસ્તુ પ્રારંભ્યને અર્થે અત્યાવશ્યક છે; શુરૂઆતમાં ઘણી ઘણી ઉપાધિઓ નડ છે, પણ આત્મા સત્ય ( સ્નેહ )નો જ્ઞાનગ્રાહી થતાં જ અન્તરાનન્દ ઉત્પન્ન થવો શુરૂ થશે, અને તે ત્હેને ત્હેના માર્ગમાં ટકાવી રાખવાને જ્ઞાનબળ વખ્તોવખ્ત પુરતો જશે. અને ધીમે ધીમે અસત્યના અન્ધકારને હણતાં સત્ય ( સ્નેહ ) સ્વરૂપ જ્ઞાનજ્યોતિ પ્રકટ થતાં જ મહાનુભાવની પ્રાપ્તિ ક્રમે ક્રમે ઉત્તરોત્તર અધિકાધિક થતી જ રહેવાની અને સત્ય ( સ્નેહ ) જ્ઞાનાનન્દ કે જે દરેકે દરેક જાતના અનિત્ય આનન્દથી પર અને પરમાનન્દ છે, તે વખ્તના વ્હેવા સાથે પોતાના આત્મ યોગના બળ વડે અનુભવાશે, અને તેથી મનુષ્ય "જીવનનૌકા" કોઈ અનેરા સુખસાગરની લ્હેરનો બ્હાર અનુભવશે અને પોતે પોતાની મેળે પોતાના આત્મ મન્થનમાંથી મેળવેલા પરમાનન્દમાં ન્હાતાં નિમગ્ન અને મસ્ત થઇ અપૂર્વ યાને અનિર્વચનીય પરમ સુખમાં મ્હાલવાને અને દુનિયા તથા દુનિયાદારીથી પર રહી પોતાની "જીવનનૌકા" વડે સહીસલામત ભવસાગર સ્હેજમાં નિઃશંક તરી જવાતો જ અસ્તુ.

ગમે તે સાધ્વી યા સાધુ સ્ત્રીપુરૂષો ગમે તે પન્થ યા ધર્મમાં રહીને ઉપવાસ યા વ્રતાદિક કરીને તેઓ સત્ય ( સ્નેહ ) થી વિચલિત ન હોય તો ત્હેમની "જીવનનૌકા" બેશક સહીસલામત અને સત્પથે છે: હોય જ એ નિર્વિવાદ છે.

મનુષ્યની અન્દર ત્હેનાં આન્તરમાં બે પ્રકારની સમ્પત્તિઓ ( શક્તિઓ ) છે. (૧) આસુરી (૨) દૈવી. આસુરી સમ્પતિ ( શક્તિ ) "સ્વ"ની પૂજા કરાવવા હરદમ મથતી હોય છે! હું મારી નાંખું! કાપી નાંખું! બાળી નાખું! મ્હારી આગળ અન્ય કોણ? આ હિસાબમાં? હું આમ તેમ કરી નાંખું! ઇત્યાદિ. (૨) દૈવી સમ્પતિ ( શક્તિ ) પરની પૂજામાં શામિલ રહે એટલું જ નહિ પણ મશગુલ સુદ્ધાં થાય. નહિ. નહિ. નહિ બની શકે હેવું મ્હારાથી કેમ થાય? હેવી મ્હારી વૃત્તિ ન હોવી ઘટે. અરરર! મ્હારાથી બીજાનું બુરૂં કેમ થાય? શું મ્હારો એજ ધર્મ છે? મ્હારી ફરજમાં હેવું જ આવે છે? નહિ. નહિ. નહિ. હેમાં મનુષ્યત્વ નથી. પોતાનું જાળવવું અને અન્યનું વણસાડવું એજ મહાન પાપ છે. ઇત્યાદિ.

આસુરી શક્તિ, કહો કે શયતાનિયત પોતાને ગમતા વિચારો અને કામમાં પ્રવૃત્ત રહેવા તત્પર થાય છે; ત્હારે દૈવી શક્તિ કહો કે મનુષ્યત્વ અને સાચું તો એજ દેવત્વ ત્હેને વારંવાર વારવા તત્પર રહે છે. અંતરમાં ત્હેને અન્દર ડંખે છે! અને હાવા પ્રકારના

સુરાસુર કે ધર્માધર્મના દ્વંદ્વયુદ્ધમાં જેનો વિજય થાય ત્હેનું સામ્રાજ્ય મનુષ્યના આન્તર ( આન્તર જગત્ ) પ્રદેશમાં સ્થપાય.

આસુરી સમ્પત્તિ ( શક્તિ )ના લશ્કરમાં વિકારી રસેન્દ્રિયો, ઉપરાન્ત અનેક પ્રકારનાં પ્રલોભનો તથા મદ, મોહ, અહં ઈત્યાદિ હોય છે. અને ત્હેનો "કમાન્ડર ઇન ચીફ" તે મન છે. મન એજ રસનો ભોક્તા છે. આ ! ભિન્ન ભિન્ન ઇન્દ્રિયોદ્વારા તે રસાસ્વાદ લઇ મઝા કહો કે મિથ્યાનન્દ કહો કે અનિત્ય સુખ ભોગવે છે: ભોગવી શકે છે. તેથી ઉલટું દૈવી સમ્પતિ ( શક્તિ )માં સાત્વિક ગુણનું પ્રવર્તનવડું હોવાથી દયા, મનોનિગ્રહ ( આત્મસંયમ ) તપ, આન્તરશોચાદિ ત્હેના સૈનિકો હોવાથી એ શક્તિની લગામ આત્માના હાથમાં હોય છે. એટલે કે આ દેવગણ સૈનિકોનો કમાન્ડર ઇન ચીફ તે આત્મા કહો કે પરમાત્મા પોતે હોય છે. આત્મવત् सर्वभूतेषु એ ત્હેનો મુખ્ય અને મૂળ ઉદ્દેશ હોય છે. એ પરમાં પોતાને અને પોતામાં પરને અનુભવતો હોય છે ! હાવા પ્રકારની વિચિત્ર સ્થિતિ વચ્ચે આપણી "જીવનનૌકા"નું સુકાન આપણે મનને સ્વાધીન કરીએ તો બેશક આપણી નૌકા અનેક પ્રકારના ભયમાં સપડાઇ વંટોળ, વાવાઝોડાં, ખરાબા, વમળ આદિ ઉપાધિમાં પડી અથડાઇ કુટાઇ ભાગીને ભૂકો થઇ જાય છે, અને હમેશાંને માટે ચિરકાલ નિત્ય સુખથી તે વિમુખ રહે છે. તેથી ઉલટું જો આપણે આપણી લગામ આત્માના તાબામાં રહેવા દઇને આન્તરમાંથી હમબદમ પુકાર કરતા પ્રતિધ્વનિને તાબે થતા રહીએ તો ક્રમશઃ આપણામાથી એક પછી એક આસુરી સમ્પત્તિ ( શક્તિ )ઓનો વિનાશ થતાં જ આન્તર પ્રદેશમાં આત્મા રાજ્ય સ્થપાય છે. અને આપણી "જીવનનૌકા"નું સુકાન ત્હેને સ્વાધિન કરવાથી આપણી "જીવનનૌકા" સહીસલામત અને ડર વગર ભવસાગરમાં ચોતરફ ઘુમતી જણાશે અને પરિણામે પાર ઉતરશે. ત્હારે હવે આપણે આપણી નૌકાને ડુબાવી પણ શકીએ, અને ચાહીએ તો પાર પણ ઉતારી શકીએ, એ આપણા પોતાના જ હાથમાં છે, આપણે મન અને ઇન્દ્રિયોને તાબે થઇએ અને આપણે પડીએ છીએ. આપણે આત્મા અને આત્માના પ્રતિધ્વનિને તાબે થઇએ અને આપણે તરીએ છીએ. મનને તાબે થવું એ સ્હેલું છે, કાં કે તે અનિત્ય સુખ મેળવી આપનાર તત્કાળ ફલદાતા છે ત્હારે આત્મા અને ત્હેના પ્રતિધ્વનિને તાબે થતાં જે નિત્યસુખ પ્રાપ્ત થવાનું છે તે પ્રાપ્ત થતાં વિલમ્બ થાય છે.

અનિત્ય કરતાં નિત્યસુખ જેટલું મોંઘુ અને અણમોલું છે તેટલું જ ત્હેના પ્રાપ્યમાં મુશ્કેલીઓ બેશક દુઃખ પણ છે; પણ દર્દ અને ઝખમમાંથી જે સુખ મળે છે, તે બેશક અમૂલ્ય અને અપૂર્વ છે, અને એટલા માટે એ નિત્ય સુખ છે. આપણી "જીવનનૌકા"ની પરિણતિ આપણે આપણી પોતાની મરજી મુતાબિક જ લાવી શકીએ. ફેર માત્ર આપણે અધીનતા સ્વીકારવાની પતિનો જ છે, અને મન તથા આત્મા પૈકી આપણે જેની આધીનતા સ્વીકારીએ તે આપણો ફલદાતા પ્રધાન થાય.

હોય અને સિદ્ધાન્તમાં એ જ સત્યનો સ્વીકાર કરનો હોય તો અલબત્ત લેખક સદ્ભાગી છે, અને તે પોતે પોતાની જાતને કે આત્માને જ ઉપકારક છે. સબબ હાવા પ્રકારની પ્રવૃત્તિથી લેખકને પોતાને અલભ્ય લાભ થાય છે. વાંચવાનું, વિચારવાનું અને ત્હેને અમુક આકારમાં ગોઠવી સ્હામાની આગળ પોતાનો દાવો રજુ કરવાનું બળ ત્હેને ત્હેની હાવા પ્રકારની પ્રવૃત્તિમાંથી જ મળતું રહે છે. પછી ભલે એ લેખ વાંચે યા ન વાંચે અથવા વાંચીને અન્ય અનેક વ્યક્તિ ત્હેનો લાભ લે, યા ન લે, પણ લેખકનો ઉદ્દેશ હું ઘરને માટે અને પરોપકારજ કરૂં છું હેવો જોઇએ, અને તેજ હેતુ ત્હેને ક્રમશઃ ઉર્ધ્વ માર્ગાનુગામી બનાવશે. અને એથી ઉલટો હેતુ ધારવાંમાં આપણે આપણી " જીવનનૌકા "ને તરાવવાને બદલે પાતાળમાં કે રસાતળમાં લઈ જનારા થઇએ છીએ. સારાંશ કે આપણે પોતેજ આપણને પોતાને જેવા બનાવવા ચાહીએ ત્હેવા બનાવી શકીએ.

ટૂંકામાં આપણી " જીવનનૌકા " ચલાવનાર માલમ બે છે. (૧) કૉન્સ્યન્સ (અન્તરાત્મા) અને (૨) મન. પ્હેલો માલમ અને ત્હેના ખલાસીઓ સાત્વિકગુણ પ્રાધાન્ય ધરાવનારા છે. ત્હારે બીજો માલમ અને ત્હેના ખલાસીઓ તમસ ગુણ પ્રાધાન્ય ધરાવનારા છે. ઉભય આપણી " જીવનનૌકા" ચલાવનારા અમલદારો છે, અને તેઓની વચ્ચે વખ્તો વખ્ત મારામારી (સુરાસુર યુદ્ધ) થાય છે।

પ્હેલો માલમ અને ત્હેના ખલાસીઓ સત્ય પ્રિય અને પ્રબળ હોઇ પરિણામદર્શિ છે, ત્હારે બીજો માલમ અદૂરદર્શિ ચ્હડાઉ અને અવિચારી હોઇ તે પોતે ક્ષણિક ભોગ વિલાસ ભોગવી તૃપ્ત થનાર છે. તે રસનો ભોક્તા છે. અને તે પોતપોતાની હુકૂમત વડે અને ઇન્દ્રિયોદ્વારા અનર્થ સિદ્ધિ કરે છે। પણ જો બીજા માલમ મનને ત્હેના ખલાસીઓ રૂપી ઇન્દ્રિયોને પણ પ્હેલા માલમ કૉન્સ્યન્સ ( અન્તરાત્મા ) ના તાબામાં મૂકવામાં આવે તો આપણી " જીવનનૌકા "ની સફર છેલ્લી અને ફલપ્રદ નિવડયા વિના રહેજ નહિ. કારણ કે મન જીત્યું ત્હેણે જગત જીત્યું। મન જીતે તેજ જીતેન્દ્રિય ગણાય. પણ કૉન્સ્યન્સ ( અન્તરાત્મા )ના પ્રતિધ્વનિને તાબે થતાં અને તે મુજબ વર્તન રાખતાં અસુરોના યુદ્ધને પ્હોંચી વળવાને આન્તર સમ્પત્તિ એટલે કે આન્તર બળ મેળવવું એજ અત્યાવશ્યક છે, અને એ થયું, એ એકજ કાર્ય કર્યું, એટલે સર્વ કાર્ય અર્થ સિદ્ધ કર્યાં છે, એ નિશ્ચયાત્મક છે. આપણે એ એકજ કાર્ય ત્હેની પરિપૂર્ણતામાં કહો કે સમ્પૂર્ણતામાં કર્યું છે ? એ બરાબર ખાત્રીપૂર્વક તપાસવું જોઇએ, અને જવાબ કૉન્સ્યન્સ ( અન્તરાત્મા ) માંથી હકારમાં આવતો હોય તો આ " જીવનનૌકા " દ્વારા આ જીવનયાત્રા સરળ છે જ છે. अस्तु.

ફલિતાર્થઃ—આપણી " જીવનનૌકા "નાં બે સુકાન હોવાં જોઇએ.

(૧) પ્રત્યેક કાર્યમાં આપણો દષ્ટિમર્યાદાનું કેન્દ્રસ્થાન सत्य કે स्नेह હોવું જોઇએ.

(૨) પ્રત્યેક કાર્યમાં આપણી દષ્ટિને सत्य કે स्नेहના સૂક્ષ્મદર્શક યન્ત્રદ્વારા પસાર થવા દેવી જોઇએ. આમેન. प्रेम धर्माय नमः प्रेम स्वरुपाय ॥

સીતાપુર—શરાબખાના
તા. ૧૮-૧૧-૧૧ શનિવાર.

मस्तान.

# कर्म–विपाक ॥

( અનુસંધાન ગત વર્ષ પૃષ્ઠ—૩૫૨ થી. )

કર્મના પુનરાવૃત્તિ પ્રદેશ વિષે આપણે કેટલુંક જાણવાનું રહે છે, તે હવે આ જગ્યાએ આપણને મુશ્કેલ લાગશે નહીં. હૃદયને ભેદનારાં અને સ્મરણ શક્તિને અધીન એવાં કર્મોની ઘણીવાર મનુષ્યોને સચેત દશામાં વિસ્મૃતિ થઈ જાય છે અને ત્યારપછી તે શક્તિ ઉપર બીજાં અનેક કર્મોનાં પડ ફરી વળ્યાં હોય છે. તો પણ અચેત દશામાં તે બહુધા સ્મરણમાં ચ્હડી આવે છે. આપણે જેને સન્નિપાતનું લવન કહીએ છીએ, તે એ છે. સન્નિપાત એ મૂળે જ અવદશા છે, અને જેમ નિશ્શો કરનારો મનુષ્ય ગમે તેમ બકયા કરે છે, અને એ બકવાદ પણ પોતાના કોઈ અમૂક વિકારનો વિકાસ હોય છે, તેમ એ પણ પોતાનાં છૂપાં અને એકાન્તમાં કરેલા કર્મો અને વિચારોનું પ્રકટીકરણ છે. ન્યાયાધીશ આગળ જુબાની આપતા વાદી કે પ્રતિવાદી જેવી સ્થિતિમાં છે, તેવી જ સ્થિતિ આમની નિયન્તા પાસે છે.

એક જીંદગીનો સહવાસી અને અનુભવી મનુષ્ય જો પેલાના મરણ વખતે ત્હાં હાજર હોય તો તે ઘણી ઘણી છૂટી છૂટી કડીયોને એક સાંકળની માફક જોડી શકે, અને અનુભવથી વચ્ચે તૂટતી કડીયોનો સંબંધ મેળવી શકે. ત્હેની આખી જીંદગીનો ચિતાર જોઈ શકે. આ પુનરાવૃત્તિ વખતે દૃષ્ટાની સચેત દશા હોવી જોઇએ. આ બાબત ખસુસ ધ્યાનમાં રાખવી જોઇએ. મ્હને એક દૃષ્ટાન્ત યાદ છે. જીંદગીમાં અધ વચ્ચથી જોડાણ થયેલું. નિઃસ્વાર્થ પ્રીતિ, શાસ્ત્રદૃષ્ટિમાં લગભગ સમાનતા—જીંદગીની પાછળની હકિકત ત્હેના મુખથી સાંભળેલી—એવા એક મનુષ્યના મરણ સમયે હું હાજર હતો. સન્નિપાતના વખતમાં પોતાના અભ્યાસની બડાઇઓ ગુરૂની સેવા—અભ્યાસની પરાકાષ્ઠા, કાશી વગેરે સ્થળોમાં અટન—અટન સાથે અભ્યાસ—પડેલી વિપત્તિઓ, ગંગાનું ત્રણવાર તરી જવું, પંચક્રોશીની યાત્રા, રામનગરના રાજાનું મળવું—ભાંગના લોટાનું ચડાવી જવું, જ્યોતિ—શાસ્ત્રનો અભ્યાસ—ખગોળનું ગણિત—શ્રીમદ્ ભાગવત તથા શ્રીમદ્ભગવદ્ગીતાના એકસોપચ્ચીશપાઠનું તે વારંવાર સ્મરણ કરતો હતો. નમસ્તે-નમસ્તેના ઉચ્ચારથી જણાતું હતું કે તે ત્હેના ગુરૂઓ પ્રતિ હતું. બેઠો થઇને માથું હલાવતો તે ત્હેના ભણતરનું ભાન કરાવતું હતું બં......સ ભાંગ પીવાથી થતી શાન્તિનો ઉચ્ચાર હતો. એકસોને પચ્ચીશ તે કરેલા પાઠોની સંખ્યાદર્શાવતું હતું. એક બેને ત્રણ તે ગંગાનું આ પારથી પેલે પાર જવું આવવું થયું તેની સંખ્યા દર્શાવતું હતું. મૂળ શું છે ?—એ વર્ગમૂળ—ઘનમૂળનું ગણિત યાદ બતાવતું હતું, આ પ્રમાણે ત્હેની સહજીંદગીની હકીકતનો પુનરાવૃત્તિ પ્રદેશ હતો એમ સ્પષ્ટ જણાતું હતું. આ પ્રમાણે ઘણા મોટા ભાગમાં બની શકે એ માનવા જોગઅજીના છે. કર્મની પુનરાવૃત્તિ એક જ પ્રકારે સંભાવ શકતી નથી. જુદે જુદે રૂપે જોઈ શકાય છે. અનેક વિગતો બીજા સ્વરૂપમાં દેખાવ દેતી જણાય છે કોઈ વિગતોનો લોપ થયેલો હોય છે. અમૂક ભાગ કે વિભાગ ત્હેના સત્ય સ્વરૂપમાં દેખા દે છે. કહેનાર પોતે પણ ન સમજી શકે એવી સ્થીતિમાં હોય છે. અંતે જેને મૃત્યુ કહેવામાં આવે છે, તે તરફ જીવન પ્રવાહનું વહન વહેવા માંડે છે. છેલ્લે ને મૃત્યુના મુખમાં સપડાય છે.

મૃત્યુ એ શબ્દની વ્યાખ્યા સમજવી જરા મુશ્કેલ છે. જેનાથી માણસો તથા બીજાં અન્ય પ્રાણીઓ ઘણા મ્હોટા ભાગમાં બ્હીએ છે, રાજાઓ અને બાદશાહો જોતજોતામાં જેને શરણે થયા છે, થાય છે, અને હજુ પણ થશે, શ્રીમાન ને ધીમાન-વિદ્વાન અને પંડિત, રાજા કે રંક, બળવાન ને નિર્બળ પણ જેને આધીન એક પળવારમાં બની જાય છે, અને જેની સમક્ષ મ્હોટા ચક્રવર્તિ ભૂપતિઓ-પણ રાંક બની જાય છે, યોગીઓ અને તપસ્વીઓ ધ્યાનીઓ અને માનીઓ પોતાનાં ગુમાન તજી દઇ જેને શરણે થાય છે, એવું મૃત્યુ આ વિશ્વની અંદર એક અજબ પ્રકાર છે.

સૌ પ્રાણીમાત્રને પોતાનું જીવન હમેશાં વ્હાલું છે, અને મૃત્યુનું જ્યારેજ્યારે નામ સાંભળે છે, અને મૃત્યુને દેખે છે, ત્યારે છેક નિર્બળ થઇ જાય છે. પોતાનું છેવટમાં છેવટ બળ ત્હેની સામે થવામાં અજમાવ્યા સિવાય કાંઇ પણ રહેતું નથી. બીજાઓને પણ પોતાની સહાયમાં લે છે છતાં મૃત્યુ ત્હેને છોડતું નથી. દયા આણીને પાછું જતું નથી. ( યોગના એક વિભાગમાં આનો અપવાદ છે. પણ તે બહુજ થોડા પ્રમાણમાં )

કાળે કરી ક્ષય સર્વનો-ત્હાં કોણ ત્હારૂં છે ગણું—
અવિનાશ ને બનલાભ્ય તો-ત્હેને નિરંતર હું ભજું—

આ મૃત્યુ સમાન આખ્ખા વિશ્વમાં બીજી કોઈ વસ્તુ એટલી ભયંકર નથી. માણસો જેને દેખીને થરથર કંપે છે, અને બીજાને આવેલું જોઇને પણ નરમઘેંસ જેવું થઈ જવાય છે, અને દેખાવ માત્રથી માણસ માત્ર ગળી જાય છે, અને માણસો પોકેપોક મૂકીને રડે છે; અને એ મૃત્યુ જેવું બીજું કાંઇ પણ દુઃખદ માનતા નથી, એવા મૃત્યુને આવકાર આપનાર વીર પુરૂષ કોઇ જોયો છે ! યુદ્ધક્ષેત્રમાં હદપાર પરાક્રમો બતાવનાર યોદ્ધાઓ પણ જ્યાં વિરામ પામી જાય છે, એવા મૃત્યુને આતિથ્યસત્કાર કરનાર કોણ છે ? મતલબ કે એક પણ મનુષ્ય એવો નથી

મૃત્યુનો આટલો આકરો ત્રાસ છતાં જો આ સૃષ્ટિમાં જોઇએ તો ત્હેના સમાન બીજું કોઇ મધુર-મીઠું નથી. આ વિચાર ઉલટા છે, એમ ભાસે છે; પણ, ઉંડો વિચાર કરવાથી આ સુખરૂપ સ્થિતિ વિષે માલૂમ પડશે. ત્હમોએ કોઈ વખત એકાંતમાં બેસી આ મૃત્યુ બાબતનો વિચાર કર્યો છે ? ને સુખરૂપ લાગે છે કે દુઃખરૂપ. આ વખતે સંસારની એક બાજુ જે બાજુમાં ત્હમે વિચરો છો તે તરફ અલક્ષ કરશો, અને બીજી બાજુ નિર્વિકારી છે, તે તરફ ધ્યાન આપશો. ત્હમે કઈ સ્થિતિમાં છો, તેનું ત્હમને વિચારપૂર્વક ભાન થતું જશે. અંતઃકરણથી ખરેખર મૃત્યુની માગણી કરનારાંઓ પણ તે સમીપ આવતાં ડર પામી જાય છે, પણ તેઓને એવી માગણી કરવાનું કાંઇ પણ પ્રયોજન હોય છે. તેઓનું હૃદય આ સંસારની ઉપાધિઓમાંથી કોઇપણથી તેઓ ઓછાવત્તા સંતપ્ત થઇ રહેલા હોયછે, અને ઇચ્છા મૃત્યુઅભિમુખ વળેલી રહે છે, એનું પણ કારણ હોય છે. દેહાભિમાન સુખ્યમાં છે, અને બીજી સાંસારીક ઉપાધિઓથી પોતે ઘેરાયલો છે એમ માને છે, તેથી એમ બને છે. એનું ખરૂં કારણ

આત્મબળની ખામી અથવા સત્ય વિશ્વાસ ન હોવાનું છે. મતલબ કે એકપ્રકારનું અજ્ઞાન છે—નિર્બળતા છે.

જેઓને પોતાનું અંતઃકરણ પ્રકૃતિને લીધે—અપકૃત્યોને લીધે અને બીજી તે હૃદય ઉપાધિઓને લીધે રાત દિવસે બળીજળી રહેલું હોય છે આમાંના કોઇ પણ એકાદથી પણ બહુ જ વિકારી હૃદય મરવાને ઉત્સુક હોય છે. હમે જુઓ કે મૃત્યુ સ્વાભાવિક રીતે થયા પછી તેના તમામ વિકારોનો લય—અથવા લોપ થઇ જાય છે. સ્વચ્છતા પ્રાપ્ત થાયછે કર્મના વિપાકી પરિણામને લઇને પુનર્જન્મની પ્રાપ્તિ સમયે કેવળ નિર્વિકારી સ્વરૂપ ધારણ કરીને ઉત્પન્ન થાય છે. જેમ એક પક્ષીની એક પાંખની અંદરના ભાગમાં છેડાથી પ્રવેશ કરતા જઇએ, અને હેના ઉદરમાં તમામ વિકારો મૂકી દઇને બીજી પાંખના દેહ નજીકના ભાગમાં નીકળીએ તેના જેવું છે. દુઃખ માત્રની વિસ્મૃતિ અને હૃદયની શાંતિ—અને તેથી ઉપજી આવતી સર્વ સ્થળોની શાંતિ કેવી મીઠી—મધુર છે. આહા! હેના જેવું સુખરૂપ બીજું શું હોઇ શકે? એક પાંખ પરથી નીકળવું એ વાસ્તવિક છે. પણ તે બંને પાંખોના સંબંધ એવા પ્રકારના છે, કે નિર્વિકારી પાંખનો છેડો વિકારી પાંખના છેડા સાથે ભેદ વગરની રીતે સંધાયલો છે. પાંખના ઉપરના ભાગમાં વિચરવાનું નહીં. હોવાથી અથવા ક્વચિત્ જ હોવાથી અંદરને અંદરના જ ભાગમાં પ્રયાણ થયાં કરવાનું હોય છે.

આ પ્રમાણે મૃત્યુ સમાન મીઠું બીજું કાંઇ હોઇ શકે નહિ. આપણે વિકારી માયાની જાળમાં એવા ગુંચવાઇ ગયા હોઇએ છીએ કે મિથ્યા પ્રેમના પ્રયત્નમાં રાતદિવસ અટવાયા કરીએ છીએ, અને અવસ્થાના પ્રવાહમાં આગળ વધતા જઇએ છીએ. અપવાદ સિવાય ઘણા મોટા ભાગમાં આ વિશ્વનિયંતાથી વિમુખ થવામાં પણ વધતા જઇએ છીએ. મતલબ કે અંતર વધારે વધારે પડતું જાય છે. આ પ્રમાણે બહુજ દૂરમાં દૂર પોતાની શક્તિના પ્રમાણમાં પ્રયાણ કરેલ દેહધારી મૃત્યુ પામવાથી પાછો તે નિયન્તાની સમીપમાં સમીપ આવેલો નિર્વિકારી પોતાને જોય છે. એક બહુજ વિદ્વાન્ પોતાની અવસ્થામાં આગળ જતાં શું યાચના કરે છે તે જુઓઃ—

બચપણ પાછું આપ,
રસીલા બચપણ પાછું આપ.
શાંત સુભગ ને સરલ અમારી,
દેહ સુરક્ષિત થાપ. રસીલા બચપણ.
આ સઘળી જંજાળ અમારી,
દયા ધરી પ્રભુ કાપ. રસીલા.
મોજાં ઉછળે મધ્ય સમુદ્રે,
લાવી કિનારે થાપ. રસીલા.
સતત વિકારી શુદ્ધ બનાવી,
નારાયણ કૃતિ આપ. રસીલા.
અનુભવ પૂર્વે તણા સ્થિર ત્હાં રહે,
એવું બનાવી આપ. રસીલા.

જ્વંલનક્રિયાની શાંતિ માટે માણુસો કેટલા કેટલા પ્રયત્ન કરે છે પણ તેઓ તે પ્રયત્નમાં સફળ થતા નથી, અને ઉલટા વધારે ને વધારે હોમાતા જાય છે. આપત્તિઓમાં ઘેરાતા જાય છે, અને વિપત્તિઓમાં પડતા જાય છે. ઉર્ણુનાભિની જાળની પેઠે જેમ જેમ છૂટવાને મેહેનત કરે છે તેમ તેમ વધારે વધારે ગુંચવણુમાં આવી પડે છે, અને છેવટે મૃત્યુ પામવાથી પોતેજ જેમ જાળથી છૂટો પડી જાય છે. તેમ મનુષ્યો એવી ઉપાધિમાંથી મૃત્યુ વિના મૂક્ત થઇ શકતા નથી. જ્ઞાનીઓ પૂર્ણ વિરામ પામેલા એવા ક્વચિત્ એવી જાળમાંથી સંદેહે પણ મૂક્ત હોઈ શકવા સંભવ છે.

मनुष्याणां सहस्रेषु, कश्चिद्यतति सिद्धये;
यततामपि सिद्धानां, कश्चिन्मां वेत्ति तत्वतः

श्री. भ. गी. ७-३

સગુણોપાસના અને નિર્ગુણોપાસનાના ભેદ ભક્તિ અને જ્ઞાનમાં પણ અવસ્થાના ભેદો છે. તે દરેકની સંધિમાં જુદું જુદું સ્વરૂપ હોય છે રસ્તા જુદા જુદા છે, પણ વસ્તુ સ્થિતિ-લક્ષ્ય એકજ છે. ભક્તિના વિભાગ અને ઉપવિભાગ તથા જ્ઞાનના ભાગ અને ઉપવિભાગ એ બધા બતાવવા બેસીએ તો અહો ! ક્યાંનાં ક્યાં ગોથાં મારવા છતાં પણ પાર ન આવે. તો પણ જેવી જોઇએ તેવી હકિકત ન મેળવી શકીએ. તો પણ આ જગ્યાએ એટલુંજ કહેવું બસ છે કેઃ—

ભક્તિમાં દાસત્વની પદવીની પ્રાપ્તિ છે, અને જ્ઞાનમાં કોઇ પણ ભાગમાં સમાનતાની પદવીની પ્રાપ્તિ છે. રાજા અને તેના ખરા જીગરથી ચાકરી, ભક્તિ કરનાર તથા રાજા અને રાજા તે પ્રમાણે ભક્ત અને જ્ઞાનની પદવીઓ છે. હવે ભવ્યતા અને દિવ્યતા એટલે શું તે જોઇ આ વિષયમાં આપણે જેમ બને તેમ ધનીકરણ કરીશું તો ઠીક પડશે. ભવ્ય અને દિવ્ય શબ્દોને 'તા' ભાવવાચક પ્રત્યય લાગી દ્વિત્વ ભાવસૂચક શબ્દો બન્યા છે. ભૂ=હોવું અને દિવ્=પ્રકાશવું ધાતુઓથી સાધિત શબ્દો તેના ધાત્વર્થને અવલમ્બીને રહેલા છે. ભવ્યતા દેખાવની શ્રેષ્ટતા મોહક, અદ્ભુતતા, આશ્ચર્યમાં ગરકાવ કરનાર વગેરેમાં એ શબ્દો યોજાય છે, અને દિવ્યતા આંતર તૈજસ, આકર્ષક, પ્રકાશક આધીનતા વગેરેમાં એ શબ્દો યોજાય છે. ભવ્યતા પ્રથમની દૃષ્ટિએજ દેખાઈ આવે છે, અને દિવ્યતા પરિચયથી દેખાઇ આવે છે જેમાં ભવ્યતા અને દિવ્યતા બંને હોય તેઓ એક સાથે બંને ક્રિયાનો આરંભ કરે છે. હિમાલય જેમ ભવ્ય તેમજ દિવ્ય પણ છે. રાજમેહેલો એ ભવ્ય છે. અને દેવમંદિરો દિવ્ય છે. રાજસગુણ અને સત્વગુણની વ્યાખ્યામાં જે તફાવત છે, તેજ તફાવત આ શબ્દોના અર્થસંઘટનમાં પણ રહેલા છે. ઘણાં ખરાં દિવ્ય મંદિરોમાંથી સત્વ ગુણી મનુષ્યો પલાયન થવાથી માત્ર ભવ્યતા રહેલી જોવામાં આવે છે. અને ઘણા ખરા રાજ્ય મહાલયોમાં સારાં સત્વગુણી મનુષ્યો પ્રવેશવાથી ત્યાં દિવ્યતા પ્રગટ થતી જોવામાં

આવે છે. ખરેખર જ્યાં મહાત્મા પુરૂષોની છાયા પડે છે, ત્યાં ત્યાં દિવ્યતા પ્રાપ્ત થાય છે. દરેકમાં દિવ્યતાનાં બીજ રહેલાં છે; પણ પ્રસંગોથી તે પ્રગટ થાય છે. સમય આવતાં એકદમ પ્રકાશી નીકળે છે. મહાત્મા શ્રી ગમચંદ્રજીનું ચરિત્ર જુઓ. અનુકરણીય છે કે નહીં? ભવ્યતા કંઇ પ્રાપ્ય વસ્તુ નથી, પણ દિવ્યતા તો પ્રાપ્ય વસ્તુ છે. આ પ્રસંગે આપણે સંગતિ ફળની કૃતિ ઉત્પન્ન કરીએ છીએ. સંગતિ એટલે રસ્તે ચાલતાં આવી મળેલાં સંતોથી થયેલી અસર અથવા ભજવાતા ભાવો તેનું નામ સંગતિ ફળ સમજવું. આ પણ એક બળવત્તર અવસ્થા છે. "જેવો સંગ તેવો રંગ" એવી કહેવત તો ઘણા લાંબા સમયથી પ્રચલિત છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ સંગતિ પ્રમાણે હંમેશાં ફળ મળ્યા કરે છે. એ નિર્વિવાદ છે.

એક દૃષ્ટાન્તથી જણાશે:—

संतप्तायसि संस्थितस्य पयसो नामाऽपि न ज्ञायते ।
मुक्ताकार तयातदेव नलिनीपत्रस्थितं राजते ॥
स्वात्यां सागर शुक्तिमध्य पतितं तं मौक्तिकं जायते ।
मायेणाऽधम मध्यमोत्तमगुणा संवासतो जायते ॥

સંગતિ ફળ એક બળવાન પ્રકાર છે. નિર્જીવ વસ્તુઓની અસર કે સંગ પણ નકામો નથી તો પછી ક્રિયાવાન બોલતા ચાલતા એવા સંગનું પ્રાધાન્ય કેટલું બધું પ્રબળ છે ત જોતાં આપણે આશ્ચર્ય પામીએ છીએ.

( આગળ ચાલુ )

મકદાકર—નાગર.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુંન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૩૦ દાતાઓ એ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે.]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. તેને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપી કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો:

મંત્રી. હિન્દુ. અનાથ. આશ્રમ નડીઆદ.

---

## જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો!! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭] આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિ નીકળે? જરૂર દયા લાવી લખો:—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ

---

REGISTERED N. B. 764

આદ્યતંત્રી—
ગોલોકવાસી,
પ્રભાનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

મંત્રી —
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ્. એલ્. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૧૭–અંક ૨ ] (માસિક.) [ નવેમ્બર. ૧૯૧૧. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ–ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં–મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED N B 764

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" मत्यंपरंधीमहि"—ભાગવતમ્.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૭-અંક ૨ ]    (માસિક.)    [ નવેમ્બર. ૧૯૧૧. ]

## વીભુ પ્રાર્થના.



( હરિગીત છંદ. )

અતી ગૂઢ ભેદોથી ભર્યા તુજ કાર્ય સૌ વિશ્વેશ ! છે;
કાર્યરથ જે તું કરાવતો હું તેજ હા ! કરતો હરે !
અનુચિત-ઉચિતના જ્ઞાનનો ના લેશ મુજને ભાસ છે,
પ્રેરીત જે મુજ વિમલ મનથી થાય તે મુજ આશ છે.

જે હેં કીધું તે છે સ્વયં હે દેવદેવ ! થયું જ તે,
જે હેં સ્વયં ઈશ ! તું કરીશ ભાવિ મહીં થાશેજ તે;
જે હેં સ્વયં તું કરી રહ્યો છે, થઇ રહ્યું જે છે તથા,
પ્રુ હેતુમાત્ર સદૈવ હું, કર્તાજ તું જો સર્વથા.

છો નિર્વિકાર તથાપિ તું છો ભકતવત્સલ સર્વદા,
છો તું નિરીહ તથાપિ અદ્દભુત સૃષ્ટિ રચતો હા ! સદા;
આકારહીન તથાપિ તું સાકાર સન્તત સિદ્ધ છો,
સર્વેશ થઇને પણ સદા તું પ્રેમવશ્ય પ્રસિદ્ધ છો.

કરતા મનન તારૂંજ મુનિ, રત તુજમાં છે ઋષિ બહુ,
તુજનેજ સન્તત દેખતા નીજ ધ્યાનમાં યોગેન્દ્ર સહુ;
વિખ્યાત વેદોમાં વિભો ! તું સહુ તણો આરાધ્ય છે,
કોઇ ન તુજથી છે વડો, તું એક સહુનો સાધ્ય છે.

દર્શનથી તુજ ઉરને ન રહેતું અન્ય કાંઈ શેષ છે,
દર્શન વીના તુજ જીવ પામર ભટકતો સવિશેષ છે;
હે ઇશ ! જે તુજ પદકમલના મીષ્ટ મધુને ચાખતો,
તે મુક્તિની પણ કરી અનિચ્છા તુચ્છ તેને માનતો.

હે સચ્ચિદાનન્દ પ્રભો ! તું નીસ સર્વ સંશક્ત છો
અનુપમ, અગોચર, શુભ, પરાત્પર, ઇશ્વર અવ્યક્ત છો;
તું ધ્યેય, ગેય, અજેય છો, નિજ ભક્ત પર અનુરક્ત છો,
તું ભવવિમોચન, પદ્મલોચન, પુણ્ય, પદ્માસક્ત છો.

તું એક થઇને પણ અહો ! રાખે બહુ બહુ વેશ છે,
આદ્યન્ત હીન, અચિન્ત, અદ્દૈત, આત્મભૂ, અખિલેશ છે;
કર્તા તું છો, ભર્તા તું છો, હર્તાજ તું છો સૃષ્ટિનો,
ચારે પદાર્થ દયાનિધે ! આભાસ છે તુજ દૃષ્ટિનો.

હે ઇશ ! બહુ ઉપકાર તેં તો સર્વદા મુજપર કીધા,
ઉપહાર પ્રત્યુપકારમાં તુજને દઉં શું દુઃખ હરા !
છે મુજ શું આ સૃષ્ટિમાં ? આ અખિલ સૃષ્ટિ તુંથી બની,
સન્તત ઋણી જગદીશ ! તુજ છું, તું સદા મુજ છે ધણી.

જય દીનબન્ધો, સૈખ્યસિન્ધો, દેવદેવ, દયાનિધે,
જય જન્મમૃત્યુ વિહીન શાશ્વત, વિશ્વવન્દ્ય, મહા વિધે,
જય પૂર્ણ પુરૂષોત્તમ, જનાર્દન, જગન્નાથ, જગદ્દગતે,
જય જય વિભો, અચ્યુત, હરે, મંગલમતે, માયાપતે.

કલકત્તા
તા. ૧૫-૭-૧૧ } ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેશી.

# हाफेझ.

xxxx

(૧૧)

## ગઝલ.

ખેંચશે કો બંધ ઘુંઘટ પાક દીલબર તાહરો,
ને નીરશે ચ્યારો તને કો પંખી મનહર તાહરો ૧

બળતા જીગરની ફીકરમા નિદ્રા ઉડી ગઈ આંખથી,
કઇ બગલમાં નિદ્રા તને ને વાસ દીલબર તાહરો. ૨

દરવેશને પૂછ્યુ નહીં રે! ડર મને લાગે અતિ,
દરકાર દેવા દંડ કે માફી વિચાર ન તાહરો ૩

ખુમાર એ તવ નેત્રની આશક દીસે તકલીફમા
જાણ્યું મદિરા મસ્તીમા મહિમા એ દીલબર તાહરો. ૪

અણીદાર ફેંક્યું તીર ઇશારે દીલ ઉપર ચૂકી ગયું,
હવે જોઇશું યુક્તિ થી ઘડશે ન્યાય નિર્મળ તાહરો ૫

આફતને ફરિયાદ માગ કાન પર તું નવ ધરે,
રોશન મને એથી પ્રશસ્ત મુકામ દીલબર તાહરો. ૬

તું રોશની દીલ મ્હેલની, એ મ્હેલ મહબ્બત ધામ છે,
રે! અય ખુદા! આફત કરે ન અનર્થ દીલબર તાહરો ૭

આ રણ મહીં નીરનો ઝરો છે દૂર, તું હોશીઆર હો.
શયેતાન મૃગજળ દાખવી ન કરે દુષિત ભવ તાહરો. ૮

અયે દીલ! તું વય વૃદ્ધમાં કઇ રાહ ઉપર આગળ વધે,
વહી જાય છે તારૂણ્યનો જે વખ્ત દીલબર તાહરો. ૯

ગુલામ નવ હાફેઝ કે માલેકથી માગે કદિ,
મસ્તાન માગે વસ્લને ગુસ્સો અજબ પ્રિય તાહરો. ૧૦

ડૉ. બી. કંપારીઆં.

# शुष्क सरिता.

## શિખરિણી.

વહી જાતી વેગે, ઉછળતી અતિ ચક્ર રચતી,
જ્યહાં કોઈ જાતાં, ઉદર પર ફેંકી ઉછળતી;
સરિતા એવી આ, બહુ જન જ્યહાં સ્નાન કરતાં
અરે સૂકી દીસે, જલદ વિણુ આ કાળ સરિતા. ૧

હતાં મત્સ્યો મોટાં, મધર મચ્છ સ્વચ્છન્દ ફરતાં,
તરૂની છાયાથી, રવિકર તણો તાપ હરતાં:
રૂડા મોટા ઘાટે, પગથી પર મોજાં લહરતાં,
ધીમે ધીમે કંઠે, વિમળ જલ ઊર્મી ઉછળતાં. ૨

પડેલાં પુષ્પોથી, તટ સમિર સૌગંધ ધરતો,
દીસે તેથી કંઠો, રૂચિર જનને તાપ હરતો;
મળે પોતી ધોવા, વળી સરિતમાં સ્નાન કરવા,
પ્રભાતે વિપ્રો તો, શિવ પૂજન ને જાપ જપવા. ૩

હવે આ સ્થાને તો, જલ તણું નથી બિન્દુ પ્રભુ ! હા !,
ઉડે ઉંચે ધૂલિ, સમિર કુદતો અપ્રિય મહા !;
અરે વર્ષા કાળે, ઘન નહીં પડ્યો આ સરિતમાં,
સુકાયું પાણી તે, ફરી નવ મળ્યું આ પુલિનમાં. ૪

તટો દીસે શૂન્ય, નહીં મનુજનો કોલાહલ રવ હા !,
તરૂ ઝુંડો ઉભાં, ભયભીત થઇ રાન સમ હા !;
બિચારા લોકો તો, કુપ જલ થકી શાન્તિ ધરતા,
પ્રભુ ! આવી સ્થીતિ, સકળ જનને દુઃખ કરતા.

ગઈ લ્હેરો મીઠી, ગઈ તટ તણી રમ્ય રમતો.
ઘણી વાતો કર્તાં, બહુ સમય હર્ષે વહી જતો;
ગયો તે આનન્દ !, દુપીવ સરિતમાં આજ ઉજાના,
બહુ અશ્રુ આવે, જલ વીણુ દીસે શૂન્ય સરિતા !.

રૂડાં રૂડાં વસ્ત્રો શરીર પર ધારી રૂચીર હા !,
ઘટા ન્હાના ધારી યુવતિ બહુ કટિ મળતી આ!;
નથી આજે કોઈ જલવિણુ કરે ખેદ લલના,
ફૂદી જાતી પૂર્વે, જલવિણુ હવે ધીમી લલના. ૭

મહિષી ગાયો તો, જલ પી કુદતી મસ્ત ડુલતી,
ફૂંફાટા મારીને, ગૃહ પ્રતિ જતી ત્વેસ કરતી;
હવે વારિ વીના, કુપ નિકટ દુઃખીત ફરતી,
પ્રભુ ! આવી સ્થીતિ, સકળ જીવને દુઃખ કરતી ૮

નથી પક્ષી કેરો, મધુર રવ ક્યાંઈ શ્રવણમાં,
ગયાં ભૂલી ગાન વિહગ નહી દેખી જલ રૂડાં;
કૃપા રાખો નાથ !, ઘન તણી કરો મ્હેર અમને,
કરો છૂટા મેઘ, ફરી ફરી નમી નાથ ! કહીએ. ૮

મોરબી
તા. ૧૧-૧૨-૧૧

ભાઇશંકર કુબેરજી શુકલ.

---

# ચિ. ચમનની ગઝલ.



ચમન ! તુજ દિલચમન ખિલશે ! સનમ ! રહેમત ભરી દેજે !
ચમન ! તુજ દિલચમન ખિલવી, ગુલો ચશ્મે ચૂમી લેજે !

ચમન ! ઇશ્કે શરાબી પીઃ બિરાદર સર્વને પાજે !
ચમન ! અક્કલ ગુમાવીને જિગરને ઝૂકતો થાજે !

ચમન ! તુજ જિન્દગી જામે કદર ગુલની કરી લેજે !
ચમન ! એ ગુલ તણી ખુશ્બો અજબ ! દિલમાં ભરી દેજે !

ચમન ! અન્જુમને જઇને હકીકી નૂર પૂર હેયે !
ચમન ! મસ્તાન મુન્શીથી અજબ દિલસુધી એ ભરી લે !

ચમન ! ઇશ્કે બુતો ચૂમી, બિરાદર ! ઇશ્કને માજે !
ચમન ! એ રાહમાં હરદમ ટપકતા જિગરે જાજે !

ચમન ! છે છેક ગભરૂ તું : મુસાફિરી આ મુબારક હો !
ચમન ! આંસુ તણી તાલિમ અવલ આખિર પરિચિત હો !

ચમન ! બન્દો બની આલમ તણી સેવા કબૂલી લે !
ચમન ! શીખે 'કુરેબી' ના ! 'રૂહે' હિંમત ટકાવી દે !
ચમન ! મ્હાલજે દુવાઓને ! દવાને મારજે લાતો !
ચમન ! તુજ ઉપરે ઉતરે ! દુવાગીરની દુવાઓ જો !

ચમન ! દિલનો દુલો થાજે ! દયાળુ દોસ્તને મ્હાજે !
ચમન ! ઔદાર્યના પાઠો જહાંમાં શીખતો થાજે !

ચમન ! આલમ વિષે સમ્પી સદા આનન્દમાં રહેજે !
ચમન ! જૂઠી જબાંઓથી સદા પરહેઝ તૂં થાજે !

ચમન ! તુજ ભાઈ બ્હેનોને સદા સન્તોષ જો આપે !
ચમન ! તો રહમ દિલથી એ સનમ અમીએ નઝર નાખે !

ચમન ! તુજ ઇશ્કી લજ્જોથી, ખરે ! મિજમાન બહુ રાજી !
ચમન ! હમદર્દીના ફકરા કરો મિજબાનીમાં જારી !

ચમન ! મ્હારો નથી : ત્હારો, ખુદા ! તૂં ખયરિયત મ્હાજે !
ચમન ! માદર વગરનો છે ! બલાઓ દૂર તૂં કરજે !

ચમન ! આજે થયાં ત્હારે વરસ જો પાંચ પૂરાં યે !
ચમન ! આ સાલગીરીની ગઝલ-ખેતો વધાવી લે !

ચમન ! શિખો શરાબોની ખુમારીમાં ગઝલ ગાવા !
ચમન ! ગમખ્વાર મિસ્કીન થા ! ચહે મસ્તાન આ બાવા !

ચન્દનક્ષેત્ર—મયખાના
તા. ૨૨-૫-૧૯૧૦

मस्तान.

# પ્રાચીન ગ્રીસની જાતીય શિક્ષા.

ગ્રીક લોકોની સભ્યતા જેટલા સમય સુધી સ્વાધીનભાવથી વિકાસ અને વિસ્તૃતતાને પામતી હતી. તેટલા સમય દેશ, કાલ, અને અવસ્થાને અનુસાર તેની શિક્ષાપદ્ધતિમાં જે જે પારવર્તનો થયાં તેનો સંક્ષિપ્ત ઉલ્લેખ આ લેખમાં કરવામાં આવશે.

આ પરિવર્તન સમૂહમાં પ્રધાનતઃ બે વાત વિશેષ ઉલ્લેખનીય છે (૧) ડોરીય જાતિની ચીરસ્થાયિની શિક્ષાપદ્ધતિ અને (૨) આયોનીય જાતિની પરીવર્તનશીલ શિક્ષાપદ્ધતિ.

ડોરીય જાતિની શિક્ષાપદ્ધતિનો વિકાસ સ્પાર્ટા નગરમાં થયો હતો. તેથી સ્પાર્ટા સભ્યતા આલોચીત થઈ છે. આયોનીય જાતિની શિક્ષાપદ્ધતિએ એથેન્સમાં વિશેષ પ્રતિષ્ટા પ્રાપ્ત કીધી હતી. આથી ગ્રીક શિક્ષાપદ્ધતિના ઇતીહાસમાં એથેન્સની સભ્યતા અને શિક્ષા આલોચીત થઇ છે

એમ નથી સમજવાનું કે જાતીગત વૈચિત્ર્યને લીધે શિક્ષાવૈચિત્ર્ય થયું હતું, સમયના પરિવર્તનની સાથે અવસ્થાના પરિવર્તનને લીધે શિક્ષાપદ્ધતિનું રૂપાન્તર થયું. આ રૂપાન્તરે સ્પાર્ટા નગરની ડોરીય સમાજને સ્હેજ માત્ર પણ સ્પર્શ નથી કીધો. એથેન્સમાં જ શિક્ષા-પદ્ધતિનો ક્રમિકવિકાસ અને અવસ્થાન્તર ઉદ્ભૂત થયાં હતાં. આથી એથેન્સની સભ્યતા અને શિક્ષાપદ્ધતિના ક્રમિક વિકાસ પ્રતી વિશેષ ભાવથી દૃષ્ટિપાત કરવો આવશ્યક છે.

આવા પ્રકારની વિભિન્ન શિક્ષાપદ્ધતિનું ચીત્ર પાઠકો સમીપ ધરવા માટે સમાજમાં વસ્તુતઃ જે પ્રકારનું શિક્ષાકાર્ય કરવામાં આવતું હતું તેનું વર્ણન આ પ્રબન્ધમાં આપવામાં આવ્યું છે. સ્પાર્ટા અને એથેન્સમાં, ભિન્ન ભિન્ન યુગોમાં, શિક્ષા સબંધી સાધારણ જનસમાજ કેવો વિચાર ધરાવતા હતા, શિક્ષક અને સમાજનો કેવો સબંધ હતો શિક્ષયિત્રીઓનો ઉદ્દેશ કયા પ્રકારનો હતો, રાષ્ટ્રની સાથે શિક્ષાવ્યવસ્થાનો કેવો સંસર્ગ હતો તે બધાનું વિવરણ આ લેખમાં આપવામાં આવ્યું છે. રાષ્ટ્ર નીતિજ્ઞ અથવા વ્યવસ્થાપક સભાના પ્રધાન પ્રધાન મંત્રીઓ "શિક્ષાના ઉદ્દેશ, ઉપકરણ તથા પ્રણાલિના સબંધમાં કયા પ્રકારનો મત પ્રકાશિત કરતા હતા અથવા સોક્રેટીસ, પ્લેટો, એરીસ્ટોટલ આદિ પંડિતોએ રાષ્ટ્ર અને શિક્ષાના સબંધમાં કયા પ્રકારના મતવાદો પ્રતિષ્ઠિત કર્યા હતા આ બધાનું વર્ણન આ લેખમાં નથી. તેઓના દાર્શનિક સિદ્ધાન્તોનું વિશદ વર્ણન આપવામાં આવ્યું નથી પરંતુ તેઓ આચાર્ય અને અધ્યાપકભાવથી શિક્ષણનું કાર્ય કેવી રીતે કરતા હતા, પોતાના વિદ્યાલયોમાં કેવા પ્રકારનું વિદ્યાદાન અને શિક્ષા વિસ્તાર કરતા હતા, પોતાના શિષ્યોની સાથે તેમનો વ્યવહાર કેવો હતો તે બધું આ પ્રબન્ધમાં આલોચીત થયું છે.

તે સીવાય દિગ્વિજયી સિકન્દરના ઉત્તરાધિકારીઓએ એશીયા, યુરોપ અને આફ્રિકાના ભિન્ન ભિન્ન પ્રદેશોને હસ્તગત કરી સમસ્ત પૃથ્વીમાં પૂર્વ અને પશ્ચિમના ભૂભાગોના મિશ્રમંદિરના

રૂપમાં સભ્યતા વિસ્તાર કરવા કેન્દ્રરૂપ નગર સ્થાપનપૂર્વક માનવ સમાજને ગ્રીક સભ્યતાદ્વારા રંજિત કરવાનો જે પ્રયત્ન કીધો હતો, તે ગ્રીક સભ્યતાના આધિપત્યને સમયે શિક્ષાપદ્ધતિનું કયા પ્રકારે પરિવર્તન થયું તેનું કોઈ પ્રકારનું વર્ણન આ લેખમાં નથી. નવી નવી શક્તિઓનો સંસ્પર્શ અને નૂતન નૂતન ઘટનાવલીઓના પ્રભાવથી ગ્રીક સભ્યતાએ નવીન રૂપ ધારણ કીધું, તદન્તર તે પોતાના કેન્દ્ર, પ્રાચીન ગ્રીસ ને છોડી દઈ એશિયા અને આફ્રિકાના ભિન્ન ભિન્ન સ્થાનોમાં પ્રતિષ્ઠિત થઈ.

થોડાજ સમયમાં રોમનસામ્રાજ્યે મેસેડોનીયા સામ્રાજ્યના પ્રદેશોનો ગ્રાસ કરી ગ્રીક સભ્યતાના વિસ્તારનું દાયિત્વ ગ્રહણ કીધું અને રોમની પ્રચલિત પ્રણાલિથી ગ્રીકસભ્યતાનું તદનુકૂલ સંસ્કરણ કરી નાખ્યું. અતએવ ઈસવી સનની પહેલાં ત્રીજી જ શતાબ્દિનાં પ્રારંભથી રોમસભ્યતાના અવસાન સુધી, ગ્રીકસભ્યતાએ પોતાની પવિત્રતા અને સ્વાતંત્ર્ય ગુમાવી દઇ મેસેડોનીયા અને રોમનું રૂપ ધારણ કીધું. મેસેડોનીવાની આ ગ્રીક સભ્યતાનું પ્રધાન કેન્દ્ર નાઈલ નદીના તટપર આવેલું અલેકઝાંડ્રિયા નગર હતું. આ અવસ્થા વિપર્યયને લીધે પ્રાચીન ગ્રીસના એથેન્સ નગરે પણ મેસેડોનીયા તથા રોમના શિક્ષાનો ભાવ ધારણ કીધો.

નવભાવ પ્રાપ્ત એથેન્સ, નવપ્રતિષ્ઠિત એલેકઝાંડ્રિયા અથવા ગ્રીકભાવાપન્ન રોમ એ ત્રણમાંથી એક પણ કેન્દ્ર પ્રાચીન–ગ્રીસનાં નિદર્શક નથી. અતએવ પ્રાચીન ગ્રીસની જાતીય શિક્ષાપદ્ધતિના ઇતીહાસમાં તેને સ્થાન મળી શકે તેમ નથી.

આ નવ યુગમાં ગ્રીક લોકોની સ્વાધીનતા નષ્ટ થવાથી, નવ પ્રવર્તિત વિજાતીય રાજતન્ત્રની આધીનતામાં તેમના સ્વાભાવિક જાતીય જીવનનો ગતિરોધ થયો. જૂનાં નાનાં નાનાં નગરરાજ્યોને બદલે નવા નવા શાસન પ્રણાલી વિશિષ્ટ વિભિન્ન પ્રદેશ રાજ્ય, સામ્રાજ્ય, યુક્ત રાજસમૂહે પ્રાચીન જાતીય ભાવનો નાશ કરી અભિનવ જાતીયતા તથા નવા રાષ્ટ્રીય જીવનનું ઉત્પાદન કીધું.

રાષ્ટ્ર સમૂહ વિભિન્ન ભાષા–ભાષિયો અને વિભિન્ન દેશવાસીઓની આવાસભૂમી થતો ગયો. પોતાના દલ, જનપદ વા નગરની હદમાં બંધીવાન ન રહી લોકો નવાંનવાં દેશભ્રમણ, નવી નવી સમાજો અને નૂતન નૂતન ધર્મના સંસ્પર્શથી પ્રશસ્તમના અને ઉદારચેતા થવા લાગ્યા. ભિન્ન ભિન્ન રાજ્યોના અધિવાસીયો અને રાજાઓની વિવાહપ્રથા પ્રચલિત થઈ, અન્યોન્ય સખ્ય, ઐક્ય અને સહાનુભૂતિ વધવા લાગી.

વિદ્યાલય અને રાજ્યદરબારમાં સર્વત્ર ગ્રીકભાષા પ્રવર્તિત થવાથી અનેક દેશોમાં એક ભાષાનું પ્રચલન થયું. શિલ્પવાણિજ્ય વિસ્તારના ફલથી ભાવ અને કર્મનું આદાન પ્રદાન સુસાધ્ય થયું અને વિભિન્ન દેશોમાં–વિભિન્ન સ્થાનોમાં–સભ્યતા વિસ્તારનાં નૂતન નૂતન કેન્દ્ર પ્રતિષ્ઠિત થયાં. આવી રીતે નાના પ્રકારના ઉપાયોથી વ્યાપકતા અને વીશ્વજનીનતાની પુષ્ટિ થવા લાગી.

આ પ્રકારે થયેલા અવસ્થાપરિવર્તનને લીધે ત્યાંના નિવાસીઓના વિચારોમાં પણ યુગાન્તર ઉપસ્થિત થયો. સ્વરાજ્યના રાષ્ટ્રીય કાર્યોમાં વ્યક્તિત્વ વિકાસ અને જ્ઞાનગાનના સુયોગ.

સમૂહના નષ્ટ થવાથી તેની ચિન્તા અને કર્મ રાષ્ટ્રીય જીવનથી વિચ્યુત થઈ ગયાં. અતએવ નૈતિક જીવનનો ભાર કેન્દ્રસ્થાનથી ભ્રષ્ટ થઇ જીવનના નૂતન ઉદ્દેશ, કર્મના નૂતન લક્ષ તથા સમાજના નૂતન પ્રતિષ્ઠાનની સૃષ્ટિ કરવા લાગ્યો.

કર્મઠ, ઉત્સાહી અને સામરિક શક્તિસમ્પન્ન વ્યક્તિ ગણુને સ્વદેશમાં ઉપયુક્ત કર્મક્ષેત્ર ન મળતાં દૂર દેશોમાં જઈ પોતાની પ્રવૃત્તિ અને પ્રકૃતિના વિકાસના સાધનોપયોગી જીવન વીતાડવા લાગ્યા. બુદ્ધિમાન પંડિતગણુ રાષ્ટ્ર વિચારાલય, મન્ત્રણુસભા આદિ સામાજીક કર્મ ક્ષેત્રોને તજી દઇ નિભૃત સ્થાનમાં શિષ્યો દ્વારા પરિવૃત થઇ પોતપોતાની શક્તિ અનુસાર વિદ્યાલય અને આલોચના સંઘ આદિ ચિન્તાનાં કેન્દ્ર પ્રતિષ્ઠિત કરવા લાગ્યા.

અતએવ વ્યક્તિગત સ્વાધીનતા અને સ્વાતન્ત્ર્યપ્રિયતા સ્થિર પ્રતિષ્ટ થઇ. જે સ્વાધીન ચિન્તા ઘણા દિવસોથી ગ્રીકસમાજમાં પ્રવર્તિત થઇ રહી હતી તે નવી ઘટનાવલિના પ્રાદુર્ભાવથી, સ્વાભાવિક રૂપથી, અવારિત ભાવથી બદ્ધમૂલ થવા લાગી. જેનો અને એથી વી ઉરસ, અને તેનો મતાવલંબી આખો સમુદાય, આ મતનું ખંડન કરી રાષ્ટ્રીય જીવનની પુષ્ટિથી વ્યક્તિની સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે, રાષ્ટ્ર અને સમાજ વિચ્યુત સ્વાધીનતા અને પરીપૂર્ણ વ્યક્તિત્વ વિકાસના આદર્શ અને ઉપાય આદિના સમ્બંધમાં મત પ્રકાશિત કરવા લાગ્યા.

ગ્રીકજીવને આવી વ્યાપકતા, વિશ્વજનીનતા, વ્યક્તિત્વ, સ્વાતંત્ર્ય અને સ્વાધીનતા દ્વારા અનુરઞ્જિત થઇ સાહિત્ય, કલા,રીતિનીતિ આદિ સભ્યતાના વિવિધ અંગોનું રૂપાન્તર કરી નાખ્યું.

સાહિત્યસેવી અને વિદ્યાનુરાગી રાજાઓએ જ્ઞાનાનુશીલન અને વિદ્યાચર્ચાને માટે ગૃહપ્રતિષ્ઠા, ભૂસમ્પત્તિદાન, અર્થ સાહાય્ય આદિ વિવિધ ઉપાયોથી પંડિતોના કાર્યમાં સહાયતા આપી.

પંડિતસભા, સમાલોચનાસમિતિ, મ્યુઝીઅમ, પુસ્તકાલય, વિજ્ઞાનમંદિર આદિ તેમની સરલતાને માટે પ્રતિષ્ઠિત કરવામાં આવ્યાં. ગ્રીક, મીશ્ર દેશીય, બૌદ્ધ આદિ વિભિન્ન મતવાળાઓના સઙ્ઘર્ષણથી નૂતન નૂતન વીચારોની ઉત્પત્તિ થઇ. પ્રાકૃતિક અને માનવીય, ઉભય પ્રકારની વિચિત્ર ઘટનાવલિઓ અને કાર્યોનું વિવરણ તૈયાર થવા લાગ્યું. ભિન્ન ભિન્ન દેશોથી વિચિત્ર પદાર્થો વિદ્વાનોની સભા સમક્ષ મુકાઈ આલોચીત થવા લાગ્યા.

ભિન્ન ભિન્ન ભાષાઓમાં રચિત ગ્રન્થોના અનુવાદોનો વિદ્વાનમંડળમાં પ્રચાર થયો. તેઓએ લોકોની જ્ઞાનેચ્છા વધારી પ્રાયઃ સર્વ સ્થળે નાના પ્રકારના વિષયો લઇ તેના પર ચિન્તા, ગવેષણા,-આલોચના, તર્ક, વાદાનુવાદ, વ્યાખ્યા આદિ કાર્ય થવા લાગ્યાં. શિષ્યજન પોતાના ગુરૂના મતવાદોની ટિકા-ટિપ્પણી લખવા લાગ્યા.

ક્રમશઃતુલના અને શ્રેણિવિભાગ પ્રણાલિના અવલંબનનો સુયોગ ઉપસ્થિત થયો. સજીવ અને નિર્જીવ પદાર્થ તથા ભાષા અને વિજ્ઞાન આદિના નિયમો, ક્રમાન્વય અને કાર્યકારણ સમ્બંધ આદિ આવિષ્કૃત થવા લાગ્યાં. પારસ્પરિક તુલના અને તારતમ્યના ફલથી વૈજ્ઞાનીક અને દાર્શનીક મતવાદ તથા વિચારપરંપરાનુ સ્થાન, ક્રમ અને પર્ય્યાય નિશ્ચિત થવા લાગ્યાં. મતો શ્રેણિબદ્ધ થઈ પ્રકૃત વિજ્ઞાનનું રૂપ ધારણ કર્યું

યથાસમય એક સત્ય વૈજ્ઞાનીક યુગ આવી ઉપસ્થિત થઈ ગયો. ગણીત, જ્યોતીષ, ભૂમિતી, ભૂગોળ, ઇતિહાસ આદિ વિવિધ વિદ્યાઓનો ઉત્કર્ષ થયો. આ તર્ક અને યુક્તિમૂલક સમાલોચનાના યુગમાં ધર્મતત્વ અને સાહિત્ય પણ તુલના સિદ્ધ વિજ્ઞાન થઈ ગયાં. કાવ્યાદિની રચના મુકી વિદ્વાનો સંકલન, અનુવાદ અને સમાલોચના આદિ દ્વારા ગદ્યસાહિત્યની પુષ્ટિ કરવા અને વિદ્યાના વિસ્તારાર્થે અલ્પ મૂલ્યમાં પુસ્તકો પ્રકાશિત કરવા લાગ્યા. જટિલ લેખ પ્રણાલી અને અદ્ભૂત રચના કૌશલ્યની અપેક્ષા સરલ અને સુબોધક ભાષામાં ભાવ પ્રકાશિત કરવા પ્રતિ લોકોની દૃષ્ટિ ગઈ. વિચક્ષણ જનોએ વાગ્મિતા શીખવી છોડી દઇ વૈજ્ઞાનીક અને સાહિત્ય સંબંધી અનુસન્ધાન, વિશ્લેષણ, ઐતિહાસિક ગવેષણા અને ધર્મતત્વની પ્રતિષ્ઠા આદિ ગંભીર વિષયોમાં મન પરોવ્યું.

અસ્તુ, આ યુગની શિક્ષાપદ્ધતિ પૂર્વવર્તી યુગની શિક્ષાપદ્ધતિથી સ્વતંત્ર થઇ ગઈ. શારિરીક અને સામરિક શિક્ષાએ ક્રમશઃ અવનત અને લુપ્તપ્રાયઃ થઈ માનસિક શિક્ષાનું પ્રાધાન્ય પ્રતિષ્ઠિત કીધું. હવે નૈતિક વાગ્મિતા અને સમાલોચના આદિને બલે સૃષ્ટિ, સ્થિતિ જીવ. ધર્મ. વિજ્ઞાન, ગણિત, દર્શન આદિ ગંભીર વિષયો માનસિક શિક્ષાના વીષયો થઇ ગય.

ક્રમશઃ વિદ્યાલય સમૂહ ગવર્નમેંટના આધકારમાં આવી તેનાજ વ્યયથી પરિચાલિત થવા લાગ્યાં. રાજશક્તિના પ્રભાવથી નૂતન એલેકઝાંડ્રિએ જુના એથેન્સને હતપ્રભ અને હીનવીર્ય કરી દીધું. રોમ નગરે સામ્રાજ્યનીતિ દ્વારા વિજિત પ્રદેશોનો કીર્તિ કલાપ ધ્વંસ કરી ગ્રીકસભ્યતાની સહાયથી પોતાની વૃદ્ધિ કરવા માટે પોતાને ગ્રીક સભ્યતાની રાજધાની અને પ્રધાન કેન્દ્રરૂપ બનાવ્યું આ યુગમાં એથેન્સ જે ચિન્તાપૂર્ણ વિષયોમાં પોતાની સામાન્ય પ્રતિપત્તિ સ્થવામાં સમર્થ થયું તે એલેકઝાંડ્રિયાની નૂતન ચિન્તા પદ્ધતિના અનુકરણથી થયું. આ વાત તેના પોતાના વિશેષત્વની પરિચાયક નથી. આ પ્રકારે પ્રાચીન ગ્રીકસભ્યતા પ્રથમ પોતાનું વિશેષત્વ અને પછી પોતાની નિવાસભૂમિ ગુમાવી કેવલ નૂતન સભ્યતાની સૃષ્ટિની જ ઉપકરણ થઈ.

આ નૂતન સભ્યતામાં જે પ્રકારે પ્રાચીન ગ્રીક લોકોની વિશેષત્વતા નથી જોવામાં આવતી તેજ રીતે હોમર સાથે સબંધ રાખવાવાળા કવિ સમ્પ્રદાયના કાવ્યોમાં ગ્રીક સમાજની જે અવસ્થાનું વર્ણન છે તેમાં ગ્રીક લોકોની સ્વતંત્ર સભ્યતાનો પણ કોઇ વિશેષ પરિચય નથી મલતો. આ કારણને લીધે હોમરે વર્ણન કરેલી ગ્રીક જાતિની શૈશવાવસ્થાનો કોઇ ઉલ્લેખ આ લેખમાં કરવામાં આવતો નથી. હોમરના મહાકાવ્યોમાં સમાજ અને રાષ્ટ્રનું જે ચિત્રણ મલે છે તે આ સમયે આર્યભાષા બોલવા વાળી–જાતિઓનાં પૂર્વ પુરૂષોનું સાધારણ ચીત્ર કહી શકાય ખરૂં તથાપિ તે ગ્રીસ દેશ અને તેના ઉપનિવેશોમાં રચાયું અને ગવાયું છે. તેથી તેમાં ગ્રીસ જાતિના સ્વભાવનો આભાસ મલે છે.

જ્યારે રાષ્ટ્ર અને ધર્મની પ્રતિષ્ઠા થઇ ગઇ હતી, જ્યારે રાજા પછી ચિકિત્સક કથા કહેવાવાળા અન્ય અન્ય ગણુક લોકોજ સમાજના પ્રધાન વ્યક્તિ માનવામાં આવતા હતા જ્યારે સાહિત્યની સૃષ્ટિ ઉત્પન્ન નહોતી થઇ અને જ્યારે લખવાની પદ્ધતિ પણ આવિષ્કૃત થઈ ન હતી તેવા સમયનું આ ચીત્ર છે. તે દિવસોમાં ચારણ લોકો દેશ દેશોમાં જુદી

કથાઓ ગાતા ભટકતા હતા. વિવિધ પ્રકારના શિલ્પો તે સમય સુધી પણ આવિષ્કૃત નહોતાં થયા. સમાજ અને રાષ્ટ્રમાં જટિલતાએ ત્યાં સુધી પણ પ્રવેશ નહોતો કીધો.

જીવન સંગ્રામને માટે સર્વદા પ્રસ્તુત રહી અને કર્મક જીવનનું સંગઠન કરી શત્રુઓને પરાસ્ત કરવા તેજ તે સમયે સમાજનું મુખ્ય કાર્ય અને ઉદ્દેશ હતાં. શારીરિક શક્તિ અને સાહસિકતાજ તે સમયે મહાન ગુણો ગણાતા હતા. પોતાની શક્તિમાં સર્વ સાધારણનો વિશ્વાસ ઉત્પાદન કરી સમાજનું નાયકત્વ ગ્રહણ કરવા શક્તિમાન થવું એજ તે સમયમાં સહુથી ઉત્તમ વીરત્વ ગણાતું. આથી અવસ્થોપયોગી આલોચના અને વિચાર શક્તિજ માનસિક ઉત્કર્ષનાં મુખ્ય લક્ષણો હતાં. અતએવ (૧) ઉપયુક્ત સમયે કાર્ય કરવું અને (૨) ઉપયુક્ત વિષયમાં સલાહ આપવી આ બેજ કાર્ય હોમરના અનુયાયી ગ્રીક લોકોના શિક્ષાલાભનો ઉદ્દેશ હતો. આ માટે કોઇ સ્વતંત્ર વિદ્યાલય અથવા શિક્ષાદાતાની આવશ્યક્તા નહોતી. રાષ્ટ્રશાસનને માટે જે સાધારણ સભા હતી તેમાં મતામત પ્રકાશ કરતાં કરતાં રાષ્ટ્ર માટે પરામર્શ દેવા અને કર્તવ્ય બજાવવાની શિક્ષા મલતી હતી. શિક્ષાનો આદર્શ પ્રકૃત કર્મવીર અને યોદ્ધાની સૃષ્ટિ ઉત્પન્ન કરવાને જ હતો આ કારણને લીધે સમાજનું પ્રાકૃત કર્મક્ષેત્ર શિક્ષાલય રૂપે વિવેચિત થતું હતું.

અસ્તુ, રાષ્ટ્રીય જીવનનો વિકાસ, શરીરની પુષ્ટિ અને માનસિક ઉત્કર્ષ સાધનજ હોમરની શિક્ષા પદ્ધતિનાં પ્રધાન આદર્શ હતાં. ગ્રીસની ચરમોન્નતિને સમયે આજ આદર્શ પરાકાષ્ઠાએ પહોચ્યાં હતાં. જે ભાવ, જે આદર્શ અને જે રીત પરીપુષ્ટ ગ્રીક સભ્યતાના અંગો હતાં તેનાં ઉપકરણના બી હોમરવાળા યુગમાં રોપાયાં હતાં એમ કહીએ તો ચાલે. હોમરના અનુયાયી કવિયોએ જન પ્રતિષ્ઠાનોનુ વર્ણન કર્યું છે તેણેજ પરવર્તી યુગોમાં ભિન્ન ભિન્ન કારણોથી પુષ્ટ થયે ગ્રીક સભ્યતાના વિકાસમાં સહાયતા આપી હતી. આ યુગની (૧) કર્મશિક્ષા અને (૨) આલોચના શિક્ષા એ બે શિક્ષાઓજ પરવર્તી કાલના ગ્રીસના સર્વત્ર પ્રચલિત શિક્ષણીય વિષયોના દ્વિવિધ વિભાગ (૧) વ્યાયામ અને (૨) સંગીત ( સાહિત્ય ) શિક્ષાની પ્રધાન કારણરૂપ હતી.

સ્વાધીનતાપૂર્વક વિકાસ પામેલી ગ્રીકશિક્ષાપદ્ધતિના પૌર્વાપર્ય અને પ્રકૃતિની વિશેષભાવથી આલોચના કરવાથી આ જ્ઞાત થાય છે કે પ્રાચીન ગ્રીક રાષ્ટ્રિય કાર્યોમાં સહાયતા દેવાને યોગ્ય થવાને લીધે લોકો તેનો આદર કરતા હતા. રાષ્ટ્રની ઉન્નતિજ શિક્ષા વિસ્તારના ઉદ્દેશરૂપ હતી. આ વાતને લક્ષમાં રાખીનેજ શિક્ષા લાભના સમય વિભાગ, શિક્ષણિય વિષયસમૂહ શિક્ષાનું ઉપકરણ, વિદ્યાલયનું શાસન આદિ નિર્દ્ધારિત અને નિયંત્રિત થતાં હતાં.

સ્પાર્ટામાં રાષ્ટ્રજ એક માત્ર શિક્ષાલય અને શિક્ષાદાતા હતું. એથેન્સમાં યદ્યપિ શિક્ષા વિસ્તારનું કામ સરકારને આધીન ન હતું કિન્તુ પ્લેટો, એરીસ્ટોટલ આદિ પ્રધાન પંડિત સ્પાર્ટનોની શિક્ષાપદ્ધતિનેજ આદર્શ શિક્ષાપદ્ધતિ સમજતા હતા શિક્ષાનું ખર્ચ પરિવારના અન્યાન્ય ખર્ચની પેઠે કરવામાં આવતું હતું પરંતુ શિક્ષાર્થિઓના ચરિત્રગઠન અને

સંયમપાલનના સબંધમાં વિદ્યાલયના અધિકારીઓને રાષ્ટ્રના નિયમાનુસારજ ચાલવું પડતું હતું. આ સિવાય વિદ્યાલયનો અધિકાંશ સમય સમર અને કાનુન સંબંધી શિક્ષામાં જતો હતો. અસ્તુ, શું સ્પાર્ટા, શું એથેંન્સ, ઉભય પ્રદેશોમાં રાષ્ટ્રજ શિક્ષા પદ્ધતિનું નિયન્તા હતું એમ કહેવું કોઇ પણ પ્રકારે અસંગત નથી.

રાષ્ટ્રના આધિપત્યનો સબંધ વ્યક્તિ વિશેષમાં જેમ જેમ ઘટતો ગયો તેમ તેમ એથેન્સના જાતીય જીવનમાં શિથિલતા પણ આવતી ગઇ. અંતે ફળ એ થયું કે વ્યક્તિગણ સ્વાતંત્ર્યનો વિકાસ અને સ્વાધીનતા પ્રેમની વૃદ્ધિની સાથે પ્રાચીન ગ્રીસની જુની રાષ્ટ્રગત સભ્યતાનો લોપ થઇ ગયો.

બધા શિક્ષણિય વિષય પ્રધાનતઃ બે ભાગમાં વિભક્ત હતા (૧) શારીરિક ઉત્કર્ષ સાધનોપયોગી વ્યાયામ શિક્ષા અને (૨) માનસિક ઉત્કર્ષ સાધનોપયોગી સંગીત શિક્ષા સ્પાર્ટામાં પ્રથમ શિક્ષા પ્રાધાન્ય પદ પામીને દ્વિતીય શિક્ષાની બાધક થઇ હતી. એથેન્સની શિક્ષાપદ્ધતિમાં તેને વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થયુ હતું, અને એથેન્સના પંડિતો પણ તેનો આદર કરતા હતા. વયોવૃદ્ધિની સાથે વિવિધ પ્રકારના વ્યાયામનો લોકો અભ્યાસ કરતા હતા. જે વયમાં સમર શિક્ષાજ પ્રધાન શિક્ષા ગણાતી હતી તે વયમાં તો શારીરિક ઉત્કર્ષ પ્રતિ સ્વભાવતઃજ વિશેષ દૃષ્ટિ રાખવી પડતી હતી. માનસિક ઉત્કર્ષ સાધનોપયોગી શિક્ષાની ઉન્નતિ સ્પાર્ટામાં થઇ નહીં. એથેન્સમાંજ ભિન્ન ભિન્ન દેશોથી આવી સંગીત પ્રેમીઓએ તેનો ઉત્કર્ષ કીધો. સંગીત વિદ્યામાં સર્વ પ્રકારની લલિત કળાઓ સંમિલિત ગણાતી હતી. એથેન્સમાં પ્રથમથીજ કાવ્યશાસ્ત્રનું અનુશીલન થતું હતું. ક્રમશઃ આ શાસ્ત્રની શિક્ષાની વ્યવસ્થામાં ગણિત જ્યોતિષ, ભાષાવિભાગ, ન્યાય, દર્શન, નીતિ, પદાર્થ વિજ્ઞાન આદિઅન્ય શિક્ષાઓએ પણ સ્થાન પ્રાપ્ત કીધું.

ધર્મશિક્ષાની કોઇ વ્યવસ્થા નહોતી. જાતીય સાહિત્યમાં નીતિ અને દેવતા વિષયક જે તત્વ વિદ્યમાન હતાં તેનીજ આલોચના ધર્મ શિક્ષાનું એકમાત્ર સાધન હતું તેના સીવાય રંગભૂમિમાં થવાવાળા અભિનય, મકાનોની દિવાલોપર ચિત્રિત થએલી દેવી અને દેવતાઓની મૂર્તિ તથા વિશેષ વિશેષ તહેવારોના ઉપલક્ષમાં કરવામાં આવતા નાના પ્રકારના સામ્યવંદ આદિ એથેન્સજ સર્વ મનુષ્યોનો ધર્મભાવ ઉદીસ થતો હતો. સામાજીક અને રાષ્ટ્રીય કાર્યોમાં મચ્યા રહેવાથી, સર્વ સાધારણની સાથે સંભાષણ કરવાથી અને સ્વદેશનાં હિતકર કાર્યોનું સંપાદન કરતા રહેવાથી લોકોના નૈતિક જીવનનો વિકાસ થતો હતો. નૈતિક ચરિત્રગઠનપ્રતિ પરિવારના લોકો અને રાષ્ટ્રીય કર્મચારિયોનુ વિશેષ ધ્યાન રહેતું હતું.

સ્પાર્ટામાં શિક્ષાના કોઇ વિશેષ ઉપકરણનું પ્રયોજન ન થયુ. કોઈ પણ પુસ્તકની આવશ્યક્તા ન થઇ; હાથેથી ગણી ગણીતની શિક્ષા આપવામાં આવતી; કોરસ (Chorus) માં દલબદ્ધ થઇ નાચવું અને ગાવું શીખવું પડતું હતું આથી કોઇ વાજીંત્રોની આવશ્યકતા ન થઈ.

એથેન્સે આ સબંધમાં વિશેષ ઉન્નતિ કરી હતી. પુસ્તક અને ચિત્રવિદ્યાનાં ઉપયોગી

યન્ત્ર વ્યવહારિત થતાં હતાં. વિદ્યાલયો સ્થાપીત થઇ ગયાં હતાં. શિક્ષાર્થીઓને બેસવા માટે બેન્ચ, સ્ટુલ આદિનો પણ અભાવ નહતો. સંગીત શિક્ષા માટે જાત જાતનાં વાદ્યયન્ત્રો પણ ઉપયોગમાં લેવામાં આવતાં હતાં.

સ્પાર્ટોની બાલિકાઓને બાળકોની પેઠે શિક્ષા પ્રાપ્ત કરવી પડતી હતી પરંતુ એથેન્સમાં સ્ત્રી શિક્ષાની ઉન્નતિ ન થઇ. પેરિકિલસના સમયમાં કોઇક કોઇક વિદુષી સ્ત્રીઓનો ઉલ્લેખ મળે છે. કહેવાય છે કે થુસિડિડિમની કન્યાએ પોતાના પીતાના લખેલ ઇતિહાસને પૂર્ણ કીધો હતો, પરંતુ સમાજમાં સ્ત્રી શિક્ષા અને સ્ત્રી સ્વાધીનતાએ પ્રવેશ કીધો નહતો.

ગ્રીસની શિક્ષા પદ્ધતિની સંકીર્ણતાનું બીજું ઉદાહરણ શિક્ષાલાભમાં દાસદાસીઓનો અનધિકાર હતું. સ્પાર્ટોની વાત તો દૂર રહી, સ્વાધીનતા પ્રિય એથેન્સના અત્યુન્નત સમયમાં પણ દાસ લોકો કેવળ શારીરિક પરીશ્રમ અને શીલ્પવાણિજ્યના કામમાંજ ઉપયોગી સમજવામાં આવતા હતા. આથી તેઓને શિક્ષાથી દૂર રાખવામાં આવતા હતા. એથેન્સમાં મોટા પંડિતો પણ અમ્લાન ભાવથી કહેતા કે " કેવળ સ્વાધીન જાતિનોજ શિક્ષામાં અધિકાર છે. માનસિક ઉત્કર્ષ સાથે ગુલામોને કાંઇ સંબંધ નથી."

પઠનકાળ ત્રણ વિભાગોમાં વિભક્ત હતો. (૧) સાતમા વર્ષ સુધી ગૃહમાં આપવામાં આવતી શિક્ષા. (૨) સાતથી ચૌદ વર્ષ સુધી નાના નાના વિદ્યાલયોની શિક્ષા. (૩) ૧૪ થી ૧૮ વર્ષ સુધી કોલેજની ઉચ્ચ શિક્ષા. પ્રથમ યુગમાં સમર શિક્ષાજ પ્રધાન હતી. પાછળથી સે ફિસ્ટનામક સંપ્રદાયના લોકોના પ્રભાવથી સાધારણતઃ ઉચ્ચ શિક્ષા દેવાવા લાગી, અને અનુચ્ચશિક્ષાથી તેનું તારતમ્ય નિશ્ચિત થયુ. સ્પાર્ટામાં દ્વિતીયાવસ્થા ઘણા સમય સુધી રહેતી હતી. ત્રીશ વર્ષની વયે તેમની તૃતીયાવસ્થા સમાપ્ત થતી. કહેવાની જરૂર નથી કે સ્પાર્ટાના શિક્ષા વિભાગમાં સામરિક શિક્ષાનોજ ક્રમિક વિકાસ અને ઉન્નતિની વ્યવસ્થા હતી જે સમાજના પરિવર્તનનું અનુકરણ કરી શિક્ષા પદ્ધતિનું રૂપાન્તર દેખાંડવામાં આવ્યુ છે તે સમાજની પ્રકૃત જીવનશક્તિ રાષ્ટ્રીય કર્મક્ષેત્રમાંજ સ્થિત હતી. રાષ્ટ્રની ઉન્નતિ વા અવનતિથીજ જાતીય ઉન્નતિ વા અવનતિની તુલના થતી હતી. રાષ્ટ્રને પુષ્ટ કરવું એજ પ્રત્યેક વ્યક્તિના જીવનનું લક્ષ હતું. રાષ્ટ્રિય જીવનનેજ સર્વે લોકો પોતાના અસ્તિત્વનું કારણું સમજતા હતા. રાષ્ટ્રથી ભિન્ન વ્યક્તિગત સ્વતંત્રજીવન તેઓમાં હતું જ નહીં. રાષ્ટ્રના સામાજીક જીવન પ્રવાહમાં પોતપોતાનું વ્યક્તિત્વ વિસર્જન કરી જાતીય ઉન્નતિ કરવી એજ પ્રત્યેક વ્યક્તિના હૃદયની ઉચ્ચતમ આકાંક્ષા હતી. તેઓનુ કર્તવ્યાકર્તવ્ય અને તેઓનો વિધિ નિષેધ, સર્વસ્વ રાષ્ટ્રના સુચારુ રૂપથી સંચાલિત થવાપર અવલમ્બીત હતું. સમાજ પર ઉપકારને માટેજ તેઓ શિક્ષા લેતા હતા. રાષ્ટ્રિય કાર્યોમાં સહાયતા દેવાનેજ તેઓ સાહિત્ય ચર્ચા કરતા હતા, અને સંગીત શીખતા હતા. શીલ્પી, કવિ, ગાયક, લેખક, યોદ્ધા પંડિત સહુ રાષ્ટ્રપર અનેક પ્રકારના ઉપકાર કરવા પોતપોતાની શક્તિનો પ્રયોગ કરતા હતા. અનેક ઉપાયોથી તેને લાભ આપવાજ તેઓ પોતાની શક્તિને વિકસીત કરવાની ચેષ્ટા કરતા હતા. સર્વ સાધારણના કામમાં સમય વ્યય ન કરી શકવાથી વા તેને લીધે પોતાનામાં ઉપયોગી શક્તિ ન રહેવાથી તેઓ પોતાના જીવનને વ્યર્થ સમજતા હતા.

વસ્તુતઃ રાષ્ટ્રની ઉન્નતિ કરતાં કરતાંજ તેઓ ન્યાયશાસ્ત્ર, શબ્દશાસ્ત્ર ગદ્ય, સાહિત્ય, સમાલોચના આદિ અનેક વિદ્યાઓના અધિકારી થઇ ગયા. તેઓની ઓજસ્વિતા, તેઓનું શીલ્પનૈપુણ્ય, તેઓની કળા વિદ્યા આ સર્વ વિષયોએ રાષ્ટ્રની ઉન્નતિને કેન્દ્ર બનાવીનેજ વિકાસ પ્રાપ્ત કીધો હતો. તેઓનો ધર્મ, સમાજ, વ્યવસાય, સાહિત્ય, ચિન્તા પદ્ધતિ આદિ જીવનના બધા વિભાગોને રાષ્ટ્ર નિયંત્રિત કરતું હતું. લોકો રાષ્ટ્રના નિયમપાલનનેજ પરમ લક્ષ સમજી જીવનને સાર્થક કરવું ઇચ્છતા હતા. આ પ્રકારે ક્ષુદ્ર વ્યક્તિગત જીવનને વિશાળ સામાજીક જીવનમાં નિમજ્જિત કરી દેવું એજ તેઓની નીતિનો પ્રધાન ઉદ્દેશ હતો. તેનું મુખ્ય કારણ એ છે કે તેઓ સર્વ વિષયોમાં સૌંદર્યનો આદરસત્કાર કરતા હતા. તેઓની શિક્ષાપદ્ધતિમાં પ્રવેશ કરી સૌંદર્ય લિપ્સાએ બાહ્ય સુન્દર અને અન્તઃ સુન્દર વ્યક્તિ ગઠનનો ઉપાય ઉદ્ભાવન કીધો હતો. તેજ સૌંદર્યપ્રિયતા તેઓને મંદિર પ્રતિષ્ઠા, મૂર્તિગઠન, ચિત્રકર્મ તથા જાતજાતના સ્થાપત્ય કાર્યમાં મગ્ન કરતી હતી. આવા ભાવથી વશવર્તી બનીનેજ તેઓ સંભવિત ચર્ચા કરતા હતા. આથી માનવ શરીરની સર્વાંકીત ઉન્નતિ અને માનવચિત્તનો સર્વાંકિત વિકાસજ તેઓનાં જીવન લક્ષ હતાં. તેથી તેઓ વ્યક્તિ જીવનનાં સર્વ કાર્યો અને ચિન્તાઓને એકજ કેન્દ્ર પ્રતિ સંચાલિત કરી પારસ્પરિક જીવનમાં સામંજસ્ય અને શૃંખલતા લાવવાની ચેષ્ટા કરતા હતા. સંગીત વિદ્યાને માનસીક વ્યાયામ ધારી તે દ્વારા તેઓ ચિત્તનું અસામંજસ્ય અને વૈશાદસ્ય દૂર કરી તેને સૌંદર્ય અને રમણીયતા પ્રાપ્ત કરાવવા ઉત્કંઠિત થતા હતા. આ સૌંદર્ય પ્રિયતાજ તેઓની રાષ્ટ્રિય અને સામાજીક જીવન પ્રિયતાનું મૂલ છે આ માટેજ તેઓ સમાજના પ્રત્યેક વ્યક્તિના જીવનને, રાષ્ટ્રના સાધારણ જીવનને લક્ષમાં રાખી, પરિચાલીત કરતા હતા. અને તદનુસાર પોતપોતાનામાં ઐક્ય, સામંજસ્ય અને અકૃત્રિમભાવ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરતા હતા. રાષ્ટ્રની સાધારણ ઉન્નતિનેજ તેઓ પોતાની મહુથી મોટી ઉન્નતિ સમજતા હતા.

કલકત્તા,
તા. ૧૮-૧૧-૧૧.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

# कर्म-विपाक.

( અનુસંધાન ગતાંકથી. )

સંગતિ ફળનો કર્મ-વિપાકમાં સમાવેશ થાય છે. એટલા માટે કે તે આ બાબતમાં એ એક પેટા ભાગ પણ મુખ્ય ભાગ ભજવે છે. સંગતિ ફળ-કર્મ ફળને દાબી દે છે અને પોતે બળવત્તર થાય છે. સંગતિથી ન દોષ તેવા આરોપો આવી શકે છે. તેને લીધે સંકટો પણ વેઠવાં પડે છે. આરોપોમાંથી મુક્ત પણ થવાનું તે એક સાધન છે પણ ત્યાં

તે બળવત્તર નથી, એમ કહી શકાય. અણધારેલા ફળનું પ્રાપ્ત થવું એ સંગતિનું કારણ છે. સંગજ બળવાન છે. ગુન્હેગાર બચી જાય છે, અને બીન ગુન્હેગાર–ગુન્હેગાર ગણાઈ જાયછે ગુન્હેગારની સંગાથે અણધાર્યો બીનગુન્હેગાર આવી મળ્યાં હોય તો તેઓ ગુન્હેગાર ન હોવાથી પણ ગુન્હેગારમાં સપડાઈ જાય છે. એટલો પણ સંગતિ ફળનો મહિમા છે, સત્સંગ ઉચ્ચગામી છે. ધર્મના પથપર ચ્હડાવનાર છે. દુઃસંગ અધોગતિ પમાડનાર છે. આ દુનિયામાં બેજ પ્રકારના સંગ છે. તે પોતપોતાના નામ પ્રમાણે ફળ કદિ પણ આપ્યા વિના રહેતા નથી. આને પણ થોડો ઘણો અપવાદ ન હોય એમ સમજશો નહીં—દાખલા તરીકે જેમ સુવાસિત પુષ્પોની આસપાસ ત્હેની સુગંધિ થોડે દૂર સુધી ફેલાયલી રહે છે, અને ત્યાં થઈને જતાં આવતાં સજીવોને પોતાની અસર કરે છે અને આનંદી બનાવે છે, તેમજ સત્સંગ પરમ શાંતિ અર્પે છે, અને સુખી બનાવે છે. જેમ કાંટાવાળાં વૃક્ષોથી થોડે દૂર ત્હેના કાંટા વેરાયલા હોય છે, અને તે દુઃખી બનાવે છે, તેમજ દુઃસંગ પોતાની આસપાસ ચારે કોર કંટક વેરતો જાય છે અને પરિણામે દુઃખ ઉપજાવે છે. કાંટાનું શલ્ય નીકળી સુખ થાય છે, પણ દુઃસંગનું ઘણી મુદત પહોંચે છે, અને વધતું જાય છે. એટલા જ વાસ્તે જ્ઞાનીએ નિઃસંગ રહેવું કહ્યું છે. અને અનુભવિએ એકલાં આનંદમાં રહેવુંજી " એમ કહેલું છે. **સત્સંગેનહિં સંસિદ્ધિ**–સત્સંગે કરીને જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એક વખત મહામુનિશ્રી વસિષ્ઠજી પાસે ઋષિઓ તુલના કરાવવા આવ્યા અને પૂછ્યું કે તપનું ફળ વધે કે સત્સંગનું? પછી વસિષ્ઠજીએ તેઓ બંનેને તુલામાં મૂકયાં એક બાજુએ હજારો વર્ષના તપનું ફળ અને એક બાજુએ લવ સત્સંગ " તુલા ઉચકતાં લવ સત્સંગનું પલ્લું નીચું નમ્યું, અને પ્રત્યક્ષ પ્રમાણથી સર્વ ઋષિમંડળ રાજી થયું, અને નક્કી કર્યું કે સત્સંગનું ફળ વધારે છે અને શ્રેયસ્કર છે. માણસ સત્સંગે કરીને ઘણા દુરાચારમાંથી બચી જાય છે અને સત્સંગ વગર પાપમાં પડાય છે. સત્સંગીની શક્તિ દૃઢ બળવત્તર છે, અને ત્હેની છાયામાં જતાં બીજાં માણસો પણ એવાં જ બને છે. એ સત્સંગની ત્હેની અસરની અને એવાં થવાની વખ્તોવખત જરૂર છે, અને ત્હેની છાયા નિરંતર રહેવી જોઈએ, તે એટલી બધી અસરકારક હોવી જોઈએ કે હાજરી વગર પણ ફળદાયક રહ્યા કરે, જ્યારે આમ થાય ત્યારે જ સત્સંગ પ્રાપ્ત થયો કહેવાય ત્યાં સુધી ફક્ત સંગજ હતો પણ ત્હેને સત્સંગ ન કહેવાય=સત્સંગની ગેરહાજરીમાં પણ અનિષ્ઠ ફળ છે. તો પછી દુઃસંગનું તો પૂછવું જ શું? આ દુનિયામાં પાપી કર્મની શરૂઆત દુઃસંગનું જ પરિણામ છે. પછી એની વર્દ્ધન શક્તિ એટલી છે કે–તે આપો આપ બળવત્તર થતી જાય છે. અને પોતાના પ્રવાહમાં સજીવોને એવા તો અથડાવે છે અને ગોથાં ખવરાવે છે કે તેઓને પાછાં પોતાના મૂળ રૂપમાં આવવું બહુ જ મુશ્કેલ છે. તે એક અસાધ્ય વ્યાધિ છે કે જે મટવો મુશ્કેલ છે. નારાયણની કૃપા કે મહાસત્સંગ હોય તો જ સારૂં ફળ આવે નહીંતો જન્મ–જન્માંતરોમાં પણ એ ભૂલનું પરિણામ ભોગવવાં પડે એ નિઃસન્દેહ છે, સંગતિફળને કેટલાક પ્રારબ્ધ વશાતૂ માને છે, પણ ક્રિયમાણ પ્રારબ્ધને ફેરવે છે. આપણે એ તો પેહેલ વહેલું જોઈ ગયા છીએ કે ક્રિયમાણજ સર્વમાં મુખ્ય છે. વરસાદ આવવાથી પાણીના વહનમાં અનેક તણખલાંઓ એકબીજાને મળી વળગી જાય છે, વળી વીંખાઈ જાય છે, વળી એક વળમાં ભરાઈ જાય છે, કાંપ જામતો જાય છે, એમ છતાં ન્હેહલાં તે અંતે મહાસાગરમાં મળી ત્હેને કિનારે ઓવાસમાં ભળી જાય છે. એમાં વળી પ્રારબ્ધ શું? અને એવાં એનાં કર્મ પણ શું? એતો પ્રવાહને આધીન છે. અમુક તૃણનું

અમૂક જાળામાં ઠેરાવું કે સમુદ્રને કિનારે ઠેરાવું એ ત્હેના પ્રારબ્ધમાં નિર્માણ નહતું. પણ ફક્ત અમૂક અવસ્થામાં સંગનીજ માત્ર બાખી હતી. સંગ આવી મળતાં તે સંગીને ત્હેના બળના પ્રમાણમાં આધીન થાય છે, અને ત્હેના ગુણ પાસ લાગે છે. જેમ એક ધર્મશાળામાં અનેક ગૃહસ્થો, સાધારણ માણસો, અને ગરીબ માણસો આવી ઉતરેલાં હોય છે. ત્હેમાં એક સખ્સની ચોરી થતાં સર્વની જડતી જેમ લેવાય છે, અને ત્હેમાં કોઇ ગુન્હેગાર નથા, તો પણ એ સંગતિ ફળતું બળ સમજવું. પાણીમાં માણસો ડુબીને મરી જાય છે, અને માછલાં ગમે તેવા તોફાનમાં પણ બચી જાય છે. એ સંગતિનું મહાત્મ્ય સમજવું, સંગતિ સ્થાન અને અવસ્થાએ હમેશાં માણસો ઉપર અસર કરનારાં છે. એક દૃષ્ટાન્ત આપું છું કે રાજાના ભંડારમાંથી ચોરી કરીને નાઠેલા ચોરોને જ્યારે પાછળ આવતા રાજાના સેવકાથી પકડાઇ જવાની ધાસ્તી લાગી, ત્યારે એ દુકાનદારો પાસે ચોરીનો માલ મૂકી ચોરો નાશી ગયા. રાજ્ય સેવકોએ પેલા દુકાનદારો ગુન્હેગાર છે, એમ જાણી પકડયા અને કામ ચાલતાં છેવટે તેઓને કેદમાં નાંખવામાં આવ્યા. અને દુઃખી થયા. આ બીના સર્વને જાણીની છે. ચોરીના માલના સંગથીજ જ્યારે આટલું નુકસાન થયું તો પછી ચોરોના સંગથી શું ન થાય, એ સમજવું મુશ્કેલ નથી. રાજાના સેવકોએ જો—આ દુકાનદારોની અવસ્થા સ્થાન એ બે જોઇએ તેવાં નદીહાં—ચચ્ચાર પાંચ પાંચ વરસના હોત તો ત્હેમને ગુન્હેગાર ગણી શકત નહી. વળી આ દુકાનદારો ત્હેના વતનમાં એટલે સ્થાનમાં હતા નહીં તેથી પણ દુખી થયા. વળી આ સર્વમાં પ્રભૂની કૃપા મુખ્ય માનવાની છે. એટલા વાસ્તે આં કથન કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે સંગતિ ફળતું બળ ચાલવામાં પણ પ્રભૂની કૃપાની જરૂર છે. એ પ્રમાણે તો આપણે કર્મ-વિપાકમાં ક્રિયમાણમાં પણ એનીજ જરૂર છે. આપણે જેને નિયામકની પદવીથી ઓળખીએ છીએ ત્હેમની આવી આવી બાબતોમાં પણ યોજનાની તો જરૂર છેજ. એમ ન સમજવું કે સંગતિ સારી થઇ ગઇ એટલે સર્વ સિદ્ધ. એવું તો તમામ બાબતમાં જોવાનું છે. તેમજ કર્મોમાં પણ એમ ન સમજવું કે સારાં કર્મો કર્યાં એટલે થઇ રહ્યું, અને નિયામકની કાંઈ પણ જરૂર નથી. એતો સારાં કર્મો નિયામકની યોજના વિના સર્વ નકામાં જેવાં છે. અથવા ફળ આપવામાં વિલંબ કરનારાં છે એતો જેમ પારસમણિને લોઢું અડે તો લોઢું પણ કંચન થઇ જાય છે, એમ સર્વત્ર આખ્યાયિકા પ્રચલિત છે. અને ચિંતામણી નામનુ રત્ન ચિન્તવન પ્રમાણે આપે છે. કલ્પવૃક્ષ કલ્પના પ્રમાણે ફળિભૂત થાય છે. પણ સંકલ્પ કે વિચારબળ ઉંચા પ્રકારનાં ન હોય તો તેઓ ચિન્તવન કે કલ્પના ઉત્તમ પ્રકારનાં શી રીતે કરી શકે ! એમાં તો સંગ બળવાન છે તેમજ વૃત્તિ પણ બળવાન હોવી જોઇએ. નહી તો સંગ મિથ્યા છે અંતે કાંઈ પણ ફળ નથીજ.

આકાશી પદાર્થોની મનુષ્ય દેહપર થતી અસર તથા ગૃહાદિની અસર વૈદક શાસ્ત્ર પથ્યાપથ્ય વિચાર, ઋતુઓ વગેરે સંગતિમાન છે. અને એ સંગબળમાં અગત્યની બાબત છે. ખાદ્ય, પેય, લેહ્ય અને ચોષ્ય પદાર્થોએ દૈહિક અને માનસિક ફેરફારો કરનારા છે. આ કાંઇ સંગતિબળમાં ગણવાનું નથી. એમ ગણવા અને જોવા બેસીએ તો આખુ વિશ્વ સંગતિમાન જણાશે, એ બાબત ફક્ત આપણે તો માનસિક અને અધ્યાત્મિક ઉન્નતિને વધારવાની બાબતોનો જ વિચાર કરવાનો છે. આપણે જેને નમીબ એવું નામ આપીએ

છીએ તે અવસ્થા અને સ્થાનપરના જ આવિર્ભાવ છે-એ બાબત તકરારી છે. આપણે જ નિર્ણય આપી દેવો એ પણ ઠીક નથી. પરન્તુ હું તો ત્હેમાં કાંઈ નસીબ જેવું હોય એમ જાણતો નથી. સંગતિ ફલથી બની આવતા ઘણા ઘણા પ્રસંગોને આપણે "નસીબ" કહીએ છીએ, પણ એક સંતોષ ધારણ કરવા સારૂ એ શબ્દ ગોઠવી કહાડયો લાગે છે. ઉદાહરણ-સારૂ નથી પણ આપવું પડે છે. ભોજન કરતાં મક્ષિકા ગળામાં ભરાઈ હોય અને વમન થાય તો એ નસીબ માનશો કે સંગતિફળ માનશો ? વળી સમુદ્રમાં વહાણ ડુબે અને બેસનારાં નાશ પામે એ નસીબ કે સંગતિ ફળ ? હું તો ધારૂં છું કે એ બધું સંગતિ ફળ છે. હવે એક વાત વિચારવાની છે કે શરીરબળ-પ્રાણબળ અને આત્મબળ એનો શુભ યોગ થયેલો હોય અને સાધન મળી આવ્યું હોય તો એવા આકસ્માતિક બનાવમાં પણ મનુષ્યો બચી શકે, પણ ત્હમો તો એને પણ નસીબ માનશો તો નિરુપાય છું. પણ 'નસીબ' કે પ્રારબ્ધ એ તો આપણે આગળ પ્રથમ જ સમજી ગયા છીએ કે-પૂર્વ સમયનાં કર્મ-વિપાકનાં ફળમાંથી ભોગવાતાં બાકી રહેલો અવશેષ ફળનું ભોક્તાપણું છે. **गतानुगतिक जगत्** વરસાદ વખતમાં નદીમાં પૂર ઉભરાઈ જાય છે. વાલુકા-રેતી-જળના જોરથી ગતિમાન થઇ રહે છે. હવે એમાં કયા કણને કયે ઠેકાણે સ્થિર થાવું, એ કાંઇ ચોક્કસ નથી, તો પણ તે અમુક સ્થાનથી જતાં અમુક સ્થાને સ્થિર થાય છે. હવે શું આને ત્હમે પ્રારબ્ધ માનશો કે ? સૂર્યના સંગથી જળ બાષ્પિભવત થયું. વાયુના સંગથી ઉંચે ચડયું. સમુચ્ચયમાં આવ્યું. અને પરસ્પરના સંઘર્ષણથી વરસાદ રૂપે નીચે પડ્યું. એમાં પણ કયા જળ-કણને કયે સ્થાને પડવું એ નિશ્ચય હોતો નથી. નદીના પ્રવાહમાં ભળ્યું, અને રેતીને ઘસડી વરસાદ બંધ થયા પછી ધીમે ધીમે પ્રવાહ પણ બંધ થઇ ગયો, અને પ્રવાહ બંધ થતો ગયો તેમ તેમ રેતીની ઓર બંધ થયા, અને ઉપાધિ સ્થિર થતાં તે સ્થિર થયા એ પ્રમાણે જગતમાં પણ વર્ષણ-કર્ષણ અને ઘર્ષણ થયા જ કરે. એ ગતિ ફળ છે. સંગતિકરણ એ એક યોગ છે, અને તે યોગના આધારે કૃતિઓ થયા કરે છે નિયામકે જે જે નિયમો ચોક્કસ કરી મૂક્યા છે. અને જે જે અપવાદો રાખ્યા છે તે સર્વત્ર પ્રચલિતપણે પ્રવર્તે છે, અને જેટલા યોગ સમુચ્ચયમાં આવવા જોઇએ તેટલા આવ્યા કે અમુક ક્રિયા થવી જ જોઇએ, આને અમે સંગતિકરણ કહેલું છે. બરફ અથવા હિમ જેને ઠંડક ન આપે એવો તો કોઇક જ અપવાદ હોય છે. આ ઉપરથી આપણે જીવન પ્રવાહના માર્ગપર જઇ શકાય છે.

જીવનને વાસ્તે મર્યાદા બાંધેલી એમ સર્વ કહે છે, પણ એવી જીવન દોરીઓ ઉપર અસર કરવાનું તેને વધારવાનું પુષ્ટ કરવાનું, બળવાન કરવાનું બળહિન થવાનું સંકુચિત થવાનું અને નાશ પામવાનું પણ મનુષ્યને સાધન આપ્યું છે. જીવનદોરી જ્યાંથી તોડવી હોય ત્યાંથી તોડી શકાય છે. આથી કરીને મનુષ્યોનું જાનવરોનું કે વનસ્પતિ વગેરેનું કોઇનું પણ આયુષ્ય નિર્માણ નથી, અથવા એમ કહીએ કે નિર્માણ છે, આવા નિર્માણને પણ બંધથી બાંધવામાં આવે તો મજબૂત થાય અને બંધથી મૂક્ત કરવામાં આવે તો તૂટી જાય. આ વિચારોની સાથે ઘણા ખરાઓની એકતા નથી. એ તો માન્યતાપર આધાર રાખે છે. પણ ઉંડો વિચાર કરી જોઇશું તો જણાશે કે સાધારણ ચાલતી બાબતો સિવાય ખાસ ક્રિયાઓ કર્યા વગર ત્હેમાં વધઘટ થાતી નથી. એક બસેં હાથની સુત્રની અગરગમે તેની રસી (દોરી) આપણી પાસે હોય એમાંથી-એ જેને સોંપી-તે પોતાની ખુશી મરજી

માફક કડકા-કડકા-તૂકડા કરી શકે. અગર બાળી મૂકે. અથવા તો બીજી અંદર મેળવી વધારી શકે એક માબાપ પોતાના બે પુત્રોને સરખી રકમ વેહેંચી આપી મરી જાય છે. પછી એક વધારી શકે છે. અને બીજો ઠામુકું ખૂએ છે. આમાં દેનારનો શો દોષ છે. એ તો ઉપયોગ કરનારની શક્તિ ઉપર આધાર રાખે છે. કોઠીમાં દાણા ભરી મૂક્યા હોય તે જોઇતા જોઇતા કહાડીએ તો ઠરાવેલી મુદત લગભગ પહોંચે છે, અને એક સામટા વાપરવા માંડીએ તો ઘણી થોડી મુદત પહોંચે છે. સાચવવાની ક્રિયા આવડવી જોઇએ. ચોરી સળો વગેરેની આફતોથી બચવું જોઇએ. ચોરઇ જાય તો હતું નહોતું એક દિવસમાં થઇ જાય-સળી જાય તો ઘણો ભાગ નકામો થઇ જાય. એમમાણસોનાં જીવનપણું ચોરાઇ જાય છે હો. સળી પણ જાય છે. અને બળી પણ જાય છે; અમીથી પોષાય પણું છે, અને યોગ્ય મેહેનતથી વૃદ્ધિ પણું પામે છે. આ ઉપરથી આપણે નીચેના સિદ્ધાંતો ઉપર આવી શકીએ છીએ.

(૧) આયુષ્ય એક અમુક લંબાઇની હદવાળી સ્થિતિ છે.
(૨) હેમાં નિરંતર સ્થિત્યંતર થયા કરે છે.
(૩) તે એક સરખા પ્રવાહથી ગતિમાન છે.
(૪) હેને અમુક ક્રિયાઓથી સ્થિર કરી શકાય છે.
(૫) અમુક ક્રિયાઓની સિદ્ધિથી તેમાં વધારો થઇ શકે છે.
(૬) અમુક ક્રિયાઓથી એ ગતિને અટકાવી શકાય છે.
(૭) અમુક અમુક ક્રિયાઓથી તે તદ્દન બંધ થઇ શકે છે.
(૮) એ ગતિને પાછી વાળી શકાય છે. પણ અમુક સ્થિતિમાં જ.
(૯) આયુષ્યને સુખકર કરવાના ઉપાયો છે.
(૧૦) આવરણો દૂર કરી શકાય છે,

આ દશ નિયમો નથી, પણ સિદ્ધાંતો છે, એ સિદ્ધાંતો આપણને કંઇ કામના નથી, પણ જાણવા પછી વર્ત્તવાથી અને વર્ત્તને જાણવાથી, બહુ ફળપ્રદ છે. ઇશ્વરત્વ જે સર્વત્ર નિર્ભેદપણાના ગુણથી પ્રવર્ત્તમાન છે, છતાં દૂર ભાસે છે, તેની સમીપ સમીપ ક્રીયાવાન પુરૂષ આવતો જાય છે. ત્યારે હવે એ ઇશ્વર વિષે જાણવું જરૂરનું છે. ઇશ્વર-એવું કાંઇ છે જે નહિ એમ બોલનારાઓ પણ છેવટ કબુલ કરી ગયા છે કે-અનિર્વાચ્ય એવી કોઇક શક્તિને અવલંબીને આ જગત્ રહેલું છે. પણ અમે અમારા દૈહિક બળના યોગથી અને આત્મસંબંધી અજ્ઞાનથી અમે અત્યાર સુધી એમ માનતા આવ્યા, પણ એ અમારી મૂર્ખાઇને માટે હવે અમે જવાબ દેવા જઇએ છીએ-પુનર્જન્મ એ એક સ્વાભાવિક નિયમને પણ માન્ય કરતા નહોતા-પણ જયારે ગાત્ર શિથિલ થઇ જાય છે.) અને મનોબળ છેક નિર્બળ થઇ જાય છે. ત્યારે અમને આ બાજુનું ભાન થાય છે. પણ હવે ઉપાય શો? ઘણાઓને છેવટ આમ બોલતાં સાંભળ્યા છે. તેઓ કોઇ પણ એકજ નિયમને પ્રમાણ પુરઃસર વળગી રહેતા નથી. કોઇ પણ મત સ્વીકારતા નથી. સ્વીકારનો અસ્વીકાર કરવા વેળાએ તેઓ કાંઇ કરી શકતા નથી. અસત્ય મર્મત્વને થોડી મુદત માટે પલટાવી શકવા ધારતા નથી, પણ નિરૂપાયે પોતાના અસત્યવાદને પકડી રાખે છે.

મઢડાકર—નાગર.

# ॥ कालना पडदामां चीरा ॥

( અનુસંધાન ગત વર્ષ-પૃષ્ઠ ૩૯૭ થી. )

## નવમો જન્મ.

ઇસુ પૂર્વે ૧૬૮૭૫ માં એક મોટું દરીયાકીનારે આવેલું એકેડીઅન લોકનું અલ્પ જન સત્તાક-રાજ્ય પ્રવર્તતું હતું; સીડોનીસ બેટના મધ્ય વિભાગથી થોડી ઘણી રીતે દક્ષિણ દિશા માં આ રાજ્ય આવેલું હતું. આ લોકો કુશ-દ્વિપના છઠ્ઠા ઉપ-કુલના હતા, એટ્રુસ્કન અથવા ફિનિશીયન લોકને મળતા આવતા હતા,-મુખ્યત્વે કરીને વ્યાપારીઓ અને નાવિકોની આ એક જાતિ બનેલી હતી; આ જાતિ સમૃદ્ધ, વ્યાપારી વૃત્તિવાળી, નકામા દમામના વર્તનવાળી હતી. આ સમયે મંગલદેવ ટોલ્ટેક મહારાજા હતા; આ પ્રમાણે પૂર્વે પણ તેમણે વારંવાર આ પદ ધારણ કર્યું હતું; આ લોક વ્યાવહારિક રીતે તેમનાથી બીલકુલ સ્વતંત્ર હોવા છતાં તેમને એક ઉપરિ મહારાજા તરીકે સ્વીકારતા હતા. તેમની રાજ્યવ્યવસ્થા એક નામની પસંદ કરેલી મંડલિ વડે ચલાવવામાં આવતી, પરંતુ આ મંડલના બધાએ સભાસદો અર્ધો ડઝન મોટાં કુટુંબો સાથે સંબંધવાળા હતા; આ મંડલના પ્રમુખની પસંદગી મંગલદેવ ક- રતા હતા, પરંતુ તેની વ્યવસ્થામાં તેઓ ઘણું થોડું જ માથું મારતા. આ સમયે દેશમાં સર્વ કરતાં પ્રબલમાં પ્રબલ અસર ઉપજાવનાર વ્યક્તિ મહંત સુર્યદેવ હતા; તેઓ સાધુતા- મય જીવન ગાળનાર, બહુ પ્રજ્ઞાવાળા પુરૂષ હતા, સમગ્ર કુશ દ્વિપના સામ્રાજ્યમાં તેઓ ખ્યાત હતા, તેમને માટે સર્વને પૂજ્યભાવ હતો. એક રાજ્યનીતિની બાબત રૂપે તથા સામ્રાજ્યને દૃઢ બનાવવાના ઉદેશથી મંગલદેવે પોતાના પુત્ર ભાલચંદ્ર માટે સૂર્યદેવની પુત્રી શનીદેવનું પાણિ ગ્રહણ કરાવા માટે માગણી કરી હતી; આવી માગણી કબુલ કરવામાં આવી. આ પ્રમાણે ભાલચંદ્ર બરોબર રીતે એક તાબેદાર રાજા રૂપે નહિ પરંતુ એકેડીઅન લોકમંડલના હમે- શના ઉપરિ રૂપ અને તેથી વાસ્તવિક રીતે આખા દેશના એક રાજા રૂપ બન્યા. ભાલચં- દ્રના પુત્રો બુધદેવ અને શુક્રદેવ હતા; આ પુત્રો ક્રમવાર બૃહસ્પતિ અને ચિદંબર સાથે પરણ્યા; આ સંબંધમાંથી આપણે વર્ણવવાનો વંશ આગળ ચાલે છે, કારણ કે કીર્તિકુમાર બુધદેવનો વડિલ પુત્ર હતો અને સુધન્વા તથા પૂર્ણચંદ્ર, શુક્રદેવની પુત્રીઓ હતી.

આ પ્રમાણે કીર્તિકુમાર ભાલચંદ્રનો પૌત્ર અને મંગલદેવ તથા સુર્યદેવનો પ્ર-પૌત્ર બન્યો. અજીતસિંહ અને જ્ઞાનચંદ્ર તેના બંધુઓ હતા, કાંતિકુમાર અને કીર્તિવર્મા તેની ભગિનિઓ હતી. ઇ. પૂર્વે ૧૬૮૭૬ માં કીર્તિકુમારનો જન્મ થતા પહેલાં મહારાજા મંગલ- દેવ ક્યારનાએ સાઠ વર્ષના થયા હતા; પોતાના રાજ્યમાં મહારાજાની રાજ્યદ્વારી મુસાફરી- ઓના પ્રસંગે તેમણે તેને માત્ર ત્રણ ચારવાર જોયો હતો; એકવાર તેમણે જાતે રાજધાનીની મુલાકાત લીધી ત્યારે તેને જોયો હતો. તેના અન્ય પ્રપિતામહ સૂર્યદેવ સાથે તે વારંવાર સં- બંધમાં આવતો, વૃદ્ધ પુરૂષ અને બાલક વચ્ચે અતિનિકટનો સ્નેહ વર્તતો; સૂર્યદેવ તેને એક

ગયાં તેનામાં તેની પોતાના પ્રેમ-પાત્ર આગળ કેટલીક બાલચેષ્ટા દર્શાવવાની મરજી થઇ આવતાં તે એકાદ પાટીઆ ઉપરથી ગોદીનાં ગંદા પાણીમાં લપસી પડયો. તે ચીસ પાડીને લાચારીથી તરફડીયાં મારવા લાગ્યો; તેને તરતાં આવડતું નહતું તેથી તે ચોખ્ખી રીતે બુડી મરવાના ભયમાં સપડાયો; પરંતુ એક બલવાન અને નિસના તરનાર કીર્તિકુમારે એકદમ કૂદી પડીને તેને કેટલાંક પગથીઆં આગળ ખેંચી આણ્યો. ડૂબતો યૂવક તેના ગળાને બાઝી પડેલો હોવાથી તથા તેમાંથી તે છૂટી ના શકેલો હોવાથી મહામહેનતે તે આટલું કરી શકયો. એ બંને ઘણા જ થાકી ગયા હતા; બચેલા યુવક કરતાં બચાવનાર યુવક ઘણી ખરાબ દશામાં હતો; પરંતુ દોડતા આવેલા કેટલાક લોકો, તેમને પગથીઆં ઉપર લાવીને પાસેના એક ગૃહમાં લઇ ગયા, જ્યાં તેઓ જલદીથી સારા થવા લાગ્યા. મૂર્છામાં પડેલી યુવાન બાલા ભાનમાં આવતાં બોલી ઉઠી: " સર્વ વાતનો વિચાર કરતાં તેમના સર્વેમાં યુવાન પુરોહિત જ શ્રેષ્ઠ પ્રકારનો છે." પરંતુ કીર્તિકુમાર આ અકસ્માત પછી પોતાના મનમાં તેને ઠપકો આપવા લાગ્યો; આ સમય પછી તેને તેના માટે કોઇવાર પણ મોહ થયો નહિ.

તે એકદમ પોતાના પ્રપિતામહ પાસે પાછો ફર્યો અને બોલ્યો:

" મને મંદિરમાં દાખલ કરો, કારણ કે દેશાવરમાં ભટકીને સાહસો શોધવા કરતાં ગૃહ આગળ વસિને બીજાઓને સહાય કરવી એ શ્રેષ્ઠપ્રકારનું કર્તવ્ય છે."

સૂર્યદેવ તેને આશિષ દઇને બોલ્યા:

" હું ધારતો હતો તેમ તેં બુદ્ધિભરેલી પસંદગી કરી છે; મેં તારે માટે ઘણી પ્રાર્થના કરી છે; ગઇ રાત્રે પ્રાર્થનાના સમયમાં મારાં ચક્ષુ સમીપ ભૂત અને ભાવિ કાલ ખુલા બની ગયા છે તથા શું શું થયું છે અને શું શું થવાનું છે તે મારા સમજવામાં આવ્યું છે. જેમ આજે તેં તારી જાતના જોખમે બીજા એક જીવનો બચાવ કર્યો છે તેમ ઘણા સમય પૂર્વે તેં મારા જીવનો, મારો પણ તારી જાતના જોખમે બચાવ કર્યો છે. અને ભાવિકાલમાં એક વાર વધારે જો તારી મરજી હોય તો મારે માટે તારૂં જીવન અર્પણ કરી શકશે; આવા યત્નવડે દુનિયાના સર્વે મુલકો સુખી બનશે. "

વિસ્મય અને ભય સહિત યુવકે સૂર્યદેવના સામું જોયું, કારણ કે વૃદ્ધ પુરૂષની મુખાકૃતિ ઉપર પ્રમાણે બોલવાના સમયે પલટાઇ ગઇ હતી અને જાણે કે તેમની આસપાસ સમર્થ જ્વાલાઓ વિલાસ કરી રહી હોય એમ લાગતું હતું. જોકે તેઓ શું કહેવા માગતા હતા એ કીર્તિકુમારથી તે સમયે સમજી શકાયું નહતું છતાં આબનાવથી તેના ઉપર પડેલી છાપને તે કોઈ કાલે વિસરી ગયો નહોતો. તેને વિધિપુરઃસર મંદિરમાં દાખલ કરવામાં આવ્યો, આવા પ્રકારના જીવનમાં અત્રે તે ઘણો સુખી બન્યો જોકે વિવિધ પ્રકારના અભ્યાસ ક્રમ મહેનત ભર્યા હતા પણ આ સર્વને સારી રીતે ગોઠવીને ઊમેદવારોને આનંદજનક બનાવવામાં આવ્યા ... હરિરાજનું તે પણ કદાચ પુરોહિતના જીવનમાંએ મુસાફરી અને સાહસ સંબંધિ ... તેમણે તેને ગ...વાની ઇચ્છાથી ઉત્તર આફ્રિકામાં આવેલા એક મહા પુસ્તકાલય ...ા પ્રમાણે તે પોતાના ... એક ધર્મ કાર્ય નિમિત્તે જતા તેના પિતા બુધદેવ અને કેટલાક ...ાંક વર્ષ સુધીનો એ... મંડલ સાથે જવાની તેને ગોઠવણ કરી આપી. સ્વાભાવિક

રીતે કીર્તિકુમારે આવી માગણી અતિ આનંદ સહિત સ્વીકારી; તેને આ મુસાફરી કોઈ 'કાલે' ના ભુલાય એવા આશ્ચર્યરૂપ, આનંદ જનક નિવડી. આ મુસાફરી ઘણી લાંબી અને ધીમી હતી, પરંતુ તેને માટે ઘણી લંબાઈ નહોતી; ખરેખર, ભૂમિ દૃષ્ટિએ આવતાં તેની આવેશ અને આનંદની ઉર્મિઓ, વ્હાણમાંના પોતાના દરેક ખલાસી મિત્રોથી છૂટા પડતાં થઈ આવેલી શોકની છાયાથી થોડી ઘણી છવાયલી હતી.

કીનારે કીનારે હંકારતાં તેનામાં એક વિચિત્ર પ્રકારની લાગણી ઉભરાઈ આવી કે આ સર્વ દેખાવ તેણે પૂર્વે જોયલો હોવો જોઇએ; આવી ઉર્મિઓ એટલી બધી ઉભરાવા લાગી કે તેણે અમુક અગ્ર-ભૂમિ-ભાગ પાસેથી પસાર થતાં આગળ કેવો દેખાવ નજરે આવશે એવિષે ખલાસીઓને જણાવીને આનંદ કરવા માંડયો. આમાં એક નવાઇની બાબત એટલીજ હતી કે તે જે કહેતો તે હમેશાં બરોબર મળતું આવતું. તેમને ઉતરવાના બંદર શહેરનું તેણે ત્યાં આગળ પહોંચવાના ઘણા સમય પૂર્વેજ વીગતવાર વર્ણન આપ્યું. આ નગરથી ભોમીયા ખલાસીઓએ કહ્યું, કે ટેકરીઓ અને ખીણો વિષેનું તથા ભવનોના સ્થલ વિષેનું તેનું વર્ણન અદ્‌ભૂત પ્રકારે બરોબર મળતું આવેછે, પરંતુ ભવનોના આકાર અને વિસ્તાર વિષે તથા નગરના વિસ્તાર વિષે જે તે કહે છે તે બીલકુલ જરાએ મળતું આવતું નથી. આખરે આ નગર તેમની દૃષ્ટિએ પડયું ત્યારે તેની લાગણીઓ બહુજ ગૂંચવણ ભરેલા પ્રકારની બની ગઈ. તેણે એકદમ આસ્થલનાં સ્થૂલ લક્ષણોને ઓળખી કાઢયાં પરંતુ તેના અભિપ્રાય મુજબ હોવું જોઇએ તેના કરતાં નગર ઘણુંજ વધારે વિશાલ બની ગયું હતું; ભવનો તો બધાંએ તેને ભિન્ન પ્રકારનાં લાગતાં હતાં. દરેક બાબતના આવા નવાઇ પમાડે એવા અંધી ઓળખાણને લીધે તે વિચિત્ર પ્રકારે આવેશમાં આવી જઇને પોતાના પિતાને તે વિષે વારંવાર પૂછવા લાગ્યો; પ્રથમતો બુધદેવ માત્ર એટલુંજ કહી શકયા, કે તેને અતિ ઉત્સાહમાં વ્હાણના કરતાં આગળ મુસાફરી કરવાને લીધે આ સર્વ બાબતોનું દર્શન થયુ હશે.

થોડા સમયમાંજ જ્યારે તેને જણાયું, કે જે નગરનો તે ભોમિયો હતો તેતો આના કરતાં ઘણુંજ નાનું હતું ત્યારે તેનાં પિતાના મનમાં લાગી આવ્યું, કે એકાદ પૂર્વજન્મની સ્મૃતિનો દેખાવ તેમની નજર આગળ આવતો હોવો જોઇએ; ભૂમિ ઉપર ઉતરતાં તો તેની આબાબત વિષે લગભગ ખાત્રી થઈ ગઇ, કારણકે જ્યારે કીર્તિકુમાર પોતાની ભાવનાનુસાર, અનેક ગલીઓ કેવા પ્રકારે આવેલી હોવી જોઇએ અથવા અમુક ભવનો કેવા સ્થલે હોવાં જોઇએ, એ વિષે વર્ણન આપતો ત્યારે અનેક દૃષ્ટાંતોમાં ત્યાંના વાસિઓ કહેતા. "હા, એવી એક દંત કથા ચાલી આવે છે, કે આ બધું તમે કહોછો તેવું હતું." પાણીથી ચાલતી વિચિત્ર પ્રકારની ખડક—ટ્રામ્વેદ્વારા તેમને વિશ્વ વિદ્યાલયમાં લઈ જવામાં આવતાં, તે આથીએ વધારે આવેશમાં આવી ગયો, આવી ગાડીઓનું કાર્ય શીરીતે ચાલતું હતું તે વર્ણવવા લાગ્યો, ઘણાં શતક થયાં નવીન પ્રકારની ગાડીઓ ચાલતી હોવાછતાં તે જૂની ગાડીઓના આકારનું વર્ણન આપવા લાગ્યો. તેઓ વિશ્વવિદ્યાલયના સ્થલમાં આવી લાગતાં તે પોતાની ઉર્મિઓને ખાળી રાખવાને પણ બીલકુલ અશક્ત બન્યો; તેણે સ્પષ્ટ જણાવી દીધું, કે તે બાગના દરેક દરેક માર્ગથી ભોમીઓ છે; તે પોતાના પિતાને આ સર્વ બતાવવા માટે આમ તેમ ખેંચવા લાગ્યો. તેની સ્મૃતિ શક્તિની પૂર્ણતાએ આ ક્ષણેજ

તેના પિતાની સ્મૃતિને જાગ્રત બનાવી; બુધદેવને પણ આ સર્વ બાબતો જેવી પૂર્વે હોવી જોઇએ તેવી જણાવા લાગી, ઘણા દૂર દૂરના ભૂતકાલના બનાવો અને દેખાવોનું તેમને પુનઃસ્મરણ થઇ આવ્યું. આ પછી પિતા અને પુત્ર પોત પોતાનાં વૃત્તાંતોની સરખામણી કરી શક્યા; એ પ્રાચીન દિનોમાં તેઓ પિતા પુત્રરૂપે નહિ પરંતુ પિતા અને પુત્રીરૂપે હતા અને વર્તમાન કાલે પરસ્પરના સંબંધની દશા ઉલટાઇ ગઇ હતી, એટલું તેઓ સારી રીતે સમજી શક્યા. આ ઉપરથી કીર્તિકુમારે પોતાના પિતાને પૂછ્યું:—

"તમે મંદિરના એક આગળ વધેલા પુરોહિત છો અને હું તો માત્ર એક આરંભનો અભ્યાસિ છું, છતાં એ તમારા પ્હેલાં મને આ સર્વ બાબતોનું શી રીતે સ્મરણ થયું!"

બુધદેવે ઉત્તર વાળ્યો, "મારા કરતાં તારો દેહ ઘણોજ યુવાન હોવાથી તારે માટે સ્મરણમાં લાવવાની બાબત ઘણીજ સ્હેલી બની જાય છે, તેથીજ આમ થયું છે: મારી તો જાતિ પણ બદલાઈ ગઈ છે તેથી જીવનનો બીલકુલ ભિન્ન પ્રકારનો દેખાવ મારી નજરે ચઢે છે; તારી જાતિ પણ તેની તેજ રહી છે. આ ઉપરાંત વળી આ વિશ્વવિદ્યાલય તારા જીવનભરનું કાર્ય હતું, તેથી આ બાબતના સંસ્કાર મારા કરતાં તારા મન ઉપર વધારે બલ સહિત પડ્યા." પ્રાચીન સમયની આવી સર્વ બાબતો વિષે તેમણે લંબાણ વાત ચીત ચલાવી, પૂર્વ જન્મના બનાવ ઉપર બનાવો સ્મરણમાં પુનઃજાગ્રત બનતાં તેઓ અત્યંત નવાઇ પામવા લાગ્યા, ફેરફારોને લક્ષમાં લેતા તેઓ ભવને ભવન ફરી વળ્યા. આ સર્વ કરતાં તેમને પુસ્તકાલયમાં વિશેષ રસ પડયો, ત્યાં આગળ જે પુસ્તકોનો તેઓ ઉપયોગ કરતા હતા તેમાંનાં કેટલાંક તેનાં તેજ જોવામાં આવ્યાં—કેટલાંક પુસ્તકો તો તેમણે તેમના હાથેજ લખેલાં હતાં.

આવાં અન્ય સ્મરણોના સાથમાં એ દેશની ભાષાનું તેમને સ્મરણ થઇ આવ્યું, પરંતુ તે પંદરસો વર્ષો પહેલાં બોલાતી હતી તેવી હતી તેથી તેમને જે જે સાંભળતા તેમને તે ભાષા અતિપ્રાચીન અને ના સમજાય એવી લાગતી; ખરેખર પ્રાચીન ભાષાઓનો પ્રોફેસર એકજ તેમની સાથે છૂટથી. તે ભાષામાં વાતચીત કરનાર હતો. આવા અદભૂત બનાવમાં વિશ્વવિદ્યાલયના કાર્યવાહકમંડલને ઘણો રસ આવતો હતો, તેઓ ઇતિહાસના એક પ્રોફેસર સાથે ગમતી દલીલ ચલાવતા; તેનો એવો આગ્રહ હતો, કે જુદા જુદા બનાવોનાં તેમનાં સ્મરણો ખોટાં હોવાં જોઇએ કારણ કે તે તેનાં પુસ્તકો સાથે બીલકુલ મળતું આવતું નહિ. કીર્તિકુમારને અતિ આનંદપૂર્વક પહેલાંના જન્મનું એક પોતાનું પૂતળું જડી આવ્યું; ઘણીક રીતે સમજાવ્યા પછી તેણે તેની તખ્તી ઉપર સત્તા ધારીઓને તેનું વર્તમાન નામ લખવાને તથા વિશ્વવિદ્યાલયની મુલાકાત લીધાની તારીખ કોતરવાને લલચાવ્યા. આ ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે ઘણી બારીક તપાસ પછી આપણા બંને મુસાફરોના હકોને કબુલ કરવામાં આવ્યા; આવા સાધારણ બનાવથી હદપારનો રસ ઉપજી આવ્યો, પડોશના અનેક દેશોમાં આ વાત પસરી કારણ કે આ વિશ્વવિદ્યાલયની કીર્તિ દૂર દૂર પસરી હતી.

[ ચાલુ. ]

---

# "ગુજરાતિ કાવ્ય" विशे म्हारा स्वतन्त्र विचारो.

કવિતાના વિશાળ ક્ષેત્ર ઉપર રમણ કરતા અનેક પ્રતિભાશાળી વિદ્દજ્જનો, કવિઓ અને કોઈ વાચક રસજ્ઞો, શ્રમપૂર્વક મંથન કરી આનન્દમાં ગરકાવ થયા છે; અને તેઓના સંસર્ગમાં આવનાર મનુષ્યને તે આનન્દની લ્હેર ચખાડી ગયા છે, અને હજુ પણ તેવા પ્રતિભાશાળીજનો ઉપરોક્ત કર્મ કર્યે જાય છે, અને કર્યે જશે, કાવ્યના આ સ્વાદને પોતાની રૂચી અનુસાર ગુણદોષ યુક્ત ગણી અનેકજનો સ્તવે છે અને નિન્દે છે, પરન્તુ રચનારનો જે આનન્દ તથા ઉત્સાહ હોય છે, તે ગમે તેવા ટીકાકારને ગમે તેવા રસજ્ઞ વાચકને સ્વાનુભવ વિના યથાર્થ તુલના તથા આનન્દાનુભવ પ્રાપ્ત થઈ શકતાં નથી. અને તેથીજ આપણે કેટલાંએ કાવ્યો ઉપર મરજીમાં આવે તેવી સ્વતન્ત્ર અને તુરંગી ટીકાઓ વાંચીએ છીએ. જો કે અલબત્ત કંઇક અંશે દોષ હોવાના સત્યનું દષ્ટિબિન્દુ હસ્તગત થયું હોય, પરન્તુ સર્વથા દોષ હોવાનું અસ્તિત્વ છે કે નહીં તેનું ધ્યાન રહેવું એ મુશ્કેલ છે. આ નિબંધના હું માત્ર ત્રણ વિભાગ પાડી ટુંકમાં વિવેચન કરીશ.

૧ કવિનું સ્વચ્છન્દ હૃદય જે દુનીઆમાં સર્વથી પોતાના સિવાય નિરાળું રહે છે અને ગાંભીર્યવાળાં કાવ્યો ઉત્પન્ન કરે છે.

૨ ઉચ્ચ પ્રતિભાશાળી કાવ્યને નિભાવનારા, ઉદ્ધારનારા, પ્રકાશમાં લાવનારા, દોષોથી મુક્ત કરનારા વિવેક બુદ્ધિવાળા વિવેચકો અને ટીકાકારો અને તેમનું કાર્ય અને વલણ.

૩ રસાત્મક અને અર્થગૌરવયુક્ત કાવ્યો અને તે ઉપર થતો કલીષ્ટતાનો અયોગ્ય આરોપ.

## કવિનું સ્વચ્છન્દ હૃદય.

જે કવિના કાવ્યમાં સ્વતન્ત્રતા, અને સ્વચ્છન્દતા પોતાના હૃદયના દઢભાવથી, પોતાના વિચારની પ્રબળ દઢતાથી ગુંથાએલી ક્ષણે ક્ષણે જોવામાં આવે છે; જેને જગત્‌માં પોતાના હૃદયના વિચાર સિવાય અન્યની બીલકુલ પરવા નથી; અન્ય ગમે તેવી રીતે વખાણે કે નિન્દે તેની કાંઈ પણ આશા કે ઉપેક્ષા નથી; જે કાંઈ પોતાના મનથી શ્રેષ્ટ છે તેને તે અતિશયોક્તિ પૂર્વક વખાણે છે; જે કાંઈ પોતાના મનથી ક્ષુદ્ર છે તેને તે અતિશય રીતે નિન્દે છે; પોતે સાંસારીક નિયમથી ઓળંગીને બહુ કુદી જાય છે પણ પોતાના હૃદયના શુદ્ધ વિચારોનું અચ્છી રીતે પ્રતિપાદન કરે છે; તે પોતાના તાનમાંને તાનમાં મસ્ત બની રહ્યા કરે છે; તેનું કેવળ સ્વતન્ત્ર હૃદય પોતામાં અપૂર્વ આનન્દ પામે છે. જગતને સર્વે આર્ય નીતિ અને સદુપદેશક વિચારો ખુલ્લે ખુલ્લા પ્રગટ કરે છે; આવા હૃદયવાળો કવિ માત્ર કવિતાના ખરેખરા સુખનું પાન કરે છે એમ મારૂં માનવું છે. આપણા પ્રાચીન

ગુર્જર કવિનું દૃષ્ટાન્ત હું અત્ર આપુ છું. મહાકવિ પ્રેમાનન્દના પુત્ર વલ્લભમાં આવાં લક્ષણો હું પુરેપુરાં ભાળું છું. તે ખરેખર સ્વતન્ત્ર મિજાજનો, કોઇના વિચારથી કોઇના દબાણુથી ન દોરાય તેવો મસ્ત કવિ હતો.

તેના રચેલા દુઃશાસનરૂધિરપાન આખ્યાન, યુધિષ્ઠિરવૃકોદરસંવાદઆખ્યાન, કુંતિ પ્રસન્નાખ્યાન, અને મિત્રધર્માખ્યાન જેઓએ વાંચેલાં હશે તેઓને અવશ્ય વલ્લભની તુંડી અને એકલા સ્વતન્ત્ર સ્વભાવની જાણ હશે.

ક્ષણે ક્ષણે વલ્લભે સામળભટ્ટને અને ચંદ જેવા અન્ય ભાષાના કવિઓને પોતાના પિતાથી ઉતરતા માની મશ્કરી કરી છે, પોતાના પિતાના શાન્ત વિચારોને પણ હસી કાઢ્યા છે, અને પોતાના મસ્ત હૃદયમાં ઘુમ્યા કર્યો છે. વાચકની દરકાર કરી નથી; જે પૂજ્ય છે તેના પિતાને નમ્યો છે પણ સાથે સાથે જેવું છે તેવુંજ બોલ્યો છે. વિરજી જેવા પ્રેમાનન્દના મુખ્ય શિષ્યની બાયલો કરી મશ્કરી કરી છે. કડવાં અને મીઠાં કરતાં પોતાનાં કવિતો ઉત્કૃષ્ટ માન્યાં છે. પોતે કવિશ્વર, મહાનકવિ એવા ઉપનામો ક્ષણે ક્ષણે ધારણ કર્યા છે તે માત્ર પોતાના હૃદયની મસ્તાઇનું જ સ્વરૂપ જગતને જણાઇ આવે છે પણ નહીં કોઈ રીતે આત્મશ્લાઘા સંસ્કૃત કવિ જયદેવ પણ પદે પદે પોતાના કાવ્યની ઉત્કૃષ્ટતા બહુજ પ્રેમથી વર્ણવે છે. અને પોતાના કાવ્ય અનન્ત સુખ આપનારા ઘણાજ રસીક એવા એવા ઉપનામો હૃદયના આવેગથી ક્ષણે ક્ષણે કાઢી નાંખે છે. તે કુદરતી નીકળી ગયા છે. તેમ વલ્લભે પણ પોતાના કાવ્યમાં ડોલતાં ડોલતાં કુદરતી રીતે પોતાને મહાન્‌કવિ લખી નાંખેલ છે તેણે ક્ષુદ્ર ટીકાકારોની બીક રાખી નથી, અધમ વાચકોની પરવા કરી નથી કે તેની નીન્દા થશે પરન્તુ વારંવાર પોતાના કવિતોની ઉત્કૃષ્ટતા વર્ણવી પોતાના હૃદયમાં અપાર આનન્દ અનુભવી ડોલી રહ્યો છે. ભલે ટીકાકારો તેને આત્મશ્લાઘાવાળો ગણી નીન્દે પરન્તુ હું તો તેને ખરેખરા પ્રેમથી સ્નેહથી કવિતાના અમૃતમય સમુદ્રમાં સુખ માણુતોજ દેખું છું આવા વિચારો પણ અનુભવ વિના આધુનિક ટીકાકારો લાવી શકતા નથી, તેથી મસ્ત અને સમર્થ જયદેવ અને વલ્લભ જેવાની ઘણી વખત નિન્દા કરે છે તેના તમામ ગ્રંથનું અને તે ઉપરથી તેના જીવનનું યથાર્થ અન્વેશણુ થાય તો મારા મતને મળતા ઘણા ટીકાકારો થશે એમ હું માનું છું. આપણા સાક્ષરવર્ય શ્રીયુત્ ગોવર્ધનરામભાઇને સહુ જાણશે કે તેઓ શાન્ત, તદન ધીમા, જ્ઞાની, વિચારીને બોલનારા વિવેકી અને સભ્ય કવિ થઇ ગયા છે પણ કોઇકજ તે પોતાના હૃદયથી સ્વચ્છન્દી અને સ્વતન્ત્ર કવિ છે એવું ભાગ્યેજ જાણ્યું હશે. જેમણે તેમની "સ્નેહમુદ્રા" કાવ્ય બહુ મનન પૂર્વક વાંચી હશે તેમને પ્રત્યક્ષ થશે. પોતાની પ્રીયા પાછળ કેવા આંસુ સાર્યા અને ઉરભૂત—કવિ પાસે જગતની અનેક પ્રકૃતિઓ જીવો ચીજો, અન્યથા કવે છે, અન્ય સુખની પ્રાપ્તી માટે લલચાવે છે; ઉલૂક, ચિતા. મેઘ, સમુદ્ર ગર્જન, પવન, ચન્દની, અધ્ધર લટકતી અપ્સરાઓ, કોયલ, સરિતા, ઉષા, અને કુકડો પણ ઉરભૂત—કવિને લલચાવે છે, અન્યથા ઉપદેશ આપે છે, પોતાના હૃદયના વિચારો ભૂલી જવાનું સુચવે છે, જગત્ થોડું છે અને જીવશિવમાં મળી જવાનું જ્ઞાન આપે છે

પરન્તુ જેનું હૃદય સ્વતન્ત્ર છે, એકજ રીતે ચિત્તમાં લાગેલું છે, તેવા ઇશ્વરભૂત—કવિને સર્વેની વાણી તદન નકામી, મીથ્યા અને શુષ્ક લાગે છે; અને પોતાના કલ્પનાજ વિચારોમાં ઘુમ્યા કરે છે અને તેજ વર્તન સત્ય છે એવું વખતો વખત કહ્યા કરે છે. 'આ આપણા સમર્થ કવિ ગોવર્ધનરામભાઇની ઉચ્ચ પ્રતિભાનું ભાન માત્ર બારીક રસજ્ઞ વાચકોનેજ થયું હશે, તે પોતાના કવનમાં વલ્લભ તથા જયદેવ જેવા કવિઓ પેઠે મસ્ત હતા અને સુખી જ હતા, આવા આદર્શ કવિઓજ માંત્ર અહોનિશ સુખમાંજ રમે છેઃ વલ્લભ તથા જયદેવ પોતાને કવિશ્વર લખે છે તેથી તરત તેને આત્મશ્લાઘાવાળો માની અવગણવું તે કેવળ ભૂલ છે પણ તે ઉદ્‌ગારો કેવી રીતે કુદરતી નીકળ્યા છે તે જોવું જરૂરનું છું અને તેમાંજ તેઓ અનન્ય સુખ માને છે કારણ કે પોતાના કાવ્યના રસનું સુખ છલકાઈ જવાથી તે બોલી ઉઠ્યા છે.

મોરબી
૨૦-૩-૧૨ } ભદ્રશંકર કુબેરજી શુકલ.

---

# ॥ स्वामीश्री विवेकानंद साथेनो वार्तालाप ॥

( અનુસંધાન ગત વર્ષે—પૃષ્ઠ ૨૫૬ થી. )

( ૧૦. )

ગુરૂવાસની પ્રાચીન સંસ્થા—વર્તમાન વિશ્વવિદ્યાલયની સંસ્થા—શ્રદ્ધાની ખોટ—આપણો એક પ્રજાકીય ઇતિહાસ છે—વેદાન્ત મિશ્રિત પાશ્ચાત્ય પદાર્થ વિજ્ઞાન—કહેવાતી ઉચ્ચ કેલવણી—વૈજ્ઞાનિક-યાંત્રિક કેલવણીની અને પ્રજાકીય દૃષ્ટિબિંદુથી અપાતી કેલવણીની જરૂર—સત્યકામની વાર્તા—માત્ર પુસ્તકોની ગોખણપટ્ટીની કેલવણી અને ત્યાગીઓની દેખરેખમાં અપાતી કેલવણી—શ્રીરામકૃષ્ણ અને અન્ય પંડિતો—શાલા પાઠશાલાઓની દેખરેખ રાખતા સાધુઓવાળા મઠોની સ્થાપના—બાલકોને શિખવવાનાં પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં—બાળલગ્નને અટકાવો—કુંવારા ગ્રેજ્યુએટોને જપાન મોકલવાની યોજના—જપાનની મહત્તાનું રહસ્ય—એશિયા અને યૂરપની કલા—કલા અને ઉપયોગિતા—પોષાકની રીતભાતો—ખાધાપીધાનો પ્રશ્ન અને દારિદ્રય.

[ શ્રી પ્રિયનાથસિંહ ]

નવો મઠ બંધાયો અને બધા સ્વામીઓ ત્યાં વસવા લાગ્યા ત્યાર પછી આશરે બે

વર્ષે હું એક પ્રભાતે મારા ગુરુનાં દર્શન કરવા આવ્યો. મને જોઇને સ્વામીજી હસ્યા, મારી કુશલવાર્તા પૂછીને પછીથી તેમણે ચલાવ્યું, "તમે આજે તો અહિં રહેવાના છો, ખરા કે નહિ?" "ખરેખર એમજ છે," મેં કહ્યું; અનેક પ્રકારની પૂછપરછ પછી મેં પૂછ્યું, "ભલે, મહારાજ! આપનો બાલકોને કેળવવા વિષે શો અભિપ્રાય છે?"

સ્વામીજી—ગુરુગૃહવાસઃ॥ ગુરૂ ગૃહે વાસ કરાવવાનો.

પ્રશ્ન—કેવી રીતે?

સ્વામીજી—પ્રાચીન દિનોમાં ચાલતું હતું તેવીજ રીતે. પરંતુ, આવા પ્રકારની કેળવણી સાથે વર્તમાન કાલના પદાર્થ વિજ્ઞાનને જોડવાની જરૂર છે. આ ઉભયે આવશ્યક છે.

પ્રશ્ન—એમ કેમ, વર્તમાનમાં પ્રચલિત વિશ્વવિદ્યાલયની સંસ્થાઓમાં શી ખામી છે?

સ્વામીજી—લગભગ એ સંસ્થા બધીએ ખામીઓથી ભરેલી છે. શા માટે જોતા નથી, કે એ સંસ્થા કલાર્કો નીપજાવી કાઢનાર એક સંપૂર્ણ યંત્ર સમાન છે. જો આટલાથી જ બધુંએ પતતું હત તો જરૂર હું મારા ગૃહોનો આભાર માનત. પરંતુ આમ નથી! જુઓ માનવિઓ કેવી રીતે શ્રદ્ધા અને વિશ્વાસ વિનાનાં બનતાં જાય છે. તેઓ ખુશીથી સાબીત કરે છે, કે ગીતા તો માત્ર એક પાછળથી અડાવી ઘાલવામાં આવેલા ગ્રંથ સમાન છે અને વેદો માત્ર ગામડીયાનાં ગીતો જેવા છે! હિંદુસ્થાનની બહારની બાબતો અને પ્રજાઓ વિષેની દરેક વીગતથી તે ભોમીયા થવાનું પસંદ કરે છે, પરંતુ જો તમે તેમને પૂછી જુઓ તો માલૂમ પડી આવે કે તેઓ સાતમી પેઢી સુધીના તેમના પિતાપ્રપિતાઓનાં નામ પણ જાણતા હોતા નથી, તો વળી ચૌદમી પેઢીની તો વાત જ કેવી કરવી!

પ્રશ્ન—પરંતુ એથી શું થઇ ગયું? તેઓ પોતાના પિતા પ્રપિતાઓનાં નામ ના જાણે તેથી શું જતું રહ્યું?

સ્વામીજી—જરા પણ એમ વિચાર કરશો નહિ, જે પ્રજાને પોતાનો કોઇ પ્રકારનો ઇતિહાસ હોતો નથી તેનું પોતાનું આ દુનિયામાં કંઇ પણ નથી. જેને "હું આવા ઉચ્ચ કુલમાંથી ઉતરી આવ્યો છું" એવી શ્રદ્ધા અને અભિમાન છે તે કોઇ કાલે પણ ખરાબ નિવડે એમ તમારાથી માની શકાય છે? આમ બનીજ શી રીતે શકે? પોતાની જાત ઉપર આવા પ્રકારની શ્રદ્ધા તેનાં કાર્યો અને લાગણીઓ ઉપર કાબુ રાખશે, તે એટલી બધી હદ સુધી કે એકાદ અપકૃત્ય કરવા કરતાં તો તે મરવાનું વધારે પસંદ કરશે. આ પ્રમાણે એક પ્રજાકીય ઇતિહાસ એક પ્રજાને સારી રીતે હદમાં જાળવી શકે છે અને તેને આટલી બધી અધમ્ સ્થિતિએ આવી જવા દેતો નથી. અરે! તમે શું કહેશો. તે

મારા સમજવામાં છે—"પરંતુ આપણી પાસે આવા પ્રકારનો એક ઇતિહાસ નથી." તમારી પેઠે વિચારનારાઓના મત પ્રમાણે ના, કોઇ પ્રકારનો ઇતિહાસ નથી. તેમજ તમારા, વિશ્વવિદ્યાલયના મોટા મોટા પંડિતોના મત પ્રમાણે પણ આવો કોઇ પ્રકારનો ઇતિહાસ નથી. એક મોટી દોડાદોડીમાં પશ્ચિમમાં મુસાફરી કરીને યૂરપીય રીતભાત સજીને પાછા ફરનારાઓ પણ એવું જ કંઇક વિચારે છે—"આપણી પાસે કંઇ નથી, આપણે તો જંગલીઓ જેવા છીએ". એટલી વાત ખરી કે બીજી પ્રજાઓના જેનો આપણી પાસે કોઇ પ્રકારનો ઇતિહાસ નથી. ધારો કે આપણે ચોખા ખાઇએ છીએ અને યૂરપીઅનો તે ખાતા નથી; તમે શું આટલાજ કારણથી એમ ધારી લેશો કે તેઓ બધા ભુખે મરે છે અને નિકંદન નીકળી જવાની તૈયારીમાં છે! તેમના પોતાના દેશમાં સહેલથી મેળવી શકાય અથવા ઉપજાવી શકાય એવું હોય, તેમને બંધ બેસતું આવતું હોય તેના ઉપર તેઓ પણ સારી રીતે છવી શકે છે. આવી જ રીતે આપણે માટે જેવો હોવો જોઇએ તેવો જ બરોબર આપણો ઇતિહાસ છે. આંખો મીચીને, "અરે! આપણો કોઇ પ્રકારનો ઇતિહાસ નથી.!" એવી બુમો પાડયાં કરવાથી શું આવા પ્રકારનો ઇતિહાસ ભૂસાઇ જવાનો છે? જેમનાં જોઇ શકે એવાં ચક્ષુઓ છે તેમને આમાંથી ઝગઝગીત ઇતિહાસ મળી આવે છે અને આના આધારે તેઓ સારી રીતે સમજે છે, કે પ્રજા હજુએ જીવતી રહેલી છે. પરંતુ આવો ઇતિહાસ ફરીથી લખી કાઢવાનો છે. પાશ્ચાત્ય કેળવણીદ્વારા વર્તમાનકાળમાં આપણા લોકે મેળવેલાં વિચારનાં વલણો અને બુદ્ધિને બંધબેસતું થઇ પડે એવી રીતે આવા ઇતિહાસનું પુનઃકથન કરવાનું છે.

પ્રશ્ન—તે કેવી રીતે થઇ શકે?

સ્વામીજી—અત્યારની ચર્ચા માટે એ એક વિશાલ વિષય થઈ પડે એવો છે. છતાં એ આવી દશા ઉપજાવવા માટે, "ગુરૂ ગૃહવાસની" પ્રાચીન પ્રણાલિકા અને એના જેવી કેળવણી આપવાની અન્ય સંસ્થાઓનો પુનઃ પ્રચાર થવાની જરૂર છે. આપણે જેની જરૂર છે તે આટલી બાબતો છેઃ—વેદાન્ત સાથે મિશ્રિત બનેલું પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાન, નિયામક સત્રરૂપે બ્રહ્મચર્ય અને પોતાની જાતમાં શ્રદ્ધા—વિશ્વાસ. એક માણસને સલાહ મળી હતી કે પોતાના ગધેડાને સારી રીતે ઠોકઠોક કરવાથી તે એક ઘોડામાં પલટાઈ જશે, તેવી જ રીતનો આપણા બાલકોને કેળવવાનો ઉદ્દેશ રાખતી પેલી સંસ્થાને દૂર કરવી એ આપણે માટે અન્ય અગત્યની બાબત છે.

પ્રશ્ન—તમે આથી શું કહેવા માગો છો?

સ્વામીજી—એટલું તો તમે સમજતા હશો, કે કોઇથી કોઇને કંઈ પણ શિખવી શકાતું નથી. શિક્ષક પણ પોતે શિખવે છે, એવો વિચાર કરીને દરેક બાબત બગાડી નાખે છે. આ પ્રમાણે વેદાન્ત ઉપદેશે છે, માનવિના અંતરાત્મામાં સર્વ જ્ઞાનનો સમાવેશ થાય છે,—એક બાલકમાં પણ એમજ હોય છે—તેને માત્ર જાગ્રત બનાવવાની જરૂર છે, અને એક શિક્ષકના કાર્યનો આટલામાં જ સમાવેશ થાય છે. હાથ, પગ, નાક

કાન આદિના યોગ્ય ઉપયોગમાં તેમની પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતાં શિખે એટલું જ માત્ર આપણે બાલકો માટે કરવાનું છે; આખરે દરેક બાબત સહેલી બનતી જશે. પરંતુ મૂલ-રૂપ પદાર્થ ધર્મ છે. ધર્મ ચોખા સમાન છે અને બીજી બધી બાબતો કઢિ આદિના જેવી છે. કઢિ, શાકાદિ ખાવાથી જ અપચો થાય છે, તેમ જ એકલા ચોખા ખાવાથી પણ અપચો થાય છે. આ લોક તો આપણાં બાલકોને પોપટો બનાવવા લાગ્યા છે, અનેક પ્રકારના વિષયો ગોખાવીને તેમનાં ભેજાનો નાશ કરવા લાગ્યા છે. એક દષ્ટિબિંદુથી વિચારતાં વિશ્વવિદ્યાલયમાં સુધારો કરવાની દરખાસ્ત માટે તમારે વાઇસરોયનાઽ ઘણા આભારી બનવાનું છે; આવો વ્યાવહારિક અર્થે ઉચ્ચ કેલવણીનો વિનાશ સાધવા સમાન થાય છે—દેશને વિશેષ નહિ તો શ્વાસ લેવા જેટલો સમય મળવા માટે કેટલોક આરામ મળશે. કેટલી બધી ભલાઇ! ગ્રેજ્યુએટ બની જવાની કેટલી બધી ધમાધમ અને ઉછળાટ અને થોડાક દિન પછીજ બધાનું શાંત પડી જવું! આ બધા પછીએ તેઓ જે શિખે છે તેમાં, "આપણો ધર્મ અને રૂઢિયો બધીએ ખરાબ છે, પાશ્ચાત્યોનું જે જે છે તે બધું એ સારૂં છે," એ વિના બીજા શાનો સમાવેશ થાય છે? આખરે તેમનાથી ભુખરૂપી વરૂને બારણામાંથી હાંકી શકાતું નથી! આવા પ્રકારની ઉચ્ચ કેલવણી રહે અગર વિનાશ પામે તેથી શું થઇ ગયું? લોકોને જો થોડી ઘણી યાંત્રિક કેલવણી આપવામાં આવશે તો ઠીક થશે કે જેથી આસપાસ ભટકીને નોકરીની બુમો પાડવાને બદલે કામ મેળવીને રોટલો કમાઈ શકાય.

પ્રશ્ન—બરાબર છે, મારવાડીઓ વધારે ડાહ્યાં છે, કારણ કે તેઓ નોકરી કરતા નથી, તેમનામાંના ઘણાખરા જાતેજ ધંધામાં જોડાય છે,

સ્વામીજી—બીલકુલ વિચાર વિનાની વાત! દેશનો વિનાશ સાધવાના માર્ગે તેઓ પણ ચૂક્યા છે. તેમને તેમના લાભોની થોડી જ સમજ છે. તમારી ધંધાઓ તરફ વધારે નજર હોવાથી તેમના કરતાં તમે ઘણા સારા છો. તેઓ તેમના ધંધામાં જે પૈસા રોકે છે અને જેવડે તેઓ લાભના થોડાક ટકા મેળવી શકે છે તેનો, ઘણાખરા ધંધાઓનો લાભ લેવા દઇને યુરપીઅનોને તેમનાં ખીસ્સાં ભરવા દેવામાં આવે છે તેને બદલે થોડાંક કારખાનાં અને ઉદ્યોગ ગૃહો ચલાવવામાં ઉપયોગ કરવામાં આવે તો તે આપણા દેશના કલ્યાણમાં લાભકારક થઇ પડે એટલું જ નહિ પરંતુ તેમને પણ લાભનો ઘણો મોટો ભાગ મેળવી આપી શકે. માત્ર કાબુલીઓ જ નોકરીની દરકાર વિનાના જોવામાં આવે છે—તેમની નસે નસમાં સ્વાતંત્ર્યનો જુસ્સો ઉછળી રહેલો જોવામાં આવે છે. તેમનામાંના એકાદને નોકરી કરવાનું કહો અને પછી શું થાય છે તે તમારી નજરે જોવામાં આવશે!

ઽ લોર્ડ કર્ઝને જેમણે વિશ્વવિદ્યાલયની કેલવણીના માપને એટલું બધું ઊચું કરવાનાં પગલાં ભર્યાં કે મધ્યવર્ગનાં બાલકો માટે તો તે હદપારની ખર્ચાળ અને લગભગ અપ્રાપ્ય જેવી બની ગઇ

પ્રશ્ન—ભલે, મહારાજ, ધારો કે ઉચ્ચ કેલવણી કાઢી નાખવામાં આવે તો માનવિઓ પૂર્વે હતાં તેવાં ગાયો જેવાં મૂર્ખ બની જાય!

સ્વામીજી—તમારો વિચાર કેટલો બધો ભૂલ ભરેલો છે! શું કોઇ કાલે પણ એક સિંહ, એક શિયાળવું બની જશે? તમે શું કહેવા માગો છો? અતિ પ્રાચીન સમયથી આખી દુનિયાને જ્ઞાનવડે પોષનાર ભૂમિના પુત્રો, લોર્ડ કર્ઝને ઉચ્ચ કેલવણીને કચરી નાખવાથી ગાયો જેવા મૂર્ખો બની જશે, એ શું કોઇ કાલે પણ સંભવી શકે એવું છે?

પ્રશ્ન—પરંતુ આપણા લોક અંગ્રેજોના આવતા પહેલાં કેવા હતા, અને વર્તમાન કાલે તેઓ કેવા બન્યા છે, એ વિષેનો વિચાર કરો.

સ્વામીજી—જડ વિજ્ઞાનોના અભ્યાસમાં અને યંત્રોવડે દરરોજના ઉપયોગના પદાર્થો બનાવવામાંજ શું ઉચ્ચ કેલવણીનો સમાવેશ થાય છે? જીવનના પ્રશ્નોનું કેવી રીતે નિરાકરણ કરવું, એ શોધી કાઢવામાં ઉચ્ચ કેલવણીનો ઉપયોગ છે; વર્તમાનકાળની શિષ્ઠ, સુધરેલી દુનિયાનો ગંભિર વિચાર પણ આ બાબતમાં લાગી રહેલો છે; પરંતુ આપણા દેશમાં તો આ પ્રશ્નનું નિરાકરણ હજારો વર્ષ પૂર્વેથી આપવામાં આવ્યું છે.

પ્રશ્ન—પરંતુ આપનું વેદાન્ત પણ અદૃશ્ય થઈ જવાની તૈયારીમાં હતું.

સ્વામીજી—કદાચ એમ પણ હોય, કાલ પ્રવાહના પૂરમાં સમયોસમય વેદાન્તની જ્યોતિ જાણે કે બુઝવાઈ જવાની તૈયારીમાં હોય એમ જણાય છે; જ્યારે આમ બને છે ત્યારે પ્રભુને પોતાનેજ આ માનવદેહમાં અવતરવું પડે છે; પછીથી તે ધર્મને એટલો બધો સજીવન અને બલવાન બનાવે છે કે કેટલાક સમય સુધી અનિવાર્ય જુસ્સા સહિત તે આગળને આગળ વધ્યાં જાય છે. આવા પ્રકારના જીવન અને બલનો તેનામાં પુનઃ ઉદય થયો છે.

પ્રશ્ન—હિંદે બાકીની દુનિયાને છૂટથી પોતાનું જ્ઞાન આપ્યું છે, એ બાબતનો મહારાજ, પુરાવો શો?

સ્વામીજી—આ બાબતમાં ઇતિહાસનો પોતાનોજ પુરાવો મળી આવે છે. દુનિયામાં મળી આવતી સર્વ પ્રકારની જીવાત્માને ઉચ્ચ ભૂમિકાએ દોરી જતી ભાવનાઓ અને વિદ્યાની વિવિધ શાળાઓનાં મૂળીઆં યથાર્થ શોધવડે હિંદમાંજ મળી આવે છે.

ઉત્સાહમાં આવી જઇને સ્વામીજીએ આ બાબત વિષે લંબાણથી વિચાર દર્શાવ્યા. આ સમયે તેમની શરીરની દશા ઘણી શિથિલ હતી, અને આ ઉપરાંત ગ્રીષ્મનો પ્રચંડ તાપ હોવાથી તેમને ઘણી તૃષા લાગવાથી તેઓ વારંવાર પાણી પીતા. આખરે તેમણે કહ્યું:—

"ભાઇશીંગી, જરા મારે માટે આઇસ-વૉટરનો એક ગ્લાસ લાવ; હું તમને દરેક બાબત સ્પષ્ટ રીતે સમજાવીશ". આઇસ-વૉટર પીધા પછી સ્વસ્થ થઇને તેમણે ચલાવ્યું:—

સ્વામીજી—આપણે જેની જરૂર છે તે, તમે જાણો છો, તેમ, વિદેશી ઉપરિ઼઼઼ણથી સ્વતંત્ર રીતે આપણા પોતાના જ્ઞાનની વિવિધ શાખાઓનો અભ્યાસ ચલાવવા વિષે છે, આની સાથે અંગ્રેજી ભાષા અને પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ કરવાની જરૂર છે. આપણે યાંત્રિક કેળવણીની આવશ્યકતા છે, ધંધાઓ વધારે એવા અન્ય સર્વની જરૂર છે, આમ થાય તો માનવિઓ ચાકરી ખોળવાને બદલે ખુશીથી પોતાના પોષણ જેટલું મેળવી શકે, એટલુંજ નહિ પરંતુ સંકટના સમય માટે થોડુંક બચાવી પણ શકે.

પ્રશ્ન—આપ તે દિને ગુરૂગૃહવાસસંસ્થાવિષે શું કહેવા માગતા હતા?

સ્વામીજી—તમે શું ઉપનિષદોમાંની વાર્તાઓ વાંચી નથી? હું તમને એક કહીશ. સત્યકામ, એક બ્રહ્મચારીનું જીવન ગાળવા માટે પોતાના ગુરુ પાસે વસવા ગયો. ગુરુએ તેને થોડીક ગાયો સંભાળવા આપી ને જંગલમાં મોકલ્યો. ઘણા મહિના વહી ગયા અને સત્યકામને ગાયોની સંખ્યા બમણી થયલી જણાતાં તેણે પોતાના ગુરૂ પાસે પાછા ફરવાનો વિચાર કર્યો. પાછા આવતાં માર્ગમાં વૃષભોમાંના એક, અગ્નિએ અને કેટલાંક પ્રાણીઓએ તેને પરબ્રહ્મ વિષે ઉપદેશ આપ્યો. શિષ્ય પાછો આવતા ગુરુ તેના મુખ પ્રત્યેના એક દૃષ્ટિપાતથીજ સમજી ગયા કે શિષ્યને પરબ્રહ્મનું જ્ઞાન થયું છે. આ વાર્તામાંથી જે સાર શિખવાનો છે તે એટલો છે, કે પ્રકૃતિના સતત ચિંતનમાં વસવાથી ખરી કેળવણી મેળવી શકાય છે

આવા પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, બાકી એકાદ પંડિતની પાઠશાળામાં તમે જાતે કેળવણી લ્યો તેથી તમે તમારી બધીએ જીંદગી સુધી માત્ર એક માનવ વાનર બની જાઓ છો. જ્વલંત અગ્નિ સમાન જેનું ચારિત્ર હોય એવાની સાથે અભ્યાસિએ નાનપણથીજ વસવું જોઇએ; તેની નજર સમક્ષ પરમોત્તમ શિક્ષણનું એક જીવંત દૃષ્ટાંત હોવું જોઇએ. "જુઠું બોલવું એ એક પાપ છે," એમ માત્ર વાંચ્યા કરવું જરા પણ ઉપયોગનું નથી. દરેક યુવકને પરિપૂર્ણ બ્રહ્મચર્ય પળાવવાની કેળવણી મળવી જોઇએ, ત્યાર બાદ ટલા પછીજ શ્રદ્ધાનો ઉદય થશે. બાકી જેનામાં શ્રદ્ધાનો, વિશ્વાસનો અંશ પણ નથી તેને અસત્ય બોલવામાંથી શું અટકાવી શકશે? આપણા દેશમાં જ્ઞાનનું દાન હમેશા ત્યાગીઓ દ્વારાજ થતું આવ્યું છે. આગળ ઉપર પંડિતોએ સર્વ જ્ઞાનનો ઇજારો રાખીને, તેને પાઠશાળાઓમાં ગોંધી રાખીને દેશને માત્ર વિનાશની નજીક આણી મુક્યો છે. જ્યાં સુધી ત્યાગીઓ જ્ઞાન આપતા હતા ત્યાં સુધી હિંદમાટે સર્વ પ્રકારની શુભ આશાઓ રાખી શકાતી.

[ ચાલુ. ]

—સંસ્થાપક—
સ્વ. અભેદમાર્ગપ્રવાસી,
સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

—મંત્રી—
આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૭-અંક ૩ ] (માસિક.) [ ડીસેમ્બર. ૧૯૧૧. ]

ॐ

## चरट.

श्रीमदनेक सामन्तनृपप्रवरचक्रमुकुटमणिमरीचिमंजरीनिराजितचरणयुगलः सकलकलापारंगतोऽतीवकीर्तिवैशद्यधवलितदिग्वारणो रणरणितशरज्यो विजयताम् श्रीमन्महामहानुभावपंचमज्योर्जः ॥

Victory to Thee King-Emperor, who art surrounded by the light issuing from the crowns of many tributary princes, who is versed in all arts and who has thrown light on the elephants of the quarters.

શોભાયમાન અનેક શ્રેષ્ઠ ખંડીઆ રાજાઓના યુથના મુકુટમણિના કીરણ ગુચ્છવડે જેના બન્ને ચરણ આરાત્રિ કરાયેલ છે તેવા અને સકળ કળામાં પારંગત તથા એવી કીર્તિના ઉજ્વલાટથી જેણે દિશાઓના હસ્તિઓને ઉજ્વલિત કર્યા છે તેવા, અને જેના બાણની પ્રત્યંચા રણને વિષે રણકાર કરે છે તેવા શોભાયમાન પાંચમા જ્યોર્જ વિજય પામો.

# शार्दूलविक्रीडितम.

श्रीमत्पांडु सुपुत्रकैर्नयरतैर् ज्योतिर्मयैर्दीपनम् ।
पंचांकाङितंजोर्जकस्सुमतिभि र्जन्यमभी भजिनम ॥
चातुर्यामृतवृष्टिभिस्समवितं जीवंत्स्वर्तापांगनम् ।
मत्तेभालि समाकुलं तदधुना ह्यादिल्लिसिंहासनम ॥१॥

The throne of Dehli, shining, the ornament of the world, the place of living majesty and abounding in elephants mad with rut, was protected by the Son of Pandu. May George V King Emperor protect this throne by the showers of wisdom.

નીતિને વિષે પ્રીતિવાળા, તેજસ્વી, સુબુદ્ધિમાન, શોભાયમાન પાંડુપુત્રો (પાંડવો) એ, દેદીપ્યમાન, જનસમુદાયની કાંતિનું પાત્ર, અને સજીવન પ્રતાપનું આંગણભૂત, મદોન્મત્ત હાથીની પંક્તિથી વ્યાપ્ત એવું દિલ્હીનું સિંહાસન રક્ષાએલું હતું. તે દિલ્હી રાજ્યાસનને હાલમાં પાંચમા જ્યોર્જ શહેનશાહ ચતુરતારૂપી અમૃતવૃષ્ટિવડે રક્ષણ કરો.અસ્તુ.

સંપાદક—મકડાકર નાગર.

---

## आमंत्रण.

—※—

આવો આવો સામ્ય દયા ઉર આંગણે,
કરીએ પ્રીતે આપ તણું ગુણ ગાન જો;
સદૈ પધારો અમ ઉપર કિરપા કરી,
પ્રીતે કરીએ આપ તણું સન્માન જો—આવો.

દાન દયા દીનતામાં સદ્‌ગુણ સદ્ વસ્યા,
ક્રોધ કપટ દુર્ગુણ એથી દૂર જાય જો;
શક્તિ પ્રમાણે આત્માનું હિત થાય મે,
મમતા પામી મમના મેલ ટળાય જો—આવો.

આપ પધાર્યે આનંદ ઓધ છવાયા શા!
પ્રભુ પણ આવે આપ પછી આ ધામ જો;
દુષ્ટ લાલચો કદીએ અમને નહિ નડે,
વળી ઓળખશું અંતર આતમ રામ જો.—આવો.

નીતિ ધર્મમાં પ્રીતિ વધે પુર જોરથી,
અસત્ય અહિંસા પાપો સઘ તજાય જો;
પર પીડન નિર્દયતા અંતર ના અડે,
વળી કર્તવ્યપરાયણ શુદ્ધ થવાય જો—આવો.

આપ પધાર્યે પાવનતા પ્રેમે વધે,
વિનય સરળતા શાંતિ સંપ સહાય જો;
ઉજ્વળતાએ પરમાતમને ઓળખી,
શુક યકી આ સ્તુતિ શુભ ઉચરાય જો—આવો.

રાજકોટ. } લિ. શુક.

---

## ॥ आवकार ॥

पधारो न्याय प्यार सार जाणु युगल त्हमो,
करीओ नमन अमो, आतिथ्य योग्य त्हमो—पधारो.

धन्य वर्ष धन्य दिनने, धन्य घडी पळ आज,
कृपा करी तम आवीआं, मळवाने अमकाज.
मोहन मुरत सुरत पूरक अंग उमंग त्हमो,
करीओ नमन अमो, आतिथ्य योग्य त्हमो—पधारो.

नमन नीर मोंघुं धणुं, सो धननुं धन सार;
ऐवाते उर सोंपिये, स्वीकारो सरदार.
रुडा राजकाज ज्ञानवान युगल त्हमो;
करीओ नमन अमो, आतिथ्य योग्य त्हमो—पधारो.

પ્રફુલ્લ હૃદયથી પ્રેમશું; અરજ કરી પ્રભુ પાસ;
માગી આપો આપને, શ્રી, ધી, સૌ કૃતવાસ.
ઉમંગ રંગ આનંદ અંગ નવિન નિત્ય રમો,
કરીએ નમન અમો, આતિથ્ય યોગ્ય ત્હમો—પધારો.

ब्रज विहारी.

---

# मांगलिक—इश्वर स्तुति.

## મિશ્ર–હરિગીત.

### દોહરો.

અહો ભાગ્ય આ દેશનાં, શિરપર ધરવા તાજ,
આજ પધારે હિન્દમાં, ચક્રવર્તિ મહારાજ. ૧

### હરિગીત.

મહારાજ આજ પધારતાં આનન્દ મંગળ થાય છે,
ઘર ઘર વિષે સૌ હરખમાં, આજે અહો ! ઉચરાય છે;
છંસકાયછે ઉર સર્વનાં,–નરનારીનાં હોંસે અતિ,
આયુષ્ય દે–અતિ દીર્ઘ દે–સુખ દે પ્રભુ એ વિનતિ. ૨

હે ! પ્રભુ તું આ જગતમાં, દે અધિકા આનંદ,
ચક્રવર્તિ મહારાજને, સદા કરો સુખવન્ત. ૩

આનંદ આપો સર્વને એ વિનતિ હું ઈશ્વર કરૂં,
અન્તઃકરણની લાગણીથી, આપ આગળ ઉચરૂં;
દેવાધિ એવા દેવ ત્હમને અવિચળ સુખ આપશો,
શાંતિ વિષે રહી સર્વદા–સંકટ સોનાં કાપશો. ૪

સંકટ કાપી સર્વનાં, વર્તાવો જયકાર,
પ્રેમ મગ્ન દૈવત બને, શહેનશાહ સુખકાર. ૫

સુખકાર સર્વે થાય ને દુઃખ જાય દૂરે સર્વથા,
મતિવાન એ ગુણવાનને વિદ્વાનને ન્યાયી તથા;

નીતિમાન એવા નર બની રૈયત તણી સંભાળ લે,
આ ગરીબ હિન્દુસ્તાનને હોંસે કરી સંભાળી લે. ૬

સંભાળી લે હિન્દને, પાળે પુમતી પેર,
મ્હારાણી વિક્ટોરિયા, ધન્ય સ્વર્ગે સુખ લ્હેર. ૭

વિક્ટોરિયા મ્હારાણીજીની બુદ્ધિને ઉદારતા,
આ વિશ્વમાં ગાજી રહી શ્રી એડ્વર્ડની પણ સદા;
જે ઉપકારો એમના રૈયત વિષે જામી ગયા,
તેથી સવાયા જામવા શ્રી જ્યૉર્જ પર કરશો મયા. ૮

જશ વાધો આ જગતમાં, પામો અવિચળ માન,
કીર્તિ અખંડ ગજાવીને, શોભો દેવ સમાન. ૯

એ દેવના જેવી ધરે શોભા સદાએ અંગમાં,
કલ્યાણનાં કામો કરે હમ્મેશ રહી ઉછરંગમાં;
રૈયત તણા પાલક બની આ ખલકમાં ખેલે સદા,
ઇશ્વર કહું છું એટલું આપીશ નહિ કદિ આપદા. ૧૦

નવ આપે તું આપદા, રહો સુખી શીરતાજ,
કુટુંબ સાથે સર્વદા, એ માગું મહારાજ. ૧૧

મ્હારાજ મ્હારી વિનતિ આ ઉરમાં તમે હોંસે ધરો,
એ તાજના ઉજ્વળ પ્રતાપે તેજ અધિકું વાપરો;
સૌ બંડ, ટંટા ને ફિસાદો નામ સુણી નાશી જજો,
સર્વત્ર શાંતિ-શાંતિમાં આ દિવસ સૌ વર્તાી જજો. ૧૨

આ શાંતિના દિવસો, સદા બનો સુખકાર,
મહારાજના નામનો, થાઓ સદા જયકાર. ૧૩

જયકાર થાઓ જગતમાં મ્હારાજના આ તાજનો,
ઉપકાર તો ભૂલાય નહિ, કિંચિત્ કદા આ રાજ્યનો;
સુખનાં બધાં સાધન દઇ આ હિન્દને ઉદ્ધારવા,
કરજો મતિ ઇશ્વર તમે આ સમયછે સુખ પામવા. ૧૪

સુખ પામે સૌ સર્વદા, હિન્દ ગરીબ નવાજ,
તારા મધ્યે ચંદ્રમાં, તેમ શોભો આ રાજ. ૧૫

આ ગઝલ શોભે મંડળે આકાશમાં જ્યમ ચંદ્રમા,
ને અમલ એવા સજડ શોભે સૂર્યની જેવી પ્રભા;
સુનિતાતણાં કિરણો સદા ફેલાય છે દિગન્તમાં,
તેવી રહો કીર્તિ સદા આ રાજ્યની શુભ શાંતિમાં. ૧૬

બધાં રાજ્યમાં એમનું શ્રેષ્ઠ ગણાયે રાજ,
વાધે યશ, ધન શ્રીપતિ, કરશો એવાં કાજ. ૧૭

કરશો ત્હમે પ્રભુજી સદા આ દેશનું સારૂં થવા,
અનુકૂળ આવા સમયમાં કૈં લાભ માંડયા પામવા;
રાજ્યાભિષેકે આપણો આનન્દ ઉરમાં માય ના,
સૌ હર્ષથી જયકાર બોલો, દેવગણ યશ ગાય હા. ૧૮

જશ ગાયે સૌ દેવતા, વર્તાવે શુભ દષ્ટ,
જ્યૉર્જ મૅરી સહ પાંચનાં, સદા હરો સૌ કષ્ટ. ૧૯

મૅરી અમારાં રાજ્યમાતા જ્યૉર્જ છે પિતા સમા,
રૈયત બધી આ પુત્ર સમ, સંપે રહે એ સર્વદા;
માતા પિતાનો પ્રેમ હમ્મેશાં રહો રૈયત પરે,
રૈયત કદિ પણ અંતરેથી ગુણ નહિ ભૂલો અરે ! ૨૦

રાજ્ય ભક્તિનું સૂત્ર છે, પ્રેમ ભક્તિ ભરપૂર,
એક બીજાની સ્હાયમાં, પ્રેમ ભર્યું વ્હે ઉર. ૨૧

ગત સમય સૌ ભુલાવજો, ગાદીપતિ થાતાં નવા,
સારા સમયના વાય વાયુ આગરી જાજો કવા;
સૌ નવ નવીને-ભાતભાતે-ઉત્સવે દિવસો જવા,
આ વિનતિ મ્હારી સાંભળી લ્યો ઉર વિષે હે ! ઇશ્વરા. ૨૨

હે ! ઈશ્વર આ સાંભળી, લાવ્ય દયા દિલ માંય,
ગાદીપતિ સુખિયા થવા, અમી દષ્ટિ વરસાવ્ય. ૨૩

અમી દષ્ટિથી પ્રભુ પોષજે, રૈયત અને રાજાતણાં,
સૌનાં કુટુંબો સુખમાં, સન્તોષમાં પણ ના મણા;
આનન્દથી દિવસો ગુજારે પ્રેમ મગ્ન બની બની,
ઈશ્વર સદા આબાદ રાખે સર્વને એ શ્રીપતિ. ૨૪

શિખરિણી.

મહારાજા કેરૂં અવિચળ તપો રાજ્ય જગમાં,
સદા આનન્દોનાં દિવસ સઘળા જાઓ સુખમાં;
ત્હમારી પાસે હું કરગરી કહું છે! જગપતિ!
વધારો કીર્તિને—જુગ જુગ જીવો આ નરપતિ. ૨૫

મહડાકર—નાગર. *

---

# અમારી ભારતી માતા.

( ગઝલ. )

વિમલ વિશુદ્ધિવાળી છે, સુપુત્રોને સુફલ દાતા,
અમોને પ્રાણથી પ્યારી અમારી ભારતી માતા.
પ્રભા જ્યાં ધર્મની ચમકે દશે દિશ હા! સુખલદાતા;
બસે એ સર્વદા ટકશે અમારી ભારતી માતા.
અનુપમ તેજ આર્યોનું જગાવે ગૂઢ ગુણ ગાથા,
અને અંતર વદે સૌનું અમારી ભારતી માતા.
વિધુને સૂર્ય જ્યાં ઉગે સુઆચારો વીચારોના;
ઝગે સુકર્મને તારે અમારી ભારતી માતા.
સહનશીલતા તણીવ્હેતી અકથનીયજ્યાં સતત્ ધારા,
દયા રાખી સદા રહેતી અમારી ભારતી માતા.
ક્ષમાની જે અચલ મૂર્તી સુપથ સંસારની જ્ઞાતા;
સદા સંતોષની પૂર્તી અમારી ભારતી માતા.
સ્વભાવે નમ્ર વિવેકી ધીરજમાં એ પ્રથમ સ્થાતા;
વચનમાં સત્ય ને ટેકી અમારી ભારતી માતા.
પ્રભુમાં મસ્ત જોગી જ્યાં જગાવે ધુનની ગાથા;
રહે તંત્રે સદા ધુનનો અમારી ભારતી માતા.

---

*આ ઇનામી કાવ્ય અમને અત્રે પ્રસિદ્ધિ સારૂ આપવા માટે તથા બીજાં કેટલાંક કાવ્યો સંપાદન કરી આપવા માટે રા. રા. મહડાકર—નાગરનો ખાસ હૃદયનો આભાર માનું છું. અન્ય સહાયકો પ્રત્યે પણ તેવીજ કૃતજ્ઞતા દર્શાવ્યા વિના રહી શકાતું નથી.-તંત્રી

પરાક્રમ પૂર્વજોનાનાં શરીરે ધારી દૂશાલા—
અરે! કેવી દીપે છે આ અમારી ભારતી માતા!
ભર્યા આલમ તણા મોંઘા ખજાના જ્યાંહી સોહાતા;
ખરે! છે નૂર આલમનું અમારી ભારતી માતા!

વસી જ્યાં ધર્મ રમણીઓ સહુ જેના ગુણો ગાતા;
અહા! સૌન્દર્યનો ભંડાર અમારી ભારતી માતા.
સદાચારે કુલાચારે સુનમણીઓ પ્રથમ સ્થાતા;
ભરી ગ્રહદેવીઓથી હા! અમારી ભારતી માતા.

કંઇ કુળવંતી લજ્જાશીલ ને અભિમાનથી રહિતા—
સુંઆર્યા રાખતો ઉરે અમારી ભારતી માતા.
*ખીલે કુદરત ખુશીમાં જ્યાં બની આનંદની માતા;*
ભૂમિ છે દીવ્ય એવી આ અમારી ભારતી માતા.
વિશુદ્ધિનાં વહે ઝરણાં કરી ઉચ્ચાર શાસ્ત્રોના;
મુદિત થાતી શુણી રવ એ અમારી ભારતી માતા.
સરીતા જ્યાં ઘણી વ્હેતી ઉરે પદનું બધું રહેતાં;
અરે ખુદ સંયમી શક્તી અમારી ભારતી માતા.

ઉભા જ્યાં કાળ સમ પહાડો અધર્મીને ગળી જાવા;
સુધર્મે રહી સુધર્મીના અમારી ભારતી માતા.
વિપીનની મૂર્તિ સુહાતી અજબ શાંતી ઉરે દેતા;
સદાયે શાંતીની મૂર્તિ અમારી ભારતી માતા.
જુવો જ્યાં ખલ્ક માંહીં ત્યાં ગવાતી ભારતી ગાથા
નિરાભિમાની કિન્તુ છે અમારી ભારતી માતા.

ઉરે અંધારપટ ભેદી અનુપમ જ્યોતિની દાતા—
અરે! એકજ અરે! એકજ અમારી ભારતી માતા.
ઉરે એકજ, તુરે એકજ, સુરે એકજ સુપુત્રોના—
અમારી જ એ, અમારીજ એ અમારી ભારતી માતા.

કલકત્તા. } ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેશી.

# ભારત યશોગીતા.

શ્લોક.

જ્ઞાન શ્રદ્ધા તપો શ્રદ્ધા, સંતભાજન ભારતી;–
યશો ગીતા મુખ મૂકી, વંદુ તે મુજ માવડી.

વિબુધ પ્રિયા.

એર્શ્વ કંટક વૃક્ષ હેઠળ, મોહ કંટક કઢાડવા,
રચિ કૃષ્ણ ગીતા અનુપમ, મૂકી માનવ હાથમાં;
એ મહામતિ પ્રશમંડન, વ્યાસ શ્રી જન્મ્યા જહીં,
તેજ ભારત માત મુજની, વંદુ હું બહુ પ્રેમથી! ૧

સર્વ સુંદર પ્રેમદર્શન, ધર્મનીતિ રસે રસી,
અક્ષરે ધરી કીર્તિ અક્ષર, આત્મરોગ વિનાશિની;
કાવ્ય શ્રેષ્ઠ પ્રમોદ ઉદધિ, વાલ્મીક વસ્યો જહીં
તેજ ભારત માત મુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૨

સાર શોધક સત્વ બોધક, હું વિના નિત હું રૂપા,
વૃત્તિ પોષક આત્મદર્શક, જ્ઞાન ચંદ્ર પ્રકાશતા;
યોગ ભૂષણ કપિલ કોવિદ, યોગી યોગ થયા જહીં,
તેજ ભારત માત મુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૩

જન્મી આ જગ શ્રેષ્ઠ જીવન, સત્ય સેવનમાં ધરી,
શત્રુને શુભ જ્ઞાનદાયક, દાખવી શુધ શ્રદ્ધા શ્રી;
રામ પૂજ્ય વસિષ્ઠના સમ, બ્રાહ્મણો વસીયા જહીં,
તેજ ભારત માત મુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૪

મોહમારણ રાગહારણ, જ્ઞાનમાં નિજ રાજતાં,
શત્રુનું પણ શ્રેય નિરખી, દેહ દુર્લભ આપતા;
આત્મજ્ઞાની દધિચના સમ, જ્ઞાનીઓ વસતા જહીં,
તેજ ભારત માત મુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૫

દેવ વૈદ્ય કુમાર કારણ, યજ્ઞ રોધ અપાવતાં,
ઈંદ્ર હસ્ત સવજ્ર સ્તંભન, રાખવે તપ દાખતા;
મુનિ સત્તમ ચ્યવનના સમ, તાપસો તપીયા જહીં.
તેજ ભારત માત મુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૬

રાજ્ય શ્રીમદ અંધ ક્ષત્રિય, અંધતા દૂર ટ્હાડવા,
આંજિ અંજન તરુ રંજન, બ્રહ્મ તેજ સુરક્ષવા;
રેણુકા સુત રામ પાવન, કીર્તિ જ્યાં હજુ ગર્જતી,
તેજ ભારત માત સુજનીં, વંદુ હું બહુ પ્રેમથી. ૭

રાગ દ્વેષ ન ધર્મ શ્રેષ્ઠજ, એ પ્રબોધ રસાવતા,
વિગ્રહે ધરી શસ્ત્ર ધૂમલ, વીર સત્તમ દ્રોણ શા;
રાજ સુરથી રાજકુંવર, શીખતા યુદ્ધ જ્યાં ધસી,
તેજ ભારત માત સુજનીં, વંદુ હું બહુ પ્રેમથી. ૮

શત્રુનો પણ બાલ આંગણ, શિષ્ય ભાવથી આવતાં,
પ્રેમથી ક્હીં વત્સ નિર્મળ, ઇષ્ટ મંત્ર બતાવતા;
એ સુધર્મ પ્રતાપ બોધક, ઋષિ તેજ તપ્યું જહીં,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૯

વેદ ધર્મ પવિત્ર સૂરજ, બૌદ્ધ વાદળ ઘેરતાં,
વાયુરૂપ પ્રમાણ ઘોળથી, સર્વ તે દળ ફેડતાં;
તત્વજ્ઞાન જડિત શંકર, દેહ અક્ષર જ્યાં બની,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૧૦

યાચતાં ક્હીં કલ્પ વૃક્ષથી, બીક જે નવ ભાગતી,
એજ બીક ભૂપાલ આગધ, રંતિદેવ ગયાદિથી;-
ભાગતી ભય પામતી વીર,-હાક એ જહીં વાગતી,
તેજ ભારત માત સુજનીં, વંદુ હું બહુ પ્રેમથી. ૧૧

છાંડી સત્ય ન શત્રુથી પણ, વાત જે કરતા કદી,
શૂર એ હરિશ્ચંદ્ર નૈષધ, ધર્મ આદિ અનેકની;
કીર્તિ ગંગ સુધા સુભાવિત, આજ છે હજુ જ્યાં વસી,
તેજ ભારત માત સુજનીં, વંદુ હું બહુ પ્રેમથી. ૧૨

પ્રાણથી પણ શ્રેષ્ઠ રક્ષણ, ગાયનું મન માનતાં,
ચત્રુ મારણું શસ્ત્ર પાલન, વીર વીર્ય બતાવતાં;
ક્ષાત્ર તેજ દિલીપના સમ, રાજ્યી રમિયા જહીં,
તેજ ભારત માત સુજનીં, વંદુ હું બહુ પ્રેમથી. ૧૩

દૃષ્ટિ આગળ સર્વ વિકૃત, રાગ રંગ રમ્યા છતાં,
મોહ ડાઘ ન લેશ લાગત, એમ રાજ્ય ચલાવતાં;
રાજિયા જનકાદિ રાજન, જ્યાં વિદેહરૂપે વસી,
તેજ ભારત માત સુજનીં, વંદુ હું બહુ પ્રેમથી. ૧૪

નીતિપોષક લોક તોષક, સ્નેહ શોભિત કાર્યથી,
સૃષ્ટિ મંડન નામ નૌતમ, "રામરાજ્ય" ચૂડામણિ;
રાજ્ય રાજન ઉર અંકિત, રામ શ્રી જનમ્યા જહીં;
તેજ ભારત માત સુજની; વંદુ હું બહુ પ્રેમથી. ૧૫

તાત કારણ રાજ્ય તેમજ, સુંદરી સુખ ત્યાગતો,
એજ ભૂતલ રાજ્ય રાજન, રક્ષણે રહી રાજતા;
ભીષ્મ જેમ અનેક ક્ષત્રિય, નીતિ ઉત્તમ જ્યાં વસી,
તેજ ભારત માત સુજની; વંદુ હું બહુ પ્રેમથી. ૧૬

સાધુ રંજન દુષ્ટ ગંજન, ભૂમિ ભાર વિદારણી,
ધર્મ નીતિ સુપ્રેમ પુરિત, ગાન મિષ્ટ ગજાવતી;
સૃષ્ટિ મોહન સર્વ સોહન, કૃષ્ણ બંસી જહાં બજી,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૧૭

ધૈર્ય વીર્ય સુરક્ષતાદિક, યુદ્ધ ધર્મ પ્રકાશતા,
અર્જુનાદિ અનેક ઉત્તમ, ક્ષત્રિય પુત્ર સુશોભિતાં;—
કર્મગાન ભરિત ભૂષણ, શૌર્ય શ્રી હરી જ્યાં વસી,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૧૮

હસ્તિનાપુર રાજ્ય મુકુટ, લાલચે જરી ના ડગી,
મિત્ર ધર્મ પ્રતીત રક્ષક, દાન શૂર મહાબલી;
નામ પ્રાતસ્ કીર્તિચંદ્રક,કર્ણ વીર થયો જહીં,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૧૯

દેશ સંકટ લોક સંકટ, ટાળવા નિત ઘૂમતાં,
કાર્યથી પરદુઃખ ભંજન, વીર માનદ નામમાં,
રાય વિક્રમ કીર્તિ વિક્રમ,— દેહ જ્યાં હજુ જીવસી,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૨૦

સ્વામી જીવન નિત્યરક્ષક, શીલ સંપત સાંચવી,
સંકટે ભીરુતાં તજી ઉર, સ્નેહ ધર્મ દીપાવતી;
જાનકી દમયંતી આદિક, જ્યાં અસંખ્ય સતી થઈ,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૨૧

રૂપ-શ્રી-કુળ=વૈભવાદિક, ગૌરવે ગુણ ના ગણી,
શૌર્ય તેજ પ્રતાપ ક્ષત્રિજે,-હોય ત્યાં મમ મેળવી;

રુકિમણી સમ રાજ કુંવરી, વીરસૂ બનતી જહીં,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૨૨

માત તાત થકી મળ્યો કર,—કંથ વૃદ્ધ જટિલ તે,
માની ધર્મ સહાય પ્રેમળ,—ભક્તિ ભાવ ભરી ઉરે;
સેવવે ધન્ય સ્વર્ગ મંડન, જન્મી દેવહૂતિ જહીં,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૨૩

સ્વામી ભક્તિ પ્રતાપ દર્શિત, ગુણ પૂજક આર્યતા,
ગામ ગામ પ્રસિદ્ધ ડિંડિમ, ભારતી શુભ નામમાં;
અધપિ પણ સેવ્ય સેવક, ધર્મ બોધ ધરે જહીં,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૨૪

સત્ય શૌચ દયા ક્ષમાદિક, ધર્મ નીતિ સુપ્રેમથી,
દેહ પોષક લોહીના સમ, પ્રાણ પોષક માનતી;—
વ્યષ્ટિ સાથ સમષ્ટિ તારક, જાતિ માનવ જ્યાં થઇ,
તેજ ભારત માત સુજની, વંદુ હું બહુ પ્રેમથી. ૨૫

શ્લોક.

ધર્મ નીતિ પ્રેમ શ્રીના, મંત્રો મંગલ સેવતી;—
શ્રેષ્ઠ જાતિ થઇ જેમાં, વંદુ તે માત ભારતી !

રાજકોટ.
તા. ૮-૫-૧૧ } 'વ્રજ વિહારી'

---

# માંગલિક રાજગીત

( પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે—એ રાગ. )

સુણો સજ્જનો આનંદથી આ સમે રે,
અનુપમ ઉત્સવ છે આજે સઘળે ઠામ;
જયોજે પાંચમા રાજેંદ્રકેરા રાજમાં રે. ૨૬

સાખી.

જગદીશ્વરને વંદીએ, પૂરણ રાખી પ્રેમ;
ભાવ સહિત કરીએ સ્તુતિ, સૌને રાખો ક્ષેમ.

રાખે રે'મ સાથે ક્ષેમ બ્રિટિશ રાજ્યમાં રે,
જેથી શાંતિ સાથે સ્વધર્મ પાલન થાય, જ્યોર્જ પાંચમા૰ ૧

સાખી.

રાજનીતિ ચાલે રૂડી, હુન્નર વધે અનેક;
વડા પ્રધાનો દાખવે, અતિશય સ્નેહ વિવેક.

સ્નેહે વિવેકથી વાધે સઘળે સન્મતિ રે,
સત્ય સન્મતિએથી વફાદારી વરતાય, જ્યોર્જ પાંચમા૰ ૨

સાખી.

મંગલ વિધિ મંગલ દિને, મંગળ સ્થાને થાય;
રાજ્યારોહણ સમયનાં, મંગલ ગીતો ગાય.

મંગલ ગીતો ગાયે હોંશે હોંશે તાનમાં રે,
તાને કૂદે કોટિ બાલક લઇને ચાંદ, જ્યોર્જ પાંચમા૰ ૩

સાખી.

ધન્ય સમયને ધન્ય નૃપ, ધન્ય રાણી સૌભાગ્ય;
ધન્ય આર્ય સરકારને, ધન્ય રાજસૂય યાગ.

રાજસૂય જેવો યાગ દિલ્હી શહેરમાં રે,
જેમાં શોભે બંકા દેશી નૃપ બહાદુર, જ્યોર્જ પાંચમા૰ ૪

સાખી.

હર્ષાર્ણવ છલકી જતાં, રેલાયું છે રાજ્ય;
લ્હેરે તરે અમીર સહ, નૃપ કેસરી શિરતાજ.

તાજ આજ શોભે ઇંગ્લંડના ભૂપનો રે,
ઝળકે કોટિ કોહિનૂર જેવું જેનું તેજ, જ્યોર્જ પાંચમા૰ ૫

સાખી.

મહારાણી શ્રી મેરી પણ, પધારીયાં ધરી હર્ષ,
"હિંદ માત મેરી" ગણી કરશે આર્યોત્કર્ષ.

સર્વે વત્સલતાએ વરદાનોને પાળશે રે,
કરશે યત્ન હિંદના હક-હિત માટે ખાસ, જ્યોર્જ પાંચમા૰ ૬

સાખી.

દિગ્વિજયી રાજેંદ્ર પણ, જે નથી પામ્યા લ્હાવ,
તે લ્હાવો આપે લીધો, દીધો ડંકે ઘાવ.
ડંકે ઘાવ દેતાં ઘોષ ઘૂમ્યો આકાશમાં રે,
વર્ષ્યો વારિદ વસુરૂપ લઇ દિલ્હિ દરબાર, જયોર્જ પાંચમા૦ ૭

સાખી.

આશિષ ઉરથી આપીએ, સર્વે મળીને આજ;
બહુ જીવો નૃપદંપતી, અચળ તપો આ રાજ.
તપજો રાજ્ય અખંડિત સૂર્ય શશિ રે' ત્યાં લગી રે,
થાઓ આર્યો કેરી ઉન્નતિ આવાર, જયોર્જ પાંચમા૦ ૮

સાખી.

તારીખ બાર ડીસેંબરે, મંગલ મંગલવાર;
સન ઓગણી અગ્યારમાં વર્ત્યો જયજયકાર.
જય શ્રી ધર્મસિનનો યુગયુગ સૌ સંભારશે રે,
સ્નેહે સુણી હરખાશે દેવ માનવી પર્વ. જયોર્જ પાંચમા૦ ૯

દે૦ વૈ૦ ભટ્ટ.

સંપાદક—ભડકાકર નાગર.

---

## छमकलूं आगनूं थाये !

પ્રજળતો વિશ્વવહ્નિથી ! સ્હીઝાતો હું પરેલો છું !
જગવતો અન્તરગ્નિ હું ! હવે ધરૂશે ઉંમેલો છું !
કજાના હાથમાં જાતો ! અંગરશ હું રગાતો આ !
અમર હા ! પેશકદમીની—ફરેબીમાં ફસાતો ? ના.
નથી કંઇ શક્તિ યા દાવો ! ભલે, જાગ્રત થતા આવો !
જિગરના ખળભંગારે દૂં ! ખરેખર આંજ હંફાયો !
જલે આતશ જિગરમાં આ ! ભલે જલતી જલાવા દો
થયું શું ? શું થવાનું છે ? બધું સ્નેહે સમાવા દો !

બસે બાળો ! જલાવો !ઓ! જિગરના દેવતાઓ! ઓ!
દિલે કેં રહેમ ના ધરશો ! દયા ખાશો નહિ! ઓહો!
ભૂતાવળ સામટી ભેળી—થઇને આવજો આંહી !
મગર મારો ચલાવા ! તો કદિ ના ફાવશો કાંઈ !
પડેછે ગમઃ રહું મક્રમઃ ત્હમોને પારખૂં પૂરાં !
પિછાની તો ચૂકૂં છૂં હૂં ! હવે ત્હમને પૂરેપૂરાં!
ચલાવો સામટો મારો ! ભરો બન્દૂકને તોપો !
ઉડાવો દારૂગોળા યા તિરંબાજી કરો ! આવો !
જિગરના રાજ્યમાં દાખિલ થવા હક છે ત્હમોને ? ના !
સબબ દરબન્દ લોખણ્ડી ! ત્હમોથી તૂટવાનો ? ના !
જલાવાની બધી દુનિયા ! ભસે ! છોને જલી જાતી !
કરૂં દિલબર પરેશાની ! જિગરમાં ના ફિકર થાતી !
તપૂંછૂં હૂં ! જળૂં છૂં હૂં ! મરૂં છૂં હૂં ! બસે બાળો !
બને દરવેશ દિલનો આ! સનમ ! સાકી! સમાલી લો !
દિલે કેં રહેમ ધરશો ના ! જળે મસ્તાન મિસ્કીન આ !
સનમ ભરી દે રહમ ! તૂં યા ઝખમ સીને કરો તાજા !
ઉભય તપ ના કદિ સેવ્યાં ! અને જોયાં કદિ છે ના !
ડરાવે છે ! હઠાવે છે ! છતાં ફાવી શકે એ ના !
ભસે ! આવો ! વધાવૂં છૂં ! ઉદાસી—ગમગીની પ્યારી !
પરો તો સામટી પડજો ! ચહૂં ના અન્યની યારી !
રચી વેદી નવી આ રૂહે ! રચ્યો છે કુણ્ડ અગ્નિનો !
ભલે આવી ભરી નાંખો ! અધિક હા ! કાષ્ટથી એ તો !
બલિદાતા ! બલિ લાવો અને આ કુણ્ડમાં હોમો !
સખાઓ! સ્નેહીઓ વ્હાલાં! ભૂલો કાં! લ્યો રૂડો લ્હાવો!
મળે ના વખ્ત હાવો જો ! ખરે શ્રીફ્ળ વધાવો તો !
સહાની પાયમાલીમાં ! મ્હને મૂકી શકો જો તો !
કરૂં કુર્નિશ ! ખરે ! હૂં તો ! તમો વ્હાલાં બધાં ઓને !
જિગર મસ્તાન મિસ્કીનમાં છમકલૂં આગનૂં થાયે !

ચન્દનક્ષેમ—મયખાના }
તા. ૧૧ ઓકટોબર. ૧૯૧૦ } મસ્તાન.

# બ્રિટીશ રાજ્યનો દિગ્વિજય.

ઉપજાતિ

સ્થળે સ્થળે દોડતી રેલગાડી
નિદ્રાથકી ભારતને જગાડી;
વ્યાપારને લોક સુખે ફરે છે,
બ્રિટીશ રાજ્યે બહુ સુખ તે છે. ૧

જાળી ગુંથેલી જયમ સર્વ ગામે
તોડી ગિરી મારગ સ્હેલ પામે
સુખે જનો રેલની સ્હેલ લેછે
બ્રિટીશના રાજ્યનુ સુખ તે છે. ૨

વળી બહુ ભારથી દેશ ગુંથ્યો,
ને તારથી લોક સમુહ સાંધ્યો;
ક્ષણે ક્ષણે દૂરની વાત 'કે છે,
બ્રિટીશ રાજ્યે બહુ સુખ તે છે. ૩

સદેશ થોડા વ્યયથી વહેછે,
ઘડીકમાં દૂરની વાત કે' છે;
વિચિત્ર વિદ્યુત પ્રવાહ તે છે,
બ્રિટીશ રાજ્યે બહુ સુખ તે છે. ૪

ગૃહે ગૃહે જો ફરતું હમેશાં,
વિદ્યુતની ટ્રામ વહે સુખો ત્યાં; ॥
અપાર આ સુખ અખૂટ દેખી
બ્રિટીશનો પૂર્ણ પ્રકાશ ભાખી. ૫

પંખા ફરે વિજળીના પ્રતાપે,
સમિર અગ્નિવશ આપ આપે;
અનેક યન્ત્રો બહુ કામ ચાલે,
બ્રિટીશની ર્‍યેત સુખ મ્હાલે. ૬

સમુદ્રને જીતી લીધો નૃપે આ,
મોટા સ્ટીમ્બો કાપી કુદે દધિઆ ;
નિઃશંક ચાલે ઉદધિની પીઠે
બ્રિટીશના રાજ્ય થી સર્વ હેઠે. ૭

સેના તણો વ્યૂહ અતિ અપાર,
નાવિકના સૈન્યતણો ન પાર;
પ્રજા વફાદાર-સિપાઇ જેના,
બ્રિટીશ ના રાજ્યની શ્રેષ્ટ સેના. ૮

ઘણો ઉરે પ્રેમ ધર્યો નરેશે,
ધરી મહેચ્છા અભિશેક હોંશે;
આ હિન્દમાં રાજવીએ પધારી
બ્રિટીશની રાજ્ય પ્રભા વધારી. ૯

મોટા નૃપો ભારત ભૂમિકેરા,
નમ્યા સહુ માન દીપાવનારા;
દીલ્હી તણા તખ્ત વિશે બીરાજ્યા
શ્રી જ્યોર્જના દિગ્વિજયો નવાજ્યા ૧૦

શોભા થઇ અદ્વિતિય ત્રિલોકે,
સૃષ્ટિ તણા માનવશું વિલોકે;
મોટો થયો અદ્ભુત આ બનાવ
બ્રિટીશના રાજ્ય તણો પ્રભાવ. ૧૧

ગૃહે ગૃહે ને વળી ગ્રામ ગ્રામે,
સર્વે દિશામાં સહુ દેશ ઠામે;
ગવાઈ રૂડી નૃપ કેરી કીર્તિ,
બ્રિટીશના રાજ્યની શ્રેષ્ટ રીતી. ૧૨

## શિખરિણી.

પ્રજા મારી પ્યારી મુજ જીવીતનું સુખ સઘળું,
રહે તે તો સુખી જેમ સુખ વધે તેમ કરવું;
વદ્યા આવાં વાક્યો મધુરવદને પૂર્ણ પ્રણયે,
રહ્યા સ્તમ્ભી સર્વે ધન ધન કહે તેહ સમયે. ૧૩

## મન્દાક્રાન્તા.

દદેશનાં મધુર વચનો જે ઘણાં સુખદાતા,
માતાએ ને પ્રણયી જનકે પ્રેમથી જે કહ્યાંતાં;

તે ઢંઢેરો નૃપતિ કથતાં હર્ષ અશ્રુ છવાયાં,
સર્વ સ્થાને સકળ ગૃહમાં પ્રેમથી તે ગવાયાં ૧૪

આવું રૂડું અનુપમ થયું રાજ્ય અંગ્રેજ કેરૂં,
માનો મોટો દિગવિજય આ રાજ આતો અનેરૂં;
રાખો રાખો હરિહર પ્રભુ ! રાજ આવું અનન્ત,
પામો પામો સુખ સુખ રૂડા રાજ ને લોક શાન્ત. ૧૫

મોરબી
તા. ૧૯-૧-૧૨ } ભાઇશંકર કુબેરજી શુકલ.

---

## શાહનશાહ ।

( લાવણી. )

આ મહારાજાનો તાજ અવિચલ રહેજો,
સુખસંપત્ પ્રીતિ પ્રજા અધિકી દેજો;
એ કાર્ય કરે શુભ રીત અતિ આનંદે,
વિદ્યા વૃદ્ધિમાં સદા પાય શુભ માંડે;

હો ! પ્રભુજી પુરણ પ્રીત હમેશાં રાખો,
સૌ તન મનના સંતાપ દૂર કરી નાંખો;
શુભ ચિન્તનમાંહે સમય બરાબર જાજો,
દુઃખિયાનાં દૂર દુઃખ થવા પ્રભુ ! ધાજો;

ઘો સન્મતિ એવી ચિત્ત પૂરણ સુખ પામે,
શુભ કીર્તિ વધો દશદિશ હર્ષ બહુ જામે;
હું વિનતિ કરૂંછું નાથ ! તહમારી પાસે,
તવ કૃપા સદાએ રહો વૃદ્ધિની આશે;

શ્રી શાહેનશાહ પદ્ધરો સજોડે નિત્યે,
સૌ પ્રજા અતિ હરખાય રાયની પ્રીતે;
મુજ બન્ધુ હિન્દવાસિઓ કષ્ટ બહુ રહે છે,
આ ઇષ્ટ પ્રતાપથી રાજ્ય દુઃખ ટાળી દે;

તે ધરીને પૂરણ પ્યાર વ્હાલ દાખે છે,
એ વધતાં વધતા ભાવ અતિ રાખે છે;

તે કરે સુધારા રોજ, નેવાજે થાતા,
હા ! ધરીને પૂરણ પ્રીત ચિત્તમાં ન્હાતા;
સંકટો ટળવા કરે અતિશે યત્નો,
નહીં ભૂલો એ ઉપકાર કદાપિ આર્યો;
ઇશ્વરની થઇ મ્હેર લ્હેર આવે છે,
શુભ રત્નાકરની સદા અતિ ભાવે છે;

મુજ દેશ તણો ઉદ્ધાર હવે થાવાનો,
આ દષ્ટિમાં દેખાય કષ્ટ જવાનો;
શુભ સમય પ્રભુજી કૃપા કરીને આપો,
આ હિન્દવાસિઓ તણાં કષ્ટ સૌ કાપો.

મહડાકર—નાગર.

---

# માતા.

શ્લોક.

ભાવિ ચિત્ર રેખ રૂપા, આત્મ ભૂષણ આત્મતા;
પાંચ પ્યારા સત્ય છે જે, માત દીપક વિશ્વમાં.

વસંતતિલકા.

પ્રીતિતણા પરમ મોદક પ્રાણ સાથે,
સેવા સુપુષ્પ રજનો ધરી થાટ માથે;
માધુર્ય મૂળ મૃદુતા રસી ઓપ સાટે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧

આધાર વ્યષ્ટિ ગૃહ રાજ્ય સમષ્ટિ કેરું,
આધાર જાત કુળ ભાત કુટુંબ કેરૂં;
આધાર અત્ર પરતંત્ર સમસ્ત સ્થાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૨

સંસાર શલ્ય સૂજને રસ રાસ માટે,
ચોસેઠ શક્તિ શકતિ ધરી એક માંહે;

સ્વર્ગીંગ સ્વર્ગ સુખ, સુલક આત્મ ભાવે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૩

સુગંધ પૂર્ણ સુરબાગ સુપુષ્પ રૂપા,
સંસાર સાર પ્રમદાજન પ્રેમ લીલા;
ગાળી પ્રમોદ રસ સંચિત સત્વ સાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૪

શ્રીમંત રંક નૃપ વા નૃપરાજ સૌને,
પ્રીતિ પ્રપૂર્ણ રસ સીંચન અંક હુંફે;
આનંદ દાન જગ મંડન કોશ રૂપે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૫

સ્વાતંત્ર્ય–પ્રેમ–યશ–ધી–શ્રય–લક્ષ્મી કેરાં,
બીજો ધરી પય મહીં પ્રતિદેશ દીવા;
આત્મોન્નતિ દર્શ નિજ પર્શ પ્રકાશવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૬

સંધું કર્યું જીવકજુ તહીં હોય ખામી,—
માની, અધિક નિજનો કંઇ અંશધારી;
દૃષ્ટાંત નિત્ય નજરે સહુ નાંખવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૭

નીતિ સધર્મ વિનયે મન વાળવાને,
શિક્ષા ક્રિયા જિવન શુદ્ધ સકામતાએ;
સૃષ્ટિ અસૃષ્ટિ રસ સૃષ્ટિ સુહાવવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૮

નિઃસ્વાર્થ સ્વાર્થ ઝરણી રવતાન માંહે,
આધીન આપ નહિ આપ છતાંય આપે;
સૌ યોગ ક્ષેમ ગણુના ગતિ યોગ્ય થાયે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૯

સૌ બોધ રોધ મત શોધન અઘ નેતા,
વિદ્યા કળા પ્રણવ પૂજ્ય પ્રવીણુ ચિત્તા;
સંસાર કાવ્ય કમળાકર ખીલવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૦

આ, એ, અહા, અહહ, એ સહુ પ્રેમગીતા,—
પાડે રહ્યા રસ સુધાકર થઇ ભીના;
ચૂકે ન તેમ પ્રણયાંજન પૂરવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે ૧૧

વ્યષ્ટિ સમષ્ટિ પૂલકું નિત નૌતમાંગે,
ખીલ્યું ન ખીલ્યું ખીલવું કંઇ ખીલવાને;
ઉષ્માંગ પ્રેમ સવિતા રસ રેલ કાજે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૨

લક્ષ્મી અલક્ષ્મી વીરતા દીનતા પ્રકાશે,
થાવા પ્રમાણુ ભવસંચિત કર્મ દ્વારે;
અંકુશ યોગ્ય બલ્લા-કર સર્વ વાતે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૩

સૌભાગ્ય સારે ભૂમિમાં ભૂમિસામ્ય રાગે,
ચૈતન્ય ચૈત્ય કરથી ખલુ નામ માંહે;
ઊભી સદા રસ સરે સહુ રાજવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૪

મિષ્ટાન મિષ્ટ રસ લે રસ સત્વ ભીનું,
ઔદાર્ય પૂર્ણ અવની નહિ જોડય જોતું;
એવું સુઉર સહુ ઉર કમાન કામે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૫

પ્રીતિ દયા મધુરતા મૃદુતા ભરેલાં,
અંગો ગળી મદમદી વીરતા વરેલાં;
વીરાકૃતિ વીરમતિ વીરસ થવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૬

અશ્રુ ન અશ્રુ ગૃહણે ફળ મિષ્ટ મોંઘાં,
વાચા ક્રિયા સુઘટતા મધુતા મળેલાં;
થાવા સદૈવ સુરવૃક્ષ સમાન જાણે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૭

જ્ઞાની કવિ વીર અવીર વૃત્તિ રસેલાં,
દીવારૂપે સહુ મહીં સહુથી દીપેલાં;
વર્ણાકૃતિ રતિમતિ રસ સ્વાદ થાવે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૮

પંખી પશુ મનુજ આદિ સમગ્ર દેહે,
જ્યોતિ અખંડ નવખંડ સમાન તેજે;

નિત્યે અખૂટ રતિરેલ રહેલ થાવે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૧૯

આંખ્યે વિધુ મુખ મધુ અમી ઉર ધારી,
દુઃખાબ્ધિનાવ રસ પોષક પ્રાણવારી;
આયુષ્ય ઓજ સહુમાં સહુથી થવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૨૦

પોતે રમી રમ્યું રસી સહુને રમાડી,
જંજાળ જોર નહિ જોર કરી હસાવી;
સૌદુઃખ માંહ્ય સુખ શોધ શિખાડવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૨૧

બ્રાંડોદરે દસ્ય ચરાચર ધારનારૂં,
આંદોલને અર્ઘ્યરૂપ રસાવનારૂં;
શૃંગાર સર્વ રસના રસ ઝીલવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૨૨

ભક્તિ પ્રભા પ્રણય ધર્મ પ્રવીણ ચારુ,
લીલામૃતે રસ રસ્યું સહુ રાખનારૂં;
આપે સુસેવ્ય હૃદયે સહુ સેવવાને,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૨૩

ગૂઢાર્થ જ્ઞાન રસ ગાન ગણિત ગાવી,
વાત્સલ્ય પૂર્ણ ગુણ સાર પરોપકારી;
જાયા રૂપે સકળ પોષણ પ્રાણ થાવે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૨૪

સૌ આત્મભાજ નિજની નિજતા પ્રસારી,
બ્રહ્માંડ કોટિ ક્રમણે ચિર ચેત વાસી;
સ્વેચ્છા યદુ રમત કારણ પૂર્ણ પ્રેમે,
માતા સ્વરૂપ સરજ્યું જગ વિશ્વનાથે. ૨૫

શ્લોક.

પૂર્ણ પ્રેમે વિશ્વનાથે, વિશ્વ મંડન વિશ્વમાં;
ક્રીડા કામે માત જ્યોતિ, નિજેચ્છા ધરી સર્વથા.

ધોરાજી
તા. ૩-૧૧-૦૭

' વ્રજ વિહારી. '

# हमार दफतरीनें:—

---

બડા બહાદુર ! બિરાદર ! અય ! હમારા દફતરી પ્યારા ?
હમારા ઈશ્કખાનામાં—હમારા હર્ફે છે જિયાદા !

ભલા, એ હર્ફ છે ? કે શૂં ! પૂરૂ પિછાનતો તૂં ના !
મગર આળેખતો જાતોઃ જિગર ઉકેલતૂં કૈં ના !

હમે સિતમ કર્યા અહીં એઃ દિલે અહેશાનમન્દી છે !
કદિ ફંટાળતો તૂં નાઃ બડી દાનેશમન્દી એ !

ભલા ! અશરાફી હારી તો—સદા યે યાદ રહી જાશે !
અને હર્ફો બધા દાખિલ—હમારા દફતરે થાશે !

ખરા દાસત્વમાં તૂં જો ! મનુષ્યત્વજ છુપાયૂંછે !
અરે ! સાચા મનુષ્યત્વે ખરૂં દેવત્વ છૂપ્યૂં છે !

બની બન્દો કરી સેવા—સદાયે ઇશ્કની હેં તો !
સદા એ ઈશ્કનો બન્દો કબુલી લેઃ ચહું મ્હેં તો !

બડી તકલીફ લીધી છેઃ બિરાદર ! શૂં કહૂં ? હૂં એ !
જબાંથી ના કહ્યું જાતૂં ! ખુદાઇ દફતરી ! તૂં યે !

થવૂં છે બુત ! યા કુતુબ ? જિગરથી તૂં વિચારી જો !
અને તૂં જે ચહે તે તે બધી બેતો ઉકેલી જો !

બિરાદર ! દફતરી મ્હારા ! ચહે બરકત ખરી, પ્યારા !
નજર સંસારના દફતર—ઉપર કરવી નહિ પ્યારા !

લખ્યૂં હેં શાહીથી દફતર ! મગર, એ દફતરી છોટા !
ખરા ઇશ્કી લખે દફતર જિગરના લોહીથી પાકા !

જિગરના રાજ્યના સાચા—મિનોઇ મૂલ્કમાં તૂં એ !
થવા દાખિલ કરે દાવોઃસનમ રહેમત ભરી દેશે !

લખ્યૂ હેં શાહીથી જે જે—જિગરથી વાંચજે તે તે !
હકીકી છે ભરેલી જો ! શરાબે ઇશ્કથી એ એ !

કરૂં કુર્નિશ ત્હને હૂં તો—જિગરથી, દફતરી ! આજે !
મગર ઇશ્કે શરાબીને—હવે તૂં ચાખતો થાજે !

જરા લિજ્જત અરે ! તૂં જો ! ખુમારીને ખરે મ્હારી !
ભલા ! જો ! જો ! મઝા હેનીઃનશો કૈં ઔર આવેછે !

પડે કૈં ગમ-અમમનીએ મ્હડાવે ઔર લાલી તો !
સનમ તુજ ઝિન્દગી-લાલી ભરી અજવાળશે તો તો !

કરે સંયોગ તે યોગી ! રૂહે-ગુલ એંજ એ સ્નેહી !
ચહે સંયોગ તું એ તો ! બને સંયોગી એ યોગી !

હજી તપ ના છૂટયૂં ત્હારૂં ! અને ના જામ ફુટયૂં છે ?
બને જો યોગ તૂંથી તો ! હજી ના કંઇ જ ખૂટયૂં છે ?

ભલા ! સમ્ભાળ તૂં ત્હારૂં:ખરે ! દુનિયા દિવાની આ !
ખયાલી ખ્વાબમાં ભમતાં-જશે ચાલી જુવાની હા !

ખરે ! દફ્તર દિવાનૂં આ ! દિવાનો દફ્તરી તૂં થા !
દિવાની આ અદાલતમાં ! દિવાનો દફ્તરી થઈ જા !

દિવાની અન્જુમનમાં તો બધા સાચા દિવાના આ !
બને બન્દા ખુદાના એ ! ચહે હક તો તૂં દાખિલ થા !

ખુદા મ્હારો દિવાનો છેઃ અને ત્હેનો દિવાનો હૂં !
દિવાનાની દિવાનીમાંઃ દિવાનો દફ્તરી થા તૂં !

મઝા મિનોઇ ભોગવવા—જરા ઉમ્મિદ જો રાખો !
જિગર જિગરે મિલાવીનેઃજિગર વ્હેતૂં કરી નાંખો !

સદાની પાયમાલી જ્યહાં ખરે ! ખુદાઇ ઝાંખી ત્યહાં !
અરે ! આલમ દિવાની છે ! ભલા ! રહમજે હકીકત ક્યહાં ?

લખૂં શૂં ? યા કહૂં શૂં હૂં ? અજબ આ પન્થની વાતો !
લખેલું છે બધૂં સાચૂંઃખરે ! ફારકી થવા મ્હા તો !

જિગરમાં ભેખના લેખો—અંમરપાકા લખી રાખો !
કહૂં મસ્તાન મિસ્કીન શૂં ? પડે પડ ચીરતા વાઘો !

ચન્દનક્ષેત્ર—મયખાના
તા. ૨૭ સપ્ટેમ્બર ૧૯૧૦

મસ્તાન.

# બ્રિટીશ રાજ્યનો રાજસૂયયજ્ઞ.

વસન્ત તિલકા

જે યજ્ઞથી નિજપિતા સ્વરગે બિરાજ્યા,
તે યજ્ઞ પાંડવ કરી વર કીર્તિ પામ્યા;
તેવો થયો નવીન રાજસુ યજ્ઞ આજે,
રાજેન્દ્ર જ્યૉર્જ અતિ ઉત્તમતાથી રાજે. ૧

શ્રીકૃષ્ણ ને વર યુધિષ્ઠિર રાજ મોટા,
શ્રી જ્યૉર્જ ના સ્વરૂપમાં દ્વય રૂપ મોટા;
આવી સહુ ભરતખંડ તણા નરેશ,
પૂજે નમે નરપતિ ગણી ઇષ્ટ ઇશ. ૨

ઉપજાતિ.

માર્યો જરા-સંધ મહા પ્રચંડ,
તેવો હણ્યો આ કુર બંગભંગ;
સીડીશનો ના બકવાદ ખોટા,
હણાય જાણે શીશુપાળ મોટા. ૩

વંશસ્થ.

વહ્યું પ્રભુના કરથી સુદર્શન,
પ્રકાશી રે' તું અરિ-ગર્વ-મર્દન;
તથા નરેન્દ્ર-સુમુખ-શ્રીવાચન,
ગવાઇ રે' તું સઘળે સુકીર્તન. ૪

વસન્ત તિલકા.

આચાર્ય વ્યાસ પ્રભુને વળી ધૌમ્ય જેવા,
આમાત્ય કુ નિપુણ હાર્ડિંજ આદી જવા;
આ યજ્ઞમાં નરપતિ પ્રભુશું પૂજાયા,
શોભા થઇ અધિક હર્ષ ઉરે ન માયા. ૫

મોટી સભા રચી હતી મય દાનવે જે,
તેવું વિચિત્ર અતિ ઉત્તમ કાર્ય આજે;
દિલ્હી તણા પુર વિશે બહુ ભવ્ય દીસે,
શોભા કરી ગરવ જ્યાં ગજતા અતિશે. ૬

ઉપજાતિ.

જ્યાં પાંડવે દાન ઘણાંય દીધાં,
તેમા નૃપે દાન ઘણાંય દીધાં;
સદ્ધિમહીં શુભ રૂડા ગવાય,
શ્રી તાત મ્હાલે સુખ સ્વર્ગ માંય. ૭

થયો રૂડો ગંભીર વ્યોમ નાદ,
ટળી જશે રાજ તણો વિષાદ;
અનન્ત રે' શે ઘર આંગ્લ રાજ,
સર્વોપરી સંપત્તિ યુક્ત તાજ. ૮

પ્રભુ થયા છે પરિપૂર્ણ રાજી,
અખંડ રે'શે નૃપ આ બીરાજી;
શ્રી કૃષ્ણના પ્રેમ તણા પ્રતાપે
રાજા અને રાણીનું યુગ્મ ઓપે. ૯

મોરબી
તા. ૨૨-૧-૧૨ } ભાઈશંકર કુબેરજી શુક્લ.

---

૩. જેવી રીતે પાંડવોએ યજ્ઞ કરતાં જરાસંઘ ને માર્યો હતો તેમ ...
તેથી બહુજ પેડા સંપ એટલે નહીંજ જેવો સાંધો તેથી બીશકુશ સાંધો ... ... ...
બાનો ભંગ એટલે નહીં સાંધો તેનો નાશ કર્યો, માર્યો એવો ભાવ છે. શીતુરોનો બકવાટ
આ યજ્ઞ કરવાથી મરી ગયો છે જેમ શિશુપાળના બકવાટ (ગાળો)ને શ્રીકૃષ્ણે દૂર કર્યો હતો.

૪. જેમ શ્રીકૃષ્ણનું સુદર્શન તે શિશુપાળને મારનાર હતું તેમ અત્રે રાજેન્દ્રના શ્રી
મુખથી નીકળેલ સુવચનો રૂપી દર્શને તેવા શીતુરોનો એકદમ નાશ કરી નાખ્યો.

૭. જેમ પાંડવનો યજ્ઞ પુરો થયે આકાશમાં દુંદુભી વાગ્યાં હતાં અને ગેબી નાદ
થયો હતો તેમ આ મહાન્ યજ્ઞ પુરો થયે સર્વ પ્રેમી હૃદય રૂપી આકાશમાંથી ગંભીર
આશિર્વાદાત્મક નાદ વર્તાય છે.

# મ્હારૂં ભાવિ !

કોણ ઉકેલે ભાવિ મ્હારૂં ?
હું જ ઉકેલું તો બહુ સારૂં !
અન્ય ઉકેલી શું કરનારૂં !
ભાવિ એ મ્હારૂં !
સદાનું ભાવિ એ મ્હારૂં !

ભાવિ નથી મુજ ભાખી શકાતું !
રહેજ પડે ઘણુ રોઈ જવાતું !
રોતાં ના કાયર ઉર થાતું !
રોતું રોનારૂં !
સદાયે રોતું રહેવાનું !

એ મુજ ભાવિ ! હો મુજ ભાવિ !
શુષ્કહૃદય ! મળતી ના ચાવી !
બન્ધ બધા દરવાજા મ્હારી !
નેપથ્યે ભાવિ !
છૂપેલું નેપથ્યે ભાવિ !

રોતું અન્તરને જોનારૂં !
રોતું અન્તર દાખવનારૂં !
રોતાં રોતું ના અટનારૂં !
એ ભાવિ મ્હારૂં !
સદા શું એ ભાવિ મ્હારૂં ?

ચન્દ્રક્ષેત્ર—મયખાના
તા. ૧૪ ઑક્ટોબર ૧૯૧૦ } મસ્તાન.

# દુઃખાતિથ્ય.

અનુષ્ટુપ

અહો ભાગ્ય ગણું આજે, સદ્દિધર ઉજાળતું
અન્યહિતે હિતવાળું, આવ્યું ભલે તું પાસ હું !

વસંત તિલકા

આવ્યું ભલે દીનતણા શુભ અર્થ ભેદુ,
મૈત્રિ ક્ષમા ધીરજ બોધક પૂજ્ય સાધુ !
બેશી જરા વિરમતાં કંઇ ગોષ્ટ મીઠી,
સૂણાવ્ય સૂણું તુજમાં મુજ ઉર જોડી.

ત્હારે પ્રસંગ સઘળે નીતિ ધર્મ જાગે
ત્હારે પ્રસંગ સઘળે પ્રભુતા પ્રકાશે;
ત્હારે પ્રસંગ હુબતું સત્રણું ઝીલાયે,
એવે સુસંગ તુજને મુજ ઇષ્ટ થાશે.

વ્હાલાં તણી ભૂલ થઇ તુજ નામ દેતાં,
તે ભૂલ આ જગવહી નવ અર્થ જોતાં,
તું તોય ક્રોધ ઉર ના કદી લાવતું તે,
સુસાધ્ય જ્ઞાન અમને કંઇ આપવાને.

માતા સમા મૃદુ ઉરે ઉર સૌ રમાડી,
પિતા રૂપે કઠિન જ્ઞાન કળા શીખાડી,
ગુરૂ બની ગુરુપણું ઉર આપતું તે,
તું એક એક જગ દીપક અન્ય ન્હોયે.

શુભાર્થ સૂચક ખરૂં તુજ રૂપ ભૂલી,
મૃત્યુમુખું ગણી ઘણાં દૂર જાય ત્રાસી;
એવું અમાપ અપમાન ન ઉર લાવી,
તું તો સદાય પથ દાખતું શ્રેય કારી.

પ્રીતિ પ્રપૂર્ણ ઉરથી તુજને ભજ્યા તે,
જીવી રહ્યા જશ રૂપે જગમુખ આજે;
લેશે ન લેતો કરમાં કદી કાળ તેને,
એવો અતીવ તુજ ભક્તિ પ્રતાપ રાજે.

ત્હારાજ ભક્ત સહુનું સુખ યોજતા છે,
ત્હારાજ ભક્ત નવલું કંઇ આપતા છે;
ત્હારાજ ભક્ત વિસરી નિજ પ્રાણ હાનિ,
દાતાર દાન કરી એક રહ્યા વિરાજી.

ત્હારાથકી સકળ શોધ વિકાસ પામે,
ત્હારા થકી મધુરતા સઘળે છવાયે;
ત્હારાથકી પ્રણયી સ્ત્રી સુત મિત્ર આદિ,
પ્યારાં ગણેલ પ્રિય પોત કસાય દાંડી;

ત્હારે પ્રતાપ હરિચંદ્ર હજુ જીવે છે,
ત્હારે પ્રતાપ ધ્રુવ આજ બધે રમે છે;
ત્હારે પ્રતાપ ઇતિહાસ અધિક ઓપે,
ત્હારે પ્રતાપ પ્રિયતા તરુ કલ્પ શોભે.

સંજીવિની મૃત કરે જીવતાંય તેવું,
સહેલ સર્વ સુજ્ઞને તુજમાં જણાતું,
જીવ્યું ન કોણ તુજથી જીવતું ન કો તે,
વિચારતાં પરમ ઓષધિ તુજ તે તે.

સૂર્યાદિ તેજ નવ તેજ ધરી શકે તે,
આનંદ ઓઘ રસઘોધ અપૂર્વતાએ;
સૌંદર્ય સુંદર પ્રભાકર જ્યોત રૂપી,
તુંથી મળે બહિર અંતર તેજ ભારી.

થાતાં બિગાડ મનમાં તનમાં ગિરામાં,
પ્રીતે પધારી કરતું શુભ સદ્ય ત્હેનાં
એવું મહાન હિતચિંતક તુંય ત્હેને,
વંદે ન તેહ જનના જડરૂપ કોયે.

મૈનાક-મિત્ર જલધિ જલથી ભરેલું,
ખારૂં અતીવ તદપિ સહુ સુખ મીઠું,
પામે સુનામ; ત્યમ નામ તું યોગ્ય થાવે,
શાને ન જ્ઞાની મનમાં હજુ કાંય નાવે.

ભાળી તું, આંખ કદી અશ્રુ પ્રવાહ ચાલે,
તે અશ્રુના, મલિનતા મનથી સિધાવે;
ખુલ્લા થતા ઉરતણી રસમોદ છોળો,
આંખે ચડી પ્રણયદાન કરે પધારો.

જ્યાં જ્યાં પ્રકાશ પ્રિયતા પ્રભુતા નિહાળું,
ત્યાં ત્યાં ન તું પુજન વિણુ કદી જવાતું,
ઓધાય યોગ તપ આદિક નામ જે જે
ત્હારા ખરા પુજન ભેદ તમામ તે તે.

ભૂરે સમે સુરપતિ સુર આદિ સૌકો,
આવી તું પાસ વિરમી, ગત રાજ્ય મોજે;
પામિ પ્રભુથી, પણ આશ્રય તું વિનાતે,
આપે ન ઇશ, તુજ ગૌરવ એજ ભારે.

ના હોત તું મહી મહીં મહિમા ન હોત,
તુંથી થતી વિવિધતા કદી નાજ જોત;
ને જ્યાં નહિ વિવિધતા તહીં મોદ શાનો ?
ને મોદ ના મહી તહીં મહિમા નકામો.

વ્યષ્ટિ સમષ્ટિ અઘઓઘ નિવારનારૂં,
આનંદ ગંગ સરખું તુજ રૂપ ભાળું;
ગંગાશ્રમે તટજતાં જગ પાપ કાપે,
કાપે જઇ નિકટ તું ગુણ એ વધારે.

આ વિશ્વ વિશ્વપતિયે રચ્યું તેજ વેળા,
જામે નહીં મલિનતા તહીં શુદ્ધ થાવા;
સેવા પરાયણ સુધામય ઉરવાળું,
તુંને કર્યું પ્રતિનિધિ મુજને જણાતું.

મૃત્યુ અને જીવન એ ઉભય પ્રસંગે,
અંગે લઇ સકળ ચેતન તું ઉમંગે;
રાજાદિ ભેદ તજી દિવ્ય અભેદ પ્રેમે,
પંપાળી શાંતિ કરમાં ધરતું સહુને.

હોયે કદી વિરૂપતા વપુની તથાપિ,
ઉરે રહી સરૂપતા ખરી સાધવાથી;
દેવી પૂજા જગતમાં સઘળે પમાતી,
*તે એક એક તુજ દર્શન બોધદાથી.*

ક્રોધી સતાચ્યુત થતાં ડુબતાં બધાંને,
આશ્વાસનો ઉર ભરી નવી આશ વાળે;
બેસારી મંત્ર નવલે ફરી સૌ અપાવે,
એ કાર્ય કોણ કરતું જગ તું વિના છે.

આવી તું પાસ કરી સખ્ય પ્રભુ થવાને,
ઇચ્છે, રહે અધીનતું, નવ વ્યગ્ર થાયે;
તેનો ગ્રહી કર પ્રભુપદ આપવાને,
બ્રહ્માદિ દેવ મુખથી નવ ના વદાયે.

કીધી કૃપા વળી કૃપા કરજે કૃપાળુ,
વિના ન તું, મલિન હું ઉર શુદ્ધ થાઉં;
દેવી કૃપા પ્રણયના ખજીના ભરેલું,
માનું તું આગમન હું બહુ શ્રેયવાળું.

જે જે ઘડી જગતમાં તુજ સાથ જાતી,
તે તે ઘડી સ્વરૂપ દોહન સધ થાતી;
કૈં કૈં નવા અનુભવો તહીં આવતા ને
તદ્રુપ ઉર બનતું પ્રભુ પાદ માંહિ.

અનુષ્ટુપ્

પ્રભુ આવ્યા સમું ત્હારૂં, આવ્યું હું મન માનીને;
અર્પું આ અર્ઘ્યે પ્રેમે તે, દીનદેવ સ્વીકારજે.

'વ્રજવિહારી.'

# एक स्नेहीने आश्वासन.

निर्माणो विधिनां, ખરે ! શુભ હશે ! શાને ડરે મિત્ર તૂં !
ચાલ્યોજા નિજ પન્થમાં અવરની ચિન્તા ત્યજી ભાઇ તૂં !
વિચારે દ્દઢતા ધરીજ સહજે આઘાત.વ્યાઘાત તૂં !
વંટોળે ન્હડ ! ઉડવા બલ બહુ દેશે વિભુઃ ઉડ તૂં !
માને છે મનથી નકી હૃદય એ છે સત્ય–સ્નેહે જડયૂં !
ધારે છે નિજ ધર્મ કર્મ સઘળૂં એ સત્ય માર્ગે ન્હડયૂં !
રાચે છે ઉર ઉર્મિએ નિજ ઉરે જે સાગરે જઇ મળ્યૂં !
પાછૂં ના જ વળે મળેલ કદિ એ જો ઉર જેમાં ભળ્યૂં !
છો આકાશ ફર્યું ! અરે ! ડર નહિ ! થાશે પ્રભુને ગમ્યૂં !
રહેવાનૂં સરજાયલૂં હૃદયથી સ્નેહી જનોને ચહ્યું !
લોકોની અપકિર્તિમાં સુખ ખરૂંઃશાને ભૂલે મિત્ર તૂં !
આસ્થામાં હિત એજ સત્ય પ્રભુનૂંઃ હૂં પે વધુ શૂં કહૂં ?

ચન્દનક્ષેત્ર—મયૂખાના
તા. ૨૭. નોવ્હેમ્બર.૧૯૦૯ — मस्तान.

---

## हाफ़ेज़.

(૧૩)

—ગઝલ—

ભ્રમર ને મુખડું તારૂં ખુદાએ જ્યારથી સ્થાપ્યાં
હમારા કામને તારે ઇશારે ત્યારથી સ્થાપ્યાં. ૧

ચમનના લાખ સરૂઓને વખ્તે ખાખમાં રોપ્યાં,
જરીનાં વંશ વખ્તે કાજ તારે જ્યારથી સ્થાપ્યાં. ૨

ચમનના પંખીને મુજ દીલ થકી આરામને લુંટયો,
પ્રભાતે બેઉનાં અફસોસમાં દીલ ત્યારથી સ્થાપ્યાં. ૩

કરી છે માહરી ને દીલ કળીની આફ્તો જ્યાં દૂર,
હવાએ, ઇસ્કનીકાહે દીશો અમ ત્યારથી સ્થાપ્યાં. ૪

નભ મંડલ તણા ભ્રમણો તહારા બંધમાં તોલ્યો,
નહો શૂં ? આશનાં દ્વારો તમારી મરજીથી સ્થાપ્યાં. ૫

તાહદ્ સમ મુસીબત હેગરીબ મુજ્નીલ ઉપરના નાંખ,
દીલે તો ગુલ્ફને વચને બાંધી પ્યારથી સ્થાપ્યાં. ૬

અરે દીન વરસના ! જો ઝીન્દગી તારી હતી બીજી,
કસુર જો કે વફાઇમાં દીલો અમ આશર્યાં સ્થાપ્યાં. ૭

સુગન્ધિથી વળી દિન એક દીલકું પામશે વિસ્તાર,
રહેશે બંધમાં જ્યમ ગુલ કળીએ પ્યારથી સ્થાપ્યાં. ૮

હવે તો ઝુલ્મથી છોડું શહર મસ્તાન હું જાઉં,
'સીધારો હાફેઝા આંહી ભુવન ક્યાં ક્યારથી સ્થાપ્યાં' ૯

---

(૧૪)

—ગઝલ—

હજુાઇ તું ટીટોડી જા સબાએ પાઠવું છું હું,
પછી જોજે કે ક્યાંથી ક્યાં તને રે પાઠવું છું હું. ૧
પરી સમ પંખીડા અફસોસ ! પડ્યું તું ખાકના દગમાં,
વફાના ક્ષેતરે પ્યારા તને રે પાઠવું છું હું. ૨
નિકટ કે દૂરનું કો સ્થાન નથી રે ઇશ્કની રાહે,
બરાબર હું શકું જોઇ દુવાએ પાઠવું છું હું. ૩
દુવાનો કાફલો સાંજે સહવારે ખેરીયત તવ કાજ,
પવન ઉત્તર પૂરવની સાથ તને લે પાઠવું છું હું. ૪
કર્તાની ક્રિયાની તું ખુબી જો નિજ મુખડામાં,
ખુદાને હાથવે જે આયનો તે પાઠવું છું હું. ૫
ધમીના લશ્કરે દીલનો મુલક કીધો ઉજાડ નવતો,
રીહા છે જાન પ્યારો માહરો એ પાઠવું છું હું. ૬
ધમી તો હજ્રનો માહરો હમેશાંનો નમીને કહો,
ખુદાને કાજ બક્ષીશ તો રહ્યા, એ પાઠવું છું હું. ૭
અરે તું દોસ્ત દીલના મુજ નજરથી ગેબકાં થાએ,
દુવા દઉં હું તને તારીફ પણ લે પાઠવું છું હું. ૮
કરે ગાયક તલબ જો શોખથી તો કોલ મારો ને,
ગઝલની રાગણીને વાચ.પણ લે પાઠવું છું હું. ૯
દીધી આકાશવાણીએ ખબર ખુશ સાકીડા આવો,
સબર કર દર્દ માંહી ને દવાએ પાઠવું છું હું. ૧૦

અમો મજલીસ ગાણાંમાં ઝીકર છે ક્ષેમની હાફેઝ,
તરા મસ્તાન કર પોશાક ત્રુરંગે પાઠવું છું હું. ૧૧

( ૧૫ )

—ગઝલ—

દીલદારને દીલ હાલ કહેવાની હમારી આશ છે,
દીલની ખબર સુણવા કહેવાની હમારી આશ છે. ૧
અપક્વ છે તવ વાંચ્છના જાહેર કીસ્સો પ્યારનો,
શયેતાન ઝાહીદથી છુપાવાની હમારી આશ છે. ૨
પવિત્ર ને પ્યારી અતિ જે કદર કેરી રાતમાં,
વહાણા સુધી તવ સાથ સુવાની હમારી આશ છે. ૩
બેમૂલ દાણો મોતીનો નાજુકતામાં શ્રેષ્ટ જે,
તે રાતમાં તારે પરોવાની હમારી આશ છે. ૪
આજની રાત્રી મને રે દે મદદ તું અય હવા,
પ્રભાતમાં સંપૂર્ણ ખીલવાની હમારી આશ છે. ૫
માન્ય ખાતર આપના અમ ચશ્મની પાંપણ થકી,
તવ આંગણાને સ્વચ્છ કરવાની હમારી આશ છે. ૬
હકદારની ગમગીની પર હાફેઝ કહે દીલથી મને,
રે શએર ખૂબ મસ્તાન ગાવાની હમારી આશ છે. ૭

---

( ૧૬ )

—ગઝલ—

નેક કામ ક્યાં અને હું પાયમાલ ક્યાં,
કર નઝર તું ફરક પર ક્યાંથી રાહ ક્યાં. ૧
નેકી ભક્તિને સંબંધ મસ્તી સાથ શું,
ઉપદેશ ક્યાં સુણવો મીઠો વાજીંત્ર સૂર ક્યાં. ૨
વિહાર ને લેબાસ ફરેબીથી થાકયું દીલ,
ઉસ્તાદનું બુતખાનું ક્યાં શરાબ પાક ક્યાં. ૩
મેલાપની મુદત તને બનો ખુશીની યાદ,
કુમળાં કટાક્ષ ક્યાં ગયાં ને વચન માર ક્યાં. ૪
દુશ્મન તણાં દીલ મેળવે શું સ્નેહી દીલથી યાર,
બુઝેલ બત્તી ક્યાં ને હીસીમાન સૂર્ય ક્યાં. ૫

કુપિકા તરફ નવ જો તું પડયો કૂપ વાટમાં,
ઉતાવળેથી જાય શું હવે તું દીસ ક્યાં. ૬

તવ આંગણાની ખાખ એ મુજ સુરમો આંખનો,
ક્યાં અમો જાશું સબર, અહીંથી જનાબ ક્યાં. ૭

આરામ ધૈર્ય ના મળે નહારિકાથી ઓ યાર,
મસ્તાનને આરામ શું ને ગાદ નિંદ ક્યાં. ૮

ટી. બી. કંથારીયા.

---

# प्रतिज्ञा.

—:o:—

બધા ધર્મે ધર્મ રૂપા, દેશ સેવ સ્વીકારવા,
આર્યભૂમિ પુત્ર રૂપે, ધારૂં પ્રતિજ્ઞા શ્રેષ્ઠ આ.

વિક્રમ ભોજ પ્રતાપ શિવાજી,
આદિ અસંખ્ય વીરો જાણનારી;
પૂછીશ પ્રાણ જતાં તક મ્હારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

ભેદ તજી સ્થળ ધર્મ ક્રિયાના,
ભારત અંક વિષે ઉછરેલા;
માનીશ સર્વ હું બાંધવ મ્હારાં,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

ભારત પુત્ર સમાજ મહિં હું,
સભ્ય ખરો પણ:સેવક માનું;
ને ગણું મુખ્ય ઉદેશજ સેવા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

ભારત દુ:ખ હું દુ:ખજ માની,
ઉર સદા સુખ માટ તયારી;

યોજીશ પ્રાણ જતાં તક મ્હારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

ભારતમાત સદા જલવાલા,
અંગત માન દુઃખો ખમવામાં;
કંપીશ ના કદી ઉર હું મ્હારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

શાસન શાસ્ત્ર તણા નિયમોથી
રાખી સદા વશ ચિત્ત પ્રબોધી;
સાધીશ સર્વ ઉદ્દેશ હું મ્હારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

પ્રાણ જતાં નહિ દ્રોહ ભજું હું,
લાલચ લક્ષ્મી થકી નહિ વંકું;
પાળીશ નિત્ય સમાજ સુધારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

વ્યષ્ટિ સુખોથી સમષ્ટિ સુખોને,
આપી અગત્ય સદા સહુ પ્હેલે;
અંગત લાભ તજીશ હું મ્હારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

લાયક દેશહિતેચ્છુ વિચારે,
વિષય એક લહી ઉર મ્હારે;
નિત્ય મચીશ ન દેશ ભુલાવા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

જન્મભૂમિ પુર પ્રાંત અને કૈં,
દેશસુધારક ઉત્તમ શેરી;
નિત્ય થવા મન રાખીશ મ્હારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.

સત્ય થકી નહિ ઉર ઉથાપું,
જૂઠું ભજી નહિ દોષિત થાઉં;
લાગીશ નિત્ય સમાજ સુહાવા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.



વીર બની ઉર એ વીરતાના
કાર્ય કળા બળ પ્રેમ જડાવા;
યોજીશ ઓજસ વીર્ય હું મ્હારાં,
એ મમ દેશહિતાર્થે પ્રતિજ્ઞા.

પૂર્વજ ઉર સુપુર રહેલો,
સંયમ જે કંઇ છેક ગયેલો;
તે મળવા સહુ શોધીશ બારાં,
એ મમ દેશહિતાર્થે પ્રતિજ્ઞા.

ધર્મ નીતિ રીતિ જ્ઞાન વિનાના,
કંચન કામની સાધક બાવા;
ના ગુરૂ હું કદી માનીશ મ્હારા,
એ મમ દેશહિતાર્થે પ્રતિજ્ઞા.

જ્યાં શીલ સત્ય દયા ક્ષમતાનાં,
નિર્મળ નીર પીવાડી પીવાતાં;
ત્યાં ગુરૂ, ધર્મ હું માનીશ મ્હારા,
એ મમ દેશહિતાર્થે પ્રતિજ્ઞા.

પ્રાચીન ભારત ભારત થાવા,
વેદ સુવેદ વિદ્યા વરસાવા;
જાગીશ હું સહુ ઉર જગાવા,
એ મમ દેશહિતાર્થે પ્રતિજ્ઞા.

સુંદરી સુંદરતા હરનારા,
ચાલ અનેક સુચાલ થવામાં
ખંતથી ખેડીશ આર્ય સુધારા,
એ મમ દેશહિતાર્થે પ્રતિજ્ઞા.

રક્ષણ રંક અનાથજ કેરૂં,
આશ્રય દીન અપંગ ઉરોનું;
નિત્ય કરીશ ન ચૂકીશ સેવા,
એ મમ દેશહિતાર્થે પ્રતિજ્ઞા.

જુલમ જોર અહીં હીઝરાતા,
દુ:ખી તણાં દુ:ખ દૂર થવામાં;
હોમીશ હું સુખ વૈભવ મ્હારાં,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.
આળસ કે કંઈ કારણ જેને,
દાખી અધોગતિ ઉભલ ત્હેને;
કાર્ય કરીશ હું ઉન્નત થાવા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.
ઓડીશ હાથ ન પેટ ભરાવા,
ઇચ્છીશ ઉર ન અન્ય તકાવા;
સુશ્રમથી સહુ મેળીશ મ્હારા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.
ઉદધિનું જળ સર્વ ઉલેચી,
મેરૂ ઉપાડી રસાતલ ફેંકી;
લાવીશ દ્રવ્ય દીપાવીશ માતા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.
મેરવી ઝોળી વનેવન ખોળી,
ભૂખ દુખ્યાં મુજ બાંધવ કેરી;
વ્હાર કરી લઈ આપીશ ખાવા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.
નિત્ય પ્રતિ મુજ કામ મહીં હું,
અલ્પ થકી પણ અલ્પ ભૂમિનું;
સેવીશ સેવક ધર્મ બજાવા,
એ મમ દેશહિતાર્થ પ્રતિજ્ઞા.
દેવ ગુરૂ નૃપ આદિ હું મ્હારા,
મંડળ દેશ સમક્ષ બધાંના;
ભારત પુત્ર સુપુત્ર થવામાં,
વ્રત ગ્રહું કરૂં ધર્મ-પ્રતિજ્ઞા.
પ્રતિજ્ઞા સૌ પૂર્ણ થાવા, સમય સાધન ધૈર્યને,
પ્રસંગો સુપ્રેરનારા, વંદુ આદ્ય મહેશને.

ૐ શાંતિ—શાંતિ—શાંતિઃ ।

"વ્રજ વિહારી."

# एक अज्ञान सखाने सूचना.



અહો ! કૈં ઑર અનુભવ થાય !
પત્રમાં અવનવૂં દર્શન થાય !
પ્રભા ગગને શી અહો ! છલકાય !
અહા ! શૂં અન્તર અજવાળાય !

ધન્ય ! નવ જન્મ અહા ! શૂં પમાય !
ખરે ! મુજ ઉરે હર્ષ ઉભરાય !
મિત્ર તુજ ધન્ય જન્મ શુભ પર્વ !
ફેરવી લે તુજ કીસ્મત સર્વ !

અહા ! વસુધામાં વિરલ સુપાત્ર !
મળે ના : માગે માનવી માત્ર !
મળેછે આજે તુજ દિલદાર !
હૃદય જો કરી શકે સત્કાર !

પ્રેમ પરમાત્મનૂં દર્શન થાય !
નસેનસમાં ચૈતન્ય ભરાય !
બન્ધુ ! તુજ જન્મ કૃતાર્થેજ થાય !
પ્રેમનૂં પૂજન જો ચિત ચ્હાય !

વૃષ્ટિથી ચાતક મન મલકાય !
ગર્જને મયૂર ઘણા હરખાય !
બપૈયા નૃત્ય કરી કંઈ ગાય !
ચકોરી ચન્દ્ર ભેટવા ચ્હાય !

અહા ! શૂં ગગને ઊડે ઓજ !
ઓજ વસુધામાં નાચે છેજ !
ગગનમાં પુંજ તેજનો ઓજ !
પૂજી લે પ્રેમ ફરી ફરી ઓજ !

ચર્મચક્ષુ તુજ ફોડી નાંખ !
આંખ્ય ઉર તણી ઉઘાડી આંખ !

મીટે મીટ માંડે તેજ જણાય !
એમનું જ્યોતિ પ્રકટ શું થાય ?

હજી તુજ સુસ્તી ઊડી જો જાય ,
ઘોર ઊંઘ આળસ સર્વ ત્યજાય;
નથી મોડું: થા ! થા ! હુંશિયાર !
તત્વમસિ મન્ત્ર પરિચિત થાય !

સુમન સુરભી શું મ્હેંકે યાર !
કસ્તુરી સુગન્ધ હારી જાય !
વિચર એ નન્દનવન મોઝાર !
વિહર ! સ્વર્ગીય દર્શન શું થાય !

શકે જો કરી દિવ્ય ઉર વાસ
મુક્તિ પ્રત્યક્ષ પામશે યાર !
ઉરે તુજ વ્હાલી પધરાવાય !
તોજ તુજ બ્રહ્મ જન્મ થઈ જાય !

પત્રમાં ઝાંખી જો ! શું જણાય !
ત્હને પ્રભુ દર્શન જો ત્હાં થાય !
સ્નેહનો તો પામે સહચાર !
તોજ કીસ્મત પર ત્હારો ઠાર !

દેવદૂત આવો, વ્હાલા ! નિત્ય !
વધાવા હો તુજમાં બળ, મિત્ર !
મળે જો પ્રભુ દર્શનનો લ્હાવ !
ઝિન્દગી સફળ ! સફળ થઈ જાય !

મળ્યું છે ભવસાગરમાં નાવ !
ગ્રહી લે સ્નેહ સુકાન સવાર !
ચલાવો સમુદ્ર મધ્યે - પાર !
ત્યજી આળસ:ઉઠ થા હુંશિયાર !

મ્હાલવું તો શિરને સાટે હોય !
રહેવું એ એથી વસમું હોય !

ન્હાઇને વેડે ચીરલા કેમ !
સમાધિ કદી ન છૂટે લ્હોય !

સખી તુજ દૈવી દેવી યાર !
થયું સાફલ્ય જીવિત જગમાંહ !
મોહમાં 'મરતું' જો આ વિશ્વ !
સ્નેહમાં જીવજે ! એજ અભીષ્ટ !

ભાનુ તુજ પ્રકટ્યો હૃદયાકાશ !
સ્નેહ સવિતાનો ભવ્ય પ્રકાશ !
હૃદય અજવાળો ફળતી આશ !
વધાવી કૃતાર્થ * * *

ગુમાવી ડહાપણ—ડાહ્યા-ભાઇ !
સ્વીકારો સહાય સેવા ચાહી !
હૃદયથી કરો પ્રતિજ્ઞા ભાઈ !
અમર શિશુ આમન્ત્રે કર સાહી !

ધન્ય તુજ કિસ્મત ખેલ્યું દાવ !
પડે જો ! જો ! પાસા પોબાર !
હૃદય મુજ આશિષ દે છે યાર !
વધો તુજ હૃદય તણો અધિકાર !

પ્રેમ 'પરમાત્મન્' ! દે આશિષ !
અન્તરે ત્હારૂં ધ્યાન ધરીશ !
અમર—આસક્તિ હું પૂજીશ !
હૃદયબળ દેજે તું જગદીશ !

મોહ મૂકીને સ્નેહ સ્મરીશ !
સનાતન સત્યોમાં જીવીશ !
જ્યોતિમાં જ્યોતિ મેળવ ધશ !
એજ મસ્તાન માગતો ભીખ !

ચન્દન હોમ—મયખાના }
તા. ૧૩ સપ્ટેમ્બર ૧૯૧૦ } મસ્તાન

* * * * તે.

---

પ્રેમનીતિ તણો ઊર, ભરેલ ભારત ભાર;
ભારત રચીને વ્યાસે, ભારતમાં મૂકીઓ.
તેમ પ્રેમ-ભક્તિ તત્ત્વ, દાખવતાં ઓપ દેવે;
ભાગવત રચીને રસિક મત દાખવ્યો.
ઉદ્દંડ આર્ય દયા-પ્રેમથી જ્વલંત ઉર;
ચિત્તથી ચૂંથી મનુએ, સ્મૃતિ ગ્રંથ સરજ્યો.
કિંતુ તે ગહન ગ્રંથ, શ્યામા! તું સ્વરૂપ સાજ
સાધન સિવાય બીજું, કશું નાહું ભાળતો ! ૧

રસરત્ન ઝવેરી સૌ-કવિ જ્ઞાની શીલસુરો;
અંતર રહેલ તુજ પ્રેમ જ્યોત ઝાંખતાં;—
મન બુદ્ધિ ચિત્ત થકી, રસ વિનિમયો રસી;
વાણીમાં સાકાર કરી, રસાભાસ આપતાં;—
યોગે ભોગે એક તાન, કદમ તું આરામોટ;
મચેલા જગત જોઇ, જીવિત વ્યાપારમાં;—
સરીજતા સલુણી! આ તુજ ગુણ ગણનામાં;
મુજ ઉર અંક બધા, શ્વાસ પૂર શ્વાસમાં ! ૨

રાજા મહારાજા દીન દાતાર કે દેવ આદિ;
દાસ તુજ દાસ બની, દાસત્વ સ્વીકારે છે.
જળ થળ વન બધે-,-ભૂશોભા ભરેલ ત્હારી;—
છબીલી ! છબી વખાણી, અંતર ઉપાસે છે.
દિવ્ય પ્રેમ સંગીતના, પ્રિયતર પ્રિય રાગે;
તુજ પાદ પદ્મરજ, શિરે નિજ નાંખે છે.
એમ શોભા શોભા રૂપે, સંસાર સદન સાજ;
એક તુજ તુજ પાખી, શોભા ના સંસારે છે ! ૩

હીરા મોતી મણિ આદિ, જવાહીર જગતણાં;
પ્રિયા ! તું પ્રકાશ પાખી, અંધારે કૂટાય છે.
તેમ સોનું રૂપું આદિ ગૃહસ્થ મંડન ધાતુ;
તુજ ધ્યાન વિના બધે ધૂળમાં ધમાય છે.

સ્થાવર જંગમ એજ, જગચીજ કિમ્મતને;—
આંકી; કુલઅંકે એક મ્હોટાએ જણાય તે;—
વિવેક પલ્લાનીમાંહિ, તુજ સ્હામે ધરી તોળે;
તોલ ત્હેનો મણ માંહિ, પૂણી સમ થાય છે! ૪

રસોત્તમ રસપાત્ર નહીં! આ તું પાઈ ન્યાસી;
યુગે યુગ ભજવાતા, નાટક રસાળને;
ખલકના ખલીફો સૌ દેવ મનુ દાનવો ને;
પશુ પક્ષી કીટ આદિ, આનંદ અથાગને;—
ઉભરાવી અંતમાં, અંગે અંગ તેજ ભરી;
અભાની જીવિત બધે જુએ, તેમ જોવાને;—
રવિ શશી ઉડુગણ અનંત આકાશ ઊભી;
અહોરાત જોતા તોયે જોતાં ના ધરાય છે! ૫

શૃંગારસાર સુંદરી! તું, પ્રેમ પૂર્ણ પાઈ ન્યાસે;
વિશ્વઉર વારિધિમાં તરંગો જગાડતી;—
નિમ્ન દેશ નિત એનું, તાલ રતિતાલ મધ્ય;
જગત સૌન્દર્ય વેળ, વળતી બતાવતી;—
પ્રાણિજ ઉદ્‌ભિજ આદિ રૂપે, સહુ રસપૂરી;
પવિત્ર પ્રણય પાઈ, સ્નેહથી શોંપાડતી;—
ભૂત મૂળે ભૂત બધે, રહેલ રસિક એમ;
જગત્ જીવન તુંજ, જગત શોભાવતી! ૬

સૃષ્ટિ તત્ત્વ શોધનારા, સુંદરી! તું સૌન્દર્યની;
શોધમાં ગુમાવી બધું શોધેલ શોધાવતાં;—
વિશ્વ વેશી વનિતા! તું, વિધ વિધ વેશ જોઈ;
નિત્યના વિચાર વારિ પ્રવાહે વિલાસતાં;—
સહુ પ્રાણ-સૌભાગ્ય ને ગુણની ગુલામ ખાણ;
મનહર મુરતી તું, સહુની સંભારતાં;—
ઉર ઢાળી, ઉચ્ચતમ તેહના નમન સાથ;
જગત નમન કરી, જગતી શોભાવતા! ૭

આનંદ ખજાનો ત્હારો, લૂંટતાં ના લૂંટી પૂરો;
હતાશ બનીને સહુ ઘોર ઉંઘે - ઉંઘતાં;—
નવા નવા વેશ ધારી, ફરી આવી ફરીજતાં;
લેઈ લેઈ થાકે તોયે, ઉરે નવ થાકતાં;—
અનંત બ્રહ્માંડ સદા, અખંડ ઉદ્યોગ ધારી;
મન માન્યો લૂંટે તોયે ઉણો નવ ભાળતાં;—
એવો ત્હારો અપૂર્વ ખજાનો અમ ખર્ચમાટ;
સુખ સિંધુ ભર્યો ભાળુ, અદૃશ્ય તું અંગમાં ! ૮

દયા પ્રીતિ લજ્જા આદિ, અમૂર્તિ સૌ મૂર્ત રૂપે;
તુજ દેહ માંડી રહ્યાં જગત જણાય છે.
સકળ અકળ લીલા, વૃદ્ધિનું વહન ગૂઢ;
તુજ તન હોય એમ મનથી મનાય છે.
સ્વર્ગદ્વાર આવી અને અમ ઉર પ્રેમધિની;
ભરતી ને ઓટ તુજ ઉર તેજ માંહ્ય છે.
એવો સહુ સત્ત્વસાર દેહ તું, સૌ દેહીઓના;
આનંદ અક્ષત રૂપ સત્ત્વથી પૂજાય છે ! ૯

બુદ્ધિની ક્ષિતિજ પાર રહ્યામા ! તુજ સ્નેહનિધિ;
ધુધવતો હૃદય હું તરંગ ઉછાળતો.
ઘડી ઘડી સુખ આવી, ઉરભાવ શંખલાનો;
ઓવાર સાહિત્ય દેશ કંઠાળ નંખાવતો.
ગુણ જ્ઞાન તેજ ભર્યાં, નાવન કો નેત્ર આપી;
શંખલા તે મ્હને મ્હારા શબ્દોમાં ગુંથાવતો.
રસિકોના રસધામ વચ્ચે લાવી આમ એ તું—
નિધિ નિધિમાળા મ્હારે કંઠ આ ઝુલાવતો ! ૧૦

મ્હોટા મ્હોટા મહીપતિ, મહીપત મૂકી ચાલી;
બાજ્યથી છત્રેશ વાસ છોડી ચાલી રંક સૌ
કરમની રેખ મેખ જીવન પ્રદેશ જડી;
મરણ પછીને પંથ સુરતરુ છાંય તું;

'નેતિ નેતિ' ચિત્ત રટી, એક કે અનેક રૂપે;
ચોરાશીનો ફેરો ફરે કાંત ગણી કાંત તું;
તોય તીવ્ર લાગણીથી, અદ્વૈત પ્રણયપાશ;—
બંધનમાં પડ્યાં પ્રાણી, ઝાલતી ના બાંયે તું! ૧૧

ભોગી છતાં યોગી રૂપે, તુજ પાદ ચૂમી માટ;
સ્નેહ ભરમ ચિત્ત ચોળી કર્મે તાપ તાપતો;—
કાળ ચર્મ પાથરીને, મદન તિલક ભાલ;—
લોચન ત્રીજું દબાવી, સમાધિ મ્હડાવતો;
સિદ્ધાસન સિદ્ધ કરી, જગત કારણ કાર્ય;
વિચાર બ્રહ્માંડ મ્હડી, ઉર તું ઉપાસતો;—
બેઠેલ હું તપસીના, તપથી પ્રસન્ન બની;
પ્રણય સદન ત્યારે, મૂકી કર રાચતો! ૧૨

વ્હાલી! નિશદિન મ્હારૂં મન, તુંહી તુંહી કરે;
તુંહીનો સંબંધ એ, તું તુંહીથી દેખાડશે.
તુંમાં હું ને તું ભૂલાવી, તુંમાં તદ્રૂપ કરી;
સમતાના સમથી તે સમાધિ શીખાડશે.
અવિદ્યામાં વિદ્યા અને, સુરામાં સુધા રહેલી,
અંતરને આપી આપે રસ તે રેલાવશે.
લાખો નિરાશામાં એમ, અમર આશા છૂપેલી;
તુંની નેમ હુંની તે તું તુંહીથી પ્રકાશશે! ૧૩

વિના યોગે યોગી રૂપ બનીને તું પ્રેમ ગાટ;
મન તન વાણી કાર્ય સમર્પી તું શાણીને;
જાગૃત સ્વપન તેમ સુષુપ્તિની લ્હેરે વ્હાલી!
પળ ના વિસારૂં તું અદ્વૈત સુખ ખાણીને.
ભજું ભલે દેવ દેવી ધર્મ કે અધર્મ ધારૂં;
પણું સર્વ ધર્મ સાર રૂપ તુજ જાણીને.
વ્હેવાર કે ધર્મ આદિ જગત જીવિત પથ;
ત્રાહિ મામ્ તુંહી માનું પ્રેમથી ઓવારીને! ૧૪

ગાઉં કે આરડું આ, તે વૈખરીની વેદ વાણી,
શ્રદ્ધાની સુધામાં મ્હારા ભક્તિનો કો ભાવ છે.
આંખે આંખ અશ્રુ ભરી રોઉં તે ના રોવું મ્હારૂં;
શાશ્વત સમીપ જતા હૃદયનું હાસ્ય છે.

ખાન પાન ભોગ આદિ, રૂચે ના તે રૂચિ મ્હારીઃ
આસક્તિના અભાવમાં, વૃત્તિનો વિરામ છે.
એમ તું સંયોગમાંથી વિયોગની વિશ્વ વ્હાલી!
થયેલી ને થતી મ્હારી સ્થિતિનું ખીયાન છે! ૧૫

સંયોગે, જે ખરી ખૂબી, પ્રેમ વિશદ પ્રેમની;
જણાઇ ના, જણાઇ તે ઘડી ધન્ય વિયોગની! ૧૬

તત્વનું—એ તત્ત્વ ત્હારો, વિયોગ વ્હાલી! વિશ્વને;
ઉરે બેઠો ઉરે રેડે, પ્રણય નીતિ ધર્મને! ૧૭

દીવાની દીવાનો લેખે, આલમ છો આલમમાં;—
ઓલીઆનો પથ મ્હારો, ઓલીઆ કો' જાણશે
શેરીફ ક્રુ શેરીફ ના દેખે, તે દેખાડવામાં;—
શેતાનતી શેતાની કો, દિલથી પીછાનશે.
આલમની આલમમાં ખુદાની ખુદાઇ ભરી;
માશુક, માશુક, દિલ આશુકને માનશે.
તેજ દિલદાર, દિલબર, પ્રિય, પ્રેમવાન;
અજબ ફકીરી મ્હારી, અજબ આ ભાજશે! ૧૮

રાજકોટ.
તા. ૭–૫–૧૧ } 'વ્રજવિહારી

---

# एक तरस्या इस्लामीने:—

અયે ઇસ્લામી! ઓ તરસ્યા! ભલા! ક્યહાંથી અહીં આવ્યો?
અરે! ખાલી ભરાવે દમ! કહે પયગામ કે' લાવ્યો?

જિગર આ આતશે જળતૂં! અહીં તો રેત ઉડે, જો!
સલામી આંસુની આપું! નતીજો તે' મિસાવે તો!

અહીં પાણી નથી મળતૂં! સબબ પાણી પરબ આ ના!
અહીં સીસા શરાબીના! ખપે તો જામ ભરી પીજા!

મગર આવ્યો તૂં મયખાને! સબબ પૂરૂં ન સમજાયૂં!
અહીં પાણી પીવા વાળું કદિ કોઇ નથી આવ્યું!

કહે "તરસ્યો:" "શરાબીની મના ઇસ્લામ મઝહબમાં !"
ઘડી ભર ઠેરી જા ! દારૂ બતાવૂં હૂં હકીકતમાં !

બિરાદર આવીને બેઠો ! હમે તો બાટલી તોડી !
શરાબી પી ખરે બોલ્યો ! "બીજી દો: એ પડી થોડી !"

ભર્યો મ્હેં જામ પર જામો ! બિરાદર પી જવા લાગ્યો !
હઝમ એ હોઝરી કરશે નહિ: અન્દેશ એ આવ્યો !

છતાં તરસ્યાં મુસાફિરની તરસ છીપાવવી કે ના ?
મુનાસિબ છે ! શરાબી દે ! હકીમીની જરૂર છે ના !

અયે ઇસ્લામનામી ઓ ! ખરો ઇસ્લામ તૂં યા ના ?
હકીકતથી અજાણ્યો કાં ? હશે દિનદાર શું હેવા !

બિરાદર ! ફિલસૂફી ! મઝહબ ! મ્હને કંઈ તો પઢાવી જા !
બને ના કંઈ જ તૂંથી તો ચારે ! સુરતી ઉડાવી જા !

અગર કંઇ કાયદા કાનૂન મઝહબ ઇસ્લામના કહી જા !
જિગર તે નૂરને મ્હારૂં જરા ઝાંખી કરાવી જા !

બિરાદર ! આવજો પ્યારા ! જરૂરથી આવતા રહેજો !
ખબા ઇશ્કી દિવાનાને ! હમારી બન્દગી કહેજો !

સબુરી રાખજો પ્યારા ! મુરાદે વસ્લને ચ્હાજો !
ખરેખર ! પ્યાર બોકાશે ! યકિન ઇંતેઝારથી રહેજો !

ભલા ! જો વસ્લ ચ્હાએ તો કદમ જાતે તુમે માપો !
સનમ દીદાર દે ! પ્યારા ! કરો કુચ ને મજલ કાપો !

બિરાદર ! ઝિન્દગી ત્હારી શરાબીમાં ખતમ કરી દે !
મગર, દોઝખ તિરસ્કારી કદમ બેહિસ્તમાં ભરી લે !

બિરાદર બન્દગી કરતો ! જિગરથી ઝુકતો જાતો !
ઇજન કરતો અને કહેતો "અનલ હક રાહ છે સાચો !

થયો ! ગમગીન મહમ્મદિન અગર શોખીન શરાબીનો !
ભરી ઇશ્કે હકીકીને બન્યો બન્દો ઉદાસીનો !

અહો ! ઇશ્કેશરાબી પી ! ચ્હડાવી ઑર કૈં લાલી !
નશે ચકચૂર થઈ બન્દો રજા માંગી ગયો ચાલી !

ભલા ! તરસ્યા મુસાફિરને કહું શું ? આ જિગર ખોલી !
મગર મસ્તાન મિસ્કીનની હજી આંખો પડી ઝોળી !

ચન્દનક્ષેત્ર—મયખાના
તા. ૨૦: સપ્ટેમ્બરઃ ૧૯૧૦ } મસ્તાના.

# राजदंपतिनु प्रतिनिवर्तन.

ભલે પધાર્યા ભલે પધાર્યા શહેનશાહ શ્રી પંચમ જ્યોર્જ,
શહેનશાહબાનુ મેરી સહ-હિંદ વિષે અતિશય ધરી હર્ષ,
થઇ પધરામણી દેશવિષે દિસતાં સુધરીજ ગયાં સૌ કાજ,
શહેનશાહથી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.

પાટનગર કીધું દીલ્હીને, બંગ ભંગ પાછા સંધાય,
"બીગરીનાથ વિણુ કોણુ સુધારે" એ કહેવત ત્યાં સત્યજ થાય;
કહેવું છે રહેલું પણ કરવું કઠિણુ ગણાય—કીધું મ્હારાજ,
શહેનશાહથી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ્ય.

તારીખબાર ડિસેમ્બર ઇસ્વી સાલ મુબારક છે અગ્યાર,
આપ્યો શુભ અવસર આ પ્રભુએ મંગળમય આ મંગળવાર,
હોંસ ધરીને પ્રજા કષ્ટનાં છેદન કરવા કર્યા ઈલાજ,
મહારાજાથી જ્યોર્જ પાંચમા રહો અવિચળ આ તમ રાજ.

ચક્રવર્તિમ્હારાજ મનાયા દેવાંશી નૃપ શુભ ગુણુવાન
દેશ દેશના રાજા સઘળા પ્રેમ ધરી આપે સન્માન
અખિલ પૃથ્વીમાં સુખદાતાનાં રાજ્ય મહીં એ મ્હોટું રાજ
શહેનશાહથી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.

પરમ કૃપાળુ કૃપા કરીને રૈયતની લેવા સંભાળ;
પંડ પધારી દર્શન દીધાં આણી ઉરવિષે અતિ વ્હાલ,
પચાસ લાખ રૂપૈયા અરપ્યા કેળવણી સુધરવાકાજ
શહેનશાહ થી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.

પ્રજાજનોનો હર્ષ માયના રોમે રોમાં દર્શન ન્હાય,
હર્ષ વધ્યો ઉરમાં અવોડે—ગગન ગર્જેવી રાજી થાય,
ધન્ય ધન્ય વાણીથી વદતાં અપૂર્વ આ ઉત્સવ દરેથાય
શહેનશાહ થી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.

સરઘસ કલકત્તામાં કહાડ્યું, નેપાળે શિકાર ગવાય
બંગાળાના સુધરેલા સૌ શિષ્ટજનો વદતા જયરાય

જગતતણા ઇતિહાસ વિષે આ પૂર્વે નિદર્શન દીઠું આજ
શહેનશાહ શ્રી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ
કેદીતણાં બન્ધન કે છૂટયાં કેદી બાળ બન્ધુ હરખાય
"બહુયજો આ શહેનશાહનું" આશીર્વચનો બહુ ઉચરાય,
બાળક ચાંદ મળ્યાથી ઘર ઘર દર્શન માતપિતા મમ ન્હાય
શહેનશાહ શ્રી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.
દેણદાર દેવાથી છૂટયા, લેણદાર સૌ રાજી થાય
રામરાજ્ય સમું સુખભાળી "ગુણુ અભરામ ન દાવા" ગાય,
પૂર્વાપર શોભાવી આપ્યું કુળ ભાનુ તેજસ્વી તાજ,
શહેનશાહ શ્રી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.
દેશ વિશે ડંકો વગડાવ્યો, ફરી પધારો મુંબાઈ ગ્રામ,
આતુરતાથી રાહ જુએ છે, રૈયત પ્રેમ ધરી અભિરામ,
સકળ પ્રજાનાં કષ્ટ હર્યાં છે, વૃદ્ધિથી સુધરો સૌ કાજ,
શહેનશાહ શ્રી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.
ભલે પધારો જન્મ ભૂમિમાં પણ વિનતિ હિંદની મ્હારાજ,
ફરીવારકાં દર્શન દેવા કૃપા તમે કરશો શીરતાજ;
આંતરથી નહીં ભૂલીએ ક્યહારે, આપ નહીં ભૂલશોજ કદાચ
શહેનશાહ શ્રી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.
પ્રેમભરિત વચનોથી ગદ્ગદ કંઠે સ્નેહનદી છલકાય,
લલનાઓ લલકારી પ્રીતે મંગળમય શુભગીતો ગાય,
કૃપા રાખજ્યો, પધારજ્યો આ ધન્ય ભૂમિ અંતર સૌ ન્હાય,
શહેનશાહ શ્રી જ્યોર્જ પાંચમા તપો અવિચળ આ તમ રાજ.

---

## શિખરિણી.

સજોડે આવીને દરશન દીધાં છે હરખથી,
વધાવી લીધાંછે હરખ ભરી વાણી વિનયથી,
અહીં સંતોષ્યાંછે રસબસ કરી ચિત્ત સઘળાં,
પ્રતાપી દેવાથી યશ પ્રસરજો દિવ્ય ગણુમાં

મહકાર—નાગર.

# प्रेम प्रभो ! तूं ! तूं !

---

સાથ અનાથ તણો તૂં સદાનોઃ
ભ્રાત અનુપમ, તૂંજ સદાનોઃ
તાત ઉપાસ્ય તૂં પૂજ્ય સદાનોઃ
નાથ નિયામક તૂં !
સદા થા, નાથ ! નિયામક તૂં !

તૂં વિણ અન્ય નથી કો મ્હારૂં
તૂં વિણ અન્ય ધણી નહી ધારૂંઃ
તૂં વીણ અન્ય નહી ઉર મ્હારૂંઃ
આ ઉરમાં તૂં તૂં !
સદા હો આં ઉરમાં તૂં તૂં !

અન્તરના પટમાં છે ! તૂં તૂં !
આ ઉર રટન પુકાર કરે તૂં !
વ્યાપ્ત વિભુ અન્તરમાં હર તૂં !
અન્તર આ રટતૂં !
સદા હો અન્તર હૂં આ રટતૂં !

આ ઉરમાં સુર એ પ્રકટે છે !
અન્તર બાહ્ય બધે વિલસે છે !
સૃષ્ટિ વિષે દિવ્યતા વરસે છે !
પ્રેમ પ્રભો ! તૂં ! તૂં !
પરાત્પર પ્રેમ પ્રભો ! તૂં ! તૂં !

ચન્દનક્ષેત્ર—મધુખાના
તા. ૧૫ ઓક્ટોબર ૧૯૧૦ } मस्तान्.

---

લાખો. જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી

## કામ શાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોના માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જુદી જુદી દશ આવૃત્તિઓમાં મળી આજ સુધી લગભગ **સાડાસાત લાખ નકલો** વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજે જ પત્ર લખી તે મગાવી લો. જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું

મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ.

રોગીપણું એ રીબાવનારૂં હમેશાનું મૃત્યુ છે.

રોગોથી દુર રહેવું એ સુખની સીમા છે.




અમૃત તુલ્ય.

## આતંક નિગ્રહ ગોળીઓ.



શરીરમાંથી અશક્તિનાં તમામ કારણોને દુર કરી રોગોને મટાડે છે તથા તંદુરસ્તીને અટકાવે છે. તે અખુટ અખંડ શક્તિનો ભંડાર છે. કિંમત ઘણીજ ઓછી એટલે ચાર અઠવાડિયા માટે માત્ર બેજ ડબી અને એક ડબીનો માત્ર એક જ રૂપિયો.

આળસ કરી દીવસો કાઢવાથી અશક્તિ અને રોગનું બળ વધે છે, માટે આજે જ એ ગોળીઓ મંગાવો અને તુરત બળવાન તથા

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,

જામનગર—કાઠિયાવાડ.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે.]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતા લગભગ પાંચસો રૂપીઆ ખર્ચ થાય છે તથાપી કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતા ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઈ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ [illegible] દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઈશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે ?

દીન વત્સલો !! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ ૭] આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું. શું પૂજ્ય ગુર્જરભૂમિમાંથી અનાથના માબાપ થવા એવા મનુષ્ય સો (૧૦૦) પાળક પણ નહિં નીકળે ! જરૂર દયા લાવી લખો—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ

---

આશ્રયદાતા—
સ્વ. સાક્ષરશિરોમણિ
મણિલાલ નભુભાઈ દ્વિવેદી.



REGISTERED N. B. 764

# સુદર્શન.

મંત્રી—
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ્. એલ્. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તંત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૭—અંક ૪ ] (માસિક.) [ જાન્યુઆરી, ૧૯૧૨.]



અમદાવાદ—શ્રી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED N. B. 764

આદ્યસ્થાપક—
એક અભેદમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

મંત્રી:—
આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તંત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૭—અંક ૪ ] (માસિક.) [ જાન્યુઆરી. ૧૯૧૨

## करो इन्साफ या अल्लाह !

બિરાદર ! યાર ! કાં, બાપુ ! જહાંમાં તૂં ફસાવે છે ?
જળે આતશ જિગરમાં એ જિગરને શું સતાવે છે ?

કહાવો ઇશ્કના ખૂનો ! મગર સહમજો તહમે શું છો ?
સદા " સ્નેહી " તણા જળતા જિગરમાં તીર ભોંકો છો !

જરા જોતા નથી હાલત ! હમારી હર હમેશાંની !
જળે દુનિયા ! હમારે શું ? ફક્ત દિલબર પરેશાની !

ભલા ! મજકુરમાં છે શું ? મળે ના માલ તો યે તૂં—
કરે નહિ ખ્યાલ દિલે કૈં ? અરે ! હમતો વધારે શું ?

ઝખમ કરતાં જિગરમાં કૈં, અરે ! રે ! રે ! નથી થાતૂં !
જિગર છે યા નહિ ? બિલકુલ ! હમારે માનવૂં એ શું ?

અજબ હૂં થાઉં છૂં ! બાપુ ! હજી રીત ! જોઈઆ તહારી !
મગર ના માફ થાવાની કદાપિ ભૂલ્ય એ ભારી !

અરે ! દુનિયા ! અહો ! દુનિયા ! અજબ એ દુનિયાદારી !
જિગર "સ્નેહી" મુલાયમને ગજબ છે એ જ કરનારી !

ભલે પત્થર રહે જળમાં વરસ સો તોય થાયે શું ?
કદી જરી ઓગળે તોયે મગર પત્થર ફિટે એ શું ?

ભલા ઝિદ્દી ! ભલા ઝાલિમ ! જિગરને રહેંસનારો તું !
દિલે કૈં રૂહેમ ધરતો ના ! હકીકત ના સમજતો શું ?

ભલે ! આમેન હો તુજને ! બધી ત્હારી રીતી જૂની !
મગર, કાં પંખી ગભરૂ પર અરે રે ! ફેંકતો છૂરી ?

અરે રે ! ઇશ્કના નામે બિચારૂં પ્રેમી પીડો છો ?
હકીકતમાં નથી એ તો ! ઠગો છો યા સતાવો છો ?

પરિચિત ઓ ! સખાઓ ! ઓ ! બિરાદર ! ઓ બધા વ્હાલા !
ભલા સૌ હિત ચાહો તો બતાવો રાહ જૂદા ના !

શરાબીમાં થઈ શામિલ શરાબે જામ ફોડો છો !
શરાબે જામને હરદમ જિગરથી ઝૂકતા ક્યાં છો ?

શરાબી એ ! ગુલાબી એ ! અજબ છે ! એ મુરાબિન્દુ !
જિગરથી ન્હાય ત્હેને તો ! ભરી દેશે દયાસિન્ધુ !

ભરી દેશે દયાસિન્ધુ ! ભરી પાશે દયાસિન્ધુ !
દયાળુની દયામાં એ અરપવા છે મુરાબિન્દુ !

રહો આલમ વિષે હરદમ ચહો બદઓની ના યારી !
મઝા મિનોઈ ભોગવવા ઘટે ગુલઓ તણી વારી !

અજબ એ રાહના પન્થી ! મુસાફિર થઈ કરે શું આ ?
જિગર मस्तान, હા ગમગીન ! करो इन्साफ या अल्लाह !

ચન્દ્રક્ષેત્ર—મયખાના
તા. ૨૯ સપ્ટેમ્બર ૧૯૧૦ } मस्तान.

# सुआर्या

( અંજની ગીત. )

( ૧ )

સ્વામી સેવા પ્રેમે કરતી,
દુઃખડાં સૌ સ્વામીનાં હરતી,
સ્વામી ઉરે શાન્તિ ભરતી—
તું મારી બેના !

દેવાંશિની સુઆર્યા તું;
ભારતની હા ! સુઆર્યા તું;
જગશાળાની આચાર્યા તું;
ગુર્જર એ બેના !

( ૨ )

શબ્દે તારા ગૃહ ઉજળતું;
હાસ્યે તારા પુષ્પ ઉભરતું;
જગ સૌ તારા કર્મે નમતું;
સત્તા શી તારી ?

'સ્વામી' વદનો શુભ સુખ ભળતું,
સ્વામી ભળતાં વધુ તે ન બળતું,
સ્વામીથી સ્વામીપદ જડતું,
એવી તું મારી !

કલકત્તા
તા. ૧૯-૨-૧૨

ચાંપશી વિઠુલદાસ ઉદેશી.

# हाफेझ.

—xx—

( १७ )

गझल.

ढांक नव फकीरोथी रे सुंदीर मुखडुं आपनुं
दीलभर जुवे अम आंख रे सुंदीर मुखडुं आपनुं—१

प्यारनी ख्वाहेशमां हारुन सम अम आपदा
ठीक थात दीठुं होत ना सुंदीर मुखडुं आपनुं—२

कैद कयम हारुन बनीओ हडपचीना कूपमां
गर दाखव्युं मारुतने न लगीर मुखडुं आपनुं—३

प्रसरी सुगन्धि बागमां ए दाखवे तम हाजरी
छे मस्त बुल्बुल जोइने सुंदीर मुखडुं आपनुं—४

सहे सख्त झुल्म जुदाइनो मस्तान नित्ये रे सनम
विवेक कर जेथी जुवे हाफिझ मुखडुं आपनुं—५

( १८ )

गझल.

उमेद केरा म्हेलनी अति चलित: जे बुनीआद छे
दे मदिरा जलदी के आ उम्र जट बरबाद छे—१

आसमान भुरा तळे हुं छुं गुलाम किस्मत तणो
रंग ना लागे मने संबंध अन्य बरबाद छे—२

शिख एक हुं जे दउं तने ते याद कर ने कर अमल
ए खबर अमने मळी उस्तादथी ए याद छे—३

'सुस्त जगथी चाह ना नेकी प्रतिज्ञाओ तणी
आ बुढा आ कुंवरी तणा जे हझारेक दामाद छे—४

शराबखाने मस्तीमां गई रात्रीए मुजने दीधी
ग़ेबी कचेरीना फीरस्ते खुश खबर ते याद छे—५

અયે દૂરંદેશી બાઝ સીદર ઝાડ પર બેશી રહે
માળો ન તવ આ કોણમાં તકલીફથી આબાદ છે—૬

આકાશ કેરા તખ્તથી એ અવાજ દે તુજને અરે
જાળ દુનીઆંની મહીં શું બર્યું તે ના યાદ છે—૭

કર શોક માં દુનીઆં તણો મુજ શીખ દીલથી નવ લહે
મસ્તાનની વાણી મીઠી મેં સાંભળી તે યાદ છે—૮

ગુલાબ કેરા હાસ્યમાં ન ઇમાનદારીનું નિશાન
રોઈ લે બુલ્બુલ બેદીલ દુનીઆં ભરી ફરીયાદ છે—૯

અમે સુરત કવિતા કાજ શે હાફેઝ પર ફીના ધરે
ખુબી વાણીની ને દીલ તણો સ્વીકાર ખુદાદાદ છે—૧૦

ટી. બી. કથારીઆ.

---

# प्रेमपुकार.

મ્હારો છું મ્હારો છું સત્ય વદું હું!
ગાઉં છું ગાઉં છું ગીત પ્રભુનું!
ધારું છું ધારું છું હૃદય વિષે હું!
નામ સદા ત્હારું!
પ્રભુજી! પ્રેમ પુકાર કરું!

સ્નેહસદન અજવાળી દેજો!
સત્ય સવિત્ પ્રકટ કરી દેજો!
ભર્ગપૂરી રચના નવી દેજો!
આ ઉર એ યાચે!
પ્રભુજી! નિત્યે એ યાચે!

ચન્દનક્ષેત્ર—મયખાના
તા. ૧૪ ઑક્ટોબર ૧૯૧૦

मस्तान.

બ્હાર નિકળીતિ બુદ્ધિ સહિત પ્રાણ અશ્વમાં પ્રવેશ કરતો હવો, તેથી અશ્વયાગને યોગ્ય પવિત્ર કહેવાય છે. (૧૨) હેતુવન્નિવાદ. ઉદાહરણ, **तेनह्यन्नंक्रियते** સુપડાવડે અન્ન સાફ કરાય છે. (૧૩) નિર્વચનરૂપ. ઉદાહરણ, **तदेन मथिनीतद्दध्नोदधित्वं इति.** દુધને અધરણીને મેળવવું એજ દહીંનું દહીંપણું છે. (૧૩) નિન્દા. **नब्रह्मासामानिगायतीति निषेधस्यार्थवादः उपवीताना एतस्याग्नय इति.** બ્રહ્માએ સામનું ગાન કરવું નહીં, એ નિષેધ છે. તેનો અર્થવાદ એ કે આ યજમાનના અગ્નિઓ ઉપવીતવાળા છે. (૧૪) પ્રશંસા. ઉદાહરણ, **वायुर्वैक्षेपिष्ठादेवता** ક્ષિપ્રફળગામી દેવતા વાયુ છે. (૧૫) સંશય. ઉદાહરણ **होतव्यंगार्हपत्ये नहोतव्यं,** ગાર્હપત્ય અગ્નિમાં હોમ કરવો કે નહીં. (૧૬) વિધિકલ્પ. ઉદાહરણ **प्रतितिष्ठन्तिहवायएतारात्रीरुपयंति.** એક જાતના વૈદિક કર્મ કરીને જે રાત્રી ગાળે તે પ્રતિષ્ઠાને પામે છે. એ વાક્ય ઉપરથી **प्रतिष्ठाकामोरात्रिसत्रेणयजेत** એ વિધિ કલ્પાય છે. (૧૭) પરાકૃતિ. ઉદાહરણ **इतिहस्माहबर्कुर्वार्ष्णिर्मापेनेयमह्यंपचतेति.** વર્કુર્વાર્ષ્ણિ નામના ઋશી કહેતા હવા કે મ્હારે સારૂ અડદ રાંધજો. (૧૮) પુરાકલ્પ. ઉદાહરણ **उल्मुकैर्हस्मकुर्वेसमाजग्मुस्तानसुरारक्षांसि निर्जघ्नुरिति.** અસુર રાક્ષસો પૂર્વે ઉખાડીયું લેઇને લઢવા આવતા હતા તેનો દેવતાઓએ નાશ કર્યો. (૧૯) દ્વિકર્તૃક. ઉદાહરણ, **तावब्रूतामग्नीषोमौ** અગ્નિ ને ષોમ દેવતા બોલ્યા. (૨૦) વ્યવધારણ કલ્પના. ઉદાહરણ **वेतसशाखयावकाभिश्चाग्निंविकर्षति.** નેતરની શાખા વડે અને અવકું (નામના પાણીમાં ઉગતા ઝાડ) ની શાખા વડે વિખેરે છે. આ વિધિના શેષભૂત **आपोवैशान्ता** જળ શાન્તિ કરનાર છે ઈત્યાદિ. (૨૧) હેતુ વિધિ ઉદાહરણ **आतिथ्यायामिडान्तातिथ्या सन्तिष्ठत.** આતિથ્ય યાગમાં ઇડાન્ત કર્મ કરવું. (૨૨) વિધિ પ્રશંસા. ઉદાહરણ. **प्रजापतिरात्मनोवपामुदखिदत्तामग्नौप्रागृह्णात्ततोजस्तूपरः समभवत्** પ્રજાપતિ પોતાનાં આંતરડાં બ્હાર કહાડીને અગ્નિમાં નાખતા હવા તેનાથી બેટ્રા ઉત્પન્ન થયા. (૨૩) ફલવિધિ. ઉદાહરણ. **यस्य पर्णमयीजुहुर्नसपापंश्लोकं शृणोति.** જે યજમાનને ખાખરાનો સ્ત્રુવા હોય છે તે પોતાની દુષ્કિર્ત્તિ સાંભળતો નથી. એ ઉપરથી ખાખરના સ્ત્રુવાની વિધિ છે. (૨૪) નિષેધફલ. ઉદાહરણ. **तस्माद्ब्राह्मणायनावगुरेत् योब्राह्मणायावगुरेत्तं शतेन यातयात्** બ્રાહ્મણનો તિરસ્કાર કરવો નહીં. એ નિષેધ ઉપરથી, જે બ્રાહ્મણનો તિરસ્કાર કરે તે સો પણ (સિક્કા) દંડ આપે. (૨૫) દેવતા વિધિ. ઉદાહરણ. **वाजसनेयिन देवयाज्ञिकोऽन्नादंवाय एतमात्मनो जनयते यदग्निमिति.** દેવયાજ્ઞિક પુરૂષ અન્નાદ વાજસનેઇને પોતાને ઉત્પન્ન કરે છે તે અગ્નિને જ ઉત્પન્ન કરે છે. એ વાક્ય ઉપરથી અગ્નિ દેવતાની કલ્પના થાય છે. (૨૬) દ્રવ્યવિધિ. ઉદાહરણ. **एतद्वैसर्वदेवत्यंवासो यत्क्षौमम्.** એ શણનું લુગડું સર્વ દેવતાના યજનમાં કામમાં આવે તેવું છે. એ ઉપરથી **वासःपरिधत्ते** વસ્ત્ર પહેરવું જોઇએ એમ દ્રવ્ય વિધિ કલ્પાય છે. (૨૭) જાતિ વિધિ. ઉદાહરણ. **संस्कृतंभक्षाः** સંસ્કાર કરેલી વસ્તુ અગ્નિ દેવતાને ભક્ષ છે. એ ઉપરથી પુરોડાશત્વ જાતિ માત્રની કલ્પના થાય છે. (૨૮) ગુણ વિધિ. ઉદાહરણ. **सृष्टीरुपदधाति.** અગ્નિચયન માટે ઈંટો મુકાય છે. (૨૯) ક્રિયા વિધિ. ઉદાહણ **अधस्तात्समिधधारयन्नुद्रवेत्.** ભરણાગ્નિહોત્રમાં સમિધને અગ્નિની નીચે મુકીને મુકવા પાછળ જવું. આ વિધિનું શેષ વાક્ય એ છે કે **उपरिहिदेवेभ्योधारयति** દેવતાને માટે તો અગ્નિની ઉપર સમિધ મુકાય છે. (૩૦) નિમિત્ત વિધિ. ઉદાહરણ. **योवैसंवत्सरमुख्यमभृत्वाग्निं चिनुतेयथासामिगर्भोविपद्यतेतादृगेवतत्**

સંવત્સર એટલે પ્રજાપતિ જેમાં મુખ્ય હોય એવા અગ્નિને રાખ્યા વગર ઇતર અગ્નિનું જે પુરૂષ ચયન કરે છે તે અર્ધપરિપક્વ ગર્ભની જેમ નાશ પામે છે. (૩૧) કર્તૃવિધિ. ઉદાહરણ, **एपवा अनाहिताऽग्नेरिति** જપની સ્તુતિનો આ મંત્ર છે. (૩૨) કાલ વિધિ ઉદાહરણ, **तावब्रुतामग्निषोमावाज्यस्यैवतावुपांशुपूर्णमास्यां.** આ ઉપરથી પૂર્ણમાસીકાલની વિધિ થાય છે. (૩૩) દેશવિધિ. ઉદાહરણ, **ताण्डकेसरस्वत्याविनशनेदीक्षंते.** પૂર્વ દિશા તરફ ઢળતી વિગેરે પ્રથ્વ્યાદિ દેશની વિધિ છે. (૩૪) નિષેધ વિધ્યર્થવાદ. ઉદાહરણ, **हिरण्यकशिपावासीन आचष्टे..** સોનેરી આસન પર બેશીને કહેતા હતા. આ ઉપરથી નિષેધ એ થયો કે **नियोक्तारंनविदुः** (૩૫) નિષેધકલ્પ્ય. ઉદાહરણ, **नाहिंस्यात्,** હિંસા ન કરવી. (૩૬) સંદિગ્ધાર્થોપાન નિર્ણાયક. ઉદાહરણ, **एतद्वैदेव्यंमिथुनं यत्सरस्वतीसरस्वांश्च.** સરસ્વતી અને સરસ્વાન્ એ દેવતાનું જોડું છે. (૩૭) સંદિગ્ધાર્થ શક્તિઆહક. ઉદાહરણ, **यदावा अन्यऔषधयोम्लायंते अथैते मोदमाना इवोत्तिष्ठति.** જ્યારે ઇતર ઔષધિઓ સુકાઇ જાય છે ત્યારે જવ ખીલે છે. (૩૮) ઉપમાનાર્થવાદ. ઉદાહરણ, **यथावैश्येनोनिपत्यादत्ते एवमयंद्विषंतंभ्रातृव्यंनिपत्यादत्ते.** શ્યેન પક્ષી નીચે ઉતરીને શિકારને ઉપાડી લે છે તેમજ જે યાગ કરવાથી શત્રુઓનો નાશ થાય છે તેનું નામ શ્યેન યાગ છે. આ આડત્રીશ પ્રકારનો અર્થવાદ છે. તેમાં પણ સાક્ષાત્ વિધેય પ્રશંસા, વિધેયતદ્વિશેષણ વ્યતિરિક્ત પ્રશંસાદ્વારા વિધેય પ્રશંસાર્થ, વિધેય વ્યતિરિક્તનિંદા દ્વારા વિધેય પ્રશંસાર્થ, દેવતાવિધિ સરૂપ, જાતિવિધિ સરૂપ, ગુણ વિધિસરૂપ, ક્રિયા વિધિસરૂપ, નિમિત્ત વિધિસરૂપ, કર્તૃ વિધિસરૂપ, કાલ વિધિસરૂપ, દેશ વિધિસરૂપ, નિષેધ વિધિસરૂપ, આદિ ભેદો પણ છે, તે ન્યાય સુધાદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે તે વાત આ અધિકરણમાં ભાષ્યકાર જણાવે છે.

**सूत्रम्॥आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानां तस्मादनित्यमुच्यते १-२-१ पृ.**

**टीका-विधेः प्रामाण्यं व्यवस्थापितं प्रथमेपादे अथार्थवादानां धर्मे प्रामाण्यमस्तिनवेति विशये पूर्वपक्षयति आम्नायेति आम्नायस्य क्रियार्थत्वात् प्रवृत्त्यर्थत्वात् अतदर्थानां अप्रवृत्त्यर्थानां वायुर्वै क्षेपिष्ठे त्यादि सिद्धार्थ बोधक वाक्यानां यतः प्रवृत्त्याद्यजनकत्वं तस्मात् अनित्यं अप्रमाणं तेषां धर्मे इति.** તે અગ્નિ રોતો હવો. એ રૂદન તે રૂદ્રનું રૂદ્રત્વ છે, પ્રજાપતિ પોતાનાં આંતરડાં બ્હાર કહાડતા હવા, દેવતાઓ દેવયજનનો નિશ્ચય કરીને દિશાઓને ભુલી જતા હવા, ઇત્યાદિ વાક્ય ભણવામાં આવે છે તે વાક્યો ધર્મને જણાવે છે કે નહીં, એ વિચાર કરિયે. તો ત્યાં કહિયે છીયે કે ક્રિયા કેવી રીતે અનુષ્ઠાન કરાય છે તે વાક્યો ભણવામાં આવે છે. તેમાં જે વાક્યો ક્રિયાને અથવા ક્રિયા સંબંધને નથી જણાવનાં તે ભૂતવસ્તુબોધક વાક્યો કીયા ધર્મને જણાવે છે, અર્થાત કાંઈ જણાવતા નથી. અધ્યાહારથી, વિપરિણામથી, વ્યવહીતકલ્પનાથી, વ્યવધાનકલ્પનાથી, અને ગુણકલ્પનાથી પણ કેટલેક સ્થલે વેદ વાક્યોની કલ્પના કરવામાં આવે છે તેમ ભૂતવસ્તુબોધક સ્થલે પણ કોઇ પણ રીતે અર્થની કલ્પના કરવી જોઇએ, એમ કોઈ કહે, તો તે કેવી રીતે કરવી કે રૂદ્ર રોયો તેથી બીજા પણ રૂવે, પ્રજાપતિએ આંતરડાં બ્હાર કહાડ્યાં, તેથી બીજાએ પણ બ્હાર કહાડવાં જોઇએ. દેવયજનકાળમાં દેવતાઓ દિશાઓને ભુલી ગયા તેથી બીજાએ પણ ભુલી જવું જોઇએ, એવી કલ્પના કરે તો તે બને નહીં. કેમકે ઇષ્ટ વસ્તુના વિયોગથી કે કંઈ વાગવાથી રોવાય છે, પણ ઇચ્છા માત્રથી રોવાતુ નથી. કોઈ પણ પોતાનાં આંતરડાં બ્હાર કહા-

ડીને તેને અગ્નિમાં નાખી તેનાથી ઉત્પન્ન થયલા ઘેટા વડે યાગ કરવાને સમર્થ થતું નથી. તેમજ દેવયજન કાળમાં પણ દિશાઓને ભુલી જવું નથી, તેથી વાક્યો નિરર્થક છે. એટલા માટે તે વાક્યો અપ્રમાણ છે. જો કે વેદ વાક્યો પ્રમાણ કહેવાય છે તો પણ પ્રમાણરૂપ અર્થને નહીં જણાવવાથી તે વેદ વાક્યના અપ્રમાણનો અહીં આક્ષેપ કરાય છે. એકદેશ વિના આકાંક્ષાવાળા પદસમુહ પોતાનું પ્રયોજન જણાવવાને સમર્થ નથી, તેથી આક્ષેપ સ્વતઃપ્રાપ્ત છે ખરો, તો પણ કોઈ પદસમુહ અર્થવાદવિનો કોઈ અર્થનું વિધાન કરે છે તેમનો આક્ષેપ કરવાની જરૂર નથી. તો પણ જે વાક્યો તેમની સાથે સંયોગ પામીને અર્થાન્તરને જણાવે છે, તેમનો આક્ષેપ કરવો જોઇએ.

## सूत्रम् ॥ शास्त्रदृष्ट विरोधाच्च । १–२–२. पू.

**(टीका)–शास्त्रविरोधात् दृष्टविरोधाच्च भूतार्थबाधकवाक्यानां धर्मेण प्रमाणं तत्र स्तेनंमनः अनृतवादिनीवाक् इति शास्त्रविरोधः, धूमएवाग्नेर्दिवादहशइति दृष्टविरोधः** મન ચોર છે ને વાણી જુઠું બોલનારી છે ઇત્યાદિ વાક્યો ભૂતાનુવાદ હોવાથી ધર્મમાં અપ્રમાણ છે. જો કે મનને ચોરી કરવા યોગ્ય કરવું ને વાણીને જુઠું બોલવા યોગ્ય કરવી ઇત્યાદિ વિપરિણામાદિદ્વારા અર્થની કલ્પના કરીયે તો તે પણ અશક્ય છે. કેમકે સ્તેય અને અનૃતવાદનો પ્રતિષેધ બાધ કર્યા વગર અનુષ્ઠાન કરી શકાતું નથી. એ વિકલ્પ પણ નથી, કારણ કે એક વિધિને બીજું પ્રત્યક્ષ હોવાથી વિકલ્પ વિષમતાને પામે છે. દષ્ટ વિરોધની વાત એમ છે કે દહાડે તો ધુમાડો જ દેખાય છે ને તેજ દેખાતું નથી, અને રાત્રે તેજ જ દેખાય છે ને ધુમાડો દેખાતો નથી. વળી આ લોકમાંથી અગ્નિ જતે જતે સૂર્યને પામ્યો, અને રાત્રે સૂર્ય અંધકારને પામ્યો, એવા અર્થની કલ્પના કરવા માટે દષ્ટ વિરોધનાં વાક્યો નથી. કેમકે તે વાત પ્રત્યક્ષથી વિરૂદ્ધ છે. બીજું દષ્ટાંત એ છે કે અમે બ્રાહ્મણ છીયે કે અબ્રાહ્મણ તે અમે જાણતા નથી, એ વાક્ય પણ ક્રિયાર્થબોધક નહીં હોવાથી અપ્રમાણ છે, તથા પ્રત્યક્ષ વિરૂદ્ધ પણ છે.

## सूत्रम् ॥ तथाफलाभावात् । १–२–३. पू.

**(टीका)–गर्गत्रिरात्रब्राह्मणे आम्नायते–शोभतेऽस्यमुखं य एवंवेदेति । तत्रकुमुखस्य तज्ज्ञानेऽपि मुखशोभासंभवात् फलाभावात् तथा पूर्वोक्तरीत्याविरोधःप्राप्तःगर्गत्रिरात्र** બ્રાહ્મણમાં ભણવામાં આવે છે કે એ વિદ્યાને જાણનારનું મુખ શોભાયમાન થાય છે, આ વાક્ય જો ભૂતાર્થવાદ હોય તો અનર્થક છે. અધ્યયન વિધિના ફલનો અનુવાદ માનીયે, તો પણ તે ખરૂં નથી; કેમકે સ્વભાવથી જ જે કુમુખ હોય તે, એ વિદ્યા જાણવાથી શોભાયમાન થતો દેખાતો નથી. કાળાન્તરમાં ફળ થશે એમ માનીયે, તો તેનું કાંઈ પ્રમાણ નથી. વિધિ ગણીને અદષ્ટ ફળની કલ્પના કરીયે, તો દ્રવ્ય સંસ્કારને કર્મમાં વિધિપરતા હોવાથી વિધિ સંભવતો નથી એ વાત આગળ કહેવામાં આવશે, ને ફળ વિધિ તે તો અર્થવાદ જ છે તે પણ કહેવાશે. તેથી વિધિદ્વારા અદષ્ટ ફળની કલ્પના થઈ શકતી નથી. **आऽऽस्य प्रजायां वाजीजायतेय एवंवेद** ઇત્યાદિ વાક્યોનું પણ એમ જ સમજી લેવું.

सूत्रम् ॥ आनर्थक्यात् १-२-४ पू.

(टीका)-पूर्णाहुतिमुत्तमांजुहोति सर्वमेवाप्नोतीति श्रुयते। तत्रपूर्णाहुत्यैव सर्वफलप्राप्तौ तदतिरिक्तकर्मणा मानर्थक्यात् वैफल्यात् न प्रमाणम् ॥

પૂર્ણાહુતિથી સર્વે કામની પ્રાપ્તિ થાય છે. પશુબંધયાજી સર્વે લોકને પામે છે. અશ્વમેધ યજ્ઞ જે કરે છે અને જે તેની ઉપાસના કરે છે તેને મૃત્યુ અને બ્રહ્મહત્યા બાધ કરતાં નથી. આ વાક્યો જો ભૂતાનુવાદ ગણીયે તો અનર્થક જ છે, ને ફ્લ વિધિ માનીયે તો પૂર્ણાહુતિ પશુબધને અશ્વમેધથી ભિન્ન સર્વે વૈદિક કર્મો અનર્થક થશે. પૂર્ણાહુતિ વગર અગ્નિહોત્ર થાય નહીં, અગ્નિષ્ટોમ વગર સોમયાગ થાય નહીં, ને અધ્યયન કર્યા વગર અશ્વમેધ નહીં થાય; તેથી જેમ રસ્તે જતાં મધ મળે તો કોઈ ડુંગરમાં મધ લેવા જાય નહીં, તેમ પૂર્ણાહુતિ માત્ર વીગેરેથી સર્વે કામની પ્રાપ્તિ થતી હોય તો કોણ વિદ્વાન તદતિરિક્ત અંગ કર્મો વીગેરેમાં પ્રવૃત્તિ કરે, અર્થાત્ કોઈ નહીં કરે.

सूत्रम् ॥ अभागि प्रतिषेधात् १-२-५ पू.

(टीका)-अभागिनः अप्राप्तस्य नांतरिक्षे चिन्वितेत्यादेः प्रतिषेधादेतादृशं वाक्यमप्रमाणम् ॥

પૃથિવીમાં અંતરિક્ષમાં ને દ્યૌલોકમાં અગ્નિચયન નહીં કરવું એમ અપ્રાપ્ત અગ્નિચયનનો પ્રતિષેધ કેટલાંક વેદવાક્યોમાં ભણે છે. પણ સર્વને પ્રસિદ્ધ જ છે કે દ્યૌલોકમાં અને અંતરિક્ષમાં અગ્નિચયન થતું નથી. જો પૃથિવીમાં અગ્નિચયનના પ્રતિષેધ માટે આ વાક્ય હોય તો ચયન માત્રનો જ પ્રતિષેધ હોવો જોઈએ, પણ સ્થળના પ્રતિષેધ માટે નહીંજ. જો એ વાક્ય અપ્રમાણ માનીયે તો એ બંને વિરોધ નથી. એ વાક્ય અપ્રમાણ કેમ કહેવાય એમ કોઈ શંકા કરે તો, કહીયે છીયે કે અગ્નિચયન નહીં કરવું, સુવર્ણ ધારણ કરીને અગ્નિચયન કરવું, એવી રીતે જે વાક્ય સ્વાર્થસાધક નથી ને વિધ્યંતર અર્થસાધક પણ નથી તે વાક્ય અપ્રમાણ છે.

सूत्रम् ॥ अनित्य संयोगात् १-२-६ पू.

(टीका)-अनित्य पुरुषाणां बर्बरादिनां संयोगात् तादृशं वाक्यमप्रमाणम् ॥

અનિત્ય પુરૂષ બર્બર વીગેરેના સંયોગવાળાં વેદવાક્યો અપ્રમાણ છે. આ શંકાનું પૂર્વે સમાધાન થઈ ગયું છે તોપણ વેદના એક દેશનો આક્ષેપ થવાથી તેજ શંકાનો ફરીથી આક્ષેપ તે દૃઢ થવા માટે છે.

सूत्रम् ॥ विधिनात्वेकवाक्यत्वात्स्तुत्यर्थेन विधीनांस्युः १-२-७. सि.

(टीका)-तुशब्दः पूर्वपक्ष व्यावर्तकः विधीनां विधिविषयाणां वायुर्देवतादि बोधक

**वाक्यानां स्तुत्यर्थेन स्तुतिसाकांक्षेन विधिना वाक्यैकवाक्यत्वात् अर्थवादाः धर्मप्रमाणानि। अथमर्थः सर्वत्र विधावस्त्यंशद्वयं शाब्दिभावना आर्थिभावना चेति। उभयत्रापि किं, कथं, केन इत्यंशत्रयं तत्रलिङ्गाशाब्दी भावनोच्यते। आर्थीभावनातु दश लकारसाधारणी। तत्रशाब्दिभावनायां पुरूषव्यापारः साध्यत्वेन अन्वेति करणत्वेन लिङादि-इतिकर्तव्यतायांतु अर्थवादः आर्थिभावनायां साध्यत्वेन स्वर्गादेरन्वयः करणत्वेन दध्यादयः यागादेर्वा कथंभावनायां तु तदंगादेः एवंच यतोवायुः क्षेपिष्ठा देवता अतोभूतिकामः श्वेतमालमेत इत्यर्थवादस्य सार्थक्यम् ॥एवंसर्वत्र.॥**

ઐશ્વર્યની કામનાવાળો શ્વેતઅશ્વનું આલભન કરે. આ વિધિ વાક્યની પાસે જ બીજું વાક્ય એમ છે કે વાયુ ક્ષિપ્રફળ આપનાર દેવતા છે. વાયુ યજમાનને ઐશ્વર્ય આપે છે માટે તેજ વાયુ યજમાનને ઐશ્વર્યની પ્રાપ્તિ કરાવે છે. વાયુ ક્ષિપ્રફળગામિનિ દેવતા છે આ સ્થલે ક્રિયા કે ક્રિયાનો સંબંધ જણાતો નથી તોપણ વિધિના ઉદ્દેશથી એ વાક્ય પ્રયોગ હોવાથી તે વાક્યનું પ્રામાણ્ય છે. વાયુ ક્ષિપ્રફલગામિનિ દેવતા છે એ વાક્ય ભૂતિકામનાવાળા એ વાયુ દેવતા સંબંધી શ્વેત અશ્વનું આલભન કરવું જોઇએ એ વિધિની સાથે એક વાક્યતાને પામે છે. જે સ્થળે એક વાક્ય બીજા વાક્યની આકાંક્ષા રાખે છે ત્યાં તે બંન્ને વાક્યોની વાક્યૈકવાક્યતા કહેવાય છે. જેમકે વાયુ ક્ષિપ્રફલગામિનિ દેવતા છે તેથી ભૂતિકામનાવાવાળાએ શ્વેત અશ્વનું આલભન કરવું. જો કહે કે એ સંબંધ કાંઈ વિવક્ષિત નથી, તો કેવી રીતે આલભન કરવું તેની અપેક્ષા થાય. આલભન ને ભૂતિ એ બે શબ્દોના એક જ અર્થ છે કે જુદા જુદા ? જો એક જ હોય તો પુનરૂક્તિ થશે ને જુદા જુદા માનીયે તો વાક્ય ભેદ થાય. એ વાત ખરી છે તો પણ જે ફળને માટે આલભન થાય તે ફળભૂતિ છે. એમ અર્થ સંભવ હોવાથી વિધિવાક્ય ગત ભિન્ન ભિન્ન પદો ભિન્ન ભિન્ન અર્થવાળાં હોવા છતાં ગૌણ મુખ્ય રીતિથી સંબંધ પામે છે. તેજ પ્રમાણે સ્તુતિવાક્યોની વિધિવાક્યોની સાથે એકવાક્યતા સંભવે છે. સ્તુતિ વચનથી સિદ્ધ અનુષ્ઠાનની ભૂતિ કામનાથી જ સિદ્ધિ છે, તો સ્તુતિ વચન નકામું છે. જ્યારે સ્તુતિવાક્ય વિધિવાક્યની પાસે ન હોય ત્યારે ભૂતિ કામ પદથી જ વિધિની પરિપૂર્તિ છે. જેમકે ઘટ થાય છે એ વાક્યથી ઘટ ઉત્પન્ન થાય છે એ અર્થ સિદ્ધ થાય છે. આંહી ઘટ અને થાય છે એ બે પદથી ભિન્ન ત્રીજા પદની આકાંક્ષા નથી. તોપણ રાતો ઘટ થાય છે એ વાક્યમાં રાતો એ ત્રીજા પદની આકાંક્ષા થાય છે. તેવી રીતે સ્તુતિવાક્ય ન હોય ત્યારે વિધિવાક્ય નિરપેક્ષ રહે છે, અને સ્તુતિવાક્ય ભણાય છે ત્યારે જ વિધિ વાક્યને સ્તુતિ વાક્યની અપેક્ષા રહે છે. સ્તુતિવાક્ય ના હોય તોપણ વિધિથીજ સ્તુતિની સિદ્ધિ થાય છે, ત્યારે જે વાક્યો વિધાયક નથી તે સ્તુતિવાક્યનું પ્રયોજન શું ? એ શંકા ખરી માનો, પણ સ્તુતિવાક્ય વિના પણ સ્તુતિની સિદ્ધિ ભલે થાઓ, પરંતુ સ્તુતિવાક્ય હોવા છતાં સ્તુતિ પ્રયોજનવાળા વાક્યની સાર્થકતા જણાય છે. વળી સ્તુતિવાક્ય છતાં વિધિવાક્યથી જ વિધિ ઇષ્ટ થશે તો સ્તુતિવાક્યનો સંબંધ વિધિની સાથે થઈ શકશે નહીં, એ શંકા પણ ન બને કારણ કે સ્વાધ્યાયવિધિથી સિદ્ધ સ્તુતિ વાક્યો અર્થવાળાં ને આકાંક્ષાવાળાં હોવાથી નિરર્થક નહીં જ થાય. તેથી એ બે વાક્યનો સંબંધ વિવક્ષિત છે. વિધિનો ઉદ્દેશ નિરપેક્ષ અર્થનું વિધાન કરી શકે છે. સ્તુતિવાક્યની

શેષતા પ્રત્યક્ષ જ છે. માટે વિધિથી જ સ્તુતિની સિદ્ધિ છે. વળી નિરપેક્ષ વાક્યથી પણ વિધિ સિદ્ધ છે તેમાં કાંઈ વિરોધ નથી. પણ સ્તુતિવાક્યનો સંબંધ હોવા છતાં વિધ્યર્થની વિવક્ષા અશક્ય છે. કારણ કે તે વાક્ય જ વિધાયક છે. ભૂતિકામઃ અને આલભેત એ બે પદનો પરસ્પર સંબંધ હોય તો વાક્ય ભેદ નથી. પણ ભૂતિ કામનાવાળો આલભન કરે અને આલભન કરવાથી ભૂતિરૂપ ગુણ થશે એ બે પ્રકારથી વાક્યનો સંબંધ માનીયે તો વાક્ય ભેદ થશે, તે ઇષ્ટ નથી. પૂર્વે કહ્યું હતું કે ક્રિયા કે ક્રિયા સંબંધને અર્થવાદ વાક્યો જણાવતાં નથી, તે વિધિવાક્યની સ્તુતિદ્વારા ક્રિયાની સ્તુતિ કરનાર સ્તુતિવાક્ય તે ક્રિયાના અનુષ્ઠાતાને ઉપકારક થશે. એટલે વિધિ વાક્યની સ્તુતિદ્વારા અર્થવાદવાક્યો સાર્થક છે. તેવી રીતે સર્વ અર્થવાદ વાક્યો કોઈ પણ અર્થની સ્તુતિ કરતાં સતાં વિધિવાક્યની સાથે સંબંધ રાખે છે. આથી વાયુ ક્ષિપ્રફલગામિનિ દેવતા છે એ વાક્યો પ્રમાણ છે.

(આગળ ચાલુ.)



स्वामी शान्तानंद-सरस्वति ।

---

# ॥ प्राचीन ग्रीसनी जातीयशिक्षा अने भारत* ॥

જે જે પ્રકારની સભ્યતાઓ છે તે સર્વમાં મનુષ્યનો એક ને એક આદર્શ અવશ્ય મલી શકે છે. મનુષ્યે વીશ્વને જે ભાવથી નીરખ્યું છે, વીશ્વની સાથે પોતાના સબંધ અને સ્થાનના વિષયમાં જે પ્રકારની ધારણા કરી છે તેજ પ્રકારનો ભાવ અને ધારણા તેની સભ્યતામાં પ્રકાશિત હોય છે. પ્રાચીન ગ્રીસમાં તે દેશના નિવાસી આવા મનુષ્યોના કર્મક્ષેત્રને જ વીશ્વ સમજતા હતા. ગ્રીક લોકો માનવજીવનને પોતાના તે કર્મક્ષેત્રમાં જ આબદ્ધ સમજતા હતા. તેજ કર્મક્ષેત્રમાં પોતાના જીવનની સંપૂર્ણતા અને સાર્થકતાની ઉપલબ્ધિની ચેષ્ટા કરતા હતા. અસ્તુ, તેમના દૈનિક જીવનની સંકીર્ણતા અને અસંપૂર્ણતામાં જે સ્વાભાવિક દ્વન્દ્વ, રોધ અને અનૈક્યનું દર્શન થતું હતું તે સર્વના સમન્વયસાધનને માટે તે બહત્તર પાર્થિવો ઐક્યનું અનુસન્ધાન કરતા હતા અને તેમાં જ વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને વૈચિત્ર્યને વિસર્જન કરી દેતા હતા. આ કારણને લીધે વૈચિત્ર્યનો ઉચ્છેદ કરીને સામંજસ્ય સ્થાપન કરવું એજ તેમના સૌંદર્યબોધનું પ્રધાન અંગ બની ગયું હતું. આ વિચિત્ર સૌંદર્યબોધે જ ગ્રીસ સભ્યતાનાં વિવિધ

---

* અનુવાદિત.

અંગોને અનુરંજિત કીધાં છે. ગ્રીક લોકોના રાષ્ટ્રીય જીવનનું પ્રાધાન્ય, શિલ્પમાં આકૃતિ-સૌષ્ટવનું ગૌરવ, સંગીતચર્ચાનો આદર અને શિક્ષાપદ્ધતિમાં વ્યાયામ અને સંગીતનો પ્રભાવ-આ સર્વ તેજ સૌંદર્યબોધના પરિચાયક છે. સર્વ વિષયોમાં ઐક્યને દૂર કરવાનો તેઓએ પ્રયાસ કીધો છે.

પ્રાચીન ભારતમાં જે સભ્યતા અને શિક્ષા પદ્ધતિ પ્રતિષ્ઠિત થઈ હતી તેનો બીજમન્ત્ર સર્વથા અન્ય પ્રકારનો જ હતો. પ્રાચીન ભારતના મત મુજબ વ્યક્તિ-સ્વાતન્ત્ર્યનું વિસર્જન સૌંદર્યનું લક્ષણ નથી. ભારતે એક વિચિત્ર સૌન્દર્યની ઉપલબ્ધિ કરી હતી. ભારતમાં પ્રત્યેક વ્યક્તિના આત્મનો સંપૂર્ણ વિકાસ જ વીશ્વ સૌંદર્યનું એક માત્ર લક્ષણ હતું. સમાજના સાધારણ જીવનસાગરમાં વ્યક્તિની વિચિત્ર જીવનધારાઓના નિમજ્જન સર્વ પ્રકારના સ્વાતંત્ર્યનું વિનાશ સાધન ન કરી ભારત વર્ષે પ્રત્યેક વ્યક્તિના પ્રત્યેક દિનના ક્ષુદ્ર ક્ષુદ્ર જીવનપ્રવાહોમાં સમસ્ત વિશ્વની એકતા ઉપલબ્ધ કરવાનો પ્રયાસ કીધો હતો. તે પ્રકારે તેણે સ્વાતંત્ર્ય અને વૈચિત્ર્યની સર્વત્ર રક્ષા અને પુષ્ટની વ્યવસ્થા કરી હતી. અત્યલ્પ વર્ત્તમાન જીવનનાં સાધારણ કાર્યો અને ચિન્તાઓના ક્ષુદ્ર સમુદાયમાં અનંત યુગયુગાન્ત વ્યાપી, જન્મરણાતીત ભવિષ્યતના મહત્વ અને ઐશ્વર્ય પ્રતિષ્ઠિત થઈ, સસીમને અસીમનો, અસંપૂર્ણતાને સંપૂર્ણતાનો, અવિદ્યાને વિદ્યાનો, મૃત્યુને અમૃતનો અને બંધનને મુક્તિનો મહિમા દાન કીધો હતો. જે દુઃખની ઉત્પત્તિ સર્વ પ્રકારની પરવશતાથી થાય છે તેજ આત્યન્તિક દુઃખની નિવૃત્તિ કરી જે સ્વાધીનતાથી અનંત સુખની પ્રાપ્તિ થાય છે તે સ્વાધીનતા અને મોક્ષ લિપ્સા સંસારનાં સર્વ કર્મો અને ભોગોની નિયન્ત્રણ કરવાવાળી સમજવામાં આવી હતી. તેજ અહીં અન્તિમ લક્ષ્યરૂપથી વર્ત્તમાન હતી. તે કારણને લીધે ભારતવર્ષ માનવજીવનની વર્ત્તમાન સામાન્ય અવસ્થામાં તદન્તર્ગત સમસ્ત ભવિષ્યતને હૃદયંગમ કરતો હતો. એટલું જ નહીં પણ તે પોતાનો સ્વતંત્ર ઉપાયોથી વિકાસલાભ કરવામાં પરમાનંદ અને અમૃતના સૌંદર્યનો પણ ઉપભોગ કરતો હતો.

આ સસીમ અને વૈચિત્ર્યમાં અસીમ અને ઐક્યની ઉપલબ્ધિ જ તેઓના વિચિત્ર ધર્મભાવનું કારણ હતી. તેથી તેઓ પ્રત્યેક આત્માના ક્રમિક ઉન્નતિલાભના વિષયમાં નિશ્ચિન્ત રહેતા હતા. ભારતવર્ષમાં લોકો મનુષ્યમાં દેવત્વનો આરોપ કરતા હતા તેનું જ આ ફળ હતું. આથી તેઓ પણ સમજી શક્યા હતા કે માનવસમાજના ક્રમિક વિકાસમાં પશુત્વનો ક્ષય થઈ દેવત્વની પ્રભા પ્રકટ થાય છે. સભ્યતાના ઇતિહાસમાં ધર્મનો જ ક્રમવિકાસ થાય છે એ સત્યને પ્રાચીન ભારતવાસી સારી રીતે જાણતા હતા. પ્રાચીન ભારતવાસીઓ પરકાલવાદનો સ્વીકાર કરી મુક્તિલાભના સબંધમાં જીવની વિચિત્ર સ્થિતિને સમજી શક્યા હતા તેનું આજ કારણ હતું. આજ કારણથી તેઓ ભિન્ન ભિન્ન વ્યક્તિની ભિન્ન ભિન્ન આધ્યાત્મિક અવસ્થામાં રહેવાનો સ્વીકાર કરતા હતા અને પ્રત્યેક વ્યક્તિના સંપૂર્ણ વિકાસ, સંપૂર્ણ સ્વાધીનભાવ અને સંપૂર્ણ મુક્તિલાભની આશા કરવામાં સમર્થ થતા હતા.

અસ્તુ. તેઓના વૈચિત્ર્યની મર્યાદા રક્ષા કરવાની પ્રવૃત્તિએ ધર્મમાં પ્રવેશ-લાભ કરી પ્રત્યેક વ્યક્તિના સ્વાતંત્ર્યની ઘોષણા કરી હતી. ભારતના આજ વિશિષ્ટ ધર્મભાવે સમાજ જીવનમાં પ્રવેશ કરી તથા સમાજને આધ્યાત્મિકતા ઉપર પ્રતિષ્ઠિત કરી સાધારણ સભ્યતાની

સન્મુખ આ લોકોની ક્ષુદ્રતાને ખોલી બતાવી દીધી હતી. આથી સમાજના વિચિત્ર શ્રેણી-વિભાગ, અધિકાર વિભાગ, કર્તવ્યવિભાગ અને જાતિવિભાગ કરી ભિન્ન ભિન્ન અવસ્થામાં વિદ્યમાન ભિન્ન ભિન્ન વ્યક્તિઓના સંપૂર્ણતાલાભની ભિન્ન ભિન્ન વ્યવસ્થાઓ ભારતવાસીઓએ નિર્દિષ્ટ કરી હતી. આથી જ તેઓ પ્રત્યેક મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિના સહાયક થઈ શક્યા હતા. આ સ્વાતન્ત્ર્ય અને વૈચિત્ર્યની વચ્ચે ઐક્ય અને પરમ સત્યની સત્તા વર્ત્તમાન હતી. તેણે જ પ્રત્યેક મનુષ્યની અવસ્થાનુસાર પરિપૂર્ણતા, દાનોપયોગી વિચિત્ર રીતિ-નીતિ, વિચિત્ર વિધિનિષેધ, વિચિત્ર આશ્રમ-વિભાગ, વિચિત્ર કર્તવ્યાકર્તવ્ય આદિ ઘોર જટિલતાપૂર્ણ વાતોની સૃષ્ટિ કરી હતી. આ સત્યાનુયાયિની પ્રકૃતિના વશવર્તી થઈ તે લોકો વિવાહપદ્ધતિમાં, શ્રાદ્ધ સબંધી કાર્યકલાપમાં અને અતિથિ સત્કાર આદિમાં સમસ્ત વીશ્વમાં જ નહીં પરંતુ યુગ યુગાન્ત સુધી પ્રત્યેક વ્યક્તિની સન્મુખ ઉભાં કરી સહુને વિશાલ-હૃદય, ઉદાર અને મહાન બનાવી નાખતા હતા.

આથી જ તેઓની સમાજ પદ્ધતિમાં વ્યક્તિનું સ્થાન સર્વથી ઉચ્ચ હતું. ભારતવર્ષ સમજતું હતું કે પ્રત્યેક વ્યક્તિની એક એવી અવસ્થા છે—એક એવી પ્રવૃત્તિ છે—કે જેને નિયન્ત્રિત કરવાનો અધિકાર સમાજને નથી. જેના ઉપર કોઈ પરિવારનું જરા પણ આધિપત્ય નથી, તેને તેઓ રાષ્ટ્રીય જીવનથી બહિર્ગત સમજતા હતા. પ્રત્યેક વ્યક્તિમાં જે વિરાટ ઐશ્વર્ય સામગ્રી છુપાયેલી છે તેની સાર્થકતાને માટે તે વ્યક્તિને એક એવી સ્વાધીન અવસ્થામાં રહેવું પડે છે કે જે સંકીર્ણ અને અસંપૂર્ણ રાષ્ટ્ર અને સમાજ તથા પરિવારને આધીન નથી. તે સ્વાધીનાવસ્થાની ક્રમિક પરિસ્ફુટતા અને ઉપલબ્ધિથી જ વ્યક્તિનો વિકાસ, આનંદ અને મોક્ષ થાય છે. તેથી જ જીવનની સફલતા, મનુષ્ય જન્મની સાર્થકતા અને માનવને દેવત્વ પ્રાપ્તિ થાય છે. અસ્તુ. વ્યક્તિના જીવનનું ચરમોત્કર્ષ સાધન જ ભારતવર્ષનો આદર્શ હતો. આ સત્યની ઉપલબ્ધિના ફલથી જ ભારતવાસીયોએ વ્યક્તિની ઉપર રાષ્ટ્ર, સમાજ અને પરિવારનો અધિકાર ઓછો કરી વ્યક્તિને સર્વથી ઉચે આસને બેસાડ્યો હતો. તેથીજ તેઓએ વ્યક્તિના જીવનને ભિન્ન ભિન્ન વિભાગોમાં વહેંચી રાષ્ટ્ર, સમાજ અને પરિવારને પોતાના ચરમ લક્ષ્યસાધનનો સહાયક માત્ર માની ભિન્ન ભિન્ન સબંધ સ્થાપિત કીધા હતા.

આથી તેઓ ક્રમશઃ કર્મ, ભોગ, સંસાર અને પ્રવૃત્તિદ્વારા જીવનની ભિન્ન ભિન્ન અવસ્થામાં ત્યાગ-સન્યાસ અને નિવૃત્તિના ભિન્ન ભિન્ન સમન્વય કરી મનુષ્યને પૂર્ણતાએ પહોંચાડવા યત્ન કરતા હતા. તેઓની શિક્ષા વ્યવસ્થા પ્રત્યેક વ્યક્તિને માટે એક જ નહતી. તેનું જ આ ફલ હતું. વયની અનુસાર તેમાં વિચિત્રતા રાખવામાં આવી હતી. તેથી જ તેણે વિચિત્ર રૂપ ધારણ કીધું હતું. તેઓએ પ્રવૃત્તિ અને પ્રકૃતિના ભિન્ન ભિન્ન વિભાગ કીધા હતા. તેનું કારણ એ હતું કે પ્રવૃત્તિ અને પ્રકૃતિના વિકાસસાધનમાં સહાયતા મળે. આ વિભાગ પરમ્પરાને તેઓ મુક્તિ પ્રાપ્તિનું સોપાન સમજતા હતા. આ ઉદેશથી તેઓએ પ્રથમથી જ વિશિષ્ટ ધર્મભાવ અને મુક્તિવાદની અવતારણા કરી હતી. તે દ્વારા જ શિક્ષાર્થીના સમસ્ત જીવનને નિયન્ત્રિત કરવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો. આ કારણને લીધે યદ્યપિ સર્વાંગીણ ઉન્નતિનો અભાવ હતો તથાપિ પ્રકૃત આધ્યાત્મિક ભાવનો વિકાસ થવાથી જ તેઓ

સંતુષ્ટ રહેતા હતા. શરીરને તેઓ ધર્મનું સાધનમાત્ર સમજતા હતા; ધર્મ જીવનની રક્ષાને માટે જ શરીરને તેઓ પુષ્ટ કરતા હતા.

આવા પ્રકારની સ્વાધીનતા અને આધ્યાત્મિકતા પ્રાચીન ભારતવાસીયોની વ્યક્તિ શિક્ષા અને જીવનચર્યાની વ્યવસ્થાપક હતી. આથી તેઓના સાધારણ રાષ્ટ્રની જટિલતા વધી નહીં. તેઓનું રાષ્ટ્ર તેઓના વ્યક્તિત્વ, પરિવાર અને સમાજનું નિયન્તા ગણવામાં આવતું નહોતું. તે કેવળ લોકરક્ષા અને દેશરક્ષાનો ઉપાય માત્ર ગણાતું હતું. આથી તે લોકોને રાષ્ટ્રમાં કાર્ય સંપાદન કરવામાં અને રાષ્ટ્ર-સભામાં ભાષણો દેવામાં કાલાતિપાત કરવો પડતો નહતો. શ્રમ વિભાગના નિયમાનુસાર તેઓએ રાજાના હાથમાં આભ્યન્તરિક શાન્તિ અને બહારના શત્રુઓથી દેશરક્ષાનો ભાર સમર્પણ કરી દીધો હતો. આટલું કરી અને ઉદ્વેગ રહીત બની તેઓ જીવનના ચાર આશ્રમોમાં કર્ત્તવ્ય પાલન કરતા હતા. રાષ્ટ્રની ઉન્નતિ વા અવનતિના વિષયમાં તેઓ નિરપેક્ષ હતા. સ્વાધીનભાવથી તેઓએ પોતપોતાના સ્વાધીન સ્વાતન્ત્ર્ય વિકાસની વ્યવસ્થા કીધી હતી. આથી રાજસભા અને રાજધાની જ તેઓની સભ્યતાનું કેન્દ્ર નહોતી. તેઓની આવાસભૂમિ, તેઓનો ગ્રામ-સમૂહ જ તેઓની જીવનશક્તિનો આધાર હતાં. તેથી રાષ્ટ્ર તેઓના સર્વવિધ જીવનનો ગ્રાસ કરી શક્યું નહીં.

જન્માન્તર અને પરકાલવાદમાં તે લોકોનો ધર્મભાવ બદ્ધમૂલ હતો. તેણે જ તેઓની વ્યવસ્થા પદ્ધતિને નિયન્ત્રિત કરી પ્રત્યેક વ્યક્તિનું સ્વતંત્ર સ્થાન નિર્ધારિત કીધું હતું. સર્વ પોતાના ચરમ લક્ષ્યની અનુસાર વિકાસલાભ કરવાનો સુયોગ પ્રાપ્ત કરતા હતા. આથી તે સમયે સમાજમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાનું સર્વને સુગમ હતું. પ્રતિયોગિતા અને જીવનસંગ્રામની સર્વ બાધાઓને તે લોકો તેજ કારણથી દૂર કરી શકતા હતા. શીલ્પ અને વાણિજ્યના કામોમાં તેઓને સમાજની સહાનુભૂતિ હતી. રાષ્ટ્ર વિના કોઈ વિશેષ સહાયતાને તેઓ સ્વાધીનતાપૂર્વક ઉન્નતિ સાધન કરતા હતા. સમાજ, જીવન, પરિવાર અને રાષ્ટ્રથી સંબંધ રાખવાવાળી પોતાની સભ્યતાને બદલે તેઓ મોટાં મોટાં શીલ્પ અને કારભારનાં કામો કરતા હતા. સખ્ય, સહાનુભૂતી અને સમવાયની તેઓમાં ઓછપ ન હતી. તેઓની સભ્યતા સાધારણતઃ ભોગપ્રવૃત્તિદ્વારા નિયન્ત્રિત નહોતી. ત્યાગ અને મુક્તિની આકાંક્ષાદ્વારા તે પરિચાલિત થતી હતી.

આ વૈચિત્ર્યપ્રિયતાના પ્રભાવથી તેઓએ વ્યક્તિ વિષયક શિક્ષા પદ્ધતિમાં સ્થુલ રૂપથી અસામર્થ્ય અને અસર્વાંગીણતાનું પ્રવર્તન કીધું હતું. આ સ્વાધીનતા અને મુક્તિની આકાંક્ષા દ્વારા નિયન્ત્રિત બની તેઓ વિષયસંપત્તિને ધર્મજીવન અને પરિપૂર્ણ માનુષતાના વિકાસનું કેવલ એક સાધન સમજતા હતા. આ રીતે સ્વાતન્ત્ર્ય,-સ્વાધીનતા, મુક્તિ અને ચરમલક્ષ્ય સાધનની આકાંક્ષા જ તેઓને સ્થાપત્ય, મંદિર પ્રતિષ્ઠા અને મૂર્તિ નિર્માણ કાર્યમાં પ્રવૃત્ત કરતી હતી અને તેઓના શિલ્પનૈપુણ્ય અને કારકાર્યની ઉન્નતિનું કારણ થતી હતી. ગમે તે શીલ્પનું કામ હોય તેને તેઓ કેવલ પોતાનો મનોભાવ પ્રકાશિત કરવા કરતા હતા. સ્થૂલ શરીરના ઉત્કર્ષથી તેઓ મૂર્તિના સૌંદર્યનો બોધ કરતા નહોતા. મૂર્તિની બનાવટથી જ્યારે અંત-

રના ઉચ્ચ ભાવ વ્યંજિત થતા હતા ત્યારે જ શીલ્પી લોકો પોતાને કૃતાર્થ સમજતા હતા. આથી જ તેઓ હષ્ટપુષ્ટ અને સુંદર શરીરવાળા પહેલવાનોની મૂર્તિઓ સ્થાપિત ન કરી-આધ્યાત્મિક-ભાવવ્યંજક ધ્યાનગ્રસ્ત યોગીઓની મૂર્તિઓ બનાવતા હતા અને તદદ્વારા દેવત્વ અને મહા પ્રાણુતાનો પરિચય કરાવતા હતા. તેઓ અસીમને સસીમમાં પૂરી રાખવાને અસંભવિતતા અને સામાન્ય સ્થૂલ પદાર્થોની સહાયથી વિરાટ્ સત્તાનું ચિત્ર બતાવવું તેને ગાંડાપણું સમજતા હતા. તેથી તેઓ આકૃતિની સુન્દર સદશતા અને સામંજસ્ય પર વિશેષ અનુરક્ત નહોતા. આ લોકોમાં મનુષ્યોની અનેક પ્રકારની અસંપૂર્ણતા, વિસદશતા અને અસામંજસ્યની અભ્યન્તર તેઓ અનાદ્યન્ત પરમ સત્યનો પ્રભાવ ઉપલબ્ધ કરતા હતા. તેથી જ બાહ્ય અને સ્થૂલ કદર્થતા અને અસુન્દરતામાં પણ તેઓને સૌંદર્ય જણાતું હતું. તેઓ અસંપૂર્ણતામાં પણ સંપૂર્ણતા, અનૈક્યમાં પણ ઐક્ય અને વિરોધમાં પણ સંપની ઉપલબ્ધિ કરી શકતા હતા.

પ્રાચીન ભારતવાસીયોના સાહિત્યમાં પણ આ વિચિત્ર-સભ્યતાનાં અંગપ્રત્યંગો ચિત્રિત છે. પરિવારગત અને સમાજગત જીવનના આદર્શોએ પ્રાચીન ભારતના સાહિત્યમાં જેવો વિકાસલાભ પ્રાપ્ત કીધો છે તેવો અન્ય કોઈ પણ સાહિત્યમાં કીધો નથી. ભારતવર્ષના આચાર, વ્યવહાર, રીતિ, નીતિ, સાહિત્ય, કલા, શિલ્પ, વાણિજ્ય આદિ સર્વ વિષયમાં આ વાતનાં-પ્રમાણો છે કે વ્યક્તિત્વવિકાસ અને સ્વાતંત્ર્યોપલબ્ધિ જ વ્યક્તિનું ચરમ લક્ષ્ય છે અને તેજ તેની મુક્તી છે. આજ સત્ય ભારતની આધ્યાત્મિકતા અને ધર્મભાવનું મૂલ છે. વ્યક્તિ પોતાના ચરમલક્ષ્યસાધનને માટે પરિવારને, સમાજને અને રાષ્ટ્રને જે અવસ્થામાં જેટલો અધિકાર દેતા હતા તેટલાથીજ તે લોકો સંતુષ્ટ હતા. આથીજ ભારતવર્ષમાં રાષ્ટ્રીય વિપ્લવો થવા છતાં પણ ભારતવાસીયોની શિક્ષાપદ્ધતિ, ચિન્તાપદ્ધતિ અને સાધારણ સભ્યતા પ્રવાહ પોતાના પારસ્પર્યની રક્ષા કરી શક્યાં, વિઘ્ન બાધાઓને દૂર કરી શક્યાં અને સ્વાતંત્ર્યની સાથેસાથેજ નવયુગોપયોગી નવજીવના શક્તિ પ્રકાશિત કરવામાં પણ સમર્થ થયા.

કલકત્તા
તા. ૩-૧-૧૨.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# "ગુજરાતી કાવ્ય" વિષે મારા સ્વતંત્ર વિચારો.

( અનુસંધાન પૃષ્ઠ ૫૯ થી. )

## (૨) ટીકાકારો.

અઘરા કાવ્ય ઉપર કલીષ્ટ નાનો આરોપ બહુ અનર્થ ઉત્પન્ન કરે છે તેથી વિવેચકોની બહુ જરૂર છે. વિવેચકો મહાસમર્થ કવિના વિચારો પ્રકાશમાં લાવી, શું ખુબી છે તે જગતને દેખાડે તોજ કાવ્યનો ઉદ્ધાર થાય, નહીં કે નિન્દાવાળો ભાગ ગોતી ખાસડાવહીનો છુટથી ઉપયોગ કરવાથી. કેટલાક ટીકાકારો માસીક તન્ત્રીઓ ઉગતા કવિમાં રહેલું કાવ્યનું કંઈક ગૌરવ હોય છે તે જણાવતા નથી, કાંઇ પણ અવલોકનમાં લેતા નથી; પરન્તુ કાંઈ પણ દોષ દેખાય છે તો ખૂબ બૂમો પાડી તેમને હલકા પાડી નાંખે છે; તેથી મુળ તો કાવ્યની અવદશા છે જ તેમાં આવા વર્તનો ઉમેરો કરે છે.

મારા મત પ્રમાણે જો ટીકાકારોની એટલી જ ફરજ છે કે વિદ્વાન અને સમર્થ કવિઓમાં શું ઉચ્ચ આશયો છે તે બહુ જ વિવેક બુદ્ધીથી દીર્ઘદર્શન કરી બતાવવા જોઇએ તેથી કાવ્ય શું છે તે અજાણ જગતમાં જાણવામાં આવશે, અને ધીમે ધીમે કાવ્ય શું છે તે દુનીઆ આથી ઉઘાડી જોતાં વાંચતાં અને વિચારતાં શીખશે. ટીકાકારો એ હલકા કાવ્યો તરફ લક્ષ આપવું નહીં અને હાનીકારક હોય તો અવગણના કરવી પણ તેથી સાધારણ કાવ્ય જેમાં કાંઇક ગૌરવ હોય તે દબાઈ ન જાય તે ધ્યાનમાં રાખવું-કાવ્યમાં ઉત્કૃષ્ટ ભાગનું અથવા ભાવનાનું વિવેચન કરવું જોઇએ—નહીં કે દોષોનું પ્રથક્કરણ કરી નિન્દા કર્યે જવી. આવું વલણ ટીકાકારોનું હોવું જોઇએ એવો મારો નમ્ર અભિપ્રાય છે અને આ વિચારને નીચેની વાતથી પોષણ મળે છે એમ સિદ્ધ કરી બતાવું છું.

જેમ રંગ ભૂમિ ઉપર ભારત મુનિ નાટ્યકારે કંઇ પણ દોષ દુર્ગુણ હોય એવા પાત્રનું નામ તથા વર્ણન તથા ચરિત્ર નાટકમાં દાખલ કરવાની સખ્ત મના કરી છે તે એવા જ ઉદ્દેશથી કે ખરાબ ગુણવાળા પાત્રનું વર્ણન તથા ચરિત્ર પ્રેક્ષકો તથા વાચકોને બહુ હાનીકારક છે અને તેથી આધુનીક નાટકો વિરૂદ્ધ વિદ્વાનોના મતો પડી ચુક્યા છે. તેથી હું મારો નમ્ર અભિપ્રાય રજુ કરૂં છું કે ટીકાકારોએ કાવ્યના ઉચ્ચ આશયોનું પૂર્ણ વર્ણન તથા વિસ્તારપૂર્વક વિવેચન કરવું જોઇએ, અને નીન્દનીય ભાગને તજી દેવો જોઇએ-તેથી ઉચ્ચ કાવ્યને કલીષ્ટ છે એમ કહી તજી દેવામાં આવે છે એમ થવા ન પામે. તેથીશરૂઆતની દુનીઆને ટીકાકારો માર્ગદર્શક થઇ સારે માર્ગે ચડાવે છે અને કાવ્યની અભિવૃદ્ધિથી દેશને અનેક લાભો થાય છે-ગુજરાતી કાવ્યો ઉપર એવા કોઇ વિસ્તારપૂર્વક ટીકાના ગ્રન્થો નથી તે શોચની વાત છે-વખતે હોય છે તો નિન્દાઓ દેખા દે છે તે ઘણી શોચની વાત છે. પરન્તુ અઘરા રસીક કાવ્યોનું પ્રથક્કરણ સાધારણ માણસ સમજે તેવી રીતે કરી લોકોને

અનન્ય લાભ અપાયેલો જોવામાં આવતો નથી—આવી ટીકાઓ થાય તો પ્રાચીનકાવ્યનો ઉદ્ધાર થશે.

## (૩) રસમય ગંભીર અને અર્થગૌરવયુક્ત કાવ્યો અને તે ઉપર ક્લીષ્ટતાનો આરોપ.

રસાત્મક અને ભાવનાવાળાં કાવ્યો ક્લીષ્ટ છે એમ ગણાઈ નિન્દાય છે અને જન સમુહથી વંચાતાં નથી તેથી જ ટીકાકારોની જરૂર છે અને તેવા આરોપમાંથી જ ટીકાકારો કાવ્યને બચાવી શકે છે, અને કાવ્યનો ઉદ્ધાર કરી શકે છે.

જો ભાવ અસંબદ્ધ હોય, વિચારો બંધ બેસતા ન હોય, શબ્દોના ઘણા વિચીત્ર અર્થ અને અનર્થ ઉપજાવ્યા હોય, અને એકાદ શબ્દથી ઘણુંએ અધ્યહાર છે એવું સમજી લેવાનું હોય એવાં કાવ્યો તેજ ક્લીષ્ટ કાવ્યો અને આટલી જ ક્લીષ્ટ કાવ્યની વ્યાખ્યા છે.

થોડા જ્ઞાનથી અથવા બુદ્ધિની ન્યુનતાથી, ઉચ્ચ ભાવના ન સમજાય, ગાંભીર્યના ગ્રહણ ન થાય, અને સમજતાં શ્રમ પડે ત્યારે તે કાવ્ય ક્લીષ્ટ છે એમ ગણવું એ ઘણું ખેદકારક છે. જો કે વિદ્વાનો રસજ્ઞ છે, પરન્તુ આ શબ્દો સાધારણ વર્ગ માટે છે.

અર્થાલંકારો વિનાનાં કાવ્ય ખાલી ચોખા કાઢેલાં ફોતરાં જેવાં છે. અર્થાલંકારો જેવા કે ઉપમા, રૂપક, શ્લેષ, સઙ્ગારોપણ, ઉત્પેક્ષા, અન્યોક્તિ આદિ કાવ્યનાં આભૂષણ છે. તેમ જ શબ્દાલંકાર પણ છે. ભાવનાઓ ગંભીર, વિચારો સંગીન, અને હૃદયમાં સ્પર્શ કરે તોજ ઉત્તમ કાવ્ય છે.

તે સમજતાં વિચારતાં શ્રમ પડે પણ તેને ક્લીષ્ટ ગણી ત્યજવાં ન જોઇએ. તેથી મારા મન પ્રમાણે તો રસાલંકાર યુક્ત, અર્થ ગૌરવયુક્ત રસીકભાવ અને ઉચ્ચ વિચારો યુક્ત અને મધુર શુદ્ધ શબ્દોથી વિભૂષીત તેજ સુન્દર અને શ્રેષ્ઠ કાવ્ય છે. તે મને અતિ પ્રીય છે અને તેવા કાવ્યનો હું પરમ ભક્ત છું.

આધુનીક ટીકાકારોના લેખમાં અને ખાસ કરીને ગુજરાતિ પત્રમાં "બાણ ભટનું જીવન વૃત્તાન્ત" એક વખત વાંચવામાં આવ્યું હતું તેમાં લખ્યું હતું કે કાદમ્બરીની ભાષા ઘણી ક્લીષ્ટ, શ્લેષ અર્થવાળી છે, તેથી તે ઉતરતી પંક્તીમાં મુકેલી મેં વાંચી હતી., તેમાં બહુ મથન કરી પુનઃ પુનઃ જાહેર કર્યું હતું કે શ્લેષાલંકારની ઉત્પત્તિ હલકા કવિને હાથે થાય છે અને તે કાવ્યને હલકી સ્થીતિમાં લાવી મુકે છે. "ભીન્ન રૂચિર્હિ લોકઃ" એ ન્યાયે તે વિદ્વાનનો મત તેમને ઇષ્ટ હશે પરન્તુ મારો સ્વતન્ત્ર અભિપ્રાય તેવા કાવ્યને ઉત્તમ માને છે—જેમ કે 'રામકૃષ્ણ લોમવિલોમકાવ્ય' સંસ્કૃતમાં છે. મહિમ્ન શિવ તથા કૃષ્ણ.બન્નેને લાગુ પાડેલ છે તે પણ કવિની બુદ્ધિનું કાર્ય છે. એવાં કેટલાંક કાવ્યો ગુજરાતિમાં છે ?

સ્ટેશ, અને તદન ખેડુત મજુર દુકાનદાર તમામ એવા લોકો ઝટ સમજે અને ઘડીક ખુશી થાય એવાં કાવ્ય તે કાવ્ય નહીં; વાંચતાંવેંત જ સમજાઈ જાય એવાં કાવ્ય હોય તો પછી નવીન શીખવાનું ક્યાંથી મળે? બુદ્ધિની કસોટી થાય, અન્તર્ગત ભાવો સમજતાં વિચારતાં, અને ક્ષણે ક્ષણે મનન કરતાં હૃદયમાં ઉંડા પ્રવેશ પામી, મહા ભવ્ય આનન્દદાયક ધ્વની ઉત્પન્ન થાય, એવાં કાવ્યો તેજ કાવ્યો. જેમાં અર્થગૌરવ હોય અર્થાલંકારો હોય એવાં કાવ્યો તેજ કાવ્યો. મહા કવિ કાલિદાસના કાવ્યમાં સ્થલે સ્થલે ઉપમાઓ જોવામાં આવે છે અને ભારવીનું અર્થગૌરવ પ્રસિદ્ધ છે. જ્યારે વિદ્વાનોએ અર્થાલંકારોના ભેદ બહુ કુશળતાથી વર્ણવ્યા છે, ત્યારે શું તે અલંકારો નકામા અને મિથ્યા જાણવા? શ્લેષાલંકારો આદિ અલંકારો ગોઠવવા એ બુદ્ધિનું કાર્ય છે, પ્રબંધો રચવા એ પણ બુદ્ધિની કસોટી છે, પરન્તુ ઉચ્ચ અને હૃદયભેદક હૃદયમાં પ્રવેશ કરે તેવી ભાવનાઓ, મનુષ્યની પ્રતિભાને (passions) ડોલાવે તેવી ઉત્કૃષ્ટશક્તિયુક્ત કાવ્ય તેજ ઉત્તમ કાવ્ય છે.

કેટલાક વાચકો આવાં કાવ્ય ધીક્કારે છે, બીલકુલ જોતાય નથી અને જ્યારે જ્યારે કાવ્ય સાથે ગદ્ય હોય છે ત્યારે ગદ્ય ગદ્ય વાંચી પદ્ય ત્યજી દે છે આવો અન્યાય પદ્યને થાય છે તેથી મારા જેવા કાવ્યના પ્રેમીને પારાવાર ખેદ થાય છે. કાવ્યમાં શું રહસ્ય તથા ગૌરવ છે ને એવા વાચકોથી જરા પણ શ્રમ લેવાતો નથી તે ઘણું શોચનીય છે.

અમરૂશતક તથા ગીતગોવિન્દ આદિતિના કાવ્યના નમુના છે, જેના એક એક શ્લોક ઉપર એક એક પ્રબંધ રચાય એવું વિદ્વાન્ ટીકાકારોએ મુક્તકંઠે કહેલ છે. તેવી પ્રતીના કાવ્યનો હું પૂર્ણ હીમાયતી છું. સંસ્કૃત શબ્દોથી તેવાં કાવ્ય વિભૂષીત હોય અને ભાવનાઓ હૃદયને ભેદે તેવી હોય તેને કોઇ ક્લીષ્ટ કાવ્ય કહેશે તો તે તરફ હું મારો અણગમો જાહેર કરૂં છું.

જો કે વિજ્ઞાનના જોરથી આવા કાવ્યને ક્યાંય યોગ્ય સ્થાન મળતું નથી, ક્યાંય વંચાતાં નથી, અને જવલ્લે જ તેનો આદર થાય છે. બુદ્ધિપ્રકાશ જેવા વયોવૃદ્ધ ધુરંધર માસીક પત્રો પણ તેવા કાવ્યથી બીહે છે અને કહે છે કે વાચકોને શ્રમ પડે અને ન સમજવાથી કંટાળો થાય, માટે જેમ બને તેમ એકાદ હલકા બહુ સરળ અને બે ત્રણ શબ્દ સમૂહ ભેગા કરેલાને કાવ્ય ઠોકી મારી પ્રથમ પાને બે ત્રણ લીટીમાં પ્રથમ ખુરસી આપી કૃતકૃત્ય માને છે અને બને ત્યાં સુધી કવિતા દાખલ નહીં જ કરવા અને ગદ્ય મળે તોજ લેવા આગ્રહ જાહેર કરે છે એ વાતથી સહૃદય કાવ્યના પ્રેમીજનને પારાવાર ખેદ થયા વિના રહેશે નહીં.—

શ્રીયુત્ ગોવર્ધનરામભાઇનું "સ્નેહમુદ્રા" કાવ્ય પણ કોઇક જ વાંચતું હશે. તે ક્લીષ્ટ અરસિકને લાગશે પરન્તુ તેના અંતર્ગત ભાવો વિચારતાં કેવું મસ્ત અને રસિક કાવ્ય છે તે રસિક જનો જાણી શકશે. રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિનાં વસન્તોત્સવ આદિ કાવ્યો પણ ઉચ્ચ ભાવનામય રસથી છલકાઈ જતાં આદર્શ કાવ્ય છે અને તેના જેવા

ગુર્જરગિરામાં રસવાહી અને રસોત્પાદક કવિ થોડા જ થયા છે અને થોડા જ *થશે.* પરન્તુ તેમનાં કાવ્ય પ્રત્યે આપણો ગુજરાતનો અરસીક લોક સમુદાય સામુંય જોતો નથી વાંચતોય નથી-કારણ કે ઉપરોક્ત દોષ પ્રથમથી દાખલ કર્યો હતો. રા. રા. મણીલાલ છબારામ ભટ્ટે આવી જ પ્રતિનાં ઉત્કૃષ્ટ કાવ્યો રચેલાં છે જે પણ ખુણામાં પડેલાં છે. તેમના રચેલા ઋતુવર્ણનમાં તે લાલીત્ય બેહેકી રહ્યું છે, અને કોઇક ગુર્જર રસિક તેના અમુલ્ય રસનું પાન કરે છે-સ્વ. ભીમરાવનું 'પૃથુરાજરાસો' પણ રસીક કાવ્ય છે. આવાં, રસીક કાવ્ય છે. આવા, રસથી નીઝરતાં કાવ્યોનો હું પરમ ભક્ત છું-છેવટે આ ઉપરથી હું માત્ર એટલું જ જણાવવા રજા લઉં છું કે વલ્લભ જેવા સ્વતન્ત્ર હૃદયના બેપરવાઈ ગમે તે સુખ દુઃખ મળે તેની દરકાર નહીં રાખનારા, પોતાના કાવ્યને ઉત્કૃષ્ટ માની મસ્ત બની ડોલનારા, પોતાના જ કાવ્યમાં મોક્ષનું સુખ અનુભવે છે; અર્થગૌરવ, રસાલંકાર, અને ઉંડા ઉંડા હૃદયમાં પ્રવેશે તેવી ભાવનાવાળાં કાવ્યો જે ઉત્તમ મધુર શબ્દોથી વિભૂષીત હોય અને વાચકને નવીન જ્ઞાન તથા આનન્દ આપે તે જ ઉત્કૃષ્ટ કાવ્ય છે અને તેવા કાવ્યોનું ખરૂં તત્વ સામાન્ય જનોમાં જેમ બને તેમ જાણમાં લાવવાનું કામ રસજ્ઞ ટીકાકારોનું છે તેથી ગિરાનો ઉદ્ધાર થશે, અયોગ્ય આરોપો આવતાં અટકશે અને સત્યપ્રકાશમાં આવશે. આ મારો પોતાનો સ્વતન્ત્ર અભિપ્રાય છે. અન્યના વિચારો જુદા હોય તે વિશે અત્ર લક્ષ્ય આપ્યું નથી કારણ કે તે સવિસ્તર દિગ્દર્શન કરતાં લેખ મોટો થઇ જાય માટે આટલેથી મારા કંઇક વિચારોનું નિરૂપણ કરી હું વિરામું છું.

ભાઈશંકર કુબેરજી શુક્લ.

---

# બૌદ્ધ ધર્મીય રામાયણ.

લેખનું મથાળું વાંચીને ઘણા વાચકોને અત્યંત આશ્ચર્યકારક લાગવાનો સંભવ છે અને સંપૂર્ણ લેખ વાંચ્યા પછી તો અધિક આશ્ચર્ય લાગશે તેમાં કાંઈ સંશય નથી જ. "બૌદ્ધ ધર્મીય રામાયણ છે શું? હોય તો તે આપણા રામાયણ પ્રમાણે છે કિંવા તેમાં કાંઈ ભેદ છે શું? ઈત્યાદિ વિચાર હરેક મનુષ્યના મનમાં આવે તે સ્વાભાવિક જ છે. બૌદ્ધધર્મનાં પુસ્તકો મળ પાલી ભાષામાં છે—તેમાં 'જાતક' નામનો પ્રસિદ્ધ ગ્રંથ છે. આ જાતકોની સંખ્યા ૫૫૦ ની છે. પ્રત્યેક જાતકમાં ભગવાન્ બુદ્ધના પૂર્વ જન્મના ચરિત્રનું વર્ણન કરેલું છે.

---

* તેમણે છન્દશાસ્ત્રને કોરાણે મુકી નહીં ગદ્ય તેમ નહીં પદ્ય એવી વર્ણસંકર રીતિ અખત્યાર કરી પણ તેમાં તેઓ ફલીભૂત થયા નથી. તેમનું હૃદય જ ધીમે ધીમે કબુલ કરતું ગયું છે કે છન્દશાસ્ત્ર અને અલંકાર શાસ્ત્ર તેજ કાવ્યનાં આભુષણ છે અને તેથી હવેની તેમની રચનામાં ઘણી પંક્તીયો છન્દોબદ્ધ દેખા દે છે. તેથી તેમની ભુલનું તેઓથી સુધારવાનું કાર્ય યોગ્ય તથા સારૂં છે એમ સીદ્ધ થાય છે.

આપેલો છે. તે અત્રે જેવો ને તેવો ઉતારવામાં આવે છે—વાચકો તે વાંચી કલ્પના કરવી હોય તે કરી લેવાને સ્વતંત્ર છે.

આપણા રામાયણના ઉત્પાદન માટે જેમ ગૌબ્રાહ્મણ અને દેવતાઓનું દુઃખ કારણ ભૂત છે તે જ પ્રમાણે બૌદ્ધીય 'દશરથ જાતક' ઉત્પન્ન થવા માટે એક વિષય કારણભૂત છે. તે પ્રથમ જણાવવો જોઇએ.

કોઈ એક પ્રસંગે એક બૌદ્ધ પિતૃવિયોગે દુઃખિત થઇને ચિત્તશાંતિ માટે દેવ પાસે આવ્યો ત્યારે ભગવાન્ બુદ્ધે નીચેની વાર્તારૂપે તેને ઉપદેશ કર્યો અને તેની હૃદયવ્યથા દૂર કરી.

દશરથ જાતક.

પ્રાચીનકાળમાં વારાણસી (કાશી) માં દશરથ નામનો એક પ્રબળ પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તે પોતાની પ્રજાનું ન્યાય અને પ્રીતિથી પાલન કરતો હતો. તેને સોળ હજાર સ્ત્રીઓ હતી. તેમાંની પટરાણીને બે પુત્ર અને એક કન્યા એમ ત્રણ સંતાન હતાં. વડીલ પુત્રનું નામ રામ, બીજાનું નામ લક્ષ્મણ, અને કન્યાનું નામ સીતા હતું! કેટલાક કાળ પછી પટરાણી પરલોકવાસી થઈ અને તેના શોકને લીધે રાજા અતિ વિહ્વલ થયો! મંત્રી મંડળે તેનું શાંત્વન કરીને તેને પુનઃ લગ્ન કરવાની વિનંતી કરી–રાજાએ પણ પરિસ્થિતિ તરફ લક્ષ આપીને શોક મૂકી દીધો અને એક સુંદર કન્યા સાથે લગ્ન કરીને તેને પટરાણી બનાવી. તેના પેટે તેને એક ભરત નામનો પુત્ર પ્રાપ્ત થયો. તે પુત્રનું સુંદર મુખ જોઇને રાજા એટલો બધો આનંદિત થઈ ગયો કે તેણે રાણીને 'વર' માગવાને કહ્યું. રાણીને રાજાની આટલી બધી કૃપા જોઇને આનંદ તો થયો પણ તે પ્રસંગે તે કાંઈ પણ બોલી નહિ.

પુત્ર ભરત આઠ વરસનો થયો ત્યારે તેની માતાએ (પટરાણીએ) રાજાને કહ્યું "આપે મારી ગમે તેવી ઇચ્છા પૂર્ણ કરવાને વરદાન આપેલું છે તે આજે પૂર્ણ કરો."

રાજાએ આનંદથી તેની અભિલાષા જાણવા ઇચ્છી.

રાણીએ ઉત્તર આપ્યો "મહારાજ! મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક કરો."

તેનું આ અન્યાયી ભાષણ સાંભળીને રાજાને અત્યંત ક્રોધ ચડ્યો–તે બોલ્યો "પાપિણી, મારા પ્રથમના બે પુત્રો જીવતા છતાં, તેમનો નાશ કરીને તું આવી ઇચ્છા રાખે છે?" રાજાનું આ ક્રોધાયુક્ત ભાષણ સાંભળતાં જ રાણી ભયભીત થઈ ગઈ અને તરત ત્યાંથી ચાલી ગઈ; પણ પોતાની મહત્વાકાંક્ષા કાંઈ તેણે છોડી નહિ. કેટલાક દિવસ પછી તેણે ફરીથી રાજાને તેજ પ્રાર્થના કરી.

રાજાએ મનમાં વિચાર કર્યો 'સ્ત્રીની જાત કૃતઘ્ન' આ (રાણી) મારા પુત્રોનો નાશ

કરીને પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને પણ ચૂકશે નહિ, એમ વિચાર કરીને તેણે તેની વિનંતી માન્ય કરી. પછી રામલક્ષ્મણને પોતાની પાસે બોલાવીને તેણે કહ્યું "વ્હાલા પુત્રો! આ ઠેકાણે રહેતાં તમને કાંઈ સંકટ આવી પડવાનો સંભવ છે, માટે મારા મૃત્યુ પર્યંત તમે કોઈ એકાદ નગરમાં અગર અરણ્યમાં રહીને કાળ ગાળો. મારા મૃત્યુ પછી તમે આવીને સિંહાસનારૂઢ થજો." પછી તેણે જ્યોતિષીઓને બોલાવીને "પોતાનું આયુષ્ય કેટલું છે?" એ જોવાને પ્રાર્થના કરી. જ્યોતિષીઓએ રાજાનું આયુષ્ય બીજાં બાર વર્ષનું છે એમ જણાવ્યું. રાજાએ રામલક્ષ્મણને બાર વર્ષે પાછા ફરવાનું જણાવી વનમાં જવાની આજ્ઞા આપી-રામ લક્ષ્મણ પણ પિતૃ ચરણે વંદન કરીને સજલ નેત્રે વનમાં જવાને નિકળી પડ્યા રાજકુમારી સીતા પણ પિતાની આજ્ઞા લઇને પોતાના બન્ને બંધુ સાથે વનમાં ચાલી ગઈ. આ ત્રણે ભાંડુએ હિમાલય પર્વત પર જઈ પર્ણકુટી બાંધીને રહેવા લાગ્યાં.

આ હકીકતને નવ વર્ષ થયાં ન થયાં તેટલામાં રાજા દશરથ પુત્ર શોકથી વિહ્વલ થઇને મૃત્યુ પામ્યા. ભરત પિતાની અંત્યેષ્ટી ક્રિયા કરીને સિંહાસન મેળવવાની ખટપટ કરવા લાગ્યો. પણ મંત્રી વર્ગે રામ લક્ષ્મણ હયાત છતાં સિંહાસનારૂઢ થવાને માટે તેને સાફ ના પાડી; એટલે તેણે તે નાદ છોડી દીધો. અને પુષ્કળ સૈન્ય લઇને રામનો શોધ કરવા માટે વનમાં ચાલી નિકળ્યો. તેને હિમાલય પર્વતના અરણ્યમાં એક પર્ણકુટીમાં રામ શાંતચિત્તે બેઠેલા જણાયા. ભરતે ભક્તિપુરઃસર રામને નમસ્કાર કરીને પિતાના મૃત્યુની હકીકત જણાવી. લક્ષ્મણ અને સીતા તે સમયે ત્યાં નહોતાં. રામે તે દુઃખદ વાર્તા શાંત ચિત્તે સાંભળી-તેણે તે માટે કિંચિત માત્ર શોક કર્યો નહિ. એટલામાં લક્ષ્મણ અને સીતા બન્ને જણ કંદ મૂળ લઇને આવી પહોંચ્યાં. મહાત્મા રામે જાણ્યું કે પિતાના મૃત્યુની વાત જાણીને આ બન્નેને ઘણો જ ખેદ થશે માટે તેમણે ક્રમે ક્રમે તેમને ઉપદેશ આપીને તે દુઃખદ વાર્તા જણાવી. છતાં પણ તે બન્નેને ઘણું દુઃખ થયું. રામ માત્ર તદ્દન શાંતાગ્રત હતા એથી ભરતે તેમને શોક ન કરવાનું કારણ પૂછ્યું.

રામે પ્રત્યુત્તર આપ્યો—"આ સંસારમાં તરૂણ વૃદ્ધ, જ્ઞાની અજ્ઞાની, ધનવાન દરિદ્રી, સર્વ મૃત્યુને આધિન છે. જે પ્રમાણે પક્વફળ વૃક્ષ પરથી ક્યારે ગરી પડશે તેનો નિયમ નથી તેજ પ્રમાણે સંસારનાં મનુષ્ય ક્યારે મૃત્યુ મુખે પડશે તેનો પણ કાંઈ નિયમ નથી.§ અજ્ઞાન

---

§ રામે આ ઉપદેશ આપ્યો તેના મૂળ શ્લોક પાલી ભાષામાં નીચે પ્રમાણે છે.

दहरा सांहि वुद्ध सइ वन्ल इस पंडित ।
अऋ सइव दाहिल स सन्नि मामृमु परायण ॥
फलनम इव पक्क ननम पपातन् भयम् ।
इवम् पातानम् मस्सानम् निस्सम् मरणेतो भयम् ॥

મનુષ્યોને બદલ વ્યર્થ શોક કરે છે. મનુષ્ય જે પ્રમાણે એકાએક સંસારમાં પ્રવેશ કરે છે તેજ પ્રમાણે તે એકાએક નષ્ટ પણ થઈ જાય છે. આ જગતમાં પ્રત્યેક વસ્તુ ક્ષણ ભંગુર છે. તે બદલ મિથ્યા શોક કરવો એ જ્ઞાનીમાણસને યોગ્ય નથી. ”

રામના મુખમાંથી આ ઉપદેશ સાંભળતાં જ સર્વનાં મન શાંત થયાં. પછી ભરતે રામને વારાણસી ( કાશી ) તરફ આવવા માટે વિનંતી કરી.

રામે ઉત્તર આપ્યો “ ભરત ! પિતાએ મને બાર વર્ષ પછી વારાણસીમાં આવવાની આજ્ઞા કરી છે–એ વાતને હજી ત્રણ વર્ષનો અવકાશ છે. જો હાલ હું આવું તો પિતાની આજ્ઞાનો ભંગ થાય. માટે આ વખતે તું લક્ષ્મણ અને સીતાને લઈને જા—લે આ મારી પાદુકા સિંહાસન પર મૂકીને રાજ કારભાર ચલાવજે. ત્રણ વર્ષ પછી તો હું આવીશ જ. ”

રામની આજ્ઞા પ્રમાણે ભરત, લક્ષ્મણ અને સીતા સાથે પાછો ફર્યો અને ત્યાં પ્રતિનિધી રૂપે રાજ ચલાવવા લાગ્યો.

ત્રણ વર્ષ પછી રામ વારાણસીમાં આવ્યા અને સીતાની સાથે લગ્ન કરીને ( વાચક ! સીતા રામની બ્હેન છે એ વાત ધ્યાનમાં હશે જ. ) રાજ્યારૂઢ થયા. પ્રજાએ અને મંત્રી વર્ગે આ નૂતન જોડાને રાજ્યાભિષેક કર્યો !

આવા રામ રાજા ૧૬૦૦૦ વર્ષ સુધી રાજ્ય કરી પરલોકવાસી થયા !

વાંચક વૃન્દ ! જોયું કે બૌદ્ધધર્મીય રામાયણ ! ક્યાં આદિ કવિ વલ્મિકીનું મનોરંજક ઉપદેશ પૂર્ણ રામાયણ અને ક્યાં ઉપર જણાવેલી અશ્લીલ કર્મ કથા ?*

૯–૫–૧૨.
રીચીરોડ–અમદાવાદ.

પરિખ મણીલાલ કેશવલાલ.

---

* ડૉક્ટર—રામદાસ સેન કૃત એક બંગાલી લેખના આધારે.

# ॥ सुखी जीवन—तेनो शामां समावेश थाय छे ॥

(૧.)

એક સુખી જીવનના ધંધા કરતાં આ દુનિયામાં એવું બીજું કંઈક ભાગ્યેજ છે કે જે વિષે વધારેમાં વધારે વાતચીત કરવામાં આવતી હોય અને ઓછામાં ઓછું સમજવામાં આવતું હોય. દરેક માનવિનાં ઇચ્છા અને ઉદ્દેશ પણ આવા પ્રકારનાં જ હોય છે, છતાં એ હજારોમાંથી એકને પણ ખબર નથી કે આવા સુખનો શામાં સમાવેશ થાય છે. આમ છતાંએ આપણે આપણું જીવન એક પ્રકારની આંધળીયાં ભરેલી અને આતુર શોધમાં જ ગાળીએ છીએ; એકાદ ખોટે માર્ગે આપણે જેમ જેમ વધારે ઉતાવળા બનીએ છીએ તેમ તેમ આપણે આપણી મુસાફરીના અંતિમ સ્થાનથી વધારે ને વધારે દૂર થતા જઇએ છીએ. તેટલા માટે આપણે પ્રથમ શાની શોધ ચલાવીએ છીએ એ વિષે વિચાર કરવાનો છે; તે મેળવવાનો ટૂંકો ને ટચ માર્ગ કયો છે, એ શોધી કાઢવાની આપણી અન્ય ફરજ છે. જો આપણે ખરા હોઇશું તો આપણે દરરોજ કેટલા સુધરતા જઇએ છીએ, એ સમજાતું જશે; પરંતુ જો આપણે ગમે તો "ભૂમોને" અથવા વિમાર્ગગામી લોકના માર્ગને અનુસરીએ તો આપણે અવળા દોરાવાની આશા રાખવી જોઇએ; અને આપણા દિવસો પણ ભટકવામાં અને ભૂલોમાં પૂરા થતા જોવામાં આવશે. તેથી આપણે આપણી સાથે માર્ગમાં એક કુશળ ભોમીઓ રાખવો અતિ અગત્યનો છે. બીજી મુસાફરીઓમાં રાજમાર્ગેથી જ આપણા જવાના સ્થાને જઇ શકાય છે તેમ આમાં બની શકતું નથી; બીજી મુસાફરીઓમાં તો માનવિ માર્ગ ભૂલ્યું હોય તો ત્યાંના વાસિઓ તેને ફરીથી સીધે માર્ગે ચઢાવે છે તેમ પણ આ મુસાફરીમાં થઇ શકતું નથી; આથી ઉલટી રીતે આ મુસાફરીનો ઘડાયલો માર્ગ અત્યંત ભયંકર હોય છે અને લોકો પણ આપણને મદદ કરવાને બદલે અવળે માર્ગે દોરી જાય છે. તેટલા માટે આપણે ઘેટાંની માફક અનુસરવાની જરૂર નથી, પરંતુ બીજાં માનવિઓની રૂઢિ રીત રીવાજો, ફેશનોના અનુકરણને બદલે બુદ્ધિવડે આપણે આપણી જાતનું નિયમન કરવાનું છે. એક ભાગી છૂટતા લશ્કરમાં બને છે તેમ આપણા માનવ જીવનમાં પણ બને છે—એક જણ પ્રથમ ઠોકર ખાય છે અને પછી બીજો તેના ઉપર ગબડે છે. આ પ્રમાણે તેઓ એક બીજાંનાં ગળાં ઉપર ગબડ્યાં જાય છે, આખરે આખું રણક્ષેત્ર આ પ્રમાણે ગબડેલાઓના એક મોટા ઢગલા સમાન બની જાય છે. આમાં તોફાનનો સમાવેશ એટલામાં થાય છે, કે આપણે બીજાંનાં દૃષ્ટાંત જોઇને વિનાશ પામીએ છીએ. પરંતુ જો આપણે આપણી જાતે સાધારણ લોકથી માત્ર છૂટા પડી જઇએ તેમાં જ આપણા સુખનો સમાવેશ થાય છે; કારણ કે એક સુખી જીવનના પ્રશ્નનું નિરાકરણ મત લેઇને કરી શકાતું નથી. ઉત્તમ ઉત્તમ બાબતો જ ઘણા લોકને ગમતી આવે એવા સુખી પ્રકારે માનવ જીવનના બનાવોને ગોઠવવામાં આવ્યા નથી. એવી એક દલીલ છે, કે જ્યારે સાધારણ લોક સમૂહ ખુશીમાં આવી જઇને ટેકો આપતો હોય ત્યારે કારણ ખરાબ હોય છે. સાધારણ લોક સમૂહને વિવેક સહિત નિરાકરણ કરતાં માની લેવાની બાબત ઘણી સહેલી લાગે છે,

જે દરરોજ બનતું આવતું હોય તેથી સંતોષ માનનારો હોય છે, તે સારૂં હશે વા નહિ, એ વિષે કોઇ કાસે તપાસ કરતો નથી; સાધારણ લોક સમૂહ એટલે પ્રતિષ્ઠિત તેમજ ફાટલા તૂટલા જોડાવાળાઓને સૂચવવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે; કારણ કે હું તેમની આંખવડે પરિક્ષા કરતો નથી, પરંતુ આવી પરિક્ષા કરવાનું મારી પાસે એક ઉત્તમ પ્રકારનું ખરેખરા જ્ઞાનરૈપી સાધન છે; આત્માને જ આત્માનું શ્રેય શોધી લેવા દો. દુનિયાંદારીનું સુખ, મને સારી રીતે ખબર છે, કે મગજને ભમાવી નાખે છે; પરંતુ જો કોઇ કાલે એકાદ માંનવિનું ભાન આમાંથી ઠેકાણે આવે છે તો તે કબુલ કરશે, કે જે જે તેણે કર્યું છે તે ન કરેલું થઇ જાય એવી તેની ઇચ્છા છે; જે જે પદાર્થો માટે તે હાય હાય કર્યા કરતો હતો તેના કરતાં જે જે પદાર્થો માટે તે ભય રાખતો હતો તે ઉત્તમ પ્રકારના હતા.

## ખરૂં સુખ.

માનસિક વ્યાકુલતામાંથી છૂટા બનવું, પ્રભુ અને માનવો પ્રત્યેના આપણા ધર્મ સમજવા, ભાવિ ઉપર કોઈ પ્રકારનો આતુરતાભર્યો આધાર રાખ્યા વિના વર્તમાનનો ઉપભોગ, આશાઓ અથવા નિરાશાઓમાંના એકેથી પણ આપણી જાતે આનંદ ના માનતાં, પરિપૂર્ણ રીતે જોઇએ તેટલું જે આપણી પાસે છે તેથી સંતોષ રાખવો એમાં ખરા સુખનો સમાવેશ થાય છે; કારણ કે જે આવા પ્રકારનું જીવન ગાળે છે તેને કશાની જરૂર રહેતી નથી. માનવ જાતનાં મોટામાં મોટાં સુખ સાધનોનો આપણા અંતરમાં સમાવેશ થાય છે તથા આપણાથી મેળવી શકાય એવાં હોય છે; પરંતુ આપણે આપણાં ચક્ષુઓ બંધ કરીને, અંધારામાં ભટકતા લોકની પેઠે આપણે જે ચીજને સોધતા હોઇએ છીએ તેને શોધ્યા વિના જ તેનો ત્યાગ કરી જઇએ છીએ. **ભાગ્યદેવીની કોઇ પણ પ્રકારની દશાથી આશા અથવા નિરાશાભરી ના બનતી મનની એક અમુક સમાન દશાનું નામ શાંતિ** છે. કશાથી પણ તેને ઓછી કરી શકાતી નથી, કારણ કે એ તો માનવ પરિપૂર્ણતાની દશા છે, આપણાથી જેટલા ઊંચે ચઢી શકાય તેટલે ઉંચે ને આપણને લઈ જાય છે તથા દરેક માનવને પોતપોતાનો આધાર લેતો બનાવે છે; આથી ઉલટી રીતે જે કોઈ બીજા કશાના આધારવાળો બને છે તેનું પતન થાય છે. જે યથાર્થ નિરાકરણ કરી શકે છે તથા તે પ્રમાણે ખંતથી વર્તે છે તે એક પ્રકારની નિત્ય શાંતિ ભોગવી શકે છે. તે બનાવાનો એક સત્ય ચિતાર જોઈ શકે છે; તેને પોતાનાં સર્વ કાર્યોમાં એક પ્રકારનાં નિયમ અને માપ જણાઈ આવે છે; તેની પ્રકૃતિમાં એક પ્રકારની પરોપકારી વૃત્તિ જણાઈ આવે છે; તે પોતાનું જીવન બુદ્ધિ અનુસાર ગાળે છે અને પોતાને માટે પ્રેમ અને આદરભાવ ઉપજાવે છે. એક નિશ્ચય ભરેલી અને અડગ નિરાકરણ બુદ્ધિ વિના બાકીનું બધુંએ માત્ર ફેરફાર સમાન છે. આપણને ગમે તો આકર્ષતી અથવા ભય પમાડતી બાબતોને તાબે કર્યા પછી અવસ્ય કરીને મનમાં સ્વાતંત્ર્ય અને શાંતિના ભાવનો ઉદય થઈ આવે છે; આ દશામાં દરરોજના દુનિયાંદારીના આનંદોને બદલે (ઉત્તમોત્તમ પ્રકારે પણ આવા આનંદો નકામા અને નુકશાનકારક ઉભયે હોય છે) આપણામાં ખાત્રી ભરેલો ઉત્તમ પ્રકારનો આનંદ ઉભરાતો હશે અને મન પણ નિરંતરની સુખ શાંતિમાં મ્હાલતું હશે. એક સુખી માનવિ બનાવવા માટે એક શાંતિભર્યા આરોગ્ય મનની જરૂર છે; સર્વ દશાઓમાં એક પ્રકારની દ્રઢતાની ભાવના

પ્રવર્તવાની જરૂર છે; દુઃખની લાગણી થયા વિના આ દુનિયાની બાબતોની એકપ્રકારે સંભાળ રાખવાની આવશ્યકતા છે; ભાગ્યદેવીની બક્ષિસો માટે એટલી બધી બેદરકારીની જરૂર છે, કે તેમના સાથે અથવા તેમના વિના પણ આપણે સંતોષમાં વસિ શકીએ એમ થવાની જરૂર છે; કકળાટ, તેમજ તકરાર, તેમજ આલસ, તેમજ ભય એમાંના એકેની પણ જરૂર નથી, કારણ કે એમનાવડે જ માનવ જીવનમાં ક્લેશ ઉપજી આવે છે. જે ભયમાં વસે છે તે સેવા પરાયણ બને છે, એક ડાહ્યા માનવિનો આનંદ જરા પણ ગરબડાટ વિના દૃઢ ટકી રહે છે. સર્વ સ્થળોમાં, સર્વ સમયોએ, સર્વ દશાઓમાં તેના વિચારો આનંદી અને શાંત હોય છે. જે પોતાની જાતને વારાફરતી સુખ અને શોકની લાગણીઓને તાબે કરે છે તે કેટલી બધી ભયંકર અને દુઃખકારક ગૂલામીમાં સપડાય છે? પ્રમાણિક મોજશોખના નિયમસર ઉપભોગમાં અથવા બુદ્ધિ ભરી આશાઓની સાદી મનોરથ સૃષ્ટિઓમાં એક બાધ રૂપે મારૂં આમ કહેવું નથી. આથી ઉલટી રીતે માનવિ હમેશાં ખુશ મિજાજમાં રહે એવી મારી ઇચ્છા છે, માત્ર શરત એટલી કે તેનો ઉદય તેમનાં અંતરમાંથી થવો જોઇએ તેમ જ તેમનાં હૃદય તેથી ભરપૂર બનવાં જોઇએ. બીજા આનંદો માલ વિનાના છે; તેમનાવડે કદાચ દુઃખી બનવાનો દેખાવ દૂર થશે પરંતુ તેમનાવડે હૃદયમાં ભરતી થતી નથી, તેના ઉપર અસર થતી નથી. એક પ્રકારની શાંત અને ગંભિર ગતિ સમાન ખરેખરો આનંદ છે અને જેઓ હાસ્યને આનંદ રૂપ માને છે તેઓ કમભાગ્યે મોટી ભૂલ કરે છે. તેનું સ્થાન અંતરમાં આવેલું છે અને પોતાના પાદતળે ભાગ્યદેવીને કચરનાર બહાદુર માનવિના નિશ્ચય આનંદના જેવો અન્ય કોઇ પણ આનંદ નથી; જેઓ મરણના સન્મુખ થઇને બાથ ભીડી શકે એવા અને તેને આવકાર આપી શકે એવા છે; જે દારિદ્રને માટે પોતાનું દ્વાર ખુલ્લું રાખીને પોતાની તૃષ્ણાઓને કાબુમાં રાખે એવા છે, આવાં માનવિઓને પરમાત્માએ અખૂટ આનંદના ઉપભોગમાં સ્થાપ્યાં છે; સામાન્ય લોકના આનંદ, આધાર વિનાના, અલ્પ કાળ ટકે એવા, ઉપરચોટીયા હોય છે; પરંતુ બીજા પ્રકારના લોકના આનંદ દૃઢ અને અમર પ્રકારના હોય છે. જેમ દેહ જાતે જ એક મહાન પદાર્થ કરતાં એક જરૂરના પદાર્થરૂપે વધારે છે તેમ તેનાં સુખો પણ ક્ષણિક અને નકામા જેવાં છે; આની સરખામણીમાં શાંતિભર્યો અંતરાત્મા, પ્રમાણિક વિચારો, સદાચારી આચારો અને આકસ્મિક બનાવો માટે બેદરકારી, એ અંત, મંનોષ અને માપ વિનાના આનંદો સમાન છે.

# ॥ स्वामीश्री विवेकानंद साथेनो वार्तालाप ॥

( અનુસંધાન પૃષ્ઠ ૬૪ થી. )

થોડા સમય પછી સ્વામીએ કહ્યું, " શીંગી, આપણા દેશ માટે એટલી બધી બાબતો કરવાની બાકી રહી જાય છે, કે તમારા અને મારા જેવા હજારોની જરૂર છે. ફક્ત વાતો કરવાથી શું વળવાનું છે ? જુઓ, દેશ કેટલી બધી દુઃખદ દશામાં આવી પડયો છે; હવે તો કંઇક કરો ! આપણાં નાનાં બાળકોને સારી રીતે ઉપયોગનું થઈ પડે એવું એક પણ પુસ્તક આપણે ઉપજાવી શક્યા નથી.

**પ્રશ્ન**—એમ શા માટે કહો છો ? બાળકો માટે ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે આટલાં બધાં પુસ્તક યોજ્યાં છે.

આટલું હું બોલી રહ્યો કે તુર્ત જ તેઓ હસી પડયા અને કહેવા લાગ્યા,

**इश्वर निराकार चैतन्य स्वरुप**—ઇશ્વર નિરાકાર અને ચૈતન્ય સ્વરૂપ છે.

**दुवल अति सुबोधबालक**—દુબલ સારો અને બુદ્ધિશાળી છોકરો છે.

ઇત્યાદિ પ્રકારે બોલવું ચાલી શકશે નહિ. આપણે રામાયણ, મહાભારત, ઉપનિષદો ઇત્યાદિમાંથી નાની નાની વાર્તાઓ લઇને ઘણી સાદી અને સહેલી ભાષામાં બંગાલીમાં તેમજ અંગ્રેજીમાં પુસ્તકો યોજવાં જોઇએ; આપણાં નાનાં બાળકોને આવાં પુસ્તક વાચવા આપવાનાં છે.

આ સમયે આશરે અગીઆર વાગ્યા હતા. આકાશ એકદમ વાદળાંવાળું બની ગયું અને ઠંડો પવન વાવા લાગ્યો. વર્ષાદ આવવાનો જોઇને સ્વામીજી ઘણોજ આનંદ પામતા હતા. " ચાલ ભાઈ શીંગી, આપણે ગંગાજીના કીનારા ઉપર આમ તેમ ફરીએ. અમે આ પ્રમાણે ફરવા લાગ્યા; તેમણે કાલિદાસના મેઘદૂતમાંથી શ્લોક ઉપર શ્લોક બોલવા માંડયા પરંતુ આ બધો સમય તેમના મનમાં અંતરમાં વહતો વિચાર પ્રવાહ હિંદના કલ્યાણ માટેનો હતો. તેઓ આશ્ચર્યથી બોલી ઉઠયા, " જુઓ, ભાઇ શીંગી તમે એક બાબત કરી શકશો ? તમે થોડાક સમય માટે આપણાં બાળકોનાં લગ્ન થતાં અટકાવી શકશો ?

મેં કહ્યું, " ભલે, મહારાજ ! જ્યાં બાબુઓ લગ્નને સસ્તાં બનાવવાને સર્વ પ્રકારના પ્રયત્ન એક પાસા ચલાવી રહ્યા છે ત્યાં આપણાથી એવી બાબતનો વિચાર પણ શી રીતે કરી શકાય. "

**સ્વામીજી**—આ બાબત વિષે તમારા મસ્તકને તસ્દી આપશો નહિ; સમયની ભરતિને

રોગને અટકાવી શકનાર છે! આવી સર્વ પ્રકારની હીલચાલોનો અંત નકામા શબ્દાડંબરમાં આવશે—જે બધું થઈ શકે તે આટલુંજ થશે. જેમ જેમ લગ્નો મોંઘાં બનતાં જાય તેમ તેમ દેશને માટે કલ્યાણકારક છે. પરિક્ષાઓ પસાર કરી જવાની અને ચટપોચટપ લગ્ન કરી નાખવાની કેટલી બધી ધાંધલ મચી રહે છે! એમ લાગી આવે છે કે કોઈ પણ પાસ થયા વિનાનો અને કુંવારો રહેશે નહિ, પરંતુ બીજે વર્ષે એની એજ દશા ફરીથી ઉપસ્થિત થઈ આવે છે!

થોડીકવાર શાંત રહીને સ્વામીજીએ ફરીથી ચલાવ્યું, "જો મને લગ્નમાં જોડાયા વિનાના થોડાક ગ્રેજ્યુએટો મળે તો હું તેમને જાપાન પહોંચાડવાની મહેનત કરું, ત્યાં આગળ તેમની યાંત્રિક કેળવણી માટે ગોઠવણ કરું; આથી આવા લોક પાછા આવે ત્યારે તેમના જ્ઞાનનો હિન્દને એક લાભ આપી શકે; જો આમ બને તો કેવું સારું થાય."

પ્રશ્ન—મહારાજ! આપણે ઇંગ્લેન્ડ કરતાં જાપાન જવાની બાબત શા માટે એક ગણાવી જોઇએ?

સ્વામીજી—ખરેખર! મારા અભિપ્રાય પ્રમાણે જો આપણાં બધાંએ પૈસાદાર અને કેળવાયલાં માનવિઓ એકવાર જાપાન જઇને જુએ તો તેમનાં ચક્ષુઓ ખુલ્લાં થઈ જાય.

પ્રશ્ન—કેવી રીતે?

સ્વામીજી—જાપાનમાં જ્ઞાન સુઘટિત રીતે ઘટાવેલું તમારા જોવામાં આવશે; આપણે અહીં જોવામાં આવે છે તેવો જ્ઞાનનો અપચો ત્યાં જોવામાં આવશે નહિ. તેમણે દરેક બાબત યુરપના લોક પાસેથી લીધી છે છતાંએ તેઓ બધી રીતે હતા તેવાને તેવા જાપાનીઓ રહ્યા છે. યુરોપીઅનો બની ગયા નથી; આથી ઉલટી રીતે આપણા દેશમાં પાશ્ચાત્ય દેશવાસિઓના જેવા બનવાની ભયંકર ઘેલછા આપણા લોકમાં પ્લેગની માફક પસરી રહી છે.

મેં ઉમેર્યું, "મહારાજ! મેં કેટલાંક જાપનીઝ ચીત્રો જોયાં છે; તેમની કલા જોઇને નવાઈ પામ્યા વિના રહીજ શકાતું નથી. તેમની પ્રેરણા તેમનાપોતાનાજ કોઇકરૂપે અને અનુકરણ ના થઈ શકે એવી જણાય છે."

સ્વામીજી—ખરેખર એમજ છે. તેઓ તેમની કલાને લીધેજ એક પ્રજારૂપે મહાન બન્યા છે. આપણી પેઠેજ તેઓ પણ એશિયવાસિઓછે, એટલું તમારા લક્ષમાં આવતું નથી; જો કે આપણે લગભગ બધુંએ ગુમાવી બેઠા છીએ, છતાંએ હજુ આપણી પાસે જે છે તે અદ્ભુત પ્રકારનું છે. એશિયાવાસિનો અંતરાત્માજ કલાવડે ગુંથાયલો હોય છે. એશિયાવાસિ એક પદાર્થમાં કલાનાં દર્શન ના થાય તો તેનો કોઈ કાલે ઉપયોગ કરતો નથી. આપણામાં તો કલાને ધર્મના એક વિભાગરૂપે માનવામાં આવે છે, એ શું તમારા લક્ષમાં નથી! અભિજાતકુળવાળાઓના ઘરોમાં પંક્તિના પ્રસંગે જમીન અને ભીંતો ઉપર સુંદર રીતે ચીતરી શકનાર યુવતિયુવતિ કેટલુંબધું માન દર્શાવવામાં આવે છે! શ્રીરામકૃષ્ણ જાતેજ કેવા એક મોટા કલાવિદ હતા!

**પ્રશ્ન**—અંગ્રેજી કલા પણ સારી હોય છે, કેમ નહિ ?

**સ્વામીજી**—તમે કેવા એક ગધેડા જેવા મૂર્ખ છો ! પરંતુ જ્યાં વિચારનો આગળ પડતો પ્રવાહ આવા પ્રકારનો હોય ત્યાં તમને ઠપકો આપીને શું વળવાનું છે ! આપણો દેશ આવી દશામાં આવી પડયો છે, એ દીલગીરીની વાત છે. લોકો તેમના પોતાના સુવર્ણને પિત્તલરૂપે જોતાં શિખ્યા છે અને પરદેશીના કાંસાને સુવર્ણરૂપે માનવા લાગ્યા છે ! ખરેખર વર્તમાન કેલવણીએ આવા પ્રકારની જાદુઈ અસર ઉપજાવી કાઢી છે ! યાદ રાખજો, કે જે સમયથી માંડીને યુરપવાસિઓ એસિયાવાસીઓના સંસર્ગમાં આવ્યા ત્યારથી તેઓ તેમના જીવનમાં કલાનો પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા છે.

મેં પુછ્યું—જો બીજાઓ આપને આવી રીતે બોલતા સાંભળે તો મહારાજ ! તમે બધી બાબતોનો નિરાશા ભર્યો વિચાર ચલાવો છો એમજ તેઓ માની લે.

**સ્વામીજી**—સ્વાભાવિકજ છે ! જેઓ એક ચીલામાં ચાલ્યાં કરે છે તેઓ આથી બીજું શું વિચારવાના છે ! હું તમને દરેક બાબતનું મારાં ચક્ષુઓદ્વારા દર્શન કરાવી શકું એવી મારી કેટલી બધી ઉત્કટ ઇચ્છા છે. તેમનાં ભવનોને જુઓ, કેટલાં બધાં સાદા પ્રકારનાં હોય છે, કેવાં અર્થ વિનાનાં હોય છે ! પેલાં મોટાં મોટાં સરકારી મકાનોનેજ જુઓ; તમે તેમનો બાહ્ય દેખાવ જોઇને તે દરેક શામાટે બાંધવામાં આવ્યાં હશે તે કહી શકશો ? નહિજ, કારણ કે તેમનાવડે કોઈ પ્રકારની સૂચના મળી શકતી નથી. વળી તેમના પોશાક વિષેજ વિચાર કરો; તેમના જાડા કોટ અને સીધેસીધા પેન્ટલુનો, શરીરે લગભગ સજ્જડ ચોંટી રહે એવાં હોય છે; ભાગ્યેજ મર્યાદ ભરેલાં દેખાય છે; શું એમ નથી ? અરે ! તેમાં પણ કેવા સૌંદર્યનો સમાવેશ થાય છે ! હવે આપણી માતૃભૂમિમાં સવળે ફરીવળો અને જુઓ કે આપણાં ભવનો શા હેતુથી બાંધવામાં આવ્યાં છે એ તમારાથી તેમને જોતાંમાંજ સમજી શકાય છે કે નહિ; આમાં પણ કેટલીબધી કલાનો સમાવેશ થતો હોય છે તેમનું પાણી પીવાનું પાત્ર કાચનું હોય છે, આપણું ધાતુનું હોય છે; આમાંનું કયું કલાને અનુસરતું ગણાય? તમે આપણાં ગામડાંમાં ખેડૂતોનાં ઘર જોયાં છે ?

મેં જાતે—અલબત જોવામાં આવ્યાં છે.

**સ્વામીજી**—તમે તેમાંનું શું શું જોયું છે ?

શું કહેવું તે મને સુઝયું નહિ. છતાંએ મેં ઉત્તર વાળ્યો," તેઓ જરા પણ ચૂક વિના ચોખ્ખાં આરસિ જેવાં હોય છે; તેમનાં આંગણાં અને ભોંયતળને હમેશાં લીંપીને સાફ રાખવામાં આવે છે."

**સ્વામીજી**—તમે ડાંગર ભરી રાખવાના તેમના કોઠાર જોયા છે ? એમાં કેટલીબધી કલાનો ઉપયોગ કરવામાં આવે છે ! તેમની માટીની ભીંતો ઉપર પણ કેટલા બધા પ્રકારનાં ચિત્રો દોરવામાં આવે છે ! હવે પછી તમે પશ્ચિમમાં જાઓ અને જુઓ, કે નીચકોટીના લોક કેવી રીતે વસે છે, તો એ બંને વચ્ચેનો તફાવત એકદમ તમારા સમજવામાં આવશે.

ખરી બાબત એમ છે કે તેઓ ઉપયોગિતાના પૂજારીઓ છે, આપણે કલાના ભક્તો છીએ. પાશ્ચાત્ય મુલકનો વાસિ દરેક બાબતમાં ઉપયોગિતાની શોધ ચલાવે છે, આપણે સઘળે કલાની શોધ કરીએ છીએ. અંગ્રેજી કેલવણીની વૃદ્ધિ સાથે આપણા સુંદર લોટાપવાલાંનો ત્યાગ કરવામાં આવ્યો છે અને આપણાં ગૃહોમાં તેમનું સ્થાન ટીન ઉપર કાચનો ઢોળ ચઢાવેલાં ટંબલરોએ લીધું છે. આ પ્રમાણે આપણે ઉપયોગિતાનો વિચાર એટલીબધી હદ સુધી ગ્રહણ કરતા થયા છીએ, કે તે આપણને તો લગભગ બીલકુલ હાસ્યપાત્રજ લાગે છે. હવે આપણે જેની જરૂર છે તે ઉપયોગિતા અને કલાના સંમિશ્રણની છે. જાપાને આ બાબત ઘણી જલદી સિદ્ધ કરી છે અને તેથી એ દેશ રાક્ષસિ કદમોએ વધવા લાગ્યો છે. હવે તેમના વારા તરીકે જાપાનીઓ પાશ્ચાત્યોને શિખવવા લાગ્યા છે.

**પ્રશ્ન**—મહારાજ! દુનિયામાંની કયી પ્રજા ઉત્તમ પોશાક પહેરતી હશે?

**સ્વામીજી**—આર્યો આવો પોશાક વાપરે છે; યુરપવાસિઓ પણ આટલી બાબત કબુલ કરે છે. એમના પોશાકની ગડીઓ કેવી મનોહારી આવી રહેલી હોય છે! ઘણીખરી પ્રજાઓના દરબારી પોશાક એક પ્રકારે આર્યોના અનુકરણ જેવા હોય છે—અત્રે તેમની ગડીઓ આચવવાનો સરખો પ્રયત્ન કરવામાં આવે છે, અને આવા પોશાકો તેમની પ્રજાકીય રૂઢિથી બીલકુલ બિન્ન પ્રકારનાજ હોય છે.

માંથથી માંથ શીંગી પેલાં યુરોપીઅન શર્ટ પહેરવાની ખરાબ ટેવનો ત્યાગ કરો.

**પ્રશ્ન**—મહારાજ! એમ શા માટે?

***સ્વામીજી***—પાશ્ચાત્યો તેમનો માત્ર અંદર પહેરવામાં ઉપયોગ કરે છે, એટલાજ કારણથી એમને બહાર પહેરેલાં જોઇને તેઓ ખુશી થશે નહિ. બંગાળીઓ આમ વર્તીને કેવી મોટી ભૂલ કરે છે? જાણે કે એકજણે નજરમાં આવે તે અને બધુંએ પહેરવું જોઇએ, જાણે કે પોશાક વિષે કોઈ પ્રકારનો અણલેખી કાયદોજ ના હોય; જાણે કે પરાપૂર્વની કોઈ રૂઢિજ પ્રચલિત ના હોય! નીચી વર્ણોએ સ્પર્શ કરેલો ખોરાક ખાવા માટે આપણા લોકને જ્ઞાતિબહાર કરવામાં આવે છે; તેઓ ઢંગધડા વિનાની પોશાકની રૂઢિ અખત્યાર કરે છે તેમાં પણ આવોને આવોજ નિયમ રાખવામાં આવ્યો હોય તો ઠીક. તમે તમારી રૂઢિ અનુસાર અમુક પ્રકારનો પોશાક શામાટે પસંદ ના કરી શકો? તમે યુરપીયનશર્ટ્સ અને કોટ પહેરવા દોડી જાઓ છો તેમાં શા અર્થનો સમાવેશ થતો હશે?

હવે વર્ષાદ પડવા માંડ્યો અને જમવાનો ઘંટ પણ થયો. તેથી અમે બીજાઓના સાથમાં પ્રસાદ લેવા ગયા. ભોજન સમયમાં મને ઉદ્દેશીને સ્વામીજીએ કહ્યું, "સુપક્વ ખોરાક ખાવો જોઇએ. ચોખાનો ખુબ ભાર ખાવાથી આલસનાં મૂળ નંખાય છે." થોડા સમય પછી તેમણે ફરીથી કહ્યું, "જુઓ જાપાનીઓ દિવસમાં બે ત્રણવાર છડેલી દાળ સાથે ચોખા ખાય છે. પરંતુ તેમનામાંના મજબુત બંધારણવાળા પણ દરેક વખતે થોડું થોડું ખાય છે, ગમે તો ખાવાના સમયની સંખ્યા વધારે રાખવામાં આવે છે. આપણે તો દિવસમાં બેવાર જાણે કે ગળા સુધી ઠાંસીને ખાઇએ છીએ અને આપણી બધી શક્તિનો વ્યય ચોખાનો આટલો બધો જથ્થો પચાવવામાં જ થાય છે."

---

REGISTERED N. B 764

# સુદર્શન.

આદ્યતંત્રી—
[illegible],
પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી

મંત્રી—
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ., એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તંત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૭—અંક ૫ ] (માસિક.) [ ફેબ્રુઆરી. ૧૯૦૦. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED N. B. 764

આદ્યતંત્રી—
ઐક્ય અભેદમાર્ગપ્રવાસી,
અક્ષરનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

મંત્રીઃ—
બી. એ., એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તંત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૭–અંક ૫ ] (માસિક.) [ ફેબ્રુઆરી. ૧૯૧૨. ].

## જિગર મસ્તાન ! કીઝ્તી છોડ !

દિવાના-ઇશ્ક-દરિયાની " અજબ ફિલસુરી મસ્તીની "
મળી પ્યાલી પીધી છેઃ હા ! હઝમ કરવા "પરસ્તી " ની !

" મીઠા મઝેં રિબાવાનો," કબૂલ મંજૂર છે " દાવો ! "
બિરાદર-યાર-પ્યારાનો, અજબ પયગામ એ આવ્યો !

વધાવું છુંઃ ઉપાસું છુંઃ સદા આંસુ વહાવું છું !
મુસાફિરી આકરી ધારી, મીંચી ચશ્મે ય ચાલું છું !

કદમ ભરવાની ગમ છે ના ! મગર ભરવા ચહું છું હું !
અગમ છે ગમ ! અને આ દિલ ! રડે બુલબુલ અહીં એ શું ?

કહીં ઉર દેખતું દિલ આ ? આ ? જિગર ચશ્મે ય જોઉં છું !
મુસાફિર વાધતો ના તો, હશે ગમી ફરેબી શું ?

બધા યે રંગ-પાણીના મિલાવટ માલ પરખૂં ના !
કલાલોની ફરેબીમાં ભૂલીને ના ફસાતો યા !

"દિવાની અન્જુમન" માં અહિં ઘણા મળતા નતીજા હા !
ભલા સૌ દેખતા જાતા ! મગર ચશ્મે-જિગરથી ના !

દગાખોરી બધા કરતાઃ અગર ઝાલિમ બિરાદર તો !
ભલા ! એ ઇશ્ક બૂતો ? ના ! મગર, શયતાન છે એ તો !

બધાં મક્રમ કદમ છે આ-દિવાના મસ્ત ફિદવીએ !
મુસાફિર છેક ના થાકેઃ મગર છે એ અસર હક઼ યે !

નથી પિછાનનો પૂરો હક઼ દાર દિવાનો આ !
"શિરાઝી જામ પીવાને" છતાં તૈયાર થાવું કાં !

અહીં છે લોક બેરંગી ! સબબ ધરનો વફાદારી !
ગુલામી મુશ્કની કરવા, ચહું "ગુલબો" ની હું "યારી!"

સનમ-દિલબર ચહું છું તો દિદારે ઇશ્ક છે ક્યહારે ?
બતાવી દે ! કહી દે ! યા તુહે ગુલ ચૂમશે ક્યહારે ?

કહીં છે ગુલ ? રડે બુલબુલ ! પીઠા તૂં ઇશ્ક-આબારે !
ગુલામી શહેનશાહીના નઝરબક્ષી થશે ક્યહારે ?

મગર ગુલ ક્યહાં ? અજબ ગુલ ક્યહાં ? ચૂમે બુલબુલ ભરી ચશ્માં !
તલાશે ખાર પણ ના ! ત્યહાં અજબ જોહર મળે એ ક્યહાં !

સનમ મહતાબ દિલબર છે ! અગર હક઼દાર માશૂક છે !
મુનાસિબ છેઃ અનલ-હક઼ યા અનલ-મહબૂબઃ સ્હમજાયે !

પીવું લાઝિમ વિના માશૂક ? મુનાસિબ છે મ્હને એ ના !
મળી તાલિમ હક઼ીક઼ીની ! ડૂબી-દિલ-ઇશ્ક-દરિયે જા !

યકિન-ઇતબાર ખુદ પર ના ! મગર નામે સનમ ! અફ્સાદ !
जिगर मस्तान ! फीरती छोड ! બિસ્મિલ્લાહ ! ફનાફિલ્લાહ !.

ચન્દ્રક્ષેત્ર—મયખાના !! }
તા. ૨૫ સપ્ટેમ્બર ૧૯૧૦ } मस्तान

---

# कोकीला.

( સોરઠ. )

અરે ઓ ! કોકીલા શાણી !
શુણું તુજ મીષ્ટ હું વાણી.

    અરે ઓ ! કોકીલા શાણી !

તુજને પંખી કહું શું હું તો,
ગણું વા વદ તો રવ હું ભમતો,
બોલ સદા શુણું—

    ન તોયે ક્યાંય તું દેખાણી !
    અરે ઓ ! કોકીલા શાણી !

જવ તુજમાં હું ઉર લીન કરું છું—
સ્વર 'કુ કૂ' શો મધુરો શુણું છું !
સર્વે સ્થળે ત્યાં તો—

    પ્રભા એ સ્વરની ફેલાણી !
    અરે ઓ ! કોકીલા શાણી !

રમતી તોયે રહી તું ભમતી,
પ્રતિ ખીણુમાં રવ ચીર તું જગવતી
પૂર્વ સમયને હા !—.

    સ્મરાવે તોય તું ઉરશાણી !
    અરે ઓ ! કોકીલા શાણી !

અહીં આવી તું ભલે કોકીલા !
સ્વર જગવ્યાંજ ભલે સુરસીલા,
તોય ઉરે મારે—

    રહસ્યજ ગુપ્ત તું લેખાણી !
    અરે ઓ ! કોકીલા શાણી !

શુણતો બાળકપણમાંહી જે—
સ્વર આજે પરતા કર્ણે તે,
શુણી સ્વરો હા ! એ—
    દિશાઓ સર્વ દિઠી જાણી !
    અરે ઓ ! કોકીલા રાણી !

તુજ કાજે હું ભમતો સ્થળ બહુ,
વન ને વાડી નીરખંતો સહુ.
આશ હતી તોયે—
    ન તુજ દર્શનની મઝા માણી !
    અરે ઓ ! કોકીલા રાણી !

હજીયે તારા રવ શુણીશ હું,
શુણતાં એ લયમાં વિરમીશ હું,
એમ રહીશ હું તો—
    મળે જ્યાં સુધી શૈશવ લ્હાણી !
    અરે ઓ ! કોકીલા રાણી !

બરી કલ્પિત બાવોથી સખિ હા !
ફરી દીસતી પૃથ્વી મુજને આ
વાસ ઉચિત તુજ ત્યાં—
    અરે ઓ ! કોકીલા રાણી !
    શુણું તુજ મીઠ્ઠ હું વાણી.

અહો ! સખિ ! મારી મન માની !
જશો નો દે તુજ નિશાની !
    અરે ઓ ! કોકીલા રાણી !

કમાકના } થાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# હાફેઝ.

—※—

ગઝલ.

(૧૯)

નિજ કામમાં જા અયે તું ઉપદેશક શી આ ફરીઆદ છે.
મુજ દીલ ગયું રે હાથથી શું તારી કહે ફરીઆદ છે—૧

અધર એના જો પુરે ના આશ અમ જ્યમ બંસરી
નસીહત બધી આલમ તણી આ મારે મન બરબાદ છે—૨

શૂન્યથી પેદા કર્યો પરમેશ્વરે જે નિજ સંબંધ
માયા તણો કોણે ખુલાસો કર્યો તે ના યાદ છે—૩

હું છું ફકીર તવ કુંજનો પરવા ન આઠ બીહીસ્તની
કેદી ખરો તુજ, એજ દુનીઆંથી છુટો એ યાદ છે—૪

ઇશ્ક કેરી મસ્તી એ બેભાન જો મુજને કર્યો
તોય મુજ અસ્તીત્વ કેરી જડ ખરે આબાદ છે—૫

અફસોસ કર માં અયે તું દીલ માશુક કેરા જુલ્મથી
શિખવ્યું તને એ માશુકે ને તેજ પુરી દાદ છે—૬

મસ્તાન બડબડ નવ કરો ને પ્રૌઢ કવિના નવ કહો
કવિતા અને કિસ્સા અજબ હાફિજને બહુ યાદ છે—૭

ટી. બી. કથારીઆ.

---

# अधिकार प्राप्तिकाल.

---

પિતા ! ને દિને જે બતાવ્યું ને
ચિત્ત જ્યાં નહિ ઠેરતું,
ફરીને તે બતાવાશે ?
જ્યાં જાવું નહિ રૂચતું.

પિતા ! જીગર આ જીજ્ઞાસાથી
અધિકારી થયું હવે;
અમારાં દિલમાં ભારી
ઉત્સુકતા વ્યાપી હવે.

પિતા ! સ્મરી, ગંભીર ને ઉંડું.
ગાન દિવ્ય સ્વરો ભર્યું,
અલૌકિક સ્થિતિઓને,
દૃશ્યો સુંદર દૂરનાં,

ચોપાસ વ્યાપી શાંતિને,
સ્વકર્મે રત સજ્જનો,
ધીર શીત લહેરોને,
આશ્રમો ભવ્ય કુંજનાં,

કહ્યું હતું 'અમે બીજે'
માર્ગે વહી સુખી થયું,
પશ્ચાત્તાપ બહુ—મુખી
જ્વાળે આ ઉર બાળતો.

પિતા ! કૃપા કરો, લઈ ચાલો,
રહેવું ગમે નહિ અહિં.

પિતા ! મોડું મોડું જણાય છે,
વિશ્રામ પંથ એજ છે,
દગ્ધ ઉરો બીજે ક્યાંથી
આરામ પામી ના શકે,

દુઃખીઆં સુખી થાવાને
એ જ પન્થે વહી રહ્યાં,
જગત્પ્રપંચમાંથી જે
દૂર રહું ઇચ્છા ધરે,

અન્ય ના શાન્તિનો હેને
માર્ગ કદિ દગે ચડે,
અવિચ્છિન્ન અમૃતની
વૃષ્ટિએ આત્મ ભીંજવા

દોડતાં મનુ બન્ધુઓ
માત્ર ત્યાંજ વિરામતાં.

પિતા ! અભેદ સરને કાંઇ
સ્થાન જે છે સુખી રહ્યું
ત્યાં હવે કૃપયા તાત
લૈ ચાલો અત્ર બાળને.

માધવપુર
૧૯૦૮.
માર્ચ

ચકમ્.

---

# આત્મ પરીક્ષા.



એકાંત સ્થળે બેસી આપણા પોતાના વર્તનની પરીક્ષા કરીને આપણી યોગ્યતા ઠરાવવી અને તદનુસાર આપણને સુખ દુઃખ મળે છે કિંવા નહિ તે જોવું તેનું નામ આત્મપરીક્ષા. શરીરના પોષણ માટે જેમ શરીરની પરીક્ષાની આવશ્યકતા છે તેજ પ્રમાણે મનના પોષણ માટે આત્મપરીક્ષા આવશ્યક છે. આપણું શરીર સ્વચ્છ રહેવા માટે આપણે સ્નાન કરીયે છીયે તેને ટાઢ તડકાથી ત્રાસ ન થાય તેટલા માટે આપણે વસ્ત્ર વગેરેથી તેનું રક્ષણ કરીયે છીયે અને એટલું કરવા છતાં પણ કદાચિત્ તે બગડે તો તેની પરીક્ષા કરાવી તે માટે ઔષધ પાણી કરી તેને પૂર્વ સ્થિતિપર આણવાની ખટપટ કરી છીએ. મનનું પોષણ કરવા માટે પણ આપણે આપણા મનને રોજ આત્મ પરીક્ષારૂપી સ્નાન કરાવવું જોઇએ. તેમ કરવાથીજ તેનું દ્વેષ, તિરસ્કાર, ચિંતા ઇત્યાદિ મળોથી સંરક્ષણ થશે. પણ અફસોસની વાત તો એ છે કે નિદાન મનની બાબતમાં આપણે ઘણાજ ઉદાસીન-બેદરકાર-છીયે. આપણું કપાળ દુઃખવા લાગતાં આપણે પોતાનાજ કપાળે ઔષધોપચાર કરીયે છીયે, પણ આપણા મનને કંઇ ત્રાસ થાય છે ત્યારે આપણે માત્ર બીજાના મનને ઔષધ આપવાની તજવીજ કરીયે છીયે. એ આશ્ચર્યકારક નથી શું ? આશ્ચર્ય તો ખરૂં ! પણ પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક વ્યક્તિના હાથે એજ પ્રમાણે બને છે. એકાદ કુટુંબમાં જઇને જુઓ તો ખરા—માતપિતા પોતાનાં સંતાન માટે, બાળકો માતપિતા માટે, ભાઈ ભાઈ માટે, પતિપત્ની પરસ્પર માટે હમેશા કાંઇને કાંઇ બડબડતાં હોય છે. તેનું કારણ શું વારૂં ? એકાદ ગંધાતો માણસ જે પ્રમાણે સ્નાનના અભાવે પોતાના સુંદર શરીરને ધુળ કરી નાંખે છે, તેજ પ્રમાણે મનુષ્ય આત્મપરીક્ષાના અભાવે પોતાના મનને માટી જેવું કરી નાંખે છે. સ્નાન ન કરનાર મનુ-

ષ્યના અંગપર મળનાં પડ બાઝી જાય છે, માંખો બડબડે છે, દુર્ગંધ આવે છે અને ખસ, ગડગુમડ વગેરેનું સામ્રાજ્ય પ્રવર્તી રહે છે. હાય! હાય!! આત્મપરીક્ષારૂપી સ્નાનના અભાવે મનુષ્યના મનપર પણ તિરસ્કારનાં થર ચઢી જાય છે, દ્વેષરૂપી માંખો બડબડે છે, ચિંતારૂપી ખરજ આવે છે. ગંધાતો માણસ આળસને લીધે પોતાના નાશ પામતા શરીર તરફ દુર્લક્ષ કરે છે અને અવિચારી મનુષ્ય ગર્વથી અંધ થઇને પોતાના મનને આત્મપરીક્ષારૂપી સ્નાનના અભાવે કટાવા દેછે. એનું પરિણામ ઉપર જણાવ્યા પ્રમાણે આવે છે, અને તેના યોગે સંસારના સુખનાં સર્વે સાધનો મોજુદ છતાં આપણે આપણા હાથેજ તે સર્વનો નાશ કરી દઇયે છીયે અને સર્વ કુટુંબ દુઃખી થાય છે,

ગંધાતો મનુષ્ય વૈદ્ય પાસે જઇને પોતાના 'શરીરે ઘણી ચુંટ આવે છે' એમ કહે ત્યારે વૈદ્ય તેને પેટમાં ઉત્તમ રેચ લઈ અચ્છી તરેહથી સ્નાન કરવાની ભલામણ કરે છે. આળસને લીધે તે માણસને વૈદની આ સલાહ બિલકુલ રૂચતી નથી. તે કહે છે કે શરીરે ચુંટ આવે છે તે માટે વળી પહેલાં ઔષધ લેવાનું શું કારણ ?" આમ કહીને વૈદ્યને ઉલટો તે મૂર્ખ બનાવે છે. મનની બાબતમાં પણ આજ ચમત્કાર સર્વ સ્થળોએ દૃષ્ટિએ પડે છે. દ્વેષ, હિંસા, તિરસ્કાર, ચિંતા વગેરેથી પીડા પામતા મનુષ્યને જો કોઈ આત્મપરીક્ષાની ભલામણ કરે તો તે પેલા ગંધાતા માણસની માફકજ કહેનારને ગાંડો ગણી કાઢશે. તે કહે છે "મારી ભૂલ થાય? છટ્ બળતુંજ કાંઇક હશે,—હું માત્ર સીધે રસ્તે ચાલનારો માણસ છું, હું કદિ ભૂલ્યો નથી, કદિ ભૂલતો નથી અને ભવિષ્યમાં પણ કદિ ભૂલનાર નહિંજ" અહા આ કેટલો બધો ગર્વ ? તેને પૂછો કે ભાઇરે ! તું કહે છે તે બધું ખરૂં; પણ જો તું તદન સીધે રસ્તે ચાલનાર છે તો તારા પગમાં કાંટા ક્યાંથી વાગ્યા ? તારા મનને તાપ શાથી થાય છે? આનો ઉત્તર તે શું આપશે વારૂ ? તે થોડો ઘણો પણ વિચારવાન હશે તો તત્કાળ કંઈ પણ પ્રત્યુત્તર ન આપતાં એકાંત સ્થળમાં જઇને બેસશે અને પોતાના તપ્ત થયેલા મનને આત્મપરીક્ષારૂપી ઉત્તમ સ્નાનથી નિર્મળ કરશે અને શાંત થશે. પણ જો તે મૂર્ખ હશે તો ? તે મનુષ્યપર તે ઉછળી પડશે અને તેની તેમજ જગતનાં સર્વ મનુષ્યોની અકલનો જાતે તોલ કરી આવા મૂર્ખ જગતમાં ઇશ્વરે તેને શામાટે જન્મ આપ્યો એમ કહી પ્રભુનો પણ કાન પકડવાને તૈયાર થતાં તે અચકાશે નહિ. મનુષ્ય સ્વભાવની આવી મોજ સર્વ સ્થળે જોવાને મળે છે.

ગંધાતું શરીર જેમ હમેશાં તેની કાળજી લેવાથી ધીમે ધીમે સુધરતું જાય છે તેજ પ્રમાણે આત્મપરીક્ષાના અભાવે કટાઈ ગએલા મનને ઘણ થોડી કાળજી રાખવાથી સુધારી શકાય એમાં કંઈ પણ શંકા નથી. તે મનુષ્યે જેમ પોતાના શરીરના સંરક્ષણ માટે આળસને તજવું જોઇએ તેજ પ્રમાણે પોતાનું મન, સતેજ અને બળવાન બનાવવાની ઇચ્છાવાળાએ ગર્વને સૌથી પહેલાં રજા આપવી જોઇએ. 'ગર્વ' એ એકાદ મૂર્ખ શ્રીમંતની પાસે રહેતા ખુશામસ્કરા જેવો છે. ખુશામસ્કરો જેમ મૂર્ખ શ્રીમંતની પોકળ સ્તુતિ કરીને તેને વાયરે ચઢાવે છે તેજ પ્રમાણે અવિચારથી આપણે કાંઇક કાર્ય કરીયે તો ગર્વ મહારાજ આપણા કાનમાં આવીને હળવેથી કહે છે "વાહ! ઠીક કર્યું! ઘણુંજ ઉત્તમ! ચાલવા દો-એકવાર ફરીથી" "મારી અને વળી ભૂલ એ તો અશક્યજ!" આ મોહક શબ્દોથી

ભૂલથાપ આદિને તે આત્મપરીક્ષા રૂપી ગંગાજળથી ભરેલા પાત્રને લાત મારે છે. મનુષ્યને શું થતું હશે? પોતે 'કરેલું કામ' અને 'તેમાં ભૂલ' આ બે બાબતમાં જમીન અસમાનનો તફાવત લાગવાનો પણ વાસ્તવીક રીતે જોતાં ખરી સ્થિતિ આનાથી તદન ઉલટીજ છે. પોતે કરેલું કામ અને તેમાં રહેલા અવગુણ એ બન્ને વસ્તુ અને છાયા પ્રમાણે તદન નિકટ રહે છે. સ્પષ્ટ શબ્દોમાં કહીયે તો આપણે ગમે તેટલી હુશિયારીથી કામ કરીયે તો પણ જેમ વસ્તુ છાયાયુક્ત હોય છે તેમ તે અવગુણ યુક્ત હોય છેજ; પરંતુ આ વાત કબુલ કરવાને મનુષ્ય ડચવાય છે. કારણ તેના મનને આત્મપરીક્ષારૂપી સ્નાન કરાવેલું નથી.

જગતમાં જેટલાં મનુષ્યો છે તે સર્વના સુખ દુઃખના તાર એકમેક સાથે ગુંથાયલાછે. તેથી એકાદ મનુષ્ય પોતાના તરફ સુખનો વધુ તાર ખેંચવાનો પ્રયત્ન તે ગમે તેટલો ચુપ ચુપ કરે તો પણ તેની જાણ સર્વને થાય છે જ અને તેમ થતાં બીજાં મનુષ્યો પોતાને માટે બડબડવા માંડે છે. આવા પ્રસંગે તે મનુષ્યના શાણપણાપર હુમલો કરી તેમને મૂર્ખ ગણી કાઢવા કરતાં પોતાનીજ પરીક્ષા કરીયે તે વધુ સુખકર થઈ નહિ પડે શું? ઉદાહરણ તરીકે એકાદ કુટુંબમાં માતપિતા પોતાનાં બાળકના વર્તન માટે ફરિયાદ કરે છે. પણ તે પૂર્વે તેમણે આત્મપરીક્ષા કરી છે શું? પોતે પુત્રની વયને માન આપીને તેની સાથે કેવું વર્તન રાખીએ છીયે, કેવું બોલીએ છીયે, એ બાબતની તેણે પરીક્ષા કરવી ન જોઇએ? ખાત્રીથી માનજો કે જો તે મનઃપૂર્વક આત્મપરીક્ષા કરે તો તેને ફરિયાદ કરવાનું કંઈ પણ કારણ નથી એમ સમજાશે. તેજ પ્રમાણે ભાઇએ ભાઇની સાથે વર્તતાં મિત્રેમિત્રની સાથે વર્તતાં, સાસુએ વહુની સાથે વર્તતાં, વહુએ સાસુ સાથે વર્તતાં, માલીકે ચાકર સાથે વર્તતાં, ચાકરે માલીક સાથે વર્તતાં, પતિએ પત્ની સાથે વર્તતાં, પત્નીએ પતિ સાથે વર્તતાં, રાજાએ પ્રજા સાથે વર્તતાં, પ્રજાએ રાજા સાથે વર્તતાં કિંવા ટૂંકમાં કહીયે તો પ્રત્યેક મનુષ્યે બીજા સાથે વર્તતાં કાંઈ ભૂલ થાય અને તે ભૂલથી આપણને ત્રાસ ન થાય એવી ઇચ્છા હોય તો પ્રથમ આત્મપરીક્ષાથી પોતાના મનને ધોઇને સાફ કરવું જોઇએ. પછી જુઓ શું ચમત્કાર થાય છે તે મહાત્મા કબીરે એક સ્થળે કહ્યું છે કેઃ—

> बूरा देखनको गया बूरा मिला न कोय ।
> देखन लाग्यो खुदहीको तो बूरा मुझसे न कोय ॥

જગતમાં ખરાબ કોણ એની તપાસ કરતાં કોઈ પણ જડ્યો નહિ; પણ જ્યારે મેં પોતાને જોયો (આત્મપરીક્ષા કરી) તે સમયે મારા જેવો ખરાબ તો હું એકલોજ જણાયો.

ઘીકાંટા રોડ-
અમદાવાદ.

પરિખ. મણીલાલ કેશવલાલ.

# महाकवि मील्टन.

"And wisdom's self
Oft seeks to sweet retired solitude,
Where, with, her best nurse, contemplation,
The plumes her feathers and lets grow her wing
That in the various bustle of resort
Were all to suffled and sometimes impaired."

જે પુર્ણતર નહીં તોયે અધિકર પોતાના અવિચલ પરીશ્રમ અને અધ્યવસાયથી કવિ બનવાનો અભિલાષી થયો હતો, જેણે કાલાન્તરમાં ઉચ્ચ શ્રેણીના કવિયોમાં સ્થાન મેળવવાની યોગ્યતા પ્રાપ્ત કીધી હતી, જેણે કવિજ બનવાનો પોતાના જીવનનો એકનો એક ઉદેશ સ્થિર કીધો હતો, જેના હૃદયે કાવ્યમાર્ગના વિઘ્નકંટકો દ્વારા છિદ્રયુક્ત થવાથી પણ નિરાશાનું દૂષિત રક્ત વહેવા દઈ કેવલ આશાનોજ સંચય કીધો હતો અને જેણે પોતાના ઉદેશાની પૂર્તિને માટે સર્વ સાંસારિક સુખોનું વિસર્જન સુદ્ધાં કરી દીધું હતું એવા એક મહાકવિનું જીવનચરિત્ર પાઠકો સમીપ આજે ધરવામાં આવે છે.

સંસારના કવિયોમાં મહાકવિ મીલ્ટન પુર્વોક્ત ગુણોનું એક અચ્છું ઉદાહરણ છે. વિઘ્ન બાધાઓના ઘોર આક્રમણથી જેને ક્યાંય સંતાવાનું પણ સ્થાન ન મલ્યું, કેદખાનાની યંત્રણા અને પોતાના પક્ષવાળાઓનો પૂરો પરાજ્ય જોઇને પણ જે દુર્દમ્ય હૃદયનો કવિ પોતાનું મન કવિતારૂપી કામિનીથી વિખુટું પાડવાને તૈયાર ન થયો, આપત્તિનો સમસ્ત પર્વત પોતાના ઉપર તૂટી પડ્યો અને પોતાનાં નેત્રો ગુમાવવા છતાં પણ જેણે પોતાનો સર્વોત્તમ ગ્રંથ રચવામાં પોતાની સંપૂર્ણ યોગ્યતાનો વ્યય કરી દીધો તેજ મનુષ્યાતિરિક્ત પરીશ્રમ કરવાવાળા મીલ્ટન કવિના ચરિત્રથી આપણા ઉદેશાની પૂર્તિ થશે એમ ધારીનેજ તે મહાકવિનું સંક્ષિપ્ત જીવનચરિત્ર અહીં આપવામાં આવે છે.

મીલ્ટનનો દાદો એક ધનીક ખેડુત હતો. ઑક્સફર્ડથી પાંચ માઇલ દૂર આવેલા 'સ્ટેન્ટન સેન્ટ જોન' નામક સ્થાનમાં તે રહેતો હતો, ધાર્મિક મતભેદ થવાને લીધે મીલ્ટનનો પીતા પોતાના પીતાને તજી લન્ડનમાં આવી વસ્યો અને 'બ્રેડ સ્ટ્રીટ, ચીપ સાઇડ' ( Bread Street, Cheapside ) નામક મહોલ્લામાં એક દુકાન માંડી. આ દુકાનમાં કચેરીના કાગળપત્રો લખવાનું કામ પણ થતું હતું. આથી તેને ધનની પ્રાપ્તિ ઠીક થઈ. તેજ સ્થાને ઇસ્વી સન ૧૬૦૮ ના ડીસેમ્બર મહીનાની ૭મી તારીખે કવિ મીલ્ટનનો જન્મ થયો. નાનકડી વયેજ મીલ્ટનને 'સેંટ પૉલ' નામક સ્કુલમાં દાખલ કરવામાં આવ્યો. તેની શિક્ષાને

માટે 'થોમસ યંગ' નામક એક અધ્યાપક પણ રાખવામાં આવ્યો હતો. આજ 'થોમસ યંગે' મીલ્ટનને લેટીન અને ગ્રીક ભાષાના પ્રાચીન ગ્રંથો વાંચવા અને કવીતા રચવા પ્રતી પ્રવૃત્ત કીધો. બાળપણમાંજ મીલ્ટને જુના મહાન કવિઓની કૃતિઓનો અભ્યાસ કરી નાખ્યો અને તે અભ્યાસનું ફળ એ થયું કે કેવળ ૧૫ વર્ષની વયે તેણે દાઉદનાં બે ભજનો ( Davidic Psalms ) નો અંગ્રેજીમાં અનુવાદ કરી નાખ્યો, અને લેટીન તથા ગ્રીક ભાષાઓમાં પણ ઘણી નાની નાની પદ્યરચનાઓ કરી. મીલ્ટન ઘણોજ અધ્યયન પ્રિય હતો. એક સ્થળે તે સ્વયં કહે છે કે "મને અધ્યયનનો એટલો શોખ હતો કે બાર વર્ષની વયથીજ અર્ધરાત્રિ પહેલાં હું કદી સુતો નથી."

૧૬ વર્ષની વયે તેને કેમ્બ્રીજમાં મોકલવામાં આવ્યો. અને ત્યાંની પ્રસિદ્ધ ક્રાઇસ્ટ કોલેજમાં તે દાખલ થયો. દાખલ થવા પછી બે વર્ષે અર્થાત ૧૬૨૭ ઇસવીમાં તે પોતાના એક ચેપલ ( Chappel ) નામક અધ્યાપક સાથે અમુક વાત પર લડી પડ્યો અને તેને થોડોક સમય સુધી કોલેજમાંથી કાઢી મુકવામાં આવ્યો. કહેવાય છે કે કોઇક ગુનાહ માટે તેને નેતરની સોટી સુદ્ધાં મારવામાં આવી હતી. થોડા મહીના પછી પાછો તેને કોલેજમાં દાખલ કરવામાં આવ્યો. તેના સહપાઠીઓ તેને 'ક્રાઇસ્ટની વધુ' ( Lady of Christ ) કહ્યા કરતા હતા, જેથી તેના સુસ્વરૂપ અને સારા ચરિત્રની પ્રતીતી મલે છે. ૧૬૨૮ ઇસવીમાં તેણે 'ઑડ ઓન ધી નેટીવીટી' ( Ode on the Nativity ) નામક કાવ્ય અંગ્રેજીમાં લખ્યું અને ૧૬૩૨ માં તે એમ. એ. થયો. આ સમયે તે ૨૪ વર્ષનો હતો. કેમ્બ્રીજ છોડવાનો સમય આવ્યો. કોલેજના વીદ્યાર્થીઓએ તેને વિદાય થતી વેળા એક માનપત્ર આપ્યું જે તેની સર્વપ્રિયતાની સાક્ષી પુરે છે.

તે ઘણો જ સ્વતંત્ર પ્રકૃતિવાળો હતો. આવા સ્વભાવને લીધે તેને ઘણી વિપત્તિઓ સહેવી પડી. તેના પિતાનો વિચાર તેને પાદરી બનાવવાનો હતો. પ્રથમ તો મીલ્ટન તેમાં રાજી હતો; તે દિવસોમાં દેવળોમાં જે 'નાદિરશાહી' પ્રચલિત હતી તેનું જ્ઞાન થતાં તેનું ચિત્ત ફરી ગયું. પાદરીયોને જુઠા સોગંદ ખાવા પડે છે, અને અનેક પ્રકારે આત્માનું હનન કરવું પડે છે. આવું જોઈ તેનું લોહી ઉકળી ઉઠ્યું અને તેણે પાદરી બનવાનો વિચાર છોડી દીધો. તેણે પોતાના પીતાને સ્પષ્ટ કહી દીધું કે 'ખોટા સોગંદ ખાઈ વાંઝેવીને કલંકીત કરવા કરતાં હું ચુપ રહેવું વધારે સારૂં ગણું છું."

૧૬૩૨ માં તેણે લેલેગ્રો ( L'Allegro ) અને ઇલિ પેન્સરોસો (Il Penseroso) નામક પ્રખ્યાત પદ્ય લખ્યાં. આ ઉભયમાં પ્રાકૃતિક શોભા ભિન્ન ભિન્ન ભાવથી વર્ણિત છે. એક શાન્તરસ પ્રધાન છે જ્યારે બીજામાં તેનો વિરોધી રસ છે. ૧૬૩૭ માં પોતાના એક મિત્રના મૃત્યુ પર શોક કરવા માટે તેણે 'લિસીડાસ' ( Lycidas ) નામક કાવ્ય લખ્યું જે ઘણી પ્રશંસા પામ્યું. મીલ્ટનનું 'કોમસ' કાવ્ય પણ આ વખતે છપાઈ ચુક્યું હતું. આ સર્વ કાવ્યો 'હૉરટન' ( *Horton* ) નામક ગ્રામમાં લખવામાં આવ્યાં હતાં. ત્યાં તે સમયમાં તેણે લેટીન અને ગ્રીક ભાષાનાં પ્રાયઃ સર્વ વાંચવા લાયક પુસ્તકો વાંચી નાખ્યાં. તેણે પોતાના મીત્રના એક પત્રના ઉત્તરમાં લખ્યું કે "તું પુછે છે કે હું હવે શું કરીશ?

મારો આન્તરિક ઉત્સાહ મને પ્રતીતિ આપે છે કે પરીશ્રમ, અવિરલ અધ્યયન અને દ્રઢ નીશ્ચયને બદલે કદાચિત હું એવું એક પુસ્તક લખીને મુકી જાઉં જેનો લોકો ભવિષ્યમાં કદાપિ પણ નાશ થવા દેવા ઇચ્છિશે નહીં" તેણે પ્રથમથી જ પોતાના મહાકવિ બનવાના ઉદ્દેશને સ્થિર કીધો હતો. કવિત્વ શક્તિને તે ઇશ્વર આરાધનાનું ફલ અથવા કૃત પરીશ્રમથી પ્રસન્ન થયેલ પરમેશ્વરનો પ્રસાદ માનતો હતો. કવિ બનવા માટે મહા પરીશ્રમ કરવો પડે છે તે પણ તે સારી રીતે જાણતો હતો. જે પુસ્તક તે વાંચવા માટે હાથમાં લેતો તેને પ્રથમ પુરૂં કર્યા પછી જ બીજું પુસ્તક ઉપાડતો. અધ્યયન અને મનન, ઉભયને, તે અત્યંત આવશ્યક સમજતો હતો. નિમ્ન લિખિત પદ્યમાં તે મનન પર અધિક ભાર મુકે છે.

"Who reads
Incessantly, and to his reading brings not
A spirit and judgement equal or superior,
Uncertain and unsettled still remains,
Deep versed in books and shallow in himself.

૧૬૩૮ માં તે દેશાટન માટે ઇટાલીમાં ગયો ને અન્ધ વૃદ્ધ ગેલિલીયોના દર્શન કરી તે કૃતાર્થ થયો. ત્યાંની કવિ સમાજમાં પણ તેણે ઘણું માન મેળવ્યું. ૧૬૩૯ માં તે ઇંગ્લાંડમાં પાછો આવ્યો. અહીં તે જાતિય અને રાજનૈતિક કજીયાઓમાં ફસાઈ ગયો. ૧૬૪૧ થી ૧૬૬૦ સુધી તેણે ધાર્મીક તથા રાજનૈતિક વિષયો પર નાનાં નાનાં વીસ પુસ્તકો લખી નાખ્યાં. તેમાં અધિકતર આક્ષેપ પૂર્ણ હતાં. તે સમયમાં મીલ્ટને કવિતા લખવી પણ બહુ ઓછી કરી નાખી હતી. તેના વિરોધીએ તેના પર ખૂબ આક્ષેપ પૂર્ણ પુસ્તકો લખ્યાં અને તે પણ તેનો પ્રત્યુત્તર વાળતો ગયો.

૧૬૪૩ માં તેણે મેરી પૉવેલ નામક છોકરી સાથે વિવાહ કીધો. તે બાલિકા તેના વિરોધીઓ તરફની હતી. તેથી થોડા જ દિવસોમાં તે પોતાના માબાપને ઘેર ભાગી ગઈ. ઘણા સમય પછી તે મીલ્ટનની ધમકીથી પાછી આવી.

૧૬૪૬ માં મીલ્ટનના પિતાનું મૃત્યુ થયું. બે વર્ષ પછી તે લેટીન સેક્રેટરીના પદ પર નિયત થયો અને તે સમયના પ્રચંડ વિદ્વાન શેલમેશિયસની સાથે રાજનૈતિક વીચારોના વિષયમાં લડતો રહ્યો. શેલમેશિયસે લેટીન ભાષામાં ઘણા આક્ષેપ પૂર્ણ પુસ્તકો લખ્યાં જેનો પ્રત્યુત્તર મીલ્ટને લેટીનમાં જ આપ્યો, અને ઘણી વિખ્યાતી મેળવી. ૧૬૫૨ માં તેની પત્ની મરણ પામી.

આ સમયે ચાલતા રાજનૈતિક કજીયાનું મુખ્ય કારણ એ હતું કે રાજા ચાર્લ્સને લોકસત્તાના પક્ષપાતીઓએ ફાંસી દઈ દીધી હતી જેથી રાજસભાના પક્ષપાતીઓ બહુ નાશ જ થયા હતા. અને પોતાના પ્રતિપક્ષીયો પર જાત જાતના આક્ષેપો કરતા હતા. મીલ્ટન લોકસત્તા તથા સામાજીક સ્વતંત્રતાનો પૂરો પક્ષપાતી હતો અને પોતાના પક્ષ પર કરવામાં

આવેલા આક્ષેપોનો ઉત્તર દેવો તે પોતાનું કર્તવ્ય સમજતો હતો. તેથી જ તે આ કજીયામાં અગ્રગણ્ય થઈ ગયો હતો. જ્યારે પાર્લામેન્ટે પુસ્તક પ્રકાશનના માર્ગમાં ઘણાં વિઘ્નો ઉપસ્થિત કરી પ્રેસની સ્વતંત્રતા લઈ લીધી ત્યારે તેને 'આરિયોપેજીટિકા' (Arlopagitica) નામક એક નાનકડું પુસ્તક લખી પાર્લામેન્ટ વાળાઓને ફટકાર્યા. આ પુસ્તકની થોડીક પંક્તિયોનો ભાવાર્થ અહીં આપવામાં આવે છે.

"પુસ્તકોને જડ પદાર્થ ન સમજતાં તે પુસ્તકના લેખકના આત્માના ચેતન જેટલું જ ચેતન તેને ગણવું જોઇએ. લેખકને તુલ્ય કાર્યકારિણીશક્તિ તેમાં પણ વિદ્યમાન રહે છે, બલ્કે એમ કહેવું જોઇએ કે પુસ્તક રૂપી શીશીમાં તેની સર્વોત્કૃષ્ટ યોગ્યતાનો સાર રસ ભરેલો રહે છે."

પુસ્તકોનો પ્રભાવ અને તેની શકતીનો ઉલ્લેખ કરતાં મીલ્ટન લખે છેઃ—

કોઈ સારા પુસ્તકને પ્રકાશિત ન થવા દઈ અથવા તેનું વેચાણ અટકાવી તે પુસ્તકની હત્યા કરવી તે મનુષ્યનો પ્રાણ લેવા બરાબર છે. જે મનુષ્યના પ્રાણ લઈ લ્યે છે તે જાણે વિચારશક્તિ સમ્પન્ન ઇશ્વરની પ્રતિમૂર્તિની હિંસા કરે છે, પરંતુ જે એક ઉત્તમ પુસ્તકની હિંસા કરે છે તે તો વિચારશકિતનું જ ગળું કાપે છે. પુસ્તકની સ્વતંત્રતા લઈ લેવી તે અમરતા અને વીચારશક્તિની સરાસર કત્લેઆમ કરવા બરાબર છે.

પોતાના સિદ્ધાન્તો પર દ્રઢ હોવા છતાં પણ મિલ્ટને પોતાના ધાર્મિક તથા રાજનૈતિક સિદ્ધાન્તો છ સાત વાર બદલ્યા. અંતે તે ઓલીવર ક્રોમવેલની સાથે તેની ગાઢી મિત્રતા હતી. ક્રોમવેલના મૃત્યુ પછી ૧૬૬૦ માં લોકસત્તાનું જડ ઉખડી ગયું અને રાજસત્તાના પક્ષપાતિયોનું જોર વધી ગયું. મીલ્ટન આ સમયે લેટીન સેક્રેટરીના પદ પર અધિષ્ઠિત હતો. આથી તેને કાઢી મુકવામાં આવ્યો અને તેના ૩૦૦૦૦ રૂપીઆ લઈ લેવામાં આવ્યા. તેના પક્ષવાળા તદન પરાસ્ત થઈ ગયા અને તેના સિદ્ધાન્તો ધુળમાં મળી ગયા. રાજસત્તાવાળાઓએ તેને બહુ હેરાન કીધો અને આખરે તેને પકડી થોડા દિવસ સુધી વગર ભાડાની કોટડીની હવાની લ્હેજત લેવા દીધી.

કેદખાનામાંથી છુટો થઈ ૧૬૬૩ માં તેણે પોતાનો ત્રીજો વિવાહ કીધો.

વૃદ્ધાવસ્થાને લીધે તથા પોતાના પક્ષનો પરાજય થવાથી તે હવે અધિકતર એકાન્તમાં જ રહેવા લાગ્યો. લોકોને મળવાનું પણ તેણે હવે પ્રાયઃ બંધ કરી દીધું. વૃદ્ધાવસ્થામાં ધન અને માન બન્ને ગુમાવી, અનેક પ્રકારના શારીરિક, તથા માનસિક કષ્ટો સહન કરી તેણે પોતાના સર્વોત્કૃષ્ટ કાવ્ય 'પેરેડાઇઝ લોસ્ટ' (Paradise Lost)ની રચના શરૂ કીધી. જ્યારે તેની પોતાની પુત્રીયો તેના પૈસા ચોરી લેતી અને તેની આજ્ઞા માનવાને બદલે તેની મશ્કરી કરતી હતી એવી અવસ્થામાં તેણે 'પેરેડાઇઝ રીગેઇન્ડ' (Paradise regained) તથા સેમ્સન એગોનીસ્ટીઝ (Samson Agonistes) નામક પ્રખ્યાત મહા કાવ્યો

લખ્યાં. તે આટલું કરીને પણ અટક્યો નહીં. વિવિધ વિષયો પર બીજાં પાંચ છ પુસ્તકો તેણે લખી નાખ્યાં. ધન્ય તેનાં અધ્યવસાય તથા અદમ્ય સાહસ! આંધળા થઈ જવા પછી પણ પોતાના છેલ્લા શ્વાસ સુધી પોતાના ઉદ્દેશને મીલ્ટને જે રીતિથી પૂર્ણ કીધો તેનું સ્મરણ કરતાં અને તેની દુરાવસ્થા પર વિચાર કરતાં એ જ કહેવું પડે છે કે 'મહાકવિ' ની ઉપાધ તેને જેટલી મોંઘી મળી તેટલી મોંઘી ઘણા જ થોડા કવિયોને મળી હશે.

આ રીતે લૌકિક સાધનોથી પ્રાપ્ત કરેલી પોતાની અલૌકિક કીર્તિ કૌમુદીને દિગન્ત-વ્યાપિની કરી સન ૧૬૭૪ ઇસવીમાં મીલ્ટન આ દુઃખમય સંસાર સાગરને ઇશ્વરનું ધ્યાન ધરતો પાર તરી ગયો.

કવિ બનવા માટે મીલ્ટને પચીશ ત્રીસ વર્ષ સુધી અધ્યયન રૂપી ઘોર તપસ્યા કીધી. આંધળો થવાથી પુસ્તકો વાંચી સંભળાવવા માટે તેને નોકર રાખવાની જરૂર પડી હતી. ત્યારે તે મહા પરીશ્રમે 'પેરેડાઇઝ લૅાસ્ટ'ના જેવું મહાકાવ્ય લખવાને તૈયાર થયો હતો. શેક્સપીઅર અધિક પરીશ્રમ વાના જ સર્વોત્તમ કૃતિઓ રચી શક્યો હતો. આથી મીલ્ટનની કવિત્વ શક્તિને નૈસર્ગિક ગણવી કે કેમ? અમારો તો એ જ મત છે કે **મીલ્ટનને** કવિત્વ-શક્તિ અધિકતર (પૂર્ણતઃ નહીં) તેના અવિચલ કાવ્યપ્રેમ, ઇશ્વરભક્તિ, અવિરામ અધ્યયન તથા અલૌકિક અધ્યવસાય આદિ સાધનોથી પ્રાપ્ત થઈ હતી. પરમ ભક્ત અને મહા વિદ્વાન માર્ક પેટીસને તેને શેક્સપીઅરથી ઉતરતું પદ આપ્યું છે અને જનસમાજ પણ અંગ્રેજી કવિયોમાં તેને દ્વીતીય સ્થાન આપે છે.

મીલ્ટને કવિ બનવાના થોડાક સાધનોનો ઉલ્લેખ કર્યો છે જેને વિસ્તાર ભયથી અહિ દર્શાવવાં અનુચિત ગણ્યાં છે.

મીલ્ટને પૂર્ણ વિશ્વાસ હતો કે ઇશ્વિર કૃપાથી હું મહા કવિ બની શકીશ. કવી બનવાની આ ઉત્કટ ઇચ્છાએ તેના જીવન પર ઘણો પ્રભાવ નાખ્યો અને દિનપ્રતિદિન તેની આ આકાંક્ષા વધતી ગઈ. તે આકાંક્ષાની પૂર્ણતાને માટે તેણે ધન તથા સાંસારિક માનમર્યાદાની જરાયે દરકાર કીધી નહીં. તેમાં જ સિદ્ધ હસ્ત થવા તથા અનુભવ પ્રાપ્ત કરવા તેણે અસાધારણ અધ્યયન કર્યું, દેશપર્યટન કીધું, રાજનૈતિક પક્ષાપક્ષીયોમાં પણ માથું ઘાલ્યું, સરકારી નોકરી કીધી; અને કેટલાક વિવાહ કીધા. સત્ય મનથી ઇશ્વિરની પ્રાર્થના કરવી, લેટીન અને ગ્રીકનાં સારાં સાર પુસ્તકો વાંચવાં અને જાણવા યોગ્ય વાતો કોઈ પણ રીતે જાણી લેવી તેને મીલ્ટને પોતાની [illegible] સિદ્ધિનાં સાધનો ગણ્યાં હતાં. જ્યારે તે યુરોપમાં મુસાફરીયે ગયો હતો ત્યારે [illegible] ભાષાઓમાં પદ્યરચના કરી. તેને ઘણી કીર્તિ મેળવી જે બાબતનો [illegible] છે. લોકોનો મત હતો કે તે અંગ્રેજી કરતાં લેટીન ભાષામાં સારી [illegible] રાજનૈતિક કજીઆ હતો, પરંતુ મીલ્ટને પોતાની માતૃભાષા અને માતૃભૂમિની ખ્યાતિને મા[illegible] દીધી કાવ્ય ગ્રંથો લખવાનું ઉચિત ધાર્યું હતું. એમ તેના એક પત્ર ઉપરથી વિદિત થ[illegible]તભાષાની સેવા બજાવવી તેને તે પોતાનો પરમ ધર્મ સમજતો હતો. ક્રમભાગ્યે યુવા[illegible]ના મદમાં મસ્ત થઈ તેણે ઘણાંક આક્ષેપ પૂર્ણ પુસ્તકો

અને લેખો લખ્યાં છે. તે પુસ્તકોની કીંમત આજકાલ સેરા માત્ર પણ અંકાતી નથી અને આપણા મહા કવિયે આવાં આવાં પુસ્તકો લખી પોતાના ઘણા અમુલ્ય સમયનો વ્યય કર્યો હતો એમ વાચારતાં અફસોસ થયા વગર રહેતો નથી.

અસ્તુ, હવે તે ચર્ચા પડતી મુકી અહીં તેની કવિતાનાં થોડાંક ઉદાહરણો આપીશું. તેના કાવ્યનો ગુજરાતીમાં અનુવાદ કરવો એ તેના મહત્વને ઓછું કરવા જેવું જ છે. અતએવ મૂલનો ભાવાર્થ જ ગુજરાતી ગદ્યમાં આપવામાં આવે છે.

What though the field be lost?
All is not lost; the unconquerable will
And study of rebeny, immortal hate,
And courage never to submit or yield,
And what is else not to be overcome?

ઇશ્વરથી હારી ગયેલા નર્કમાં પડેલા ફિરિસ્તાઓમાંથી પોતાના એક સાથીને શયતાન આમ કહી ઉત્તેજિત કરે છે "યુદ્ધમાં હારી ગયા તો શું થયું? બધું તો નથી હાર્યા ને? હું મારી બદલો વાળવાની અદમ્ય ઇચ્છાથી, ઘોરતર પણાથી અને સતત હીંમતથી શું ન કરી શકું?

કોઈ પણ વિષયમાં સુખ વા દુઃખનો અનુભવ મન જેમ ચાહે તેમ કરી લ્યે છે. અર્થાત્ સુખ અને દુઃખનો અનુભવ કેવળ કલ્પના પ્રસુત જ છે. આ સિદ્ધાન્તને મીલ્ટને નીચે મુજબ લખ્યો છેઃ—

The mind is its own place and in itself
Can make a Heaven of Hell, a Hell of Heaven.

મીલ્ટનના કાવ્યોમાં વર્ણનની ખુબી ઘણી ચમત્કૃત છે. જુઓ નર્કમાંથી શયતાનના ભાગી જવાનું વર્ણન કેવી કુશળતાથી કરવામાં આવ્યું છે?

Springs upward, like a pyramid of fire,
Into the wild expanse, and, through the spock
Of fighting elements, on all sides round:
Environed, wins his way.

સેમ્સન એગોનીસ્ટીઝમાં સેમ્સનને બહાને મીલ્ટને છુપી રીતે પોતાની કથા કહી નાખી છે. જેવી રીતે પોતાના શત્રુઓની વચ્ચે મીલ્ટનને આંધળા થઈ રહેવું પડયું હતું તેવીજ રીતે સેમ્સનને પોતાના શત્રુઓની વચ્ચે પડેલો મીલ્ટને દેખાડયો છે. આ દુઃખને તે અતી કરૂણાજનક રીતિયે ચીત્રે છે.

મીલ્ટન સરખા મહાકવિયોના ઉદ્‌ગાર અને તેના અનુભવો અવશ્ય વાંચવા લાયકજ છે. યદિ મીલ્ટનની કવિતાઓનાં સારાં સારાં ઉદાહરણો એકત્ર કરવામાં આવે તો એક મોટું પુસ્તક બની શકે. અતએવ આ વિષયને હવે પડતો મુકી મીલ્ટનની નીરંકુશતાનાં બે ચાર ઉદાહરણો આપવામાં આવે છે.

યથાર્થ સમાલોચના ( Honost Criticism ) ના મહત્વને સમજવાવાળી અંગ્રેજ વિદ્વાન મંડળીએ મીલ્ટનના દોષોનો સહર્ષ સ્વીકાર કરી પોતાની ન્યાયપ્રિયતાનો પરિચય દીધો છે. પાશ્ચાત્ય વિદ્વાનો સારી રીતે સમજે છે કે ગમે તો મહાકવિ હોય તોપણ તેનામાં ભૂલ હોવાનો સંભવ તો ખરોને ખરોજ.

મીલ્ટનના સમયમાં પૃથ્વીના વિષયમાં બે સિદ્ધાન્તો પ્રચલિત હતા. કોઈ કોઈ પૃથ્વીને સમસ્ત તારામંડળનું કેન્દ્ર માનતા હતા. કોઈ કોઈ સૂર્યને માનતા હતા. આપણા મહાકવિયે ક્યાંક એકને તો ક્યાંક બીજાને માન્યો છે. ઇલ પેન્સોરાસો અને લેલેગ્રોમાં પ્રાકૃતિક દૃશ્યોનું વર્ણન છે. આવા વર્ણનમાં મીલ્ટને ક્યાંક ક્યાંક હદ બહાર નીરંકુશતા દેખાડી છે. એક સ્થળે મીલ્ટન કહે છે કે "લાવરી મારી બારી સુધી આવી જતી હતી" પણ અહીંઆં મીલ્ટને બહુજ પ્રકૃતિ પરિચય હીનતા દેખાડી છે, કેમકે લાવરી વસ્તીવાળા ભાગમાં કદાપિ પણ ભટકતી નથી.

મીલ્ટને એક સ્થળે લખ્યું છે કે ",લિસિડાસના રથપર પ્રિમરોઝ, વુડબાઇન, ડેફોડીસ અને જેસમિન નામક પુષ્પો વિખેરવામાં આવ્યાં હતાં પણ આમાંના કેટલાંક પુષ્પો એકજ રતુમાં નથી મળતાં તો પછી એક સાથે કેમ વીખેરી શકાય ? આવી ભૂલો આપણો મહાકવિ કરી ગયો છે.

ડૉક્ટર જોન્સન જેવા વિદ્વાનના મત પ્રમાણે મીલ્ટન સાહિત્ય વિષયક ચોરીઓ પણ ઘણી કરતો હતો. લેટીન અને ગ્રીક કવિયોના ભાવો જેમના તેમ તે પોતાના નામથી રાખી દેતો ! વધારે તો શું પણ પોતાના સહુથી પ્રસિદ્ધ મહાકાવ્ય 'પેરેડાઇઝ લોસ્ટ' માં પણ અધિકતર Caldmon, Andreini અને Vondal ) આ ત્રણ પ્રાચીન કવિયોના ભાવોની ચોરી કરી તેણે પોતાના તરીકે ઠરાવ્યું છે ! મીલ્ટનના પક્ષપાતિયો તેના બચાવમાં એમ કહે છે કે મીલ્ટન એટલું બધું અધ્યયન કરતો હતો તથા મનનમાં એટલો બધો નીમગ્ન હતો કે ક્યાંક ક્યાંક અન્ય કવિયોની ઉક્તિઓને તે પોતાનાજ મગજની ઉત્પત્તિ સમજી લખી દેતો હતો ! પણ જ્યાં આ બહાનું નથી ચાલતું ત્યાં તે લોકો આને મહાકવિનું સ્વત્વ વિશેષ ( Epic privilego ) બતાવી વાત વીસારે પાડે છે. અસ્તુ, જે હોય તે, પણ મીલ્ટન અંગ્રેજી ભાષાનો મહાકવિ પોતાની અધ્યવસાયશીલતા, એકાગ્ર ચીત્ત, વિશ્વાસ અને પરીશ્રમથીજ થઈ શક્યો હતો તેમાં તો લેશ માત્ર સંદેહ નથી. શેક્સપીઅર શીવાય તેનાથી ઉચ્ચ પદ મેળવવાને અન્ય કોઈ કવિ અધિકારી ગયો નથી.

કલકત્તા.
તા. ૨૧-૧૧-૧૧

ચાંપશી વિઠુલદાસ ઉદેશી.

---

# ॥ पूर्वमीमांसा दर्शन. ॥

( અનુસંધાન ગતાંકથી. )

सूत्रम् ॥ तुल्यं च साम्प्रदायिकम् ॥ १–२–८ सि०

साम्प्रदायिकं संप्रदायेन गुरुपरंपरया प्राप्तत्वं तद्विध्यर्थवादयोस्तुल्यम्.

જો સ્તુતિવાક્યની અપેક્ષા રહિત વિધિવાક્યો હોય, ને સ્તુતિવાક્યનો વેદમાં પ્રમાદથીજ પાઠ હોય તો સ્તુતિ વાક્યો અનર્થક થાત પણ સંપ્રદાયરૂપ પ્રયોજનવાળાં વિધિવાક્યોનું તથા અર્થવાદ વાક્યોનું ગુરુ પરંપરાદ્વારા પઠન પાઠનરૂપ ધર્મની સિદ્ધિ તુલ્ય છે, ને બંને વાક્યનું સ્મરણ પણ તુલ્ય છે, તેથી સ્તુતિવા અર્થવાદ વાક્યનું પ્રમાદ પાઠપણું નથી.

सूत्रम् ॥ अप्राप्ताचानुपपत्तिः प्रयोगेहिविरोधः स्यात्शब्दार्थस्त्व प्रयोगभूतः तस्मादुपपद्येत १–२–९ सि०

अधुनापूर्वोक्त शास्त्रदृष्टविरोध परिहारमाह अप्राप्तेतिविरोधः शास्त्रविरोधः स्तेनंमनः इत्यादिप्रयोगेमनः स्तेनंकुर्यात् इतिविध्यर्थेसतिस्यात् शब्दार्थः स्तुतिनिन्दाद्यर्थबोधकस्तुअप्रयोगभूतः अप्रयोजकः तस्मातअनुपपत्तिः विरोधरूपाअप्राप्ताहियतः सर्वमुपपद्यते ।

બીજી વાત એ છે કે શાસ્ત્રવિરોધથી અને દૃષ્ટવિરોધથી તે અગ્નિ રોતો હવો ઇત્યાદિ સ્થલમાં જે અનુપપત્તિ કરી હતી તે પ્રાપ્ત નથી. કારણ કે મનને ચોરકરે ઇત્યાદિ વિધ્યર્થતા માનીયે તોજ વિરોધ આવે પણ આંહી શબ્દાર્થ વિધિરૂપ નથી, પણ સ્તુતિરૂપ છે. તેથી સઘળું બંધ બેસતુંજ છે.

सूत्रम् ॥ गुणवादस्तु ॥ १–२–१० सि०

आपोवैशान्ताः इत्यादिवाक्यंतु वेतसशाखया अवकाभिश्चविकरिष्यति इत्यस्यविधेस्तावं सचगुणवादत्वेन यथागुणस्यविधेय कारणगतगुणस्यवादः कथनं तत्रवेत सशाखाअवकयोः कारणमापः तन्निष्ठगुणवादेन कारणगुणाः कार्यगुणानारभंतइति कार्यस्तुतिरेव.

પૂર્વે કહ્યું કે સ્તુતિવાક્યો તે વિધેયની સ્તુતિદ્વારા રોચકવાક્યો છે એમ કેમ બને જે સ્થલે વિધેય એક હોય ને સ્તુત્ય બીજું હોય જેમકે નેતરની શાખાવડેને અવકવડે અગ્નિને વિખેરે છે એ વાક્યમાં નેતર અને અવકનું વિધાન છે તેનું શેષવાક્ય જળ શાન્ત છે એમ ભણે છે. એ બે વાક્યનો વિરોધ કેમ ન થાય, પણ એ ગુણવાદ છે તેથી વિરોધ નહીં થાય. જો એક સંબંધિની સ્તુતિ કરવામાં આવે તો બીજા સંબંધીની સ્તુતિ પણ થાય તે ગુણવાદ છે. વેતસ અને અવક બંનેનો સંબંધ છે તેથી વેતસની સ્તુતિથી જળની સ્તુતિ

થાય. જેમકે હમારા સંબંધી દેવદત્ત છે તેથી દેવદત્તની સ્તુતિવડે હમારી પણ સ્તુતિ થઈ કહેવાય યાગમાં રૂપાની દક્ષિણા ન દેવાય એ નિષેધ વિધિના શેષરૂપ વાક્ય તે અગ્નિ રોતો હવો એ છે, કેમકે રોયું તે રૂદ્રનું રૂદ્રત્વ છે, આ વાક્યમાં તે શબ્દ પ્રકૃતની અપેક્ષા રાખે છે, તેથી એ વાક્ય સાકાંક્ષ છે એમ જણાય છે. કારણ કે જે અશ્રુ પડયાં તે રજત થયું. તેવી રીતે પૂર્વપ્રકૃતની અપેક્ષા તે શબ્દ રાખે છે. તેથી યાગમાં રજત દક્ષિણા આપવાથી તેજ વર્ષમાં તેના ઘરમાં રૂદન થાય. આ હેતુથી યાગમાં રજતની દક્ષિણા નહીં આપવી. તેથી એ સર્વે વાક્યો સાકાંક્ષ છે, અને ગુણવાદથી ઉપકારક છે. રોદનથી ઉત્પન્ન થયેલ રજતને યાગમાં આપનારનું રૂદન પ્રાપ્ત છે તેના પ્રતિષેધનો ગુણ અરોદન છે. અગ્નિને રૂદન પ્રાપ્ત કેમ થાય, અશ્રુથી નહીં થતા રજતની અશ્રુથી ઉત્પત્તિ કેમ કહેવાય, તથા સંવત્સરમાં જ રૂદનની પ્રાપ્તિ નથી તેને રૂદનની પ્રાપ્તિ કેમ કહેવાય તો તે બધું ગુણવાદથી છે. રૂદન નિમિત્તવાળા શબ્દનો પ્રયોગ છે એટલે અશ્રુ ધોળાં ને રૂપું પણ ધોળું એમ અશ્રુ અને રૂપાનું વર્ણ સામ્ય છે તે જ કારણથી અશ્રુથી નહીં ઉત્પન્ન થનારને પણ અશ્રુથી ઉત્પન્ન થયલ કહેવાય છે. ધનત્યાગમાં દુઃખ હોવાથી સંવત્સરમાં રૂદન થશે; એ નિન્દા છે, *તે પ્રજા વા પશુ કામનાવાળાએ પ્રજાપતિ સંબંધી ઘેટાનું આલંબન કરવું જોઈએ*, એ વિધિની આકાંક્ષા રાખનાર અર્થવાદ વાક્ય પ્રજાપતિએ પોતાનાં આંતરડાં બ્હાર કહાડ્યાં એ છે. એ પણ ગુણાનુવાદ છે. પશુઓ કાંઈ એવી રીતે ઉત્પન્ન થયલાં છતાં એ કર્મના સામર્થ્યથીજ અગ્નિમાં હોમેલાં આંતરડાંથી ઘેટા થયા, એમ ઘણા પશુઓ થાય છે. પ્રજાપતિએ આંતરડાં બ્હાર કહાડ્યા વગર આંતરડાં બ્હાર કહાડ્યાં કેમ કહેવાય. તેનું એમ છે કે એ સત્ વૃત્તાંતનું કથન છે. પણ સ્તુતિદ્વારા એ વાત ઘટે છે. એ અસત્ વૃત્તાંત રૂપ અન્વાખ્યાન ( અર્થવાદ ) માં બે વાતની સિદ્ધિ છે. એક વૃત્તાંતનું જ્ઞાન ને પ્રરોચના વા દ્વેષ. તેમાં પ્રયોજનના અભાવથી વૃત્તાંતનું અન્વાખ્યાન પ્રવર્તક વા નિવર્તક નથી તેથી જ અન્વર્થક એ એમ વિવક્ષા નથી. કેમકે પ્રરોચનાથી પ્રવૃત્તિ અને દ્વેષથી નિવૃત્તિ વિવક્ષિત છે. વળી વૃત્તાંતનું અન્વાખ્યાન વિહિત હોય તો વેદનો આદિ મત્તા પણ થશે, તે ઇષ્ટ નથી. એવા નિરાલંબનનું આખ્યાન કેમ શબ્દ, તો પ્રજાપતિ નામનો એક નિત્ય પદાર્થ છે તે વાયુ આકાશ અથવા આદિત્ય છે. અર્થાત્ વાયુરૂપ પ્રજાપતિ પોતાનાં આંતરડાં રૂપ વૃષ્ટિને બ્હાર કહાડ્યાં, આકાશે વાયુને બ્હાર કહાડ્યો, ને સૂર્યે રશ્મિ કહાડી. એ આંતરડાંને અગ્નિમાં નાખવાથી વીજળી રૂપ ઘેટાની ઉત્પત્તિ થઈ. તે પ્રકાશને માટે થાય છે. અથવા વૃષ્ટિથી અન્ન, બીજને વેલ ઉત્પન્ન થયા. તેનો ઉપયોગ કરવાથી પ્રજા તથા પશુ વિગેરેની પ્રાપ્તિ છે. એમજ ઉક્ત વાક્યની ગૌણતા છે. આદિત્ય સંબંધિ પ્રાયણીયને ઉદયનીય ચરૂ છે એ વિધિનું શેષ દેવ [illegible] દેવયજન કરીને દિશાઓ ભૂલી ગયા એ છે. એમાં પણ સર્વના વ્યામોહનું કારણ [illegible] આદિત્યનો ચરૂ છે. એમ આકાંક્ષા હોવાથી દિગ્મોહની સ્તુતિ છે. આદિત્ય ચરૂ દિગ્મોહનું [illegible] ન હોય; પણ પ્રકૃતમાં ઘણાં કર્મની પ્રાપ્તિ હોવાથી અવધારણને અવકાશાદિની ખામીથી ગૌણ છે.

**सूत्रम् ॥ रूपात्प्रायात् ॥ १-२-११ जै०**

रूपात्स्तेनवृत्तरूपाद्धर्मवत्वाद्स्तेनेन चोरेणामिदंप्रायात् अयमर्थः स्तेनेयथा प्रच्छन्नसंचारस्तथा मनसिसत्यात्स्तेनं मनइत्ययमौपचारिकः प्रयोगः ॥

**हिरण्यंहस्ते भवति, अथग्रह्णाति** એ બે વાક્યની અપેક્ષા રાખનાર **स्तेनंमन; अनृतवादिनीवाक्** એ બે વાક્યો છે તેથી મનને વાણીની નિંદાદ્વારા સુવર્ણની સ્તુતિ છે.

જેમ દેવદત્તને ભોજન કરાવે તો પછી ઋષિનું શું કામ. મન ચોર નહીં હોવા છતાં તેને ચોર કહેવું, અને વાણી સત્ય હોવા છતાં તેને જુઠા બોલી કહેવી તે માત્ર નિંદાને વાસ્તેજ છે, એ રૂપથી ગુણવાદ છે. સાર એ છે કે જે જેમ ચોર સંતાતા ફરે છે તેમ મન પણ કરે છે.

## सूत्रम् ॥ दूरभूयस्त्वात् ॥ १-२-१२ सि०

**दूर भूयस्त्वात् दूरयाहुल्यात दिवा धूम एव दृश्यते नाग्निः॥**

દ્વ્યર્થરોધનું ઉદાહરણ કે, દિવસે અગ્નિનો ધૂમજ દેખાય છે, તેની અર્ચિષ-જ્વાલા દેખાતી નથી, તેમ જ રાત્રે અગ્નિની જ્વાલા દેખાય છે, ધૂમ દેખાતો નથી જેમ- "**अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा इति सायं जुहोति, सूर्यो ज्योतिर्ज्योतिः सूर्य स्वाहा इति प्रातर्जुहोति**" આ વિધિ વાક્યનું શેષ વાક્ય છે, તે **मिथलिंग** અને **मंत्र** એ બંનેની આકાંક્ષાને લીધે અર્થવાદ છે. અને સૂર્ય અને અગ્નિ એ ઉભય દેવતાના સંનિધાનમાં સ્તુતિ ઘટિત છે, અર્થાત્ અતિ દૂરતાને લીધે ધૂમ અને અગ્નિના અદર્શનમાં ઉક્ત શબ્દો ગૌણ છે.

## सूत्रम् ॥ स्वयपराधात् कर्तुश्च पुत्रदर्शनम् ॥ १-२-१२

**प्रवरानुमन्त्रणविधिसमीपे नचैतद्विद्मो ब्राह्मणा वा वयम ब्राह्मणा वा इति श्रूयते। तत्र संशयः प्रत्यक्षविरुद्धः स च स्वयपराधात् स्त्रियो व्यभिचार जन्यादपराधात् कर्त्तुः पुत्रदर्शनं अन्यजात्युत्पन्नपुत्रदर्शनं संभवति ततोऽयमर्थवाद आर्येयं वृणीत इति विधेः शेषः ।**

પૂર્વોક્ત દૃષ્ટ વિરોધમાં બીજું ઉદાહરણ એ કે, "અમે બ્રાહ્મણ છીએ કે નહીં" એ અમે જાણતાં નથી, તે "**प्रवरे प्रवियमाणे देवाः पितर इति ब्रूयात्**" આ વિધિ વાક્યનું શેષ વાક્ય છે. જે અબ્રાહ્મણ હોય, તે પણ ગોત્ર પ્રવરના ઉચ્ચારણથી બ્રાહ્મણ થાય છે, :એવી સ્તુતિ આ વાક્યનું પ્રયોજન છે. સ્ત્રીના વ્યભિચારાદિ અપરાધથી પુત્રમાં બ્રાહ્મણપણાનો સંશય ગૌણ છે, તે માત્ર અજ્ઞાનતાનું વચન છે.

## सूत्रम् ॥ आकालिकेप्सा ॥ १-२-१६ सि.

**दिक्ष्वतोकाशान् करोतीति श्रूयते । तत्र चतुर्षु दिक्षु धूमवहिर्गमनार्थं शालायां छिद्रं क्रियते तस्यार्थं वाक्यशेषः कोऽस्ति तद्वेदामुष्मिंल्लोके स्वर्गोऽस्तिनवेति तत्र श्रुतिसिद्धस्य स्वर्गस्य दृष्टफलाभावेऽपि आकालिकेप्सा तात्कालोद्भवस्य सुखस्य दुःखनिवृत्तिग्रहणात्मकस्येच्छा भवति ॥**

શાસ્ત્ર દૃષ્ટ વિરોધનું ઉદાહરણ કે, "પરલોકમાં સ્વર્ગ મળશે કે નહીં?" એ કોણ

જાણે-એ વાક્ય છે. ત્યાં "યજ્ઞશાલાના ધૂમને નીકળવાનું છિદ્ર કરવું જોઇએ." આ વિધિ વાક્યની આકાંક્ષા રાખનાર ઉક્ત વાક્ય પ્રત્યક્ષ દૃઢ એવા ધૂમનિવૃત્તિરૂપ સુખની અપેક્ષાથી અર્થવાદ રૂપ છે.

सूत्रम् ॥ विद्या प्रशंसा १-२-१५ सि.

**शोभतेऽस्य मुखं य एवं वेदेतिविद्या प्रशंसा गर्गत्रिरात्र वेदनस्य ॥**

'આ પુરૂષનું મુખ શોભે છે,' એવી રીતે જે જાણે તે **गर्गत्रिरात्र** બ્રાહ્મણની સ્તુતિ ને ઉદ્દેશીને છે. 'આ પુરૂષની પ્રજામાં **वाजी** અશ્વ અથવા **अन्न** ઉત્પન્ન થશે,' આ વાક્ય વેદાનુમંત્રણની પ્રશંસા કરે છે. અર્થાત્ મુખશોભા અને વાજિમત્વ-એ ગૌણ છે, એટલે શિષ્ય-પ્રશિષ્યો એ ઉદ્‌ઘોષણા કહેલ પ્રશંસાનું કથન છે. અને જે સતત અધ્યયન અને શ્રવણથી બુદ્ધિમાન્ પ્રજા ઉત્પન્ન થાય એ પ્રતિગ્રહથી અન્નને પ્રાપ્ત કરે છે.

सूत्रम् ॥ सर्वत्वमाधिकारिकम् ॥ १-२-१६ सि.

**पूर्णाहुत्या सर्वत्वं सर्वफलप्राप्तिः अधिकारिकं अधिकारसिद्धं प्रकृतस्य औपचारिकं वा॥**

'પૂર્ણાહુતિથી સર્વ પ્રકારના ફલની પ્રાપ્તિ થાય છે.' એ વાક્ય '**पूर्णाहुतिं जुहोति**' આ વિધિ વાક્યનું શેષ છે. એવી રીતે 'અશ્વમેધ કરનાર મૃત્યુને તરે છે-વહી જાય છે,' ઇત્યાદિ ફલ વાક્ય પણ વક્ષ્યમાણ (આગળ કહેવામાં આવશે એ) રીતિથી ગૌણ છે.

सूत्रम् ॥ फलस्य कर्मनिष्पत्तेस्तेषां लोकवत्परिमाणतः फलविशेषः स्यात्॥ १-२-१७ सि.

**फलस्य स्वर्गादेः कर्मनिष्पत्तेः कर्मणां सिद्धेः तेषां कर्मणां परिमाणतः फलविशेषः न्यूनाधिकभावरूपः स्यात तत्रेदं निदर्शनं लोकवदिति यथा लोकेऽल्पक्रियाया अल्पभृतिः महत्याः क्रियायाश्च महतीभृतिः तथा पूर्णाहुत्याः स्वर्गोऽल्पकालभोग्यः ज्योतिष्टोमेन च चिरकाल भोग्यः ॥**

જેમ લોકમાં થોડું કામ કરનારને થોડું મલે છે અને વધારે કામ કરનારને વધારે મલે છે, તેમ ફલોના પરિણામથી ન્યૂનાધિક ફલની સિદ્ધિ છે, એટલે પૂર્ણાહુતિથી સ્વર્ગનું અલ્પકાલ ભોગવી શકાય તેવું ફલ મલે છે અને જ્યોતિષ્ટોમ યાગથી સ્વર્ગનું લાંબા કાલ ભોગવી શકાય તેવું ફલ મલે છે.

सूत्रम् ॥ अन्त्ययोर्यथोक्तम् ॥ १-२-१८- सि.

**अन्त्ययोः अभागिप्रतिषेधाच्च अनित्यसंयोगात इत्यनयोः पूर्वपक्षयोः यथोक्तं पूर्वपादे यथोत्तरमुक्तं तथात्रापि॥**

પૂર્વપક્ષના છેલ્લા બે સૂત્રોના સમાધાનમાં કહેવાનું કે, "हिरण्यं निधाय चेतव्यं"

આ વિધિવાક્યના શેષવાક્ય આ છે કે, પૃથ્વીમાં કે અંતરીક્ષમાં અથવા સ્વર્ગમાં અગ્નિચયન કરવું નહીં, આ વાક્યમાં પણ સુવર્ણની સ્તુતિને માટે પૃથ્વી વગેરેની નિંદા છે, અર્થાત્ નિષેધબોધક નકારના પ્રતિષેધ, પર્યુદાસ અને અર્થવાદ–એવા ત્રણ અર્થ હોવાથી પૃથ્વી વગેરેમાં અગ્નિનું ચયન કરવું એ સ્થલે પ્રતિષેધ અને પર્યુદાસ નથી, પણ ત્યાં અપ્રાસ પ્રતિષેધ હોવાથી નિત્યાનુવાદરૂપ અર્થવાદ છે. અને જે બબર, પ્રવાહણિ ઇત્યાદિ અનિત્ય પુરુષોના સંયોગવાળા વેદની અનિત્યતા થવાનો પરિહાર પૂર્વે બબર શબ્દનો અર્થ વાયુના અનુકરણ રૂપે અને પ્રવહણિનો અર્થ પ્રકર્ષે વહન કરનાર કહેવામાં આવ્યો છે; તથાપિ **स्थूणखनन** ન્યાયથી અર્થવાદવાક્યોની દઢતા માટે પુનઃ પૂર્વપક્ષનું સમાધાન કરવામાં આવ્યું છે.

१ अधिकरण.

स्वामी. शान्तानन्द सरस्वति.

---

# शक्तसिंह अने प्रताप.

( એક કાલ્પનિક સંવાદ. )

( આ સંવાદમાં આવતાં બે પાત્રો શક્તસિંહ અને પ્રતાપ ઉભય ભાઈ હતા. પ્રતાપ મોટો અને શક્તસિંહ નાનો હતો.

મેવાડનો વીર રાણો પ્રતાપ એક સમયે પોતાના નાના ભાઈ શક્તસિંહ અને બીજા કેટલાક રાજ્યાધિકારીઓ સાથે શિકારે ગયો હતો. ત્યાં એક પ્રાણીને ઘણે દૂર દોડ્યું જતું જોઈ પ્રતાપ અને શક્તસિંહ ઉભયે એક જ વખતે પોતાનાં બાણ છોડ્યાં અને તે ઉભયનાં બાણો એક જ વખતે તે પ્રાણીના શરીરમાં જઈ ભોંકાયાં.

આથી વાદવિવાદ ઉત્પન્ન થયો. પ્રતાપે પોતાના બાણથી તે પ્રાણીનું મૃત્યુ થયાનું જણાવ્યું જ્યારે શક્તસિંહે પોતાના બાણને તે પ્રાણીના મૃત્યુનું કારણ દર્શાવ્યું.

આ વિવાદ ક્રમશઃ વધી પડ્યો અને તેનું પરિણામ એ થયું કે પ્રતાપે શક્તસિંહને ક્રોધના આવેશમાં પોતાના રાજ્યમાંથી દૂર કાઢ્યો.

વૈરાગ્નિથી પ્રજ્વલિત થયેલો શક્તસિંહ મોગલ શહેનશાહ અકબરના દરબારમાં ગયો અને તેને પ્રતાપ પર ચડાઈ કરવા લલચાવ્યો. પ્રતાપ અને તેના રાજ્યને લગતી ઘણી ખરી માહીતી તેણે અકબરને પૂરી પાડી અને યુદ્ધમાં તેનો યુદ્ધમાં તેનો જ વિજય થવાની સંપૂર્ણ આશા દર્શાવી.

આ રીતે પ્રેરીત થઈ અકબરે પ્રતાપની સાથે યુદ્ધ કીધું જે હલદીઘાટના યુદ્ધને નામે સુપ્રસિદ્ધ છે.

આ યુદ્ધમાં વીરનર પ્રતાપ અને તેના શૂરા સૈનિકો અતી વીરતાથી લઢ્યા પણ હીનભાગ્યે તેઓની સંખ્યા ટુંકી હોવાથી અંતે તેઓનો પરાજય થયો.

વીર રાણા પ્રતાપે પોતાનો પરાજય થયેલો જોઈ ભીરૂતાથી નહીં પણ મોગલ શાહેનશાહને નમવું ન આપવા રણભૂમિમાંથી પલાયન કીધું.

હીનભાગ્યે આ સમયે બે મોગલ સૈનિકોએ પ્રતાપને નાશી જતો જોયો.

સત્વર જ તેઓએ જેની પૂંઠ પકડી.

આ સમયે શક્તસિંહે આ સર્વ જોયું. આ સમયે તેનું હૃદય ભરાઈ આવ્યું.

પ્રતાપી મેવાડ ભૂમિના ભૂષણ રૂપ પોતાના જ્યેષ્ટ બંધુની, પોતાની શૂરવીર અને માનીતી રજપૂત જાતિની, અને પોતાની ગૌરવ પરીપૂર્ણ પ્રીય માતૃભૂમિની આવી હીન દશા જોઈ તેને અત્યંત પશ્ચાતાપ થયો.

ખરે! આ સમયે તેના નેત્રમાંથી બે અશ્રુબિંદુ ટપક્યાં!

પણ સુભાગ્યે તેણે પોતાના પશ્ચાતાપને શમાવ્યો અને લેશ માત્ર વિલંબ વગર પેલા બે મોગલ સૈનિકોની પૂંઠે પડ્યો.

તેણે પોતાના અશ્વને જેટલો બને તેટલો દોડાવ્યો.

સત્વર જ તે પ્રતાપની પૂંઠે દોડતા મોગલ સૈનિકોની સમીપ આવી પહોંચ્યો.

ક્ષણવારમાં તો શક્તસિંહની તરવારે એક મોગલ સૈનિકનું માથું તેના ધડથી જુદું કરી નાંખ્યું.

બીજો પલાયન કરી ગયો.

હવે પ્રતાપ અને શક્તસિંહ એકલા રહ્યા.

આ સમયે તે ઉભયની સ્થિતિ કેવી હશે?

આ સમયની તેઓની ઉભયની સ્થિતિ અને ઉભય વચ્ચે થયેલી વાતચીત આ સંવાદમાં આલેખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.)

---

શક્તસિંહ—( મરણ પામેલા મોગલ સૈનિક તરફ જોઈ ) અહા દુષ્ટ યવન ! જો આ તારી નીચતાનું ફળ !.

પ્રતાપસિંહ—( પાછું જોતાં શક્તસિંહ પર નજર પડતાં ) કોણ ? કોણ આ ? તું ? તું ? ભ્રાતૃદ્રોહી ?, ગૃહદ્રોહી ? દેશદ્રોહી ?. દૂર થા ઓ શૌર્યહીન ! દૂર થા. નારીની પેઠે કાયરતાથી પોતાના જ ભાઈની પૂઠે વેર લેવા આવ્યો છે ? અરે હીનાત્મા ! જા. સત્વર નાશી જા. નહીં તો પ્રતાપનો આત્મા પોતાના કનિષ્ઠ બંધુનો સકારણ વધ કરતાં પણ કમ્પીત થશે.

શક્તસિંહ—( નીચું જોઈ ) ભાઈ ! આ શક્તસિંહ હવે આગળનો શક્તસિંહ નથી. આ શક્તસિંહના હૃદયમાં હવે આગળની અધર્મતાનો વાસ નથી. હીનભાગી શક્તસિંહનો આત્મા હવે પોતાની માતૃભુમિ પ્રતિ તીરસ્કારભર્યો નથી. ઓ મારા વ્હાલા બંધુ ! તે આત્મા હવે ચોધાર આંસુએ રડે છે ( અત્યંત ગળગળો થઈ ) અરેરે ભાઈ ! મેં કેવો અધર્મ કીધો ?

પ્રતાપસિંહ—અને તે અધર્મમાં વૃદ્ધિ કરવા આવાં આવાં કરૂણાજનક વાક્યો વદિ પોતાના જ જ્યેષ્ટ બંધુનો વધ કરવાનો પ્રસંગ શોધવાનો પ્રયત્ન કરે છે કેમ ? અરે પાપાત્મા ! જરા તો લજ્જીત થા. શક્તસિંહ ! જા, ચાલ્યો જા. કપટભર્યા વીચારો તજી દે. નહીં તો સ્મૃતિમાં રાખજે કે પ્રતાપનો આત્મા પોતાના કનિષ્ટ બંધુનો સકારણ વધ કરતાં પણ કમ્પીત થશે.

શક્તસિંહ—ખરેખર ! ખરેખર ! મારા બંધુ ! હું વિશ્વાસ મુકવા યોગ્ય નથી જ. અરે ઇશ્વર ! હું કેવો અભાગીઓ ! અરેરે ! મારા પર મારા પોતાના ભાઇને પણ વિશ્વાસ મુકતાં સંકોચ થાય છે. અહા ! કોણ મારા સરખા પાપાત્મા પર વિશ્વાસ રાખે ? કોઈ નહીં, આ જગતમાં કોઈ નહી. ( તરવાર જોરથી દૂર ફેંકી દઈ ) દૂર થા ઓ ક્રુર તરવાર ! દૂર થા. તારે લીધે મારો ભાઈ પણ મારા પર વિશ્વાસ રાખતો નથી તો પછી ઓ હીનભાગિની ! તારૂં શું કામ છે ? આ જ જે વસ્તુને પ્રતાપનું હૃદય ધિક્કારશે તે વસ્તુને અવશ્ય જ શક્તસિંહનું હૃદય પણ ધિક્કારશે જ. ( અત્યંત દયામણો થઈ પ્રતાપને પગે પડતાં ) મારા વ્હાલા બંધુ ! હવે તો કપટનો ભય નથી ને ? હવે પોતાના પાપકર્મનું ઉચિત શાસન ઇચ્છતાં હૃદયનો નાશ કરતાં મારા વ્હાલા ભાઈ પ્રતાપ ! તમારા હૃદયને લેશમાત્ર પણ કમ્પીત કરશો નહીં. હવે તમારા આ પાપમય બંધુનો વધ કરતાં તમારા હૃદયને કમ્પીત ન કરતાં આલ્હાદીત બનાવજો. હવે આ હીનાત્માને આ જગતમાં જીવવા દઈ પૃથ્વી પર પાપનો ભાર ન વધારતા મારા ભાઈ ! પ્રતાપ ! પ્રતાપ ! મારા સરખા ભયંકર પાપના કરનારને ઉચિત શાસન આપવામાં તમારૂં હૃદય કમ્પીત થાય એ શું સંભવીત છે ? જુઓ, જુઓ. મારા ભાઈ ! તમારી ન્યાય અને વીરતા પૂર્ણ તરવાર મ્યાનમાં પણ કેવી ઉંચી નીચી થાય છે ? જાણે

મારો વધ કરવા આતુર હોય! હા, હા. તે મારો જ પ્રાણ માગે છે. તેને તૃપ્ત કરો મારા બંધુ! તમારા સરખા વીરની તરવારથી મારા જેવા કાયરનું મૃત્યુ થતાં મારૂં ભૂષણ વધશે.

પ્રતાપસિંહ—(સ્થંભીત થઈ) આ શું સત્ય? આ શું શક્તસિંહના મુખનાં વચનો?

શક્તસિંહ—ના બંધુ! ના અસત્ય. અરેરે! જે અસત્યતાથી પરીપૂર્ણ હોય તેની પાસેથી સત્યની લેશમાત્ર પણ આશા ક્યાંથી રાખી શકાય? જે અસત્ય જ હોય તે સત્ય ક્યાંથી થાય? હાય!

પ્રતાપસિંહ—(ગળગળો થઈ જઈ) શક્તસિંહ! ઉઠ. ઉભો થા. મારા પગ છોડી દે. હું તને ક્ષમા અર્પીશ.

શક્તસિંહ—ઉભો થાઉં? શા માટે? આપ સરખા વીર અને ધર્માત્માને મારૂં પાપી મુખ બતાવવા? ના, ના, કદી નહી. હું ઉઠીશ નહીં. મને આપના પવિત્ર પદનું ચુમ્બન કરતાં કરતાં જ મરવા દો. તેથી મને અપૂર્વ શાંતિ મળશે.

પ્રતાપસિંહ—શક્તસિંહ! ભૂતકાળનું વીસ્મરણ કર, વર્તમાનકાળનું કર્મ આચર અને ભાવિકાળની આલોચના કર. ઉઠ મારા ભાઈ! ઉભો થા. તારી આવી સ્થિતિનું એક વાર સર્વથા વીસ્મરણ કરી દે. અને નીર્દોષ ભ્રાતૃસ્નેહની શુચિ વિમલતાની ઝાંખી કર. આવ હું તને ક્ષમા અર્પીશ. ઉઠ, ઉભો થા અને મને ભેટ.

શક્તસિંહ—હાય! હું કેવો હીનભાગી! અરેરે! પ્રતાપ! તારા સરખા વીર અને ઉદાર હૃદયના મનુષ્યનો મારા સરખો નીચ અને પાપી ભાઈ! એ પ્રભુ! તારી આ કેવી અન્યાયપૂર્ણ રચના? ભાઈ! ભાઈ! બસ હવે તો હું મૃત્યુને જ યોગ્ય છું. હવે તો મારો વધ જ કર.

પ્રતાપસિંહ—શક્તસિંહ! મારા વ્હાલા ભાઈ! 'ભાવિની આલોચના કર' એ અમર વાક્ય ભુલી ગયો શું?

શક્તસિંહ—ભાઈ! ભાઈ! તું સદા સુખી થજે એ જ હું ઇશ્વર પાસે માગું છું—હા! તું સુખી જ થઈશ. (અત્યંત દુઃખથી) ઉહ્! ઉહ્! ભાઈ! હું ઉઠવા ઘણાયે પ્રયત્ન કરૂં છું પણ અરેરે! મારાથી નથી ઉઠાતું. ભાઈ! કયા આધારે મારા સરખો પાપી ઉઠીને ઉભો થાય? ના—ના ભાઈ! હું ઉભો નહીં થાઉં. મારો વધ કરો! મને કાપી નાખો! મને દાટી દો!

પ્રતાપસિંહ—શક્તસિંહ! હજી તું ન સમજ્યો? 'ભાવિની આલોચના કર' એ વાક્ય તું હજીયે ન સમજ્યો?

શક્તસિંહ—ભાવિની આલોચના! ભાઈ! મારે માટે તો ભાવિની આલોચના હવે મૃત્યુ જ છે.

હવે મારે માટે મૃત્યુ જ નિર્માણ થયું છે. હવે મારી શાન્તિનો વાસો મૃત્યુમાં જ છે. શાન્તિ! અહા મધુરી શાન્તિ! આવ! આવ! મને ભેટ. તને ભેટવા માટે હું મારા વ્હાલા બંધુની આજ્ઞાનો અનાદર કરૂં છું. અરે! અરે! એ ના પાડે છે! શાન્તિ ના કહે છે! મને ભેટવાની ના કહે છે! મને નહીં ભેટ? ઓ હીનભાગી શક્તસિંહ! તારા સરખા પાપીને કોઈ સંઘરતું નથી. અરે શાન્તિ દયા—દયા.

પ્રતાપસિંહ—શક્તસિંહ! સ્મરણમાં રાખ કે જે વસ્તુ ભાવિની આલોચનારૂપ છે તેજ વસ્તુ તને શાન્તિ આપશે. તારા હૃદયમાં પ્રજ્વલિત અગ્નિને તે જળનું રૂપ લઈ હોલવશે.

શક્તસિંહ—આપો! આપો! મારા વ્હાલા ભાઈ! મને શાન્તિ આપો! હું શાન્તિની ભિક્ષા માગું છું તે મને આપો. ભાઈ! મને શાન્તિનું દાન કરો! અરે પ્રતાપ! પ્રતાપ! તું શું માનવી? તું શું પામર મનુષ્ય જાતિ? તું શું સર્વ પ્રકારના દુઃખો અને તેમાં પણ સહુથી ભયંકર દુઃખ મૃત્યુને આધીન થનાર માનવ જાતિમાં નહીં, નહીં, તું દેવ છે.

પ્રતાપસિંહ—શક્તસિંહ! તું પ્રથમ ઉભો થા. પછી હું તને ભાવિનો પથ અને શાન્તિની છાયા બતાવીશ. હજી પણ તને જો કીર્તિનો સુખકારક ભંડાર પ્રાપ્ત કરવાની ઇચ્છા હશે તો તેની પ્રાપ્તિ અર્થે પણ હું તને માર્ગ દેખાડીશ. જે દીવ્ય અને સ્નેહ પરીપૂર્ણ ભૂમિમાં સ્વર્ગીય અપ્સરાઓનું સુમધુર ગાન રેલી રહ્યું છે, જ્યાં મૃત્યુનો તો ભયજ નથી, જ્યાં નિઃસ્વાર્થ સ્નેહ અને ઉત્કૃષ્ટ સૌંદર્યનું સંમિશ્રણ થયેલું છે, જ્યાં શાન્તિરૂપી દિવાલોથી ભવ્ય અને સુશોભીત સુખમંદિરો પ્રતિષ્ટિત થયાં છે એવી સુશાશ્વત ભૂમિ, જેને માનવ જાતિ સ્વર્ગ કહે છે તે ભૂમિમાં જવાનો માર્ગ હું તને બતાવીશ.

શક્તસિંહ—બતાવો! બતાવો! મારા બન્ધુ! બતાવો! (પ્રતાપના પગ ચુમી દઈ ઉભો થઈ)

પ્રતાપસિંહ—હું તને બતાવીશ. જો સાંભળ શક્તસિંહ! તારે માટે ભાવિની આલોચનારૂપ વસ્તુ માતૃભૂમિની સેવા જ છે. શાન્તિની સુશીતળ છાયા, કીર્તિનો સુખકારક ભંડાર, અને સુશાશ્વત સ્વર્ગ ભૂમિ પ્રાપ્ત કરવા તને નિઃસ્વાર્થ ભાવવાળી માતૃસેવા સહાયક થશે. શક્તસિંહ! આપણી વ્હાલી માતૃભૂમિ મેવાડની ભાવિમાં થનારી દશાનો વીચાર કર. અરેરે! એ દશાની કલ્પના માત્રથી કેટલો બધો ખેદ થાય છે? ભાઈ! એ હીનદશામાંથી તારી પ્રિય માતૃભૂમિને મુક્ત કરવા તું પ્રવૃત્ત નહીં થાય શું?

શક્તસિંહ—થઈશ—થઈશ મારા ભાઈ! થઈશ. આજથી આ શક્તસિંહ પોતાની પવિત્ર માતૃભૂમિની સેવા બજાવવા સદાયે પ્રવૃત્તજ રહેશે.

પ્રતાપસિંહ—શક્તસિંહ! ઇશ્વર સર્વદા તે પ્રવૃતિ અચલ રાખો. ભાઈ! આજ સેવા પ્રેમ અને સ્નેહના શુચિ ઉભરાથી આ હૃદય તને ચ્હાય છે તેવા ઉભરાથી તેણે તને કદાપિ પણ ચ્હાયું નથી. આવ—આવ માહાવ્હાલા ભાઈ! મને ભેટ (ઉભય સપ્રેમ ભેટે છે.)

શક્તસિંહ—બંધુ! આજથી આપણે ઉભય એક થઈશું. આપણા ઉભયના નિઃસ્વાર્થ આત્માના સંમિશ્રણથી આપણી વ્હાલામાં વ્હાલી માતૃભૂમિની સેવા બજાવવા પ્રવૃત થઈ સદાયે સતત્ ભાવે પ્રવૃત રહેશું. મારા વીરબંધુ પ્રતાપ! આજથી આપણે ઉભય એક—આપણા ઉભયના આત્મા એક—આપણા ઉભયનું લક્ષ્ય એક—આપણા ઉભયનું બળ એક—આપણા ઉભયની ઇચ્છાઓ એક અને આપણા ઉભયનું સર્વસ્વ—એક

પ્રતાપસિંહ—એક મારા ભાઈ! એક! આજથી વીરભૂમિ મેવાડની નિઃસ્વાર્થ સેવા અર્થે આ બે મેવાડ પુત્રો એક. આજથી આ ઉભય મેવાડ પુત્રો એક થયા છે અને સર્વદા એક ને એક જ રહેશે. માતૃભૂમિની સેવા માટે ઐક્યતા એ આજથી આપણા ઉભયનું લક્ષ્ય બનશે.

શક્તસિંહ—અહા! આજ મારા હૃદયમાં કેવો આનંદ ઉભરાય છે?

પ્રતાપસિંહ—શક્તસિંહ! આ જગમાં કયા હીનાત્માને પોતાની માતૃભૂમિની સેવા બજાવવાના વિચાર માત્રે આનંદમગ્ન નથી કીધો? પોતાની પ્રિય જન્મદાત્રિના રક્ષણાર્થે કોના હૃદયાકાશમાં સુઆશા રૂપી વિદ્યુતરેખાઓ નથી ચમકી? માતૃભૂમિનો જયધ્વનિ કર્ણે પર પડતાં કયા પાપાત્માના મુખ પર તેજસ્વી ભાવ નથી પ્રકટતો? તેમ જ તેનો પરાજય સાંભળી કોનું હૃદય વિષાદિત નથી બન્યું? અરે શક્તસિંહ! કોણ છે એવો આ જગતમાં જે પોતાની માતૃભૂમિ માટે બલહીન હોય? માતૃભૂમિની સેવા એ અતુલ બળ સંચારક ભાવના છે. ભાવના માનવ જાતિને પ્રતિ પ્રકારનો સંતોષ અને તે સંતોષ દ્વારા પ્રતિ પ્રકારનું સુખ અર્પણ કરે છે. જે ભાગ્યશાળી માનવના હૃદયમાં એ ભાવના પૂર્ણ રૂપે પ્રતિષ્ઠિત થઈ છે તે માનવને આ જગતમાં કોઈ પણ પ્રકારનો ભય અને તે ભય દ્વારા કોઈ પણ પ્રકારનું દુઃખ પ્રાપ્ત થતું નથી. ખરેખર, મારા ભાઈ! તે ભાવનાની વ્યાપ્તતા તે પરમ સુખની જ વ્યાપ્તતા છે, સ્વર્ગીય સંદેશ અને સ્વર્ગીય બળ તે દીવ્ય ભાવનાના સહાયક છે. તે નિર્મળ અને નિઃસ્વાર્થ ભાવના કોઈ પણ પ્રકારના દ્વેષ અને સ્વાર્થ પ્રતિ પુરેપુરી અભાવદર્શક છે. તે શુભભાવના ઐક્યતાની તો પરમ ઉપાસક છે. તે ભાવનાનું જો આપણે દૈવી સ્વરૂપ આલેખીએ તો આત્મભોગ અને નિઃસ્વાર્થતા એ બે તેની સુન્દર અને ચકચકીત પાંખોનું સ્થાન પ્રાપ્ત કરે, અને તે પ્રભાવશાળી પાંખો દ્વારા ઉચ્ચ આનંદમય પ્રદેશમાં ઉડી શકાય છે અને તે સ્વર્ગીય પ્રદેશમાંથી કેવળ આનંદમય ભાવ જ અનુભવાય છે. અરે શક્તસિંહ!

તે ભાવનાની તો કલ્પના માત્ર પણ અલ્હાદક છે, સત્ય તે ભાવનાનો આત્મા છે અને ઔચિત્ય તે હૃદય છે. ભાઇ ! આવી અપૂર્વ ભાવનાના સંચારથી ક્યા અભાગીઆના હૃદયામાં આનંદનો સંચાર ન થાય ?

શક્તસિંહ—પ્રતાપ ! પ્રતાપ ! મારા વ્હાલા ભાઈ ! રાજપુત જાતિના ભૂષણ ! તું કોણ ? અહા ! શા તારા વિચાર ? અરે મારા વ્હાલા ભાઈ ! મને ફરીથી એકવાર તારા દૈવીશક્તિ પૂર્ણ પદનું ચુમ્બન કરવા દે ( ફરી પ્રતાપના પગ ચુમ્બે છે ) અહા! મારા ભાઈ ! કેવી શાન્તિ થઈ ? શો તારા ચરણનો પ્રભાવ ? હા ! પ્રતાપ ! તારા સ્પર્શ માત્રથી જ માતૃભૂમિની સેવા બજાવવાનું અપૂર્વ બળ મને પ્રાપ્ત થયું છે. બસ—આજથી હું માતૃભૂમિનો જ દાસ છું.

પ્રતાપસિંહ—શક્ત ! જે પાપાત્માએ પોતાની માતૃભૂમિની અવગણના કરી છે તે માનવજીવન ધારણ કરવાને સર્વથા અયોગ્ય છે. જે નીચ મનુષ્યે એકવાર પણ પોતાની પ્રિય માતૃભૂમિના થોડા સમયના વિયોગ સમયે સજલ નેત્રે પોતાની માતૃભૂમિને પ્રણામ કરી ગદ્ ગદ કંઠે પ્રેમ અને વિષાદનાં વચનો નથી ઉચ્ચાર્યાં તે મુક્તાત્મા પ્રભુની સર્વથી ઉચ્ચ કૃતિ એવી માનવ જાતિમાં ગણાવા યોગ્ય નથી જ. જે હૃદયહીન મનુષ્યે એકવાર પોતાની માતૃભૂમિને પ્રકૃતિદેવીએ અર્પણ કરેલું સૌંદર્ય નીરખી પ્રેમ અને આલ્હાદથી છલકાતા હૃદયે " ઓ મારી રમણીય માતૃભૂમિ ! હું તારો જ દાસ છું અને સદા તારો જ દાસ થઈ રહીશ " એવું નથી કહ્યું તે અભાગી આત્માવાળા મનુષ્યને આ જગમાં વસતા સર્વ માનવીના અને તે સર્વ શક્તિમાન પ્રભુના કોટિશઃ ધિક્કાર હજો. અહા ! વીર પુત્રોની જન્મદાત્રી મેવાડ ભૂમિ ! હું અને મારો કનિષ્ઠ બંધુ જો કે આ ઉભયના તને પ્રણામ છે. ઓ શાશ્વત ભૂમિ ! આજે દ્વૈષભાવનો સર્વથા ત્યાગ કરી એક બનેલા આ ઉભય મેવાડ પુત્રો આજથી તારા પરમ દાસ છે અને તારે માટે અસંભવિત કાર્યો પણ કરવા તત્પર રહેશે. આજ આ બે મેવાડ પુત્રો તારા શુભાર્થે જ એક થયા છે. ( શક્તસિંહ ને ઉદ્દેશી ) શક્ત ! ચાલ. માતૃભૂમિની સેવા બજાવવા તારા બંધુ પ્રતાપની સાથે હવે પ્રથમ પગલું ભર.

શક્તસિંહ—અરે પ્રતાપ ? તને માનવી કોણ કહે ? ક્યાં હું અને ક્યાં તું ! મારા જેવા હીનાત્માનો તારા સરખો ભાઈ ? ના—ના પ્રતાપ ! તું માનવ નથી, દેવ છે. જેને સર્વ દેવ કહે છે તેના કરતાં તેં શું ઓછું કર્યું છે ? હા ! પ્રતાપ ! આ જગતમાં સર્વ કાળે તારી કીર્તિની દીવ્ય ગાથા ગવાતી રહેશે. તારૂં નામ અને તારૂં કામ સર્વદા આ જગતમાં અચલ રહેશે. ભારત ભૂમિમાં તારી શૌર્યગીતા ગવાતી રહેશે. તારા જેવાને જન્મ આપી ભારતી માતા સદા સગર્વીત રહેશે. ચાલો ભાઈ ! ચાલો. હું આજથી મેવાડ ભૂમિનો અને તેના વીરપુત્ર પ્રતાપનો દાસ છું. (ઉભય જાય છે.)

કલકત્તા. 
તા. ૩-૨-૧૧

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# બુદ્ધિ અને સદાચાર ઉપર માનવસુખનો આધાર છે.

(૨.)

માનવ સુખનો આધાર બુદ્ધિ અને સદાચાર ઉપર છે એટલું સ્વીકારીને આપણે આ બે બાબતોનો ક્રમવાર વિચાર ચલાવીશું. એક સુખી જીવનના અને માનવ જાતના સુખના સંબંધને લક્ષમાં લઇને પ્રથમ આપણે બુદ્ધિ વિષે વિચાર કરીશું.

## બુદ્ધિ એટલે શું.

એક પ્રકારની યથાર્થ સમજણરૂપ, સારા અને ખોટાને તારવી આપનાર એક શક્તિ સમાન બુદ્ધિ છે; શું શું પસંદ કરવા યોગ્ય છે અને શું શું ત્યાજ્ય છે, તેનો નિર્ણય તેજ કરી આપે છે; પદાર્થોની યથાર્થ કીમત ઉપર આધાર રાખતા અને તેમના વિષેના સામાન્ય લોકમત ઉપર આધાર નહિ રાખતા એક નિર્ણય સમાન બુદ્ધિ છે. આપણાં વચનો અને કાર્યો ઉપર તે એક પ્રકારની દેખરેખ રાખે છે, અને આપણને સારા અથવા નરસા ગમે તેવા ભાવિથી ના છુટી શકાય એવા બનાવે છે. તેના ઉદ્દેશ સ્થાને ભૂતકાલના બનાવો અને ભાવિના બનાવો, ક્ષણિક પદાર્થો અને નિત્ય પદાર્થો હોય છે. તે કાલના સર્વ બનાવોની તેમજ મનની પ્રકૃતિ અને પ્રવૃત્તિની તપાસ ચલાવે છે. જેવો લોભનો પૈસા સાથે સંબંધ છે તેવોજ તેનો તત્ત્વ શાસ્ત્ર સાથે સંબંધ છે–લોભ ઇચ્છા કર્યા કરે છે, પૈસો સર્વની ઇચ્છાનું પાત્ર બને છે; એક અન્યના પરિણામ અને બદલારૂપ છે. જેમ જોવું એ અક્ષિઓનો ઉપયોગ કરવા સમાન છે, બોલવું એ જીભનો ઉપયોગ કરવા સમાન છે તેમ બુદ્ધિનો ઉપયોગ બુદ્ધિશાળી બનવા સમાન છે. જે સંપૂર્ણ રીતે બુદ્ધિશાળી હોય છે તે સંપૂર્ણ પ્રકારે સુખી હોય છે; અરે એટલુંજ નહિ પરંતુ બુદ્ધિના ઉદય સાથેજ આપણું જીવનવહન સહેલું, સુતર બની જાય છે. આટલું જાણવું એટલુંજ પૂરતું નથી; દરરોજના ચિંતવન વડે આવી બાબતને આપણે મન ઉપર ઠસાવવાની છે અને આ પ્રમાણે એક શુભેચ્છાને એક સારી ટેવમાં પલટાવી નાખવાની છે. આપણે જેવો ઉપદેશ કરતા હોઇએ તેવું આપણું વર્તન હોવું જોઇએ કારણ કે તત્ત્વશાસ્ત્ર એ કંઈ લોકમાન્ય ઢોંગ, સોંગ દર્શાવવાનો વિષય નથી, તેમજ તેનો ખાલી શબ્દોમાં સમાવેશ થતો નથી પરંતુ તેનો સમાવેશ તો આચરણમાં થાય છે. માત્ર આનંદની ખાતર ઉપાડી લેવા યોગ્ય તે એક મોજમજાહનું સાધન નથી અથવા આરામમાં એક પ્રકારનો રસ અર્પનાર સાધન પણ તે નથી, પરંતુ તેના વડે તો આપણું મન ઘડાવું જોઇએ, આપણાં કાર્યો નિયમાવાં જોઇએ તથા આપણે શું કરવા યોગ્ય છે અને શું ના કરવા યોગ્ય છે તે પણ તેણે આપણને દર્શાવી આપવું જોઇએ. તે સુકાન ધારણ કરીને બેસે છે અને આપણને સર્વ પ્રકારના ભયમાંથી દોરી જાય છે; આટલુંજ નહિ પરંતુ એ વિના આપણે સુરક્ષિત પણ રહી શકીએ નહિ, કારણ કે દરેક કલાકે આપણે માટે તેનો ઉપયોગ કરવાનો પ્રસંગ ઉભો થઇ આવે છે. જીવનનાં સર્વ પ્રકારનાં કર્તવ્યોમાં તે આપણને ચેતના રાખે છે: માતપિતા પ્રત્યે

ભક્તિ, આપણા મિત્રોમાં શ્રદ્ધા, ગરિબને દાન, સલાહમાં નિશ્ચય; આવું આવું સર્વે તે આપણને શિખવે છે. કશાનો પણ ભય ના રાખવાથી તે આપણને શાંતિ અર્પણ કરે છે અને કશાનો લોભ ના રાખવાથી સમૃદ્ધિનું અર્પણ કરે છે.

## એક બુદ્ધિશાળી માનવિ સર્વે દશાઓમાં પોતાની ફરજ બજાવે છે.

જીવનની એવી કોઈ પણ દશા નથી કે જેમાં એક બુદ્ધિશાળી માનવિ પોતાની ફરજ ના બજાવી શકે; જો તેનું દૈવ સારૂં હોય છે તો તેને તે બંધ બેસતું બનાવે છે; જો ખરાબ હોય છે તો તે તેને આધિન બનાવે છે; જો તેની પાસે એકાદ જાગીર હોય છે તો તે પોતાના સદાચારનો સમૃદ્ધિમાં ઉપયોગ કરે છે; જો તેની પાસે કંઈ સમૃદ્ધિ નથી હોતી તો પણ દારિદ્રમાં તે સદાચારનો ઉપયોગ કરે છે; જો તેનાથી તે પોતાના દેશમાં બની શકતું નથી તો તે તેનો પોતાના દેશનિકાલના દેશમાં ઉપયોગ કરે છે; જો તેનું કોઈ પ્રકારનું આધિપત્ય હોતું નથી તો તે એક સાધારણ સીપાઈની નોકરી ખુશીથી કરે છે. કેટલાક લોકમાં ક્રૂરમાં ક્રૂર પ્રાણીઓને વશ કરવાની કુશલતા હોય છેઃ તેઓ એક સિંહને પોતાના ધણીને ભેટતાં શિખવે છેઃ જો તેઓ પોતાના અંતરમાં કોઈપણ કાલે આટલા બધા ક્રૂર ના થાય તો જ્યારે તેઓ તેની પાસે એકવાર આવે ત્યારે તેઓ સંપૂર્ણ રીતે હળી ગયલા બનશે. બુદ્ધિ કંઈ આપણી અંગુલિઓને ઉપદેશતી નથી પરંતુ આપણા મનને ઉપદેશ આપે છે, આપણને આપણા જીવનનાં સાધનો ઉપજાવવાનું નહિ પરંતુ આપણા જીવનની વ્યવસ્થા ચલાવવાનું શિખવે છે, કે જેથી આપણે માત્ર જીવીએ એટલુંજ નહિ પરંતુ સુખી રીતે જીવી શકીએ. કઈ કઈ બાબતો સારી છે અને કઈ કઈ ખોટી છે, અને કઈ કઈ માત્ર તેવી દેખાય છે, એ વિષે તે આપણને બોધ આપે છે; ખરી મોટાઈ અને ખોટી વચ્ચેનો તફાવત પણ તે આપણને સમજાવે છે; આપણી ભાવનાઓને સ્વર્ગ જેટલે ઉંચે ઉડવાનું તે શિખવે છે; આપણી જાતને શરીરિ પદાર્થોમાંથી અશરીરિમાં તે ઉંચે દોરી જાય છે; પ્રકૃતિની શોધ ચલાવવાનું અને જીવનના નિયમો દર્શાવવાનું તે ઉપદેશે છે; ઇશ્વરને જાણવો એટલીજ બાબત જો આપણે તેને આધિન ના વર્તિએ તો જરા પણ પૂરતી નથી. તે સર્વ પ્રકારના અકસ્માતોને દૈવના કાર્યરૂપે ગણી કાઢે છે; પદાર્થોની યથાર્થ કીમત આંકી આપે છે; ખોટા અભિપ્રાયોમાંથી આપણો છૂટકારો કરે છે, અને પશ્ચાત્તાપથી અનુસરાતા સર્વ પ્રકારના આનંદનો તિરસ્કાર કરે છે. જે હમેશાં તેવું ને તેવું ના ટકી રહે એવા કંઈને પણ તે સારૂં ગણતી નથી; પોતાના અંતરમાં જેનો સમાવેશ થાય છે તે વિના અન્ય સુખની જેને જરૂર નથી, એ વિનાના અન્ય કોઈ પણ માનવિને તે સુખી ગણતી નથી; જે પોતાની જાતનો ઉપરિ નથી એવા કોઈ પણ માનવને તે મહાન અથવા સત્તાવાળો બનવા દેતી નથી. આનુંજ નામ માનવ જીવનનું સુખ; એક એવા પ્રકારનું સુખ કે જેનો ભ્રંશ તેમજ અંત એક પણ થતાં નથી.

## ખરી તર્કશક્તિ એજ માનવ પ્રકૃતિની સંપૂર્ણતા છે.

એક બુદ્ધિશાળી માનવિ ગમે તેવી દશામાં આવી પડેલો હોવા છતાં હમેશાં સુખીજ બનશે, કારણ કે તે સર્વ બાબતોને પોતાને અધિન બનાવે છે, પોતાની જાતને તર્ક શક્તિને

અધિન બનાવે છે, તથા રાગવૃત્તિ સહિત નહિ પરંતુ ડાહાપણુ સહિત તે પોતાનાં કાર્યોનું નિયમન કરે છે. દૈવની ભારેમાં ભારે ક્રૂરતાથી પણ તે ડગતો નથી તેમજ અગ્નિ તથા તલાવરરૂપી અંતથી પણ તે પાછો હઠતો નથી; આથી ઉલટી રીતે એક મૂર્ખ માનવિ પોતાનો પડછાયો જોઇનેજ ભડકી ઉઠે છે, અને જાણે કે બધાએ તેનાજ ઉપર વર્ષાવવામાં આવ્યા હોય તેમ અશુભ અકસ્માતોથી અચંબામાં પડે છે. તે કંઈ પણ અનીચ્છાથી કરતો નથી, કારણ કે તેને જે જે જરૂરનું જણાય છે તેને તે પોતાની પસંદગીનું બનાવે છે. તે પોતાને માટે માનવજીવનનો અમુક ઉદ્દેશ અને અંત નક્કી કરી કાઢે છે; તેની પ્રાપ્તિ થાય એવું જે જે હોય તેને તે અનુસરે છે અને તેમાં જે જે બાધકારક હોય તેનો ત્યાગ કરે છે. તે પોતાના ભાગ્યથી સંતોષી રહે છે, તે ગમે તેવું હોય તો એ ભલે; પોતાની પાસે ના હોય તેની તે ઇચ્છા કરતો નથી, જો કે આ ઉભયમાંથી તેની પાસે તંગી કરતાં પુષ્કળ હોય એજ તે ઇચ્છે છે. પ્રકૃતિની પેઠે તેના જીવનનું કાર્ય ધાંધલ કે ગરબડાટ વિનાજ ચાલ્યાં જાય છે; તે ભયથી ડરતો નથી તેમજ તેને તે ઉપજાવતો નથી; તે આમ વર્તે છે તે સાવધાનતારૂપે હોય છે, ભીરૂતારૂપે નહિ; કારણ કે તે કેદ, ઘા, બેડીઓને નકામાં ભયનાં સાધન તરીકે ગણે છે. તે જે જે કરે છે તે સારી રીતેજ કરવાનું માથે ઉઠાવે છે. કલાઓ તો બુદ્ધિને આધિન વર્તતા માત્ર સેવકો સમાન છે. શંકાભરી બાબતોમાં તે સાવધ રહે છે, સમૃદ્ધિમાં તે મીતાચારી રહે છે, દુઃખમાં તે દૃઢ નિશ્ચયવાળો બને છે; છતાં એ તે દરેક દશાને બની શકે તેટલી ઉત્તમ બનાવે છે તથા સર્વ પ્રકારના પ્રસંગોને સુધારતો ચાલે છે કે જેથી તે તેના દૈવને સહાયકારી થઈ પડે. એવા કેટલાક અકસ્માતો છે એમ મારે કબુલ કરવું પડે છે કે જેથી તેને અસર થાય છે પરંતુ તેમનાથી તે હતાશ બની જતો નથી. દૃષ્ટાંત તરીકે શારીરિક દુઃખ, બાલકો અને મિત્રોનો નાશ અથવા તેના દેશનો વિનાશ; આવાં સંકટો જોઇને જરાપણ લાગણી ના થનાર માનવિ ખરેખર પથ્થર અથવા લોઢનો ઘડાયલો હોવો જોઇએ; તેમજ વળી એક માનવિને તેમની અસર ના થતી હોયતો તેમને સહવામાં પણ જાણેકે સદાચારનો સમાવેશ નહિજ થતો હોય.

## બુદ્ધિનિપુણ માનવિઓની ત્રણ ભુમિકાઓ.

બુદ્ધિની શાલામાં નિપુણતા મેળવનારાઓની ત્રણ ભૂમિકાઓ હોય છે. પ્રથમ ભૂમિકામાં તેનાં દર્શન કરનારાનો પરંતુ તેના નજીક નહિ આવનારાઓનો સમાવેશ થાય છે; તેમણે શું કરવા યોગ્ય છે તે તેઓ શિખ્યા હોય છે પરંતુ તેમણે તેમના જ્ઞાનને અભ્યાસમાં ઉતાર્યું હોતું નથી; ફરીથી ઉથલો ખાવાની બીકમાંથી તેઓ બચી ગયા હોય છે છતાં હજુ એ તેઓ રોગના પંજામાં સપડાયલા હોયછે; ગમેતો બહુ નહિ ઇચ્છિવા યોગ્ય અથવા બીલકુલ ન ઇચ્છિવા યોગ્ય એવા પદાર્થો માટે તેમને અતિ ઉત્સુક બનાવતી એક પ્રકારની ખરાબ ટેવનું આથી હું સૂચન કરવા માગુંછું. બીજી ભૂમિકામાં અમુક ઋતુ માટે પોતાના વિકારોને તાબે કરનારાઓનો પરંતુ પાછા હઠી જવાના ભય વાળાઓનો સમાવેશ થાય છે. ત્રીજી ભૂમિકામાં અનેક દુરાચારોમાંથી શુદ્ધ બનેલાઓનો પરંતુ સર્વમાંથી શુદ્ધ નહિ બનેલાઓનો સમાવેશ થાય છે. તેઓ લોભી જાતિવાળા હોતા નથી પરંતુ કદાચ તેઓ વિકાર જાતિવાળા હોયછે; કેટલીક બાબતોમાં તેઓ જોઇએ તેટલા દૃઢ હોય છે, પરંતુ બીજી કેટલીક

બાબતોમાં તેઓ નિર્મલ હોય છે; કદાચ તેઓ મૃત્યુ પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે છતાંએ દુઃખ જોઇને થથરે છે. બુદ્ધિશાળી માનવિઓની વિવિધતાઓ હોયછે પરંતુ કોઇપણ પ્રકારની અસમાનતાઓ હોતી નથી;—એકની રીતભાત મળતાવડી હોયછે, બીજો વિશેષ તૈયાર બનેલો હોયછે, એક ત્રીજો ઉત્તમ પ્રકારનો વક્તા હોયછે; પરંતુ એ સર્વનું સુખતો સમાન પ્રકારનું હોયછે.

---

# ॥ तकरार करनाराओ सामे एक तकरार ॥

આવા બડબડાટ અને તકરારોનો ઉદ્‌ભવ ક્યાંથી થતો હશે ? એટલું પણ તારા જાણવામાં નથી કે આ જીવનનાં કલ્પી લીધેલાં સર્વ પ્રકારનાં અશુભોમાં આ એક ખરેખરૂં અશુભ છે—બબડયાં કરવું, તકરાર કર્યાં કરવી ? જો તું મારી સલાહ પૂછે તો મારા ધારવા પ્રમાણે પદાર્થોની પ્રકૃતિમાં અમુક અશુભનો સમાવેશ થાય છે એવું માનનાર માનવિ વિના અન્ય કોઈ પણ માનવિ દુઃખી નથી. જે દિને એવું કંઈક હોય છે કે જે મારાથી સહન થઈ શકતું નથી તે દિને હું મારી જાતને સહન કરી શકતો નથી. શું હું માંદો છું ? એતો મારા દૈવનો એક ભાગ છે. મારા કુટુમ્બમાં રોગનું ઘર થયું છે ? વ્યાજ ખોરીથી મને માઠું લાગે છે, મારૂં ઘર મારા ઉપર તૂટી પડેછે ? શું હું ભય, ઘા, સંકટ, ત્રાસથી ઘેરાયેલો છું ? આમતો સાધારણ રીતે બને છે. આતો નજીવી બાબત છે; એતો લાવી દેવાના દેવા સમાન છે; આ કંઈ આકસ્મિક નથી આતો નિર્માણ થયલું છે. જો તને મારા ઉપર શ્રદ્ધા હશે તો હું જે માનુંછું તે તને ખુલ્લે ખુલ્લું કહી દઉંછું. એટલું જાણજે કે ઉલટા કઠિન જણાતા સર્વ પ્રકારના અકસ્માતોમાં મારો એવો સ્વભાવ હોય છે, કે હું ઇશ્વરને આધિન બનતો નથી પરંતુ હું તેની સાથે એક મનનોજ બની જાઉંછું. હું તેને ઇચ્છાપૂર્વક અનુસરૂંછું, આવશ્યકતાથી નહિ. હું દીલગીરીથી અથવા શોકવાળા ચ્હેરાથી સહન કરૂં એવું કંઇપણ કોઇકાલે મારા ઉપર આવી પડશે નહિ; હું અનીચ્છાથી કોઈ પણ ભેટ આપીશ નહિ. જેને માટે આપણે શોક કરીએછીએ જેને માટે આપણે ભયમાં વસિએછીએ એવી સર્વ બાબતો જીવનની એક પ્રકારની ખંડણીઓ સમાન છે. આમાંથી બચીજવા માટે તારે આશા રાખવાની નથી તેમજ પ્રાર્થના કરવાની નથી. તારામાં રોગનો પસારો થાયછે, મિજમાનીમાં થોડીજ મોજ શોખનો સમાવેશ થાયછે—આવી બાબતો વારંવાર દુઃખ કર્તા નિવડે છે. હવે હું આપણી વાત ઉપર આવીશ તું તારા જીવનના ભયમાં આવી પડયો છે; પરંતુ શું તને એટલી ખબર નથી કે વૃદ્ધ થવાની ઇચ્છા રાખવામાં એક લાંબા જીવનમાં સાધારણ હોય છે તેવી અગવડોની તું ઇચ્છા રાખે છે; જેમ લાંબી મુસાફરીમાં ધૂળ, કચરો, વર્ષા પજવેછે તેમ આમાં બનેછે. પરંતુ તારી જીવવાની મરજી છે, અને કોઇ પ્રકારની અગવડ ભોગવીશ નહિ એમ તારૂં કહેવું છે. આવી બાયલી વાણી એક પુરૂષને છાજતી નથી. મોટા અને ઉદાર મનથી મારા તરફથી જણાવવામાં આવતી મારી મરજીનો તું કેવી રીતે

સ્વીકાર કરીશ, એનો વિચાર કર; સમૃદ્ધિમાં તું નિરંકુશ ના બની જાય એવી દૈવી અને દૈવોની ઇચ્છા છે. આમાંનું તું શું પસંદ કરીશ, એક બજારમાં વસવાનું કે કેમ્પમાં વસવાનું, એનો તું તારી જાતે નિર્ણય કર. પરંતુ આપણું જીવન એક વિમદ સમાન છે. તેટલા માટે જેઓ આમ તેમ કુટાય છે, વિકટ અને દોડાવવાળાં સ્થાનોમાં થઈને જે અત્ર તત્ર જાયછે, જેઓ વિકટમાં વિકટ કાર્યો સાધે છે તેઓજ વીરપુરૂષો ગણાય છે, લશ્કરમાં મુખ્ય ગણાયછે. પરંતુ જેમને તેમના સાથીઓ સંકટમાં સપડાયલા હોયછે ત્યારે વિશ્વવ્યાપક શાંતિ પોતાના ખોળામાં લાડલડાવેછે તેઓ વિલાયતી કબુતરો જેવા હોય છે—સુ—રક્ષિત હોયછે પરંતુ ટપકામાંથી બચી જતા નથી.



## મનન–માળા.

**નવો ખંડ.** પાસિફિકમાં બંધાતો નવીનખંડ આગળ વધતો જાય છે, એમ સંભળાય છે કે અલાસ્કાના અખાતમાં સમુદ્રનું તળીયું હવે ઉંચું આવતું જાય છે, બેરીંગનો સમુદ્ર ધીમે ધીમે જતો રહેશે એ અસંભવિત લાગતું નથી; આમ છતાં એશિયા અને અમેરિકા સુકી જમીન વડે જોડાશે. આ બધા પ્રદેશમાં જ્વાલામુખીઓ પુરજોરમાં છે. પરંતુ આમ થતાં હજારો બલ્કે લાખો વર્ષો વીતી જશે. પછીથીજ આપણી માનવ જાતના છેલ્લા યુદ્ધને વસ માટે આ નવીન ખંડ તૈયાર બન્યો હશે. આ ગમે ત્યારે થશે છતાંએ " નવીન ભૂમિના " આરંભ કાલને, ધરાના એક નવીન " ખંડને " અવલોકવાની બાબત આનંદ જનક થઈ પડે છે.

* * *

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બધાવી છે.]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતા લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપી કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થનાં નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણુજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો!! પ્રભૂની ખાતર દયા લાવો, અને અનાથોના પાળક બનો, દર માસે રૂ. ૭ આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને; અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂમિ માંથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિં નીકળે? જરૂર દયા લાવી લખો:—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

REGISTERED N. B 764

આદ્યપ્રેરક— શ્રી અભયગિરિસ્વામી, પ્રસિદ્ધ 'સાક્ષર' મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

તંત્રી— માધવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર )

" सत्यंपरंधीमहि "—ભાગવતમ્.

પુસ્તક ૨૭-અંક ૬ ] (માસિક.) [ માર્ચ ૧૯૧૨. ]

અનુક્રમણિકા.



અમદાવાદ-ધી અ. યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.



REGISTERED N. B. 764

આદ્યદ્રષ્ટા—
એક અભેદમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ દ્વિવેદી

તંત્રી—
બાપાલાલ નભુભાઇ દ્વિવેદી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

પુસ્તક ૨૭-અંક ૬ ] (માસિક.) [ માર્ચ, ૧૯૧૨. ]

## सखे ! भूलो पडयो हूं तो !

તજ્યો મ્હેં રાહ દુનિયાનો ! પ્રણયપન્થે સ્હડયો હૂં તો !
નવી દૃષ્ટિ ન કાં દે તો ? સખે ! ભૂલો પડયો હૂં તો !

જગાની હોળી મ્હેં આ તો ! દિલે આતશ હવે સ્હેતો !
નવૂં જૂનું ભૂલી જાતો ! સખે ! ભૂલો પડયો હૂં તો !

મરૂં ગૂંગળાઇને હૂં, જો ! ઉઘાડી દ્વાર દે તૂં તો !
શરમ યા રહમથી સૂતો ? સખે ! ભૂલો પડયો હૂં તો !

અજબ દારૂ નશો કરતો ! અજબ ખુશબો ન કાં ભરતો !
ધીરજ દિલમાં ન હૂં ધરતો ! સખે ! ભૂલો પડયો હૂં તો !

મીંચૂં હૂં ચશ્મ શી રીતે ? સખી સ્હામે ખડી તૂં જો !
હજી હાવો ન કાં લેતો ? સખે ! ભૂલો પડયો હૂં તો !

બલા વળગી પડી આ તો ! અજબ આ ઇશ્કનો રસ્તો !
મગર કાંટા ભરી વાડ્યો ! સખે ! ભૂલો પડ્યો હું તો !

જતો હારીઃ હવે થાક્યો ! જિગર વ્હેતું છતાં સતી !
નથી કૈં મોતથી બ્હીતો ! સખે ! ભૂલો પડ્યો હું તો !

સખે ! હું વસ્લને ચ્હાતો ! જુદાઇ ના હવે સ્હેતો !
બતાવો રાહ કૈં સાચો ! સખે ! ભૂલો પડ્યો હું તો !

જગાવ્યાં ભૂતને મ્હેં તો ! હવે ના દાદ તૂં દેતો !
ગુજર અન્દર ન હું કરતો ! સખે ! ભૂલો પડ્યો હું તો !

અધુરો રાહમાં ઉભો ! ટકાતૂં ના—ઉડાતૂં જો !
હવે સ્હામું ન કાં જોતો ? સખે ! ભૂલો પડ્યો હું તો !

દશા મ્હારી ન કાં જોતો ? દિલે કાં રૂહેમ ના ધરતો ?
હકીકતમાં ન હું બળતો ? સખે ! ભૂલો પડ્યો હું તો !

પ્રલોભનમાં ફસાયો છું ? અગર બલિમાં ખપૂં છું ? જો !
મગર પોતાપણું ભૂલતાં—સખે ! ભૂલો પડ્યો હું તો !

નથી આંસુ હવે વ્હેતો ! ઉપાધિમાં પડ્યો રૂહેતો !
ઉપાધિથી કરો છૂટો ! સખે ! ભૂલો પડ્યો હું તો !

મઝા માની પડ્યો હું તો ! પ્રણયના પન્થમાં ઘૂમ્યો !
મગર ભાલો મ્હને ભોંક્યો ! સખે ! ભૂલો પડ્યો હું તો !

વહે છે ખૂનની નીકો ! નશાના કેફમાં સૂતો !
જિગર **मस्तान** દર્દી જો ! सखे ! भूलो पड्यो हूं तो !

ચન્દનક્ષેત્ર—મયખાતા
ડિસેમ્બરઃ
તા. ૧૧ઃ ૧૯૧૦

**मस्तान.**

---

# વ્યાધિમાં શિક્ષણ.

સહતાં સહતાં નિત્ય સહવું શિખતાં અહીં—
શિખવું સર્વથા **સ્નેહે સહવું** એજ ઉન્નતિ !

ભાસતું આજ કૈં જાણે સત્ય આ દિવ્ય જ્યોતિથીઃ–
સહવા જીવન પ્રાપ્તિ : **સહવું** શ્રેષ્ઠ સર્વથી !

નહિ એ સુલભ પ્રાપ્તિ : દુઃખથી સહવું મળે;
અને એ સહતાં **સ્નેહે** ઇષ્ટ કૈં ફેરનું ફળે !

સહવું મનથી છે ના માત્ર, કિન્તુ, પ્રકાર છે:
સર્વથા એ સધાયે તો પૂર્ણતા યોગની બને,

વ્યાધિ આ સહવું દેતી સહવું તે ય ધૈર્યથી,
આધિમાં, વ્યાધિઓમાં યે સહવું પૂર્ણ શન્તિથી !

શિક્ષણોમાં દિસે મોંઘું સર્વથી, પૂર્ણ, દિવ્ય આઃ—
**સહન** : કિન્તુ જોવાં ત્યાં દિવ્યતા, ઉચ્ચતા ભર્યાં !

સહતાં સહતાં વીત્યું સુખમાં એ જ આયુ આ,
પૂર્ણતા પામવા ચિત્તે છે હજી ઇષ્ટ લક્ષ્ય ત્યાં !

સ્વપ્ન છે સહવું આંહી સ્વપ્ન તો જીવને નકી.
સ્વપ્ન અસ્તિત્વ પ્રાણીનું, જડ વસ્તુનું યે બધી !

કિન્તુ, ના ના દિસે એવું, **સહવું** સ્વપ્ન તો નથીઃ
સહનાનુભવોથી છે ક્રમશઃ નિત્ય ઉન્નતિ !

૨૧: ૨: ૧૯૧૦. } કુઞ્જ.

# મૃત્યુશય્યા.

(અંજની ગીત.)

(૧)

શાન્ત નિશાયે તેને નીરખી—
ધીમાં ધીમાં ડચકાં ભરતી.
તેને ઉરે જીવનમોજું—
વહતું શું ધીરૂં ?

કેવાં ધીરે શૌયે વહતાં ?
કેવાં ધીરે સૌ સંચરતાં ?
જાણે તેના જીવનાર્થે અમ-
બલ અર્પ્યું દીધું !

(૨)

આશા ભયને મીથ્યા કરતી.
ભયથી આશા મીથ્યા બનતી.
નિદ્રા હા ! મૃત્યુ લેખાતી !
ને મૃત્યુ નિદ્રા. !

વિષાદિની મંદા જ્યારે-
આવી શાણી ઉષા ત્યારે-
તેનાં નયનો જોતાં બીજી-
દૈવી ઉષા હા !

કલકત્તા.
તા. ૨૭-૩-૧૨

ચાંપશી. વિઠુલદાસ ઉદેશી.

# ॥ हाफेझ. ॥

( ૨૦ )

અયે સુરી તું આવતે દીલ સમજ માહરૂં
સ્વચ્છ આયના સમું દીલ, સમજ માહરૂં. ૧

શરાબ લાલની સફાઈ જો તું ભોગવે;
ચમક આંખમાં નિશે કર મગજ તાહરૂં. ૨

મસ્ત તને બનાવશે જે ભેદ હાલનો,
પદવી શ્રેષ્ટ હાંગીમાં કંઈ વધે ન તાહરૂં. ૩

ઉન્કા તણો શિકાર કદિ કોથી નવ થયો;
પવન ભર્યું રહે હમેશ પીંજર તાહરૂં. ૪

વાંચ્છના આરામની તજી મેં જ્યારથી,
દીલ દીધી લગામ તને શરણુ તાહરૂં. ૫

ખીદમત કરૂં સાહેબા! બસ ટક ગૂલામનો
ઝાંખી કર જરાક રહેમી દીલજ તાહરૂં. ૬

મઝાલે હાલે-દશ્કની જ્યાં નીર ના રહ્યું;
આદમને તજવું પડયું બીહીસ્ત તાહરૂં. ૭

ઐશની મજલીસમાં કરી નોશ જામ લે,
જા, તું એક કર નહીં રહેઠાણ તાહરૂં. ૮

લાલચ શર્મ નામના તું ખ્યાલ કાં કરે,
ના દીલ ચુટયું ગુલ એક જાય જોબન તાહરૂં. ૯

મસ્તાન છું શાગીર્દ એ જમશેદી જામનો,
હાફેઝ શેખને હવા કહો નમન માહરૂં. ૧૦

ટી. બી. કથાણીયા.

કીર્તિ ભર્યા માર્ગે જવાનો સાધારણ વિચાર પાર પાડવાની બાબત માનવનિર્બલતાની શક્તિની પારની હોવા છતાંએ હૃદયની વિશાલતા દર્શાવે છે. નિષ્ફલ થવામાં પણ કેટલીક પ્રતિષ્ઠાનો સમાવેશ થાય છે; તેના માત્ર સાદેસાદા ચિંતવનમાં પણ તેનો સમાવેશ થાય છે. જેમ હું બીજા કોઈ માનવિના મરણને સાંભળું તેવી રીતે જરાપણ હાયહાય વિના હું મારા પોતાના મરણને આવકાર આપીશ. હું પૈસાદાર હોઉં અથવા ગરીબ હોઉં, ગમે તો મને દુનિયામાં લાભ થાય વા હાનિ થાય તો પણ હું ખુશીથી મનની સમાન પ્રકારની દશા જાળવી રાખીશ. મારી પાસે જે હશે તે હું કૃપણ ભાવથી આપીશ નહિ તેમજ ઉડાઉપપણાથી ઉડાવી દઇશ નહિ. સારી રીતે ગોઠવાયલા લાભોને હું મારા પોતાના શ્રેષ્ઠ વિભાગ રૂપે ગણિશ; હું તેમની કીમત સંખ્યા અથવા વજનથી કરીશ નહિ પરંતુ તેમને મેળવનારના લાભ અને ગણનાનુસાર તે અંકાશે, તેમજ એકાદ યોગ્ય પુરૂષને આપવા માટે હું મારી જાતે એટલો વધારે ગરીબ બનેલો માનીશ નહિ. હું જે કરીશ તે અંતરાત્માની ખાતર કરવામાં આવશે, ડોળ દેખાડવા માટે નહિ. હું ખાઇશ તે મારી જીભનો સ્વાદ પૂરો પાડવા અથવા માત્ર ભરીને ઠાલવવા માટેજ નહિ પરંતુ પ્રકૃતિને પોષવા માટેજ હશે. હું મારા મિત્રો સાથે આનંદી બનીશ અને મારા શત્રુઓપ્રતિ નમ્ર અને દયાળુ બનીશ. મારાથી આગળથી સમજી શકાશે તો હું એકાદ પ્રામાણિક માગણીનો અટકાવ કરીશ પરંતુ હું તે માગ્યા વિનાજ આપીશ. હું સમગ્ર દુનિયાને મારા દેશ સમાન ગણીશ અને દેવોને મારાં વચનો અને કર્મોના સાક્ષિઓ અને ન્યાયાધિશોના ઉભય સ્વરૂપે સ્વીકારીશ. હું આટલા પૂરાવા સહિત જીવીશ અને મરીશ કે—મને સારા સારા વિષયોના અભ્યાસનો અને કલ્યાણમય અંતરાત્માનો પ્રેમ હતો; હું કોઈ કાલે બીજા માનવિના સ્વાતંત્ર્યમાં હાથ ઘાલ્યા વિના મારૂં સ્વાતંત્ર્ય સાચવ્યાં ગયો છું. હું મારા જીવનને અને વિચારોને એવી રીતે દોરીશ કે જાણે બધી દુનિયા એકને જોનારી અને બીજાને વાચનારી હોય; કારણ કે જ્યાં (આપણાં હૃદયના શોધક સમાન) ઇશ્વરના આગળ આપણી બધી ખાનગી બાબતો ખુલ્લી બની ગયલી હોય છે ત્યાં મારા પાડોશીથી કંઈ પણ બાબત છૂપાવી રાખવાનો અર્થ શો ?

## સદાચાર, વિચાર અને આચારરૂપે વિભાજીત બને છે.

સદાચારના બે વિભાગ પાડવામાં આવે છે—વિચાર અને આચાર, એકનું સમાજવડે પ્રતિપાદન થાય છે, બીજાનું દબકાવડે થાય છે. સદાચારના પ્રથમ વિભાગનો સમાવેશ અભ્યાસ કરવામાં થાય છે, બીજાનો આચારમાં થાય છે, કારણ કે આપણે પ્રથમ શિખવું જોઇએ અને પછીથી આચારમાં મુકવું જોઇએ. આપણે આ બાબતનો જેમ બને તેમ જલદીથી અભ્યાસ કરીએ અને બનતી ત્વરા રાખીએ તો એક સુધરેલા મનના આનંદ આપણે લાંબા સમય સુધી ભોગવી શકીશું: એટલુંજ નહિ પરંતુ તે ઘડવાના કાર્યમાંજ આપણને તેનો અનુભવ મળી રહે છે. જો આપણા બાલ્યકાલની આધિનતામાંથી સ્વાતંત્ર્ય અને વ્યાપારની દશામાં પસાર થવામાં આપણને આટલો બધો મહા આનંદ થતો હતો, તો જ્યારે આપણે આપણા મનની બાલિશતાભરી લઘુતા દૂર કરીને આપણી જાતે તત્ત્વવેત્તાઓના ભેગા ગણાઇશું ત્યારે તે કેટલો બધો વધી ગયો હશે ? આપણે આપણા બાલ્યકાલને પસાર કરી આવ્યા છીએ, એટલી વાત ખરી, પરંતુ આપણે આપણાં અવિ-

ચારીત્રહીનોને દૂર કરી આવ્યા નથી અને આપણે મોટા બનેલાની સત્તા અને બાલકોની નિર્બલતા ભોગવીએ છીએ, એ એથીએ વધારે ખરાબ છે. જો કોઈ આ બાબતનો સારી રીતે અભ્યાસ કરશે તેને માલુમ પડી આવશે, કે અનેક બાબતો જેમ જેમ વધારે ભય ભરેલી દેખાય તેમ તેમ તેમનો ઓછામાં ઓછો ભય રાખવાનો હોય છે. સારાં માણસો અનેક પ્રકારની અગવડો ભોગવતાં હોવાથી, જો પ્રમાણિક ના હોય તેને સારૂં ધારવું, એ દૈવને ઠપકો આપવા સમાન છે; પરંતુ સદાચાર તો સૂર્યની પેઠે; વાતાવરણ ગમે તેટલું વાદળાંથી ઘેરાયલું હોય છતાંએ પોતાનું કાર્ય કર્યાં જાય છે અને પોતાનું કાર્ય પૂર્ણ કરે છે; અન્ય સર્વ પ્રકારના હાલમાક અને વિરોધને તે દૂર હાંકી દે છે તે એટલી બધી હદ સુધી, કે સદાચારી માનવિને મન સંકટ, દરિયામાં પડતા એક ઝાપટાં કરતાં કંઈ પણ વધારે નથી. જો સત્ય, યથાર્થ છે તેની જગાવડે, સંખ્યા અથવા કાલવડે કીમત આંકવાની નથી; માત્ર એક દિન ગાળેલું એક જીવન, સો વર્ષ ગાળેલા એક જીવન જેટલું જ પ્રમાણિક હોય છે; છતાં હજુએ અન્યના કરતાં એક માનવિમાં સદાચારને કાર્ય કરવાનું વિશાલ ક્ષેત્ર મળી રહે છે. કદાચ એક માનવિ શહેરો અને રાજ્યોની વ્યવસ્થા કરવાની, સારા કાયદાઓ બાંધવાની, મૈત્રિ ઉપજાવવાની અને માનવ જાતને લાભકારક કાર્યો કરવાની દશામાં હોય; અન્ય માનવિના ભાવિમાં દારિદ્રયથી દુઃખી બનવાનું અથવા દેશનિકાલ થઈને માર્ગમાંથી દૂર ખસી જવાનું હોય; છતાંએ અન્ય માનવિ પ્રથમના જેટલો જ સદાચારી હોય, તેના જેટલાજ મોટામતનો હોય, તેના જેટલાજ ડાહપણવાળો હોય, તેના જેવા આગન્યાયવાળો હોય, જેના વિના માનવિ સુખી બની શકતો નથી એવી દિવ્ય અને માનવ ઉભયે બાબતો વિષે તેના જેટલો જ વિશાલજ્ઞાનવાળો હોય; કારણ કે સદાચારનો માર્ગ સર્વને માટે ખુલ્લો છે; સેવકો તેમ જ દેશનિકાલ થયલાઓ તેમ જ યુવરાજો માટે પણ સર્વ પ્રકારનાં અંતરોથી અને સર્વ પ્રકારની દશાઓમાં તે દુનિયાને અને પોતાને લાભકારક હોય છે; એવું કોઈ પ્રકારનું વિઘ્ન નથી કે જ્યાં એક માનવિ તેનો ઉપયોગ કરવામાં પોતાનો બચાવ કરી શકે. એક બુદ્ધિશાલી માનવિમાં જ તે જડી આવે છે, જો કે સાધારણ લોકમાં પણ તેનાં કેટલાંક ઝાંખાં ઝાંખાં દર્શન થઈ શકે છે. તેમ જ સદાચારનો ઉંચાનો ડેરામાં વાસ નથી પરંતુ એક વિશુદ્ધ બનેલા હૃદયના મંદિરમાં તેનો વાસ હોય છે. જો બીજા કોઈક શ્રેયના ઉપર આધાર રાખે છે તે જીવન અને તેનું જે જે હોય છે તેનો લોભી બને છે, જેથી એક માનવિ વિશાલ, અનહદ અને અસહ્ય તૃષ્ણાઓનો ભોગ થઈ પડે છે.

## એક સદાચારી જીવન બધુએ એક સમગ્ર રૂપે હોવું જોઈએ.

આપણે આપણી પોતાની કીમત, એક દિન અથવા એક કલાક અથવા કોઈ એક કાર્યને લઈને આંકવાની નથી, પરંતુ મનની બધી ટેવોને લક્ષમાં લઈને આંકવાની છે. કેટલાંક માનવિઓ એક બાબતમાં હિમત પૂર્વક વર્તે છે પરંતુ બીજીમાં તેમ કરી શકતાં નથી. તેઓ અપકીર્તિથી થથરી જાય છે અને દારિદ્રયને સહન કરી લે છે. આ સંબંધમાં તો આપણે યથાર્થ બાબતને ટેકો આપીએ છીએ અને માનવિનો તિરસ્કાર કરીએ છીએ. માનવ ધાંધલની હાય હાયમાંથી છૂટો ના બનતા સુધી જીવાત્મા કોઈ કાલે પોતાના યથાર્થ સ્થાનમાં સ્થિત બનો નથી. શિખર ઉપર વાસવાળા સદાચાર પાસે પહોચવાની આપણી મરજી હોય

તો આપણે મહેનત કરીને પર્વત ઉપર ચઢવાનું છે. જે લોભને તાબે કરે છે, અને યથાર્થ રીતે સારો બને છે તે સ્પૃહાના સામે દૃઢ ટકી શકે છે; ને પોતાની છેલ્લી ઘડીને એક શિક્ષા સમાન ગણતો નથી પરંતુ એક સાધારણ ભાવિના ન્યાય સમાન ગણે છે. જે પોતાની કામ વાસનાને દબાવે છે તે બીજી વાસનાઓથી સહેલી રીતે રંગાયા વિનાનો રહી શકે છે, તેથી બુદ્ધિને આ અથવા તે દુરાચારના સામે થવું પડતું નથી, પરંતુ સર્વ દુરાચારોને તે એક ફટકે, જ દૂર હઠાવી કાઢે છે. જે પોતાની કીમતનો આધાર અંતરાત્મા ઉપર રાખે છે અને લોકમત ઉપર રાખતો નથી તેને અપકીર્તિની શી પરવા છે? સૉક્રેટીસ એક પ્રકારનાં નિંદ્ય મરણની સામે, પોતે પૂર્વે ત્રીશ જુલમગારોના સામે વર્ત્યો હતો તેવી જ દૃઢતાથી થયો હતો; તેનો સદાચારજ કેદખાનાને પવિત્ર બનાવતો હતો. જે બુદ્ધિશાળી છે તે સારી રીતે પસરેલા એક પ્રકારના ખરાબ અભિપ્રાયમાં પણ આનંદ માનશે. જ્યારે એક માનવિ પોતાનાં શુભ કાર્યોની જાહેર ખબરો આપવાની ઇચ્છા રાખે છે ત્યારે તે સદાચાર નહિ પરંતુ ખાલી ડોળ હોય છે; જ્યાં માન મળવાનું હોય ત્યાં આગળ પ્રમાણિક બનવું એટલું પૂરતું નથી, પરંતુ અપકીર્તિ અને ભયના સામે થઈને તેવાને તેવા જ ચાલ્યાં કરવાનું છે.

## સદાચાર કોઈ કાલે છૂપાવી શકાતો નથી.

પરંતુ સદાચાર છૂપાવી શકાતો નથી, કારણ કે તે ડબાઈ ગયા પછી પણ તેને જાગ્રત બનાવતો સમય ફરીથી આવી લાગે છે અને તેના ઉપર જુલમ વર્તાવનાર ઝમાનાના દ્વેષમાંથી તેને ઉગારી લે છે. અમર કીર્તિ તેની છાયા સમાન છે અને આપણી મરજી હોય અથવા ના હોય તો પણ તે તેના સાથમાં વસે છે. પરંતુ કોઈ કોઈ વાર તો છાયા પદાર્થના આગળ જાય છે અને અન્ય પ્રસંગોએ તેની પાછળ અનુસરે છે તથા જેમ જેમ તે મોડી આવે છે તેમ તેમ તે વધારે મોટી બનતી જાય છે, જે સમયે દ્વેષ પણ તેને માર્ગ કરી આપે છે. ડીમોક્રીટસ એક ગાંડા માનવિ તરીકે સ્વીકારાતા પહેલાં અને સૉક્રેટીસની કોઈ પણ પ્રકારની કીર્તિ દુનિયામાં પસરતા પૂર્વે ઘણો લાંબો સમય વ્યતીત થયો હતો. કેટો, જેવાઓ સમજાતા પૂર્વે કેટલો બધો સમય વીતી જાય છે? અરે, તેના સામે થવામાં આવ્યું હતું, તેનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો, તેનો અસ્વીકાર થયો હતો; તેને ખોઈ બેસતા સુધી લોકો કોઈ કાલે પણ તેની કીમત જાણી શક્યા નહિ. સતામણી ખમવા જ્યાર ટંવે વિખ્યાત બને વેલાઓ માટે મારે બોલવાનું છે; એવા પણ બીજા કેટલાક છે કે જેઓ મરી જતા પૂર્વે દનિયાએ જરા પણ દરકાર કરી નથી. જેમ દેહને ટેકરીના ઢોળાવ ઉપર થઈને ઉંચે ચઢવાનું છે તેમ એવા કેટલાક સદાચાર છે કે જે માટે લગામ રાખવાની જરૂર પડે છે, બીજા કેટલાકને એડી મારવી પડે છે. ઉદારતા, મિતાહાર અને નમ્ર પ્રકૃતિની બાબતમાં પડી જવાના ભયથી આપણે જાતે હદમાં રહેવાનું છે; પરંતુ ધીરજ, નિશ્ચય અને મંડ્યાં રહેવાની બાબતમાં જ્યાં આપણે ટેકરી ઉપર ચઢવાનું છે ત્યાં આગળ આપણે માટે ઉત્તેજનની જરૂર ઉભી થાય છે. આ બાબતના વિભાગમાં પરસેવો ઉતરે એવા પ્રયોગોમાંથી પસાર થવાને બદલે હું તો સહેલા માર્ગે જ આગળ વધવાનું પસંદ કરીશ. સર્વ દશાઓમાં સંતોષી રહેવું એ હું સમજું છું, પરંતુ જો એ મારી પસંદગીની બાબત હોય તો હું ઉત્તમોત્તમ જ પસંદ કરીશ. જ્યાં માનવિને એકવાર સંપત્તિની જરૂર ઉભી થાય છે કે તેનું

આરિ ત્રણ સૂત્રનો બનેલો હોય છે અને એ દરેકની લંબાઈ છન્નુ આંગળ હોય છે. આ છન્નુથી માનવદેહનાં છન્નુ તત્ત્વો સૂચવાય છે, અથવા માનવદેહની લંબાઇના પ્રમાણમાં પણ છન્નુ આંગળ સૂચવાય છે. યજ્ઞોપવિત દેહમાં ખભાના ભાગ ઉપર રહેવું જોઇએ અને "બ્રહ્મગ્રંથિ" છાતિના ડાબી બાજુના ભાગમાં હૃદયના સાંનિધ્યમાં રહેલી જોઇએ. હૃદય ગુહામાં "જીવાત્માનું" સ્થાન આવેલું ગણાય છે. એક બ્રાહ્મણને જન્મ સમયે આવું યજ્ઞોપવિત આપવામાં આવતું નથી, પરંતુ સાત વર્ષની ઉમરે બ્રહ્મજ્ઞાનની દીક્ષા આપવામાં આવે છે ત્યારે તેને તે આપવામાં આવે છે; આવિધિને ઉપનયનનું નામ આપવામાં આવેછે.

અધ્યાત્મ વિદ્યાના અધોપાતના વર્તમાન જમાનામાં બ્રાહ્મણે બ્રાહ્મણત્વનાં અન્ય સર્વ ચિન્હો ગૂમાવી નાખ્યાં છે ત્યારે એક બ્રાહ્મણને બ્રાહ્મણત્વ સાબિત કરવામાં આ યજ્ઞોપવિતજ સહાયભૂત બની રહ્યું છે. (આ સૂત્રના રહસ્યાર્થ વિષે એક ક્ષણવાર વિચાર કરતાં એટલું સ્પષ્ટ જણાઈ આવશે કે એ કંઈ એક જન્મથી બ્રાહ્મણ હોય તેની એકલાનીજ મતા નથી પરંતુ આધ્યાત્મિકતામાં વૃદ્ધિ પામેલા કોઇને પણ તે ધારણ કરવાનો હક છે.) અથર્વ વેદમાંનું નીચેનું ઉપનિષદ યજ્ઞોપવિતના રહસ્યાર્થની શક્તિનું વર્ણન ચલાવે છે.

हरिः ॐ ॥

તમે અમારા બંનેનું રક્ષણ કરો; તમે અમને બ્રહ્મજ્ઞાનથી પરિણમતા આનંદનો ઉપભોગ આપો; તમે અમને આવશ્યક માનસિક બલ અને અભ્યાસ પરાયણતા આપો; શુદ્ધ બુદ્ધિ અને પવિત્ર ઓજસવાળા અમે જે વાચીએ તેનો અર્થ અમે સમજી શકીએ એવું તમે કરો; અમે ભૂલોમાંથી બચી જઇએ એમ કરો. ॐ शांतिः शांतिः शांतिः ॥

(ઉપનિષદના અભ્યાસનો આરંભ કરતા પહેલાં બ્રહ્મવિદ્યાના અધિષ્ઠાતા દેવતા પ્રત્યે ગુરૂ અને શિષ્ય ઉભયે ઉપર પ્રમાણે પ્રાર્થના કરે છે.)

ॐ

જીવાત્માને વસવાનાં ચાર સ્થાનો છેઃ—

૧—નાભિ.

૨—હૃદય.

૩—કંઠ, અને

૪—શિરોબિંદુ.

આ ચાર સ્થાનોમાં પરબ્રહ્મ પ્રકાશે છે.

(અ) જાગ્રદવસ્થામાં તે બ્રહ્મારૂપે પ્રકાશે છે;

( આ ઉપનિષદ સૂત્રાત્મા વિષેના આવા પ્રકારના જ્ઞાનને યજ્ઞોપવિત રૂપે સ્વીકારે છે)

ચૈતન્યમય હૃદયગૂહામાં આ સૂત્રાત્માનો વાસ છે; (યજ્ઞોપવિત નામના એક પવિત્ર સૂત્રવડે તે સંજ્ઞિત બને છે.)

(દરેક માનવદેહ સૂત્રાત્માના વસતિગૃહ સમાન છે એટલું સૂચવવા માટે બ્રાહ્મણોને મંત્રસહિત એક પવિત્ર સૂત્ર આપવામાં આવે છે; એ મંત્રનો અર્થ આ પ્રમાણે છેઃ—યજ્ઞોપવિત કે જેની ઉત્પત્તિ પ્રજાપતિના સાથમાં થઈ છે, જે પરમપવિત્ર, શુદ્ધ અને તમને દીર્ઘાયુષ્ય આપવા સમર્થ છે, તેવું આ યજ્ઞોપવિત (ઇન્દ્રિયો, પ્રાણો અને તેજસના એકીકરણ રૂપે તમારી હૃદય ગુહામાં તમારે અનુભવવો જોઇતો સૂત્રાત્મા) તમને પવિત્રતા, બલ અને તેજ અર્પો.)

પ્રાજ્ઞ પુરૂષે પોતાનું મસ્તક મુંડાવીને, રૂપકની પાર જઇને બાહ્યસૂત્રનો ત્યાગ કરવો જોઇએ અને નિત્યસૂત્રનો (સૂત્રાત્મા) અનુભવ કરવો જોઇએ.

(તેણે હૃદયગૂહામાં વસતા આત્માનું ધ્યાન ધરવું જોઇએ.)

તેના રૂપકાત્મક સૂચનને લીધેજ તેને સૂત્રના નામથી વ્યવહરવામાં આવે છે; સૂત્ર શબ્દનો સૂચિતાર્થ પરમાનંદની દશારૂપ મોક્ષ છે.

સૂત્રનો અનુભવ મેળવનાર બ્રાહ્મણ વેદોના જ્ઞાતા સમાન છે. (તે શબ્દ સૃષ્ટિની પાર વિચાર સૃષ્ટિમાં ગયેલો કહેવાય છે-એટલે-તે જાતે શબ્દબ્રહ્મ અથવા શ્રીકૃષ્ણ અથવા ઇશ્વર સાથે અભેદભાવ પામે છે અને એક જીવનન્મુક્તરૂપે વસે છે.)

જે યોગી આવા સૂત્રના સાધનવડે પોતાનામાં પરમેશ્વરની હાજરીનો ખરેખરો અનુભવ કરે છે, તે જેમ સ્ફટિકના અનેક મણકાઓમાં એકસૂત્ર પસાર થઇને સર્વને એકઠા રાખે છે તેમ જાતેજ સમગ્ર આવિર્ભૂત વિશ્વમાં વ્યાપિ રહેલા સૂત્રાત્મારૂપ બની જાય છે. આ પ્રમાણે તે આવું અદૃશ્ય સૂત્ર ધારણ કરે છે; (એટલે સૂત્રાત્માનું ધ્યાન ધરે છે.)

આવું પરમયોગરહસ્ય સમજનારા પંડિતો દેહ ઉપર બાહ્ય પ્રદેશમાં ધારણ કરવામાં આવતા સૂત્રની* દરકાર રાખતા નથી.

જે કોઈ આવા સૂત્રને (સૂત્રાત્માને) ધારણ કરે છે (ધ્યાન ધરે છે અને જાણે છે) તે પરમાત્મ સ્વરૂપ બની જાય છે.

---

* યજ્ઞોપવિત ચિહ્નરૂપે ધારણ કરાતું સૂત્ર છે. ધારણ કરનાર યજ્ઞ કરવાને શક્તિવાન છે એવું દર્શાવનાર તે એક ચિહ્ન છે. યજ્ઞનું ઉત્તમોત્તમ સ્વરૂપ વિચાર અથવા વિચાર પરંપરા ચલાવવી એ છે.

આવું સૂત્ર ધારણ કરવા વડે ( સૂત્રાત્માને જાણીને અને ધ્યાન ધરીને ) મોક્ષના માર્ગમાં તે પાછળ પડતો અટકી જાય છે, તેમજ કોઈ પણ સ્થૂલપદાર્થથી તે અપવિત્ર બની જતો નથી.

( ઉપનિષદ એમ સૂચવવા માગે છે, કે રૂ કાંતિને બનાવેલું સૂત્ર અથવા યજ્ઞોપવિત અપવિત્ર બની જવાનો સંભવ હોય છે, પરંતુ ઋષિ વડે ધારણ થતું આવું અંતરંગ સૂત્ર આવી રીતે અપવિત્ર બનતું નથી. )

જેઓ પોતામાં ( વસતા ) સૂત્રાત્માને પોતાના યજ્ઞોપવિત રૂપે ગણે છે, તેઓ જ યજ્ઞોપવિતને જાણનારા અને ધારનારા કહેવાય છે.

જેઓ પોતાની શિખાને ( બ્રહ્મના એક ચિહ્ન રૂપે ) સમજે છે, પરબ્રહ્મનું ( ઇશ્વરનું ) ધ્યાન ધરે છે, જેમને પરબ્રહ્મ ( સૂત્રાત્મા ) યજ્ઞોપવિતને સ્થાને છે. તેઓ જ પંડિત પુરૂષો છે.

( બ્રાહ્મણને શિરોબિંદુએ એક શિખા રાખવાની આજ્ઞા આપવામાં આવી છે. ) તેમને તો જ્ઞાન અતિક્રીમતિ તેમજ અતિપવિત્ર પણ હોય છે.

* અગ્નિદેવની પેઠે જેમને મસ્તકે જ્ઞાન વિના અન્ય શિખા નથી તેમને જ ખરા શિખા વાળા ગણવામાં આવે છે બીજાઓને નહિ.

( યજ્ઞ, પુન્તદિ જેવાં ) વૈદિક કર્મોમાં દીક્ષા પામેલા બ્રાહ્મણો અને બીજાઓ, વિધાન પ્રમાણે વૈદિક કર્મો કરવા સમર્થ થવા માટે બહિરંગ યજ્ઞોપવિતનું ધારણ કરે છે; એટલે, યજ્ઞોપવિત વડે તેમને તેમના ધર્મનું ભાન થઈ આવે છે અને તેમને વિચારકર્તા બનાવે છે; વિચાર ચલાવવાની બાબત, માનવિના સ્વાભાવિક પ્રદેશ અને હક સમાન હોવાથી ઉત્તમોત્તમ યજ્ઞ રૂપે મનાય છે.

શિખા અને યજ્ઞોપવિત સ્થાનીય બ્રહ્મના જ્ઞાનવાળાને બ્રહ્મવિદો ( બ્રહ્મજ્ઞાનનાં રહસ્યો જાણનારાઓ ) એક બ્રાહ્મણના સંપૂર્ણ ધર્મો પાળનાર ગણે છે.

આવા પવિત્ર ( જ્ઞાન ) યજ્ઞોપવિતને ( એટલે સૂત્રાત્માને ) જાણનાર પુરૂષનો બ્રહ્મવિદો યજ્ઞોપવિતના ખરેખરા ધારણ કરનાર તરીકે સ્વીકાર કરે છે.

આવો જ્ઞાતા ( જાતે જ ) યજ્ઞરૂપ છે; તેણે યજ્ઞ કરેલો કહેવાય છે.

ને એક ઇશ્વિર છે. તે સર્વ પદાર્થોમાં વ્યાપી રહે છે; તે સર્વમાં રૂચી રહે છે; તે સર્વ પ્રાણીઓના અંતરાત્મા રૂપ છે. તે સર્વ કર્મોનો પ્રભુ છે. તે સર્વ પ્રાણીઓમાં વસે છે, નિત્ય

* અગ્નિદેવને જ્ઞાન રૂપી શિખા કહેવાય છે.

સાક્ષિ સમાન છે, સત્સ્વરૂપ છે, સાથે સાથે જ સર્વ ગુણોથી બીલકુલ રહિત છે. તે સર્વ પદાર્થોનો એક, શાસક, અંતરાત્મા છે, જે પોતાની પ્રકૃતિનાં અનેક સ્વરૂપો દર્શાવે છે. તેને પોતામાં વસનાર રૂપે જાણનાર પંડિતો નિત્ય મોક્ષ પામે છે, બીજાઓ નહિ.

અહંકારરૂપી લાકડાના એક ટૂકડા વડે અને પ્રણવ રૂપ લાકડાના બીજા ટૂકડા વડે અરણિ* બનાવીને, બંને ટૂકડાને સતત ઘસવાથી ઘર્ષણ ઉપજાવીને ( એટલે ધ્યાન વડે ) ઈશ્વરનાં દર્શન થઈ શકે છે, ( હૃદયગૂહામાં ); જે કોઈ ઉપર દર્શાવેલા સત્યને અનુસરે છે અને તદનુસાર ધ્યાન ધરે છે તેને જેમ તિલમાં તેલ; દુધમાં ઘી, ભરતિમાં પાણી અને અરણિમાં અગ્નિ જણાય છે તેમ પોતામાં આત્માનુભવ થાય છે.

જેવી રીતે કરોળીઓ જાળ ગુંથે છે અને તેનો નાશ પણ કરે છે તેમ જીવ જાગ્રત અને સ્વપ્નઅવસ્થાઓમાં અહિં તહિં ફરે છે.

અક્ષિઓ દ્વારા પ્રકાશતો જીવાત્મા જાગ્રત અવસ્થામાં ગણાય છે; કંઠમાં પ્રવર્તતો જીવાત્મા સ્વપ્નાવસ્થામાં મનાય છે; હૃદયમાં અવસ્થિત થયલો જીવાત્મા સુષુપ્તિ અવસ્થામાં ગણાય છે; મસ્તકમાં વર્તતો જીવાત્મા તૂર્યાવસ્થાનો મનાય છે.

આવો જીવાત્માનો આનંદ છે; તે ઇન્દ્રિયોની પાર વર્તે છે. તેજ પ્રાજ્ઞને મોક્ષ અર્પે છે.

આ બ્રહ્મોપનિષદનો ઉદ્દેશ આત્મવિદ્યા રૂપી તપ વડે બ્રહ્મને જાણવાનો છે. જેમ દુધમાં ઘી ( સર્વ વ્યાપક ) હોય છે તેમ પરબ્રહ્મ સર્વ વ્યાપક છે.

( આ પ્રમાણે ) બ્રહ્મોપનિષદ બ્રહ્મનું સ્થાન છે.

---

* અરણિ—ઘર્ષણ વડે અગ્નિ ઉપજાવવા માટે યજ્ઞમાં વપરાતા સુકા લાકડાના બે ટૂકડા. એક સુકા લાકડાના ટૂકડાને બીજા ટૂકડા સાથે બલ સહિત વારંવાર ઘસવામાં આવતાં અગ્નિ ઉપજી આવે છે. આડો લાકડાનો ટૂકડો ઘણું કરીને અશ્વત્થ વૃક્ષનો હોય છે અને ઉભો ટૂકડો શાલ્મલિના ( શીમળા ) વૃક્ષનો હોય છે. આ રૂપકનો અર્થ એટલો છે, કે જો કોઈ વારંવાર અને અટક્યા વિના પ્રણવનું ધ્યાન ધરે તો ધ્યાનીને પોતામાં જ ઈશ્વરનાં દર્શન થાય છે; જેમ લાકડામાં છુપી રહેલો અગ્નિ ઘર્ષણ વડે પ્રકટ થાય છે તેવી જ રીતે અત્યાર સુધી છુપાઈ રહેલા ઈશ્વરનાં પ્રકટ દર્શન થાય છે.

# सेनेका.

( રોમનો એક તત્ત્વવેત્તા. )

અન્ય દેશોના ઇતિહાસથી જ્ઞાત થવું તેમજ મહાન તત્વવેત્તાઓ અને જાતિ સંશોધકોના જીવનચરિત્રનું અવલોકન કરવું એ પણ જ્ઞાન પ્રાપ્તિનું એક સાધન છે. આ જ ઉદ્દેશને અનુસરી આજ આપણે રોમના એક મહાન તત્વવેત્તાના જીવન પર એક દૃષ્ટિ નાંખીશું.

## બાલ્યાવસ્થા અને પરિવાર.

સેનેકાના નામથી તો આ પત્રના વાચકો ભાગ્યેજ અજ્ઞાત હશે. એના બુદ્ધિગ્રાહ્ય તાત્વિક વિચારોનું દિગ્દર્શન સુદર્શનમાં કેટલાક સમયથી આવે છે. આ મહાન નરના જન્મ દિવસની તિથિ હજી નિશ્ચિત થઈ નથી પરંતુ કાલગણના પ્રમાણે એનો ઉત્પત્તિ કાલ લગભગ ઈ. સ. ના સાતમા વર્ષ પહેલાં જણાય છે. જ્યારે સેનેકા બે વર્ષનો હતો ત્યારે, તે પણ બીજા મહાન પુરૂષોની માફક બાલ્યાવસ્થામાં પીડિત જ રહ્યો હતો. તે પોતાના જીવનમાં સર્વથી અધિક દમના રોગથી પીડાતો હતો. આ રોગથી કંટાળી જતાં તેને સર્વથી ખરાબ સમજતો હતો. કદિ કદિ પોતાના આ વૈયક્તિક દુઃખથી તે એટલો તો નિરાશ થતો કે, જો પોતાના પિતાના પ્રેમનો વાંધો ન હોત તો તે આત્મઘાત પણ કરી બેઠો હોત. એ પોતાના જીવનને રોગનો ભંડાર જ માનતો હતો. આ સમયના કવિ અને લેખકોના પ્રબન્ધોમાં બાલ્યાવસ્થા સંબંધિનાં વર્ણન નહિ જેવાં જ મળી આવે છે, કારણ કે એ સમયની જનતામાં પ્રાયઃ બાલ્ય જીવન તુચ્છ સમજવામાં આવતું હતું. અને એ તરફ કોઈ ધ્યાન જ આપતું નહોતું. બાલકને પોતાના પરિવારમાં ગણવામાં આવે તે પહેલાં પિતાની સનમુખ તેને લાવવામાં આવતું. આ સમયે જો પિતા તેને ઉચકી લઈ પોતાના ખોળામાં સ્થાન આપે તોજ તેને ગૃહમાં ભેળવી દેવામાં આવતું અન્યથા મૃત્યુને સ્વાધીન કરવામાં આવતું. આ પ્રકારે ત્યજાયલા બાલકને ઉજ્જડ સ્થાનમાં ફેંકી દેતા અથવા કોઈ મારાના હાથમાં આપી દેતા. કદાપિ આવી દુર્ઘટ અવસ્થામાંથી જો બાલક બચવા પામે, તો પણ સાત આઠ વર્ષ સુધી પિતાને મૂખ બતાવ્યા સિવાય તેને જનાનખાનામાં રાખવામાં આવતું. તત્પશ્ચાત પણ તેને જીવાડવાનો અને મારવાનો અધિકાર પિતાના હાથમાં રહેતો. એને કોઈ પણ જાતની સ્વતંત્રતા નહોતી. એના જીવન પર કોઈ જરા પણ ધ્યાન આપતું નહિ. આ સર્વનું કારણ એ હતું કે એ કાલમાં વૈયક્તિક જીવનને તુચ્છ સમજવામાં આવતું, અને સર્વ સામાજીક જીવનજ સર્વ અપેક્ષાએ શ્રેષ્ટ ગણાતું. ગૃહના સુખની તો કંઈ કીંમતજ નહોતી. યુવાવસ્થાની પહેલાંના દિવસો આશાના ગણાતા; તેના પર પણ ઘણુંજ ઓછું ધ્યાન આપવામાં આવતું.

આ વખતે આચારવ્યવહારનું માન પણ ઓછુ હતું. આચાર વ્યવહારની આવસ્યકતા એટલે સુધી સમજવામાં આવતી કે મહાન પાપ કરવાથી કિંવા દુષ્ટ વ્યસનો કરવાથી પણ

અન્યને ભાગે જ તિરસ્કાર વૃત્તિ ઉત્પન્ન થતી. કેમકે વૈયક્તિક આચાર વ્યવહાર આત્મિક ઉચ્ચ જીવન, આત્મિક બલ અને પાપ અથવા ધર્મની વચ્ચે થનાર ટંટા-કર્તવ્ય અને વિષય ભોગના વિરોધ-પર આશ્રિત છે.

આ કારણને લીધે સેનેકાના જીવનનું સ્પષ્ટ ચિત્ર ખેંચવા માટેનાં સાધન ઘણાં ઓછાં અને અપૂર્ણ છે. આમ છતાં એના કુટુંબ સંબંધિ જે કંઈ હકીકત પ્રાપ્ત થઈ છે, એથી જણાય છે કે સેનેકાનો પરિવાર એક સંપત્તિવાન હતો. સમાજમાં એના કુટુંબનું સ્થાન ઉચ્ચ હતું. આચાર વ્યવહાર અને વિતાનમાં પણ તે સારૂં ગણાતું. આથી આ કુટુંબનો સંબંધ અન્ય એવાંજ સારાં કુટુંબો સાથે હતો. સેનેકાના કુટુંબનો આચાર વિચારને લઈને તેમજ અન્ય કારણે જે માન મહત્તાવાળો દરજ્જો હતો તેથી અનુમાન થાય છે કે તે આ સમયના વિષયભોગી સમાજથી પ્રથક હતું. ખરેખર, એ વખતનું રોમ પાટનગર દુષ્ટ આચાર વ્યવહાર અને ગર્હણીય નિન્દક વિષય વિલાસ અને વ્યસનોથી કલંકિત થયું હતું. સેનેકાની બાલ્યાવસ્થા સંબંધિ આટલું કહી હવે એના પરિવાર તરફ જોઈશું.

એના પિતાનું નામ મારકસ હતું. જે એમના પરિવારમાં મુખ્ય નેતા હતા. એમનો ધંધો ભાષણો આપવાનો હતો. તેઓ એક મહાન ધડાયલા વક્તા હતા. કેટલાંએ વ્યાખ્યાનોનાં વ્યાખ્યાન એમને કંઠસ્થ રહેતાં. એમની સ્મરણ શક્તિ પણ ગજબ કરતી હતી. તે એટલીતો અદ્ભુત હતી કે એક વખત બે હજાર શબ્દો સાંભળ્યા પછી તેજ શબ્દો એજ ક્રમથી પુનઃ બોલી જતા. આવી સ્મરણ શક્તિ હોવા છતાં પણ એમના બાપમાં મહત્તા નહોતી. તેઓ માત્ર પોતાની સ્મરણ શક્તિના બળથીજ સર્વ સમાજમાં વૈયક્તિક અને જાતીય કહેવતોના ભંડાર હતા. ગમે તેમ પણ સેનેકાના પિતાની આર્થિક દશા ઉત્તમ હતી. તે એક બુદ્ધિમાન અને મહાવક્તા હતા, પરંતુ દાર્શનિક વિચારો પ્રત્યે એમને ઘણો તિરસ્કાર હતો.

સેનેકાની માતાનું નામ હેલ્વિયા હતું. એ સર્વ પ્રકારે વિદુષી હતી. એનો પોતાના પુત્રો પર ઘણોજ પ્રેમ હતો અને તેમને પોતાની સાથે રાખવામાં અપમાન થાય છે એમ સમજતી નહિ, કિન્તુના એથી માનનું કારણ સમજતી. તે સર્વ પ્રકારનાં વ્યસનોથી દૂર હતી. એ સમયની અન્ય સ્ત્રીઓના જીવન કરતાં એનું જીવન ઉચ્ચ અને પવિત્ર હતું. સ્ત્રીઓને આભૂષણો માટે ઘણી લોલુપતા હોય છે, પરંતુ હેલ્વિયા એને નકામો આડંબર સમજતી. એનો પુત્ર એ બાબતમાં માતાને લખે છે કે "તેં તારૂં મુખ કદાપિ પણ પાઉડર આદિથી કલંકિત કર્યું નથી તેમજ રંગબેરંગી વસ્ત્રો પણ પહેર્યાં નથી. ત્હારૂં ખરૂં ભૂષણ એક માત્ર સૌન્દર્ય છે, જેનો કોઈ કાલે નાશ થઈ શકતો નથી અને ત્હારી કિર્ત્તિના પ્રસિદ્ધ પવિત્રતામાં છે."

આવા બીજા ગવર્નરોની સ્ત્રીઓની નિંદ્ય અને દુષ્ટ લાલચોથી આખા દેશમાં અશાન્તિ પ્રસરી ગઇ હતી. આ વખતનું ઇજીપ્ત પણ બીજા દેશો કરતાં વધુ અધમાવસ્થાને પ્રાપ્ત થયું હતું, તેમજ બીજાનું અપમાન કરવામાં તેમજ નિર્દોષને કલંકિત કરવામાં તે અગ્રપદ ધરાવતું હતું. આવો અધમ શ્રેણીને પ્રાપ્ત થયલો મિશ્રદેશ પણ એ પવીત્ર સ્ત્રીના જીવનમાં કંઇ પણ ડાઘ લગાડી શકયો નહોતો. એના પાતિવ્રત્યના સંબંધમાં એક વાત પ્રસિદ્ધ છે. આ કાલમાં વહાણપર શબને લઇ જવું એ એક આફત સમાન ગણાતું. પરંતુ એના પતિનું મૃત્યું થતાં તેના દેહનો યથોચિત્ત સ્થળે ભૂમિદાહ કરવા માટે, આફતની માન્યતાની પરવાહ નહિ કરતાં તે એ ધડક પતિના શબને વહાણપર ચઢાવી અનેક દૈવિ અને સામુદ્રિક વિપત્તિયો વેઠીને પોતાનો સંકલ્પ પૂર્ણ કર્યો હતો. સેનેકા પ્રત્યે એને ઘણો પ્રેમ હતો, અને એ સ્નેહને લીધેજ એણે પડદાની શરમને કોરાણે મૂકીને સેનેકાને માટે મતો એકત્ર કર્યા હતા.

સેનેકાને બીજા બે ભાઇ પણ હતા, જેઓ સ્વભાવમાં એક બીજાથી ઉલટા હતા. આમાંથી એક સેનેકાથી મોટો અને બીજો સેનેકાથી નાનો હતો. મોટાનું નામ મારકસ અનીયસ નોવેટસ અને નાનાનું નામ લુસિઅસ મનીયસ મેલા હતું.

નોવેટસ ઇતિહાસમાં ગેલિયોના નામથી પ્રસિદ્ધ છે. આ નામ પડવાનું કારણ એ હતું કે જીનીયસ ગેલિયો નામના પિતૃમિત્રે એને દત્તક લીધો હતો. આ એજ ગૈલિયો છે કે જે એશિયાનો ગવર્નર હતો અને જેનું વર્ણન બાઇબલમાં આવ્યું છે. ઇન્જીલમાં એનું વર્ણન કરતાં એને માટે નિશ્ચિંતાદિ શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે, અને તેથી ઘણાઓ એના પ્રત્યે અજાણે પણ ખોટા ભાવથી જુએ છે; પરંતુ એના જેવા મહાનવક્તા અને ન્યાયાધીશને માટે આમ કહેવું યોગ્ય નથી. ખરી વાત તો એ છે કે, જ્યારે યાહુદિયો કાઇસ્ટના મતથી ઘણાજ ચીડાઇ ગયા, ત્યારે ક્રોધમાં આવી જઇ તેઓ સેન્ટપૉલને પકડીને ગેલિયોની કચેરીમાં ખેંચી લાવ્યા અને અયોગ્ય પૂજા કરવાની ફરીયાદ કરી, આ વખતે પૉલ કંઇક બોલવા માગતો હતો પરંતુ ગેલિયોએ તેને બોલતાં અટકાવ્યો, અને યાહુદિયોને કહ્યું કે "જો વાસ્તવિક રીતે આ કેસમાં કંઇ અન્યાય અથવા અત્યાચાર હોય તો હું ખુશીથી તમારી ફરીયાદ સાંભળું, પણ આતો એક શાબ્દિક ઝઘડો છે, તો તેનો તમે માંહોમાંહીજ નીકાલ કરી નાંખો. હુંતો એવાનો ન્યાયાધિશ થતો નથી." આમ કહી એણે સર્વને બહાર કાઢી મૂકયા અને તે સાથે યાહુદીયો પ્રત્યે તિરસ્કાર પણ દર્શાવ્યો. બહાર નીકળતાંજ કિરાનીયોએ યાહુદિયોના આગેવાન સિન્ધસિસને કૂટી માર્યો. આમ છતાં પણ ગેલિયોએ કંઇ પણ ધ્યાન આપ્યું નહિ, ચાહ્ય તે ગમે તેટલો માર મારી ઘાયલ કરે.

નોવેટસ (ગેલિયો) અન્ય શેષ જનસમાજની દૃષ્ટિએ આવો નહોતો, કે જેવો આપણે તેને સમજીએ છીએ. લોકો તેને એક આદર્શવક્તા તરીકે ઓળખતા હતા. આ વખતે ભાષણ કરતાનો ધંધો અન્ય સર્વ ધંધા કરતાં શ્રેષ્ટ ગણાતો, એ વાત ખરી છે કે એના કંઠમાં એક પ્રકારની બનાવટી ધ્રુજાવટ હતી, અને તે તત્વદર્શિયોને ભાવતી નહોતી, કારણ કે બનાવટજ ઇર્ષાનો વિષય થઇ પડતી. ગેલિયો પોતાના મિત્રો અને સર્વ પરિચિતોમાં એક મધુર આકૃતિની માફક ગણાતો હતો. સેનેકાની દ્રષ્ટિમાં તો તે સદા નિષ્કલંકજ

હતો. એ કહે છે કે ગેલિયો સર્વને માટે એવો તો ઉદાર હતો કે, જેટલી ઉદારતા કોઈ-નામાં પણ કોઈ અન્ય વ્યક્તિને માટે હોઇ શકે નહિ. એના ઉદાર આચરણોથી સર્વ કોઈ મોહિત થતા હતા. એની ભલાઇનો પ્રભાવ એવો હતો કે તે કાલમાં સર્વને તે અનુકરણીય થઈ પડતો, ખુશામદની બાબતમાં સેનેકા પોતાના મિત્ર લુસિલિયસને એક સ્થળે કહે છે કે "હું તને સદા ગેલિયોના વિષયમાં કહ્યાં કરતો, કે તે વ્યસનોથી અજ્ઞાત હોવા ઉપરાંત ખુશામદને પણ ધિક્કારે છે. આ માટે દરેક પ્રકારે એની પરિક્ષા કરી શકશે. જો તું એને એની બુદ્ધિની પરીક્ષા કરતાં કહે કે, આપ તો મહાન બુદ્ધિશાળી છો, તો એ શબ્દો સાંભળતાંજ તે ત્યાંથી ચાલી જશે." પોતાના ભાઇ સેનેકાપર એને ઘણો પ્રેમ હતો. પ્રેમના સ્મરણમાં એણે સેનેકાને કેટલાક ગ્રંથો પણ સમર્પણ કર્યા છે.

સેનેકાના ત્રીજા બાંધના સંબંધમાં ઘણુંજ થોડું જાણવામાં આવ્યું છે. છતાં પણ અનુમાન કરી શકાય એમ છે કે, એનાં આચરણ અને એની આબરૂ એના અન્ય બંધુઓની સાથે સરખાવતાં ઘણી ઉતરતી હતી. આમ છતાં પણ કનિષ્ટ બંધુ મેલા એના પિતાનો કૃપાપાત્ર હતો. પિતા એને ગુણવાન અને ઉત્તમતાને યોગ્ય સમજતા હતા. અને બીજા બે બાન્ધોની અપેક્ષાએ એને ડાહ્યા ગણતા હતા. મેલાને અન્ય કંઇ પણ ઇચ્છા નહોતી. અન્ય કોઇ પણ વસ્તુ પ્રાપ્તિને માટે એને ઇચ્છા નહોતી." એતો પોતાના પિતાના પદમાંજ સદા મગ્ન અને સંતુષ્ટ રહેતો. પ્રથમ તો મેલાએ વ્યાખ્યાનો આપવાનો અભ્યાસ કર્યો અને સરકારી નોકરી વિગેરે સર્વને તિલાંજલિ આપી ઘરમાંજ આરામથી રહેવા લાગ્યો. સાધારણ રીતે તે જમીનદાર થવા ચાહતો હતો. પરંતુ નોકરી કરી ગવર્નર થવાની ઇચ્છા નહોતી. એનું મુખ્ય ગૌરવ એમાંજ છે કે તે રોમના સાહિત્યની પડતીના સમયમાં થયેલા મહાન કવિ લુકનનો પિતા હતો.

મેલાના સંબંધી એક કથા એવી પ્રસિદ્ધ છે કે જે એના જીવનપર મહાન કલંક લગાડે છે. જ્યારે એના પુત્ર, બિચારો કવિ લુકન પોતાનો પ્રાણ અર્પણ કરી ચુક્યો હતો અને પોતે કેદમાં પડી પોતાની પવિત્ર માતાને અસંખ્ય ગાળો દઇ અપયશનો ભાગી થઈ ચુક્યો હતો: તો પણ મેલાએ શરમ અને દુઃખને બદલે લોભવશ થઈ પોતાના પુત્રના દેવાને એકત્ર કરવા લાગ્યો. આમ કરવાનો એનો ઉદ્દેશ એ બતાવવાનો હતો કે પોતાને પુત્ર મરણનો શોક નથી એવું સમજ નીરો જાણે પરંતુ નીરોની દુષ્ટતા અને અત્યાચારને માટે એટલું બસ નહોતું. નીરોએ મેલાને પણ એના પુત્રને માર્ગે દીધો અને જલ્લાદને સ્વાધીન કર્યો.

નિઃસંદેહ બિચારી હેલ્વિયા પોતાના પુત્ર અને પૌત્રોના પાત પછી જીવિત રહી હશે તો એ પ્રેમાળ માતાએ પોતાના બાકીના દિવસો રોવામાંજ કાઢયા હશે. ખરેખર એ વિદુષિ કોર્ડોવા છોડી પોતાનાં બચ્ચાં સાથે રોમમાં આવવાના દિવસો યાદ આવતાં એ કમનસીબ દિવસોપર પોતાનાં આંસુની ધારા વહેવડાવતી હશે. એના ત્રણે પુત્રોમાંથી પ્રત્યેક મહાન મનાતા થયા અને પ્રત્યેકે પોતે પોતાના માર્ગમાં કાંટા રોપ્યા, અને પોતાના પ્રાણ પોતાના હાથે અથવા અત્યાચારીઓના હાથે કુર્બાન કરી દીધા. એવા કેવી રીતે મરણ

શરણ થયો તે આપણે જોયું. એના પુત્ર કવિ લૂકનને અને એના ભાઇ સેનેકાને પણ નીરોની ક્રૂર આજ્ઞાથી મૃત્યુના મુખમાં ફેંકી દેવામાં આવ્યા. ગેલિયોએ ભયના માર્યા પ્રાણદાન માટે કેટલાએ પ્રાર્થના પત્ર મોકલ્યાં, પણ અંતે કંઇ પણ માર્ગ ન જણાતાં પોતાનેજ હાથે આત્મઘાત કરી મરણ પામ્યો. આ પ્રકારની એ સર્વની જીવન સમાપ્તિ અત્યંત દુઃખ દાયક અને ભાગ્યહીન બની, પરંતુ તે પણ અંશતઃ એમની પોતાની ભૂલથી થઈ અને ઘણે ભાગે એ પડતીના સમયની કઠોર આવશ્યક્તાઓને લીધે થઈ.

(અપૂર્ણ.)

ફુલચંદ બાપુજી શાહ.

---

# જપયોગઃ તેનો પ્રભાવ.

આધ્યાત્મિક મોક્ષ પામવા માટે આપણાં શાસ્ત્રોમાં અનેક માર્ગો દર્શાવવામાં આવ્યા છે. વિશાલ અને મોટા મોટા સિદ્ધાંતો સીધે સીધા આપણા હૃદયને અસર કરતા નથી. માટે એક સિદ્ધ કરેલા સિદ્ધાંતને સમજાવવા માટે સ્થૂલ દ્રષ્ટાંતો આપવામાં આવે છે. આપણા પૂજ્ય ઋષિઓનાં જીવનો, આવા વિશાલ સિદ્ધાંતોને મૂર્તિમંત બનાવતાં દ્રષ્ટાંતો વિના અન્ય કંઈ પણ નથી.

જપનો સિદ્ધાંત અને પ્રભાવ આપણા પ્રથમ વીરરસ કાવ્યમાં સમજાવવામાં આવ્યો છે. આ માર્ગે પળીને જાતે આધ્યાત્મિક જ્ઞાન પામનાર વ્યક્તિએજ તેમાં તેનું જ્વલંત વર્ણન આપ્યું છે. વિષયોમાં સારી રીતે ડૂબેલા, સુધરે એવા સારા ગુણની જરા પણ નિશાની વિનાના, અધોમાર્ગે દોરી જતા જીવનને અનુસરનારા તેમણે આ માર્ગે પળીનેજ જ્ઞાન મેળવ્યું છે. જીવનનાં રહસ્યો અંધકારમાં વીંટાયલાં છે. અમુક માનવના જીવનમાં અણીનો સમય ક્યારે આવશે અને જ્ઞાનોદય થશે, એ કહી શકાય એવું નથી. રામાયણ મહાકાવ્યના યોજનારનું જીવનવૃત્તાંત આ પ્રમાણે છેઃ—

તે આખો દિવસ શિકારની શોધમાં ગાળતો, પરંતુ જાણે ભાગ્યથીજ બનતું હોય તેમ કંઇ પણ હાથ આવ્યું નહિ. તેના દુઃખમાં ઉમેરો કરવાને હોય તેમ વાદળો ચડી આવવા લાગ્યાં, ગર્જના થવા માંડી, તોફાન થવા લાગ્યું, વીજળીના ચમકારા થવા લાગ્યા, જાણે તત્ત્વોનો સંબંધ છૂટો પડી ગયો હોય તેમ તેનાં ચક્ષુઓ ઝંખાવા લાગ્યાં. અંતરમાં અંધકાર છવાયું હતું, બાહ્ય પ્રદેશમાં પણ અંધકાર ફરી વળ્યું. કદાચ તેના આંતર જીવનમાં પણ એક પ્રકારનું તોફાન મચી રહ્યું હતું. જેમ વંટોળીયા અને તોફાનોથી સ્થૂલ સૃષ્ટિમાંથી અશુભ દૂર પળે છે તેમ આપણી આંતર સૃષ્ટિમાં પણ વિશુદ્ધ જીવનનો આરંભ થતાં પૂર્વે દૈવી અને આસુરી પ્રકૃતિનું યુદ્ધ મચી રહે છે. કદાચ તેણે પોતાની આંતર સૃષ્ટિના પ્રતિ-

બિંબ રૂપેજ બાહ્ય સૃષ્ટિનું અવલોકન કર્યું. જ્યારે આપણા જીવાત્માને શોક છાઈ લે છે ત્યારે આપણે બાહ્ય સૃષ્ટિને અંધકારની ચાદરમાં છવાયલી જોઇએ છીએ. આવી નિરાશાની દશામાં દૂર એક શિકાર તેની નજરે પડયો. લોભને લીધે તે તેની તરફ દોડી ગયો. જટાવાળો, ગૌર દેખાવનો, અવસ્થાથી નમેલો એક પૂજ્ય વૃદ્ધ પુરૂષ તેની નજરે ચઢયો. તે તેના ઉપર એકદમ તૂટી પડયો. વૃદ્ધ પુરૂષની જીંદગી અણી ઉપર આવી રહી. તે પુરૂષ જરાપણ હિંમત હાર્યો નહિ. નિર્ભયતાથી તેણે તેને ધર્મનો ઉપદેશ કરવા માંડયો. કરેલાં કર્મો માટેની ભારે જવાબદારીનો ઉપદેશ તેણે તેના જીવનમાં પ્રથમ વારજ સાંભળ્યો. તેને કર્મનો અનિવાર્ય નિયમ સમજાવવામાં આવ્યો, આ પછી તેને જાણેકે એક નવીન માનવિ બની ગયો હોય એમ લાગ્યું અને તેનામાં પણ નવ-જીવન પ્રેરાયું. જ્યારે માનવિમાં દૈવિ પ્રકૃતિ આગળ પડી આવેછે ત્યારે જેમ અગ્નિમાં સુવર્ણમાંથી કચરો જુદો પડેછે તેમ દેહમાંથી જડતા રૂપી કચરો આપો આપ દૂર પડેછે. માનવના અંતરમાંની દિવ્યતાને ભૂસી શકાતી નથી. તે પોતાનો હક જાતે સાબીત કરેછે, અને મર્ત્યકોશને તોડીને પોતાના મૂલ ઉત્પત્તિ સ્થાન તરફ ઉડવાનો પ્રયત્ન કરેછે. જેમ થોડાં વાદળો અને ધુમસવડે સૂર્ય આપણી દૃષ્ટિ આગળથી લાંબા સમય સુધી ઢંકાઇ જતો નથી, વહેલો અથવા મોડો તે તેમાંથી બહાર નીકળી આવીને પોતાના પૂર્ણ પ્રકાશમાં પ્રકાશે છે તેમ અત્યંત વૈષયિક જીવન અને દુનિયાના અનુસરણવડે આપણા અંતરમાંનો અધ્યાત્મિક સૂર્ય હમેશ માટે ઢંકાઇ જતો નથી. બ્રહ્માંડની અને માનવિની ઉભય પ્રકૃતિઓ અમુક સમય માટે રાહ જુએછે અને સમય આવી લાગતાં ઉભયે આનંદની ઉર્મિ અનુભવેછે. ઋષિના બોધદાયક શબ્દો સાંભળીને તે વિચારમાં પડયો. તેનાં ચક્ષુઓ ખુલીગયાં, તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પાપ અને શરમથી ભરેલા પોતાના ભૂતકાલનો તે વિચાર કરવા લાગ્યો; પોતાને થવાના દંડનું તેને સંપૂર્ણ ભાન થઇ આવ્યું. પોતાનાં અશુભ કાર્યોનો બોજો ભારે લાગવાથી તેણે ચિંતાતુર બનીને ઋષિની સલાહ માગી. તે તેમના પાદમાં દંડવત પડયો. આવી તેની એકાકિદશાની ઋષિને દયા આવી. તેમણે તેને ભૂમિ ઉપરથી ઉઠાડયો અને દયાખાઇને તેના કર્ણમાં પવિત્ર શબ્દનો ઉચ્ચાર કર્યો તથા એ અવર્ણ્ય નામનું વિચારપૂર્વક ચિંતવન કરવાની સલાહ આપી. વિષયોમાં રચી પચી રહેલો હોવાથી તે એ શબ્દનો યથાર્થ ઉચ્ચાર પણ કરી શક્યો નહિ. યથાર્થ ઉચ્ચારની બાબત તેને માટે અતિ વિકટ કાર્ય સમાન થઇ પડી. હવે કસહનો આરંભ થયો. સવારથી સાંજ સુધી અને સાંજથી સવાર સુધી જરાપણ ફત્તેહ વિના તેણે મહેનત કર્યાં કરી. દૃઢ હૃદય રાખીને નિરાશ ના બનતાં, પોતાની મહેનત માટે યોગ્ય અવસર આવતાસુધી તે પ્રયત્ન પરાયણ રહ્યો, અને શબ્દનો યથાર્થ ઉચ્ચાર થયો; અને જોતજોતામાં તે સંપૂર્ણ જ્ઞાન પ્રકાશથી પ્રકાશવા લાગ્યો. રત્નાકર અને ઋષિનું આવું વિશ્વવિખ્યાત વૃત્તાંત છે. પછીના જીવનમાં વાલ્મીકિના નામથી સારી રીતે જાણીતા થયલા રત્નાકરની જીવનની આ વાર્તા જપની ઉપયોગિતાનું સારૂં દૃષ્ટાંત પૂરૂં પાડે છે. જો જપના અભ્યાસવડે તેના જીવનમાં જ્ઞાનપ્રકાશ વિસ્તરી રહે તો આપણે પણ તેના માર્ગે અનુસરીને ગંભિર, સતત અભ્યાસવડે તેના જેવા શા માટે ના બની શકીએ. તેટલા માટે જપયોગના આવા ઉપયોગી વિષય વિષે હું બે વિચાર દર્શાવીશ; પ્રાણાયામ અને ધ્યાન શીખીને પ્રાપ્ત કરવામાં આવ્યું હતું એ ક્રિયાની મારફતે બની શકશે તેટલી ક્રમવાર ભૂમિકાઓ દર્શાવવાનો પ્રયત્ન કરીશ.

## જપ એટલે શું ?

જપનો તાત્વિક પર્યાય શબ્દ સ્વાધ્યાય છે. ( પતંજલિ. पा-२-सू-१ ) ભોજરાજ પોતાના ભાષ્યમાં स्वाध्ययानी વ્યાખ્યા प्रणवपूर्वकं मन्त्राणांजपः । प्रणवश्रीरुद्र पुरुषसूक्तादि मंत्राणामजपः ॥ ધ્યાન યોગ અથવા ક્રિયા યોગના ત્રણ પ્રકારમાંનો એક જપ યોગ છે. જપ એટલે મનમાં ચિંતવન કરવું. આવું ચિંતવન ઇશ્વરના સૂચક કેટલાક શબ્દોનું હોવું જોઇએ; નહિતો તેનો કોઇ પ્રકારનો પ્રભાવ જણાશે નહિ. નકામા શબ્દોથી નકામા વિચારો ઉપજી આવેછે અને અભ્યાસિ ઉચ્ચ દશા અનુભવિ શકતો નથી. શબ્દોમાં પોતામાં સુપ્ત શક્તિ રહેલી હોયછે. જો આપણને તેમનો બરોબર ઉચ્ચાર કરતાં આવડે તો તેઓ અત્યંત પ્રભાવવાળા નિવડેછે. જ્યાં સુધી આપણે ઉચ્ચાર અને ઉપયોગ ના જાણીએ ત્યાં સુધી શબ્દો મૃત સમાન છે. એકાદ ઋષિના મુખમાં તેઓ અદભૂત અને દારુણ પરિણામ લાવનારા થઇ પડેછે. આથીજ આપણી મંત્રવિદ્યાની ઉપયોગિતા સિદ્ધ થાયછે. આથીજ પતંજલિ આપણને ( પ્રણવની ) ઉપયોગિતાનો ઉપદેશ કરે છે. ( श्रीरुद्रपुरुष सूक्तादि मंत्राणामजपम् ) પરંતુ તેઓ પ્રણવને વધારે પસંદ કરેછે. ઇશ્વિર વિષેના સૂચક શબ્દોમાં પ્રણવ સર્વથી શ્રેષ્ઠછે. તેટલા માટેજ કહેવાયું છે—तस्यवाचकः प्रणवः ॥ ( पतंजलि-पा-२-सू-२७. ) તેના અર્થને, તથા જે વિષય તરફ તે દોરી જાયછે તેનો વિચાર ચલાવવાનો પ્રયત્ન કર્યા વિના એક પોપટની માફક કરેલો શબ્દનો ઉચ્ચાર ઘણાજ થોડા ઉપયોગનો છે. તેટલા માટેજ આવર્તન અને ચિંતવન અથવા તેના અર્થમાં સતત માનસિક પ્રણવતા, એ વિચારોને એકાગ્ર કરવાના સાધન રૂપછે. ઇશ્વરના વાચક શબ્દોના સતત ધીમા ઉચ્ચારવડે આપણા વિચારો એ દિશામાં વહેવા માંડેછે. આપણું મન હમેશાં ચંચલ હોયછે. થોડાક સમય માટે પણ તે એક વિષયમાં તલ્લિનબની રહેતું નથી. તે અહિં, તહિં, સઘળે બટકવા માંડેછે. આપણે બીજાઓની સાથે વાતચીત કરતા હોઇએ છીએ તેવામાં પણ આપણું મન કોઇ દૂરના સ્થલમાં અમુક મિત્રોના મધ્યમાં ભમતું હોયછે. આધ્યાત્મિક ઉન્નતિ માટે આવું ચંચલ મન જરાપણ કામનું નથી. આધ્યાત્મિક જીવનમાં આગળ વધવા માટે અત્યંત ઉપયોગનાં ગણાતાં, દ્રઢતા અને નિશ્ચયની તેનામાં ખામી હોય છે. અમુક સમય સુધી એક વિષય ઉપર એકાગ્ર વૃત્તિ રાખવાની ટેવ મેળવવાના માર્ગોમાંનો એક આપણને જપયોગ દર્શાવી આપેછે. અભ્યાસવડે ધીમે ધીમે આપણે માનસિક બલ પ્રાપ્ત કરતા જઇએ છીએ તથા જીવનમાં ઉચ્ચ ભાવનાઓના પ્રત્યક્ષીકરણમાં પણ તેનો ઉપયોગ કરી શકીએછીએ.

## તેનો વિધિ.

એકાગ્રતાની શક્તિ મેળવવા માટે માનવ મને અનેક માર્ગો યોજી કાઢયા છે. આમાંનો એક જપ યોગ છે. આપણામાં જપના બે સ્વીકારાયલા પ્રકારો પ્રવર્તે છે; એક રીતે રૂદ્રાક્ષ અથવા તુલસી વૃક્ષના મણકા ગણવામાં આવેછે; બીજી રીતે અંગુષ્ઠને બીજી અંગુલિઓના વેઢાઓ ઉપર ફેરવીને દશગણવાનો રીવાજ છે. પ્રથમનો પ્રકાર રોમન કેથોલીક પંથના અનુયાયીઓમાં પણ પ્રવર્તેછે. તેઓ તેમના સાધુઓના સ્મરણમાં તેમની, માળાના મણકા

ફેરવેછે. મહોમેદન સુફીઓમાં પણ આવો મણકા ગણવાનો રીવાજ જોવામાં આવેછે. પરંતુ હિંદુઓની રુદ્રાક્ષ અને તુલસી વૃક્ષના મણકાઓ ફેરવીને જપ કરવાની વિધિમાં અમુક રહસ્યાર્થનો સમાવેશ થાયછે. આવિષેની મારી સમજણ આવા પ્રકારની છેઃ—

## માલા.

આપણી માલા રુદ્રાક્ષ અથવા તુલસીના ૧૦૮ મણકાઓની બનેલી હોય છે. ૧૦૮ ની સંખ્યામાં અમુક રહસ્યાર્થનો સમાવેશ થાયછે. માલા શબ્દથી હું એટલું સમજું છું કે જેમ એક સુત્રવડે મણકાઓને એકઠા બાંધવામાં આવેછે તેમ આપણો દેહ પણ તેમાં સઘળે વ્યાપી રહેતા પરમાત્માના એક કીરણ વડે એકઠો ટકી રહેછે. સુત્રને છુટું કરો, માલામાં એકપણ મણકો રેહેશે નહિ. માનવિમાંથી દિવ્ય અંશ લઈ લ્યો અથવા તેને સજીવન રાખનાર તત્ત્વ દૂર કરો—પછી જંતુઓના ભક્ષરૂપ મૃત દેહ વિના અન્ય કંઈ પણ રહેતું નથી. આનું સાદૃશ્ય એજે બેઠે મારી તોડીને બેસારવામાં આવતું નથી. એમ કહેવાય છે, કે આપણા હાથપગ દરેકમાં ૨૧ મુખ્ય જુદાં જુદાં અસ્થિઓ હોય છે; ગુદાથી તે ખોપી સુધીમાં જ્યાં બ્રહ્મદંડનો અંત આવે છે, અને મસ્તકના પાછલા ભાગનો આરંભ થાય છે, એટલામાં બ્રહ્મદંડ સાથે સંબંધવાળી પાંસળીઓને લક્ષમાં લેતાં ૨૪ જુદાં જુદાં મુખ્ય અસ્થિઓ હોય છે. આ પ્રમાણે હાથ અને પગમાં થઈને ૮૪ અસ્થિઓ હોય છે, અને બ્રહ્મદંડ સાથે સંબંધવાળાં ૨૪ હોય છે, અથવા બધાં મળીને ૧૦૮ મુખ્ય અસ્થિઓ હોય છે. એક દિવ્ય તત્ત્વવડે સંબંધમાં જોળવાયલાં અને સચેતન બનાવાયલાં ૧૦૮ અસ્થિઓના એક સમુહ સિવાય માનવ હાડપિંજર અન્ય કંઈ પણ નથી; આ ચેતન અંશની શક્તિવડે તેમના ઉપર જડપદાર્થ ફરીવળીને તેમને એક પ્રકારનો આકાર અને નામ અર્પણ કરે છે. મસ્તક આપણા દેહમાં શિરોબિંદુ છે અને માળાની દોરીના બંને છેડાઓને એકઠા સાંધતી ગાંઠ સાથે મળતું આવે છે. જેમ એક મસ્તક વિના એક દેહ બની શકતો નથી તેમ આવિગ્રંથિવિના એક માલા બની શકતી નથી. આ પ્રમાણે માલાના મણકાઓ વારંવાર ફેરવ્યાં કરવાથી, આપણો દેહ એક ઇશ્વરના નિવાસસ્થાન સમાન છે, દિવ્ય અંશના એક આસ્પદ સમાન છે, એટલી બાબતનું આપણને સતત સ્મરણ રહ્યાં કરે છે. આપણે અનેક જન્મોમાં થઈને ઉછરતા આવ્યા છીએ અને વિશુદ્ધ બનીને સ્વર્ગીય પિતા સાથે અભેદભાવ પામતા સુધી આપણે વારંવાર ઉછરવાનું છે, એટલી વાતનું સ્મરણ દરેક નવી માલાનો આરંભ થતાં થઈ આવે છે.

## રુદ્રાક્ષ અને તુલસી.

રુદ્રાક્ષ અને તુલસી વૃક્ષોને પોતપોતાનું સુચન કરવાનું છે. રુદ્રાક્ષનો અક્ષરાર્થ રુદ્રની શિવની અક્ષિ થાય છે. શિવની અક્ષિમાંથી નીકળેલી જ્વાલાએ કામ દહન કર્યું હતું. દુનીયાદારીના જીવનમાં આપણને બાંધી રાખનાર બંધનો સમાન કામ અને વાસના છે. દૈવિ જીવન ગાળનાર અભ્યાસિએ કામ અને વાસનાનો વિનાશ સાધવો જોઇએ. આપણા ઉંડામાં ઉંડા હૃદયમાં જ્યાં સુધી તેમનું સામ્રાજ્ય પ્રવર્તે છે ત્યાં સુધી કોઇ પ્રકારની યથાર્થ ઉન્નતિ સાધી શકાતી નથી. શિવની અક્ષિ, બુદ્ધિ અથવા તેની ઉચ્ચ શક્તિને સ્થાને છે. આત્માના

પ્રાહનરૂપ બુદ્ધિ છે; આત્મા કંઇ એક તત્ત્વ નથી પરંતુ સર્વમાં વ્યાપક છે. પરબ્રહ્મની હાજરીનો અનુભવ થવા જેટલી બુદ્ધિનો ઉદય થવો જોઇએ. માત્ર બુદ્ધિ અને બુદ્ધિદ્વારાજ આપણે પરબ્રહ્મનો અનુભવ કરી શકીએ છીએ. બુદ્ધિનો ઉદય થતાં કામ અને સર્વ પ્રકારની અધમ વાસનાઓ બળીને ભસ્મ થઇ જાય છે. આપણી માનસિક દૃષ્ટિને છાઇ લેતાં ગાઢ વાદળો વીખરાઈ જાય છે અને આપણે આપણામાં સ્થિત દિવ્યઅંશના પ્રકાશને જોઇ તથા અનુભવી શકીએ છીએ. આપણાં સર્વ તત્ત્વોમાં બુદ્ધિ વ્યાપક છે, પરંતુ સુપ્ત દશામાં રહે છે. તેટલા માટે મારા ધારવા પ્રમાણે રૂદ્રાક્ષની માળાવડે દેવના નામનું આવર્તન કરવાનો અર્થ એટલોજ હોવો જોઇએ, કે આપણા મર્ત્ય દેહમાં પરબ્રહ્મનો અંશ સઘળે વ્યાપી રહ્યો છે, એ શક્તિને જાગ્રત્ બનાવવાની બાબત આપણા હાથમાં છે, જેનાવડે આપણે આપણા અંતરમાં દિવ્યતત્ત્વનો અનુભવ કરી શકીએ. આથી એટલું સૂચવાય છે, કે આપણે માત્ર માનસિક ભૂમિકામાંજ બરાઇ રહેવાનું નથી પરંતુ આધ્યાત્મિક ભૂમિકા અથવા બુદ્ધિના પ્રદેશો પર્યંત ઉંચે ઉડવાનું છે, જ્યાં આપણે દિવ્યતાની પ્રાસંગિક ઝાંખી કરી શકીએ છીએ; શુદ્ધ, વિશુદ્ધ જીવન ગાળવાવડે ભાવિમાં અમુક દિને આપણે આપણું સમગ્ર જીવનજ આ પ્રકારે ગાળવાને સમર્થ થઇ શકીશું. મન અને બુદ્ધિનો સંયોગ થયા વિના કોઈ પણ પ્રકારનો મોક્ષાનુભવ થઇ શકતો નથી.

તુલસી વિષે:—તુલસી વિષ્ણુની પ્રિયા મનાય છે. વિષ્ણુનો અક્ષરાર્થ સર્વ વ્યાપક થાય છે. આ શબ્દને હું લોકમાન્ય રક્ષકની ભાવનામાં લેવા માગતો નથી, એમાંતો ઉત્પાદક અને સંહાર કર્તાની ભાવનાઓ દૂર રહી જાય છે. ઉત્પાદક, પોષક અને સંહાર કર્તાના ત્રિવિધ સ્વરૂપે હું વિષ્ણુનો અંગિકારક છું. પરબ્રહ્મ અજ્ઞેય, અતર્ક્ય છે. પરબ્રહ્મ સૃષ્ટિકાર્યમાં ભાગ લઇ શકતું નથી. ઈશ્વર, વિષ્ણુ આદિ વિવિધ નામો પામતા દૃશ્ય શબ્દ બ્રહ્મમાંથી સૃષ્ટિકાર્ય વિસ્તરે છે. સૃષ્ટિકાર્ય પૂર્વે દિવ્ય સંકલ્પનું કાર્ય થાય છે. વિષ્ણુને ઇચ્છા થાય છે અને ઇચ્છા શક્તિમાંથી વિશ્વ ઉપજી આવે છે. આ ઇચ્છાને ઈશ્વરનું સ્ત્રીઅંગ કહી શકાય, જો કે તેતો જાતિ રહિત છે. આ ઇચ્છા શક્તિનેજ મહામાયા, મહાલક્ષ્મી આદિ કહેવામાં આવે છે. વિષ્ણુની આવા પ્રકારની ઇચ્છાવડેજ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે, વર્તમાનમાં તેનું પોષણ થાય છે અને અંતે તેનામાંજ તેનો લય થશે, વિષ્ણુનું આ સ્વરૂપ પોતાના પ્રતિબિંબ સમાન છે. વિષ્ણુનું આવું સ્ત્રીસ્વરૂપ માયામય છે અને પુરૂષ તેને પોતામાં સમાવેશ કરી લે છે. તેટલા માટે તેને મહામાયાનું નામ આપવામાં આવે છે. આધ્યાત્મિક આનંદના અમૃતના ભાગમાંથી અસુરોને મોહ પમાડી દૂર રાખનાર આ મહામાયાજ છે, એમ કહેવાય છે. આવી માયાની જાળ આપણા સર્વ ઉપર નાખવામાં આવી છે. આવી જાળને લીધેજ આપણે આપણા અંતરમાંના દિવ્ય પ્રકાશને જોઇ શકતા નથી. આવી માયા જાળને ચીરી નાખવામાં આવતાં સુધી આપણાથી દિવ્ય પ્રકાશની ઝાંખી પમાવાની આશા રાખી શકાય નહિ. જડમાં પૂરાયલા ચૈતન્યની હાજરીનો અનુભવ કરવાની જેમની મરજી હોય તેમણે માનવ જીવનમાં ઉભરાઇ જતી ભ્રમણાઓમાંથી પોતાની જાતને છૂટી બનાવવી જોઇએ; પોતાના ઇષ્ટદેવની અવર્ણ્ય કીર્તિ વિષે વારંવાર ચિંતવન કરવાથી આમ થઇ શકે છે. આપણે માયા જાલમાં વીંટાયલું જીવન ગાળીએ છીએ, આવા માયા મોહના ધૂમ્મસમાંથી વસતિ દિવ્ય સત્તાનો અનુભવ થઇ શકતો નથી, આપણા ઇષ્ટદેવના ચિંતવનમાં મનને સતત

લગાડવા વડેજ તથો તેની ખરેખરી હાજરીનો આપણા અંતરમાં અનુભય કરવા વડે આવી મોહજાળોને છિન્ન ભિન્ન કરી શકાય છે, આવું આનું સૂચવવા માટે તુલસી માલાનો ઉપયોગ કરવામાં આવતો હોય એમ લાગે છે. આટલે સુધી જપ યોગના એક પ્રકાર વિષે પત્યું.

( અપૂર્ણ. )

---

# વિવિધ જ્ઞાનમાળા.

( અનુસંધાન પૃષ્ટ ૧૧૪ પુસ્તક ૨૬ અંક ૪ થો. )

( ૧૨ )

### પુરૂષ.

જેણે આ સર્વ જગતને પોતાના અસ્તિ ભાતિ અને પ્રિય રૂપે કરી પૂર્ણ કર્યું છે; અથવા શરીરરૂપ સર્વ પુરીઓને વિષે જે અધિષ્ઠાનરૂપે શયન કરે છે, તે પુરૂષ કહેવાય છે.

'પુર્' નામ મનુષ્ય શરીર તેમાં 'ઉષતિ' નામ અહમ-આકારે વસે છે. એથી પુરૂષ એ શબ્દમાં નરનારી આદિ સર્વ જીવ ગણાય છે. સાધન ચતુષ્ટય સંપન્ન પ્રમાતા વેદાંતનો અધિકારી છે. પછી તે ગમે તે હોય તોપણુ તેને પુરૂષ કહે છે.

( ૧૩ )

### અક્ષર.

જે વસ્તુ કોઇ વખત પણ નાશ થતી નથી તે અથવા પોતાની સત્તા સ્ફુરણરૂપે કરીને સર્વ જગતને વ્યાપ્ત કરે છે તે.

આત્મજ્ઞાન વિના વિનાશથી રહિત તથા ક્ષર પુરૂષની ઉત્પત્તિના બીજરૂપ જે ઇશ્વ-રની માયાશક્તિ ( કારણ ઉપાધિરૂપ ) તે અક્ષર કહેવાય છે. અથવા] [1]કુટસ્થને અક્ષર

---

૧ યથાર્થ વસ્તુનું આચ્છાદન કરીને અયથાર્થ વસ્તુનું પ્રકાશન કરે છે; જેને વચન તથા માયાતીત કહે છે. તે કુટ કહેવાય છે. અને તે કુટરૂપે કરીને જે સ્થિત થાય તેનું નામ કુટસ્થ અર્થાત્ કે આવરણ શક્તિ તથા વિક્ષેપ શક્તિ એ બે રૂપે કરી જે સ્થિત થાય તે કુટસ્થ કહેવાય.

કહે છે. કુટસ્થ નામવાળી ઇશ્વરની માયાશક્તિરૂપ જે કારણ ઉપાધિ તે આ સર્વ સંસારના બીજરૂપ હોવાથી તથા આત્મજ્ઞાન વિના અન્ય કોઇ ઉપાયથી નાશ નહિ થતી હોવાથી અનંત કહેવાય છે; તેથી તે માયા શક્તિરૂપ કારણ ઉપાધિ અક્ષર કહેવાય છે.

## પુનરાવૃત્તિને નાહે પ્રાપ્ત થનાર સન્યાસિ.

જેમ બ્રહ્મ સાક્ષાત્કારને વિષે નિદિધ્યાસન, નિદિધ્યાસનને વિષે શ્રવણ મનનરૂપ વેદાંત વિચાર, અને વેદાંત વિચારને વિષે વૈરાગ્યની હેતુતા છે; તેમ તદ્બુદ્ધિક, તદાત્મા, તન્નિષ્ઠા, તત્પરાયણા એ ચાર વિશેષણોથી યુક્ત જે સન્યાસિ છે, તે પુનરાવૃત્તિને પ્રાપ્ત થતો નથી. તે ચતુષ્ટય વિશેષણોની વ્યાખ્યા નીચે પ્રમાણે છે:—

### તદ્બુદ્ધિક.

જ્ઞાને કરી પ્રકાશિત જે સચ્ચિદાનંદ પરમાત્મા તેને વિષે, બાહ્ય સર્વ વિષયોના ત્યાગ પૂર્વક વિવેકાદિ સાધનોની પરિપક્વતા થયે અંતઃકરણની સાક્ષાત્કારરૂપ વૃત્તિ જે પુરૂષની થાય છે તે, અથવા નિર્વિકલ્પ સમાધિવાળો તેને તદ્બુદ્ધિક સન્યાસિ કહે છે.

### તદાત્મા.

જે વિદ્વાન પુરૂષ પોતાના આત્માને પરમાત્મારૂપ સમજે છે. તે ( દેહાદિક અનાત્મ પદાર્થો વિષે આત્મ અભિમાનરૂપ વિપરીત ભાવનાની નિવૃત્તિરૂપ ફલ, અર્થાત્ જે પુરૂષ સર્વ કર્મોનો સન્યાસ કરી પરબ્રહ્મ વિચારપરાયણ થાય તે, અથવા પરિપક્વ નિદિધ્યાસન ) તદાત્મા નામનો સંન્યાસિ કહેવાય છે.

### તન્નિષ્ઠા.

કર્મોના અનુષ્ઠાનરૂપ વિક્ષેપની નિવૃત્તિ થવાથી પરબ્રહ્મ વિષે જે પુરૂષની સ્થિતિ થાય છે તે ( સર્વ કર્મોના સન્યાસ પૂર્વક [1]પ્રમાણ, [2]પ્રમેયગત અસંભાવનાની નિવૃત્તિરૂપ ફલ અથવા પરિપક્વ શ્રવણ મનન ) તન્નિષ્ઠા નામે સંન્યાસિ કહેવાય છે.

### તત્પરાયણા.

સ્વર્ગાદિક ફળોથી વિરકત છે એવો જ્ઞાની અથવા આલોક તથા પરલોકનાં સુખમાં જેનો તિવ્ર વૈરાગ્યછે તે તત્પરાયણા નામે સન્યાસિ કહેવાયછે.

આત્મસાક્ષાત્કાર થવાથી વિદ્વાન પુરૂષનાં અનાદિ અજ્ઞાનની નિવૃત્તિ થાયછે; તેથી અજ્ઞાનનાં કાર્યરૂપ પૂણ્ય પાપરૂપ કર્મો પણ નિવૃત્ત થઈ જાયછે; અને તે પૂણ્ય પાપ કર્મોના

૧ વેદાંત શાસ્ત્ર જીવ બ્રહ્મના અભેદનું પ્રતિપાદક છે અથવા ભેદનું પ્રતિપાદક છે. એવા પ્રકારના સંશયને પ્રમાણ ગત—અસંભાવના કહેછે. ૨ આ જીવાત્મા બ્રહ્મરૂપ છે અથવા નથી ઇત્યાદિક સંશય થાયછે તેને પ્રમેયગત અસંભાવના કહેછે.

નાશ થવાથી તે વિદ્વાન પુરૂષને પુનઃ બીજા શરીરની પ્રાપ્તિ થતી નથી; તેથી તે વિદેહ મુક્ત કહેવાય છે. આ સ્થિતિ પ્રાપ્ત કરનાર સન્યાસિને પુનરાવૃત્તિ થતી નથી.

૧૫

## માયા.

હૃદય વિષે કાંઈ અભિપ્રાય રાખવો ને તેનો બાહ્ય અન્ય પ્રકારે વ્યવહાર કરવો તે માયા કહેવાય છે.

દેશ કાલાદિ સામગ્રિ વિના દુર્ઘટ પદાર્થની ઇન્દ્રિજાલે કરી ઉત્પત્તિ થાયછે; ત્યાં ઇન્દ્રિજાલને માયા કહેછે; તેમ અસંગ અદ્વિતીય બ્રહ્મમાં ઇચ્છાદિક દુર્ઘટ છે. તોપણ તેને કહેછે એથી તેને માયા કહેછે. માયાના મુખ્યત્વે બે પ્રકાર કહેવામાં આવેછે. [૧] વસ્તુરૂપા માયા [૨] અવસ્તુ રૂપામાયા.

### વસ્તુરૂપામાયા.

પરમાત્મામાં રહેલા સત્, ચિત્ત, આનંદ, અનંતતત્વઆદિ ધર્મો પરમાત્માના સ્વરૂપ રૂપછે, અને ધર્મોની પ્રતીતિ પરમાત્મામાં રહેલી જે શક્તિ વડે થાયછે, તે શક્તિને વસ્તુ રૂપામાયા કહેછે; અથવા પરમાત્મામાં રહેલા સ્વરૂપાત્મક સામર્થ્યને વસ્તુરૂપામાયા કહેછે; ને બ્રહ્મરૂપજ હોવાથી તેને બ્રહ્મ પૃથક ગણવામાં આવતી નથી.

### અવસ્તુરૂપામાયા

બ્રહ્મતત્વને સ્વસ્વરૂપે જણાવનારૂં તેનું જે સામર્થ્ય તેથી એક વિલક્ષણ શક્તિ બ્રહ્મ તત્વને આશ્રયે રહેલી છે, જેને અવસ્તુરૂપામાયા કહેવામાં આવેછે. આ માયા બ્રહ્મતત્વના સ્વરૂપને આવરણ કરી તેને સ્થાને વિલક્ષણ પ્રપંચને ઉત્પન્ન કરેછે. માટે એને અવસ્તુરૂપા નામ આપવામાં આવ્યું છે. માયા શક્તિમાં બે પ્રકારનાં સામર્થ્ય છે ૧ આવરણાત્મક ૨ વિક્ષેપાત્મક. શ્રીવેદાંત સિદ્ધાન્તાદર્શમાંપણ—विक्षेपावरणाख्ये द्वेशक्ती स्तस्त्वयैवयद्धि। आवृणोत्यन्त्वयात्मानं वैविध्य यात्ययाथया ॥ એ શ્લોકથી કહ્યું છે કે વિક્ષેપ અને આવરણ નામની બે શક્તિ માયામાં રહેછે. તેમાંની આવરણ શક્તિને લીધે તે આત્મ તત્વને આવરણ કરેછે—આચ્છાદન—કરેછે; અને વિક્ષેપ શક્તિને લીધે તે વિવિધતા (નાનારૂપ) ને પ્રાપ્ત થાય છે.

માયા અનિર્વચનીય છે, જેથી એનું કોઇપણ પ્રકારે નિર્વચન થઈ શકતું નથી. શ્રી અદ્વૈતબ્રહ્મસિદ્ધિમાં અનિર્વચનીયનાં લક્ષણો નીચે પ્રમાણે કહેવામાં આવેલાં છે.

'सद्विलक्षणत्वे सत्यसद्विलक्षणत्वेच सतिसदसद्विलक्षणत्वमनिर्वाच्यत्वम જે સતથી વિલક્ષણ હોઈ તે તથા અસત્થી વિલક્ષણ હોઇને સદ સતથી વિલક્ષણછે તે અનિર્વાચ્ય અથવા અનિર્વચનીય કહેવાય છે.'

सत्वासत्वाभ्यां विचारासहत्वे सति सदसत्त्वेनापि विचारासहत्त्वम (अनिर्वाच्यत्वम) જે સદ્રુપે વિચારને સહન કરી શકતું નથી, તથા અસદ્રુપે સહન કરી શકતું નથી તેમજ સદ સદ્રુપે પણ સહન કરી શકતું નથી તે અનિર્વાચ્ય છે, જે પ્રતિયમાન છે, છતાં પોતાના અધિષ્ઠાનથી ભિન્ન સ્વરૂપથી રહિત છે તે અનિર્વચનીય છે.

**आत्मसत्त्वैव द्वैतस्य सत्तानान्या यतस्ततः । आत्मन्येव जगत्सर्वं दृष्टे दृष्टं श्रुते श्रुतम्**

આત્મતત્ત્વની જે સત્તા છે, તેજ સત્તા દ્વૈતની અર્થાત દ્વૈત મૂલરૂપ માયાનીછે, એથી પૃથક સત્તા એની નથી. આમ હોવાથી શ્રુતિ જે આત્મદર્શનથી સર્વેનું દર્શન, આત્મ શ્રવણથી સર્વેનું શ્રવણ ઇત્યાદિ કહેછે, તે ઉપપન્ન કરેછે. તેથી આ લક્ષણ પ્રમાણે પણ માયા અનિર્વચનીય છે.

* માયાનાં જુદાં જુદાં કાર્યો ઉપરથી ત્હેનાં જુદાં જુદા નામો કહેવામાં આવેછે તેના કેટલાક પ્રકારો નીચે પ્રમાણેઃ—

## પ્રધાન.

સર્વ કાર્યને પોતાનામાં, લીન કરીને પ્રલયમાં સ્થિત્ ઉદાસિન સ્વરૂપ માયાનું જ્યારે થાયછે ત્યારે તે પ્રધાન કહેવાય છે.

## પ્રકૃતિ.

સૃષ્ટિના ઉપાદાન યોગ્ય તમોગુણપ્રધાન સ્વરૂપને પ્રકૃતિ કહેછે.

જન્માંતરના ધર્મ અધર્મરૂપ સંસ્કારને પ્રકૃતિ કહેછે. પૂર્વ જન્મવિષે કરેલા ધર્મ, અધર્મ તથા જ્ઞાનઇચ્છાદિક સંસ્કાર વર્તમાન જન્મમાં અભિવ્યક્ત થાયછે તેને પ્રકૃતિ કહેછે.

પ્રકૃતિ દ્વિધાછે ૧ પરા ૨ અપરા, તેના દ્વારા સર્વત્ર ઇશ્વર જગતનું કારણ છે.

પરાઃ—પ્રાણ ધારણ નિમિત્તભૂતા જીવભૂતાપ્રકૃતિ, તેઓને ક્ષેત્રજ્ઞ પણ કહેછે.

અપરાઃ—અનર્થકરી સંસારબન્ધાત્મિકા જડભૂતા પ્રકૃતિ, તેઓને ક્ષેત્રજ્ઞ પણ કહેછે.

## અવિદ્યા.

બ્રહ્મવિદ્યાએ કરી તેનો નાશ થઇ શકેછે તેથી તેને અવિદ્યા કહેછે.

યોગશાસ્ત્રની રીતે અવિદ્યા ચતુષ્ટય પ્રકારની છે.

(૧) અનિત્ય પદાર્થો વિષે નિત્ય બુદ્ધિ એટલે સ્થાયીછે એમ જાણવું તે જેમકે, પૃથ્વી,

ચંદ્ર સૂર્ય, તારાગણ, સ્વર્ગ, દેવતા, ઇત્યાદિ અનિત્ય પદાર્થો નિત્ય રહેનારા છે એમ માનવું તે.

(૨) અશુચી પદાર્થને સુચીવાળો જાણવો તે.

(૩) દુઃખરૂપ વિષય ભોગને સુખ દેનારા છે એમ જાણવું તે

(૪) અનાત્મવસ્તુ વિષે આત્મબુદ્ધિ કરવી તે યથાર્થ જ્ઞાનનું વિરોધી વિપરીત જ્ઞાન, અથવા વિદ્યાએ કરી જેનો નાશ થાય અથવા પ્રતીત થાય અથવા પ્રતીત થાય પણ વિચારને સહન નકરે એ અવિદ્યા કહેવાય તે મૂલા અને તૂલા એમ બે પ્રકારની છે.

(૧) મૂલાઃ—જે શુદ્ધ ચૈતન્યને ( આવરણ કરે ) તે મૂલા કહેવાય છે.

(૨) તૂલાઃ—ઘટાદિ ઉપાધિવાલા ચૈતન્યને ઢાંકે તે તૂલા કહેવાયછે.

## અજ્ઞાન.

સ્વરૂપને આચ્છાદન કરેછે એથી તેને અજ્ઞાન કહેછે.

## શક્તિ.

સ્વતંત્ર કદાપિ પણ રહેતી નથી. પણ ચેતનને આશ્રિતજ રહેછે એથી તેને શક્તિ કહેછે.

( ૧૬ )

## જ્ઞાન

અધ્યાત્મશાસ્ત્રે કરી આત્માના સ્વરૂપનો નિશ્ચય તે જ્ઞાન કહેવાયછે.

'અહં બ્રહ્માસ્મિ' એ પ્રકારનો જે આત્મસાક્ષાત્કાર તેનું નામ જ્ઞાન કહેવાય છે.

જેના વડે વસ્તુને જાણી શકાય તે જ્ઞાન કહેવાય એવું અંતઃકરણછે; અને તેના વડે કરીને દરેક વસ્તુનું જાણવું થાય છે, માટે તે જ્ઞાન કહેવાય, અથવા અંતઃકરણની વૃત્તિરૂપ વિવેક વિજ્ઞાન તેનું નામ જ્ઞાન

જગત્ મિથ્યાછે, અને જીવ આનંદ સ્વરૂપછે, તે જીવ બ્રહ્મથી ભિન્ન નથી, કિન્તુ બ્રહ્મ રૂપછે ( જીવ બ્રહ્મ બંને એકછે ) એવા નિશ્ચયનું નામ જ્ઞાનછે.

આ સિવાય જ્ઞાનના અનેક પ્રકારો થઇ શકેછે. તેમાં પણ કેટલાક ઉપયોગના હોઇ અત્રે લખવામાં આવેછેઃ—

## આત્મજ્ઞાન

પોતાના સ્વરૂપને જાણવાના જ્ઞાનને આત્મજ્ઞાન કહેછે તે બે પ્રકારનું છે ૧ પરોક્ષજ્ઞાન ૨ અપરોક્ષજ્ઞાન.

પરોક્ષજ્ઞાનઃ—મહાવાક્ય સિવાય અવાંતરવાક્યના શ્રવણ કરવાથી જે જ્ઞાન ઉત્પન્ન થાયછે તેને પરોક્ષજ્ઞાન કહેછે.

અપરોક્ષજ્ઞાનઃ—મહાવાક્યના શ્રવણથી જે જ્ઞાન ઉત્પન્ન થાયછે તે અપરોક્ષજ્ઞાન કહેવાયછે.

## સમ્યગજ્ઞાન.

એક રૂપે જે રહે તેજ લોકમાં પરમાર્થ કહેવાયછે, અને તે વિષેનું જે જ્ઞાન તેજ સમ્યગજ્ઞાન કહેવાયછે; જેમકે અગ્નિ ઉષ્ણછે, એ વિષેનું જ્ઞાન તે એક રૂપ હોવાથી સમ્યગ્જ્ઞાન કહેવાય, તેહેવીજ રીતે ઉપનિષદોનું જે જ્ઞાનછે તેજ સમ્યગજ્ઞાન કહેવાયછે. જ્ઞાનની વ્યાખ્યા સમર્થ રામદાસ સ્વામિએ પોતાના રચેલ મરાઠિ ભાષામાં "દાસબોધ" નામના ગ્રંથમાં નીચે પ્રમાણે આપીછે "પોતે પોતાને જાણવું, મુખ્ય દેવ કોણ તે જાણવું, સત્ય સ્વરૂપ ઓળખવું અને નીતિ અનીતિ જાણવી તે જ્ઞાન કહેવાયછે"

'જ્યાં દૃશ્ય પ્રકૃતિસમાપ્ત થાય, પંચભૂતો દૂર થાય અને દ્વૈતનું મૂળમાંથી નિવારણ તેનું નામ જ્ઞાન કહેવાયછે.'

'જે વાત મનબુદ્ધિના વિચારમાં આવતી નથી, તથા જ્યાં તર્ક ચાલતો નથી એવું પરાવાણીથી પર તે જ્ઞાન કહેવાય'

'જે ઠેકાણે કોઇ કાલે દૃશ્યનો ભાસ નથી, છતાં જ્યાં જાણવાપણું તેજ અજ્ઞાનછે; એવું શુદ્ધ સ્વરૂપ તે જ્ઞાન'

સર્વનું જાણવાપણું તુર્યાવસ્થામાં છે, તેથી તે અવસ્થાને જ્ઞાન એવું કહેછે; પણ તે તુર્યાવસ્થામાં પદાર્થજ્ઞાનછે, તેથી તે જ્ઞાન વ્યર્થ ગણાય, કેમકે દૃશ્ય પદાર્થનું જાણવાપણું જે જ્ઞાનનેછે તે જ્ઞાનને પદાર્થજ્ઞાન કહેવામાં આવેછે, પણ શુદ્ધ સ્વરૂપનું જે જાણવું એનુંજ નામ પોતાના સ્વરૂનું જ્ઞાન, જે ઠેકાણે કોઇ પદાર્થજ નથી, તે ઠેકાણે પદાર્થનું જાણવું ક્યાંથી હશે ? વાસ્તે તુર્યાવસ્થાને આત્મજ્ઞાન કહેવાય એટલે અદ્વૈત અને તુર્યાવસ્થા તો પ્રત્યક્ષ દ્વૈત રૂપીછે તેથીજ શુદ્ધજ્ઞાન તુર્યાવસ્થાથી જુદુંજછે, અને શુદ્ધસ્વરૂપ પામેછે, તેનુંજ નામ જ્ઞાન જાણવું"

આ પ્રકારે જ્ઞાનના સ્વરૂપના અનેક પ્રકારોછે. તેમાંથી જીજ્ઞાસુએ પોતપોતાને યોગ્ય જણાય તે ગ્રહણ કરવા યોગ્યછે.

(૧૭)

## યોગ.

'યોગ' શબ્દનો પારિભાષિક અર્થતો સાધન, એકાગ્રતા, આત્મપ્રયત્ન, કહેવાયછે.

એ શીવાય અન્ય કેટલાક અર્થો નીચે પ્રમાણે કરેછે કે;

ચિત્તની એકાગ્રતાએ કરી આત્માના સ્વરૂપનું આપણા અનુભવ વિષે આરૂઢપણું કરવું તે યોગ કહેવાયછે.

મનોનાશ, વાસનાક્ષય એ બંનેને અનુકૂલ જે પુરૂષ પ્રયત્ન તે યોગ કહેવાય છે.

ધ્યાને કરી ચિત્તની સર્વ વૃત્તિયોથી રહિતપણું સંપાદન થવું તે યોગ કહેવાય છે.

અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ થાય તે યોગ કહેવાયછે.

ફલની ઇચ્છા રહિત કેવલ ભગવદ્અર્પણ બુદ્ધિથી શાસ્ત્રવિહિત જે નિત્ય નૈમિત્તિક કર્મ તે યોગ.

દેહાદિક સર્વ અનાત્મ પદાર્થ વિષે આત્મબુદ્ધિનો પરિત્યાગ કરી જે પોતાની બ્રહ્માનંદ રૂપ સ્થિતિ થાય છે તે યોગ કહેવાયછે.

અપ્રાપ્ત અન્નવસ્ત્રાદિક પદાર્થોની પ્રાપ્તિ તે, અથવા પૂર્વ અપ્રાપ્ત યોગભૂમિકા તેની, પ્રાપ્તિ તે અથવા નિરંતર બ્રહ્મનિષ્ઠા તે.

જીવ બ્રહ્મની એકયતાના દર્શનરૂપ જે જ્ઞાનયોગ તેનું નામ યોગ કહેવાયછે.

ચિત્તની વૃત્તિયોના નિરોધરૂપ યોગના કેટલાક પ્રકારો:—

### સંપ્રજ્ઞાતયોગ.

જે ચિત્તની અવસ્થામાં ધ્યેયવિષયનો અત્યંત સ્પષ્ટપણે અનુભવ થાયછે તે સંપ્રજ્ઞાત યોગ કહેવાયછે. આ યોગને સબીજ સમાધિ પણ કહેછે તેના ચતુષ્ટય પ્રકારો નીચે પ્રમાણેછે:—

(૧) સવિતર્ક:—સ્થૂલ વિષયોનું ધ્યાન કરવુંતે.
(૨) સવિચાર:—સૂક્ષ્મ વિષયોનું ધ્યાન કરવું તે
(૩) સાનંદ:—ઇન્દ્રિયોનું ધ્યાન કરવું તે.
(૪) સાસ્મિત:—બુદ્ધિ સહિત પુરૂષનું અથવા એકલા પુરૂષનું ધ્યાન કરવું તે.

### અસંપ્રજ્ઞાતયોગ.

ચિત્તની વૃત્તિયો શાંત થઈ ચિત્ત સંસ્કાર રૂપેજ રહે, હેવી અવસ્થાને સંપ્રજ્ઞાત યોગ કહેછે; તથા તેને નિર્બિજ સમાધિ પણ કહેછે. કોઇ તેને રાજયોગ પણ કહેછે.

### ક્રિયાયોગ.

આ યોગમાં મૂર્તિઆદિકનું પૂજન કરવું, વ્રતો કરવાં, સંધ્યા કરવી, અને શરીર શોધનાદિક ગૃહસ્થના ધર્મોનો સમાવેશ થાયછે, तपःस्वाध्यायेश्वर प्रणिधानानि क्रियायोगः તપ, મંત્ર જપ કિંવા વેદાધ્યનને ઇશ્વરનું આરાધન એ ક્રિયાયોગ છે. ( આગળ ચાલુ. )

શ્યામચંદ્ર ગોવર્ધનદાસ.

---

## તંત્રી ચોજીત પુસ્તકો.

### યાજ્ઞવલ્કય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરા સરલ યોગ માર્ગ દર્શાવતો ગ્રંથ મુલ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

### આપણાં પુરાણો.

પુરાણો ગપ્પા કહેનારને સબલ ઉત્તર કીંમત ૦-૨-૦

સુદર્શનના ગ્રાહકોને આ બને ૦-૧૦-૦ મળશે ટપાલ જુદું.

### શીગાલવાદ સુત્ત*

અથવા

સર્વ ધર્મના ગૃહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધધર્મના સાદા, સરલ, નીતિસિદ્ધાંતો

કીમત ૦-૨-૦

(આ પુસ્તક મંગાવવા માટે ૦-૨-૬ ની ટીકીટાજ મોકલવી.)

* આ પુસ્તક ના ગાયકવાડ સરકારના કેલવણી ખાતા તરફથી "શાળા લાયબ્રેરી ખાતે "તથા" શાળાઓમા ઇનામ ખાતે" મંજુર થયુ છે. શીક્ષકોને સારૂં કમીશન મળશે. તથા મુબઇ ઇલાકાના કેલવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયુ છે.

---

## લવાજમ.

સુદર્શનનુ વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમા અનાથો અને અપગોની સખ્યામા મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી આશ્રમના મધ્ય સ્થળમા વધારાનુ મકાન બાધવાની જરૂર છે આ નવા મકાનની નીચેની ઓરડીઓમા અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામા આવશે મકાનને લગતી દરેક ઓરડી બાધતા લગભગ પાચશો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપી કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાધી તેના સુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનુ નામ અમર કરવામા આવશે આ મકાન બાધતા ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશુ, આ મકાન આશ્રમમા ઘણુજ આગળ પડતા સ્થળમા થોડાજ સમયમા બધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે વધુ વિગત માટે લખો

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ

---

## જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો!! પ્રભૂની ખાતર દયા લાવો, અને અનાથોના પાળક બનો, દર માસે રૂ ૭ આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશુ આ પૂન્ય ભૂમિમાથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિં નીકળે? જરૂર દયા લાવી લખો —

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ

---

REGISTERED No. B. 764

આદ્યદ્રષ્ટા—
એક અક્ષરમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

તંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૭.] (માસિક) [એપ્રીલ-૧૯૧૨.]

અનુક્રમણિકા.



---

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં મોતીલાલ સામળદાસે છાપ્યું.

## તંત્રી યોજીત પુસ્તકો.

### યાજ્ઞવલ્કય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરો સરલ યોગ માર્ગ દર્શાવતો ગ્રંથ મુલ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

### આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સબલ ઉત્તર કીંમત ૦-૨-૦.

સુદર્શનના ગ્રાહકોને આ બન્ને ૦-૧૦-૦ મળશે ટપાલ જુદું.

### શીગાલવાદ સુત્ત*

અથવા.

સર્વ ધર્મના ગૃહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધધર્મના સાદા, સરલ, નીતિસિદ્ધાંતો

કીંમત ૦-૨-૦

(આ પુસ્તક મંગાવવા માટે ૦-૨-૬ ની ટીકીટોજ મોકલવી.)

* આ પુસ્તક ના. ગાયકવાડ સરકારના કેલવણી ખાતા તરફથી "શાળા લાયબ્રેરી ખાતે "તથા" શાળાઓમાં ઇનામ ખાતે" મંજુર થયું છે. શીક્ષકોને સારૂં કમીશન મળશે. તથા મુંબાઇ ઇલાકાના કેલવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયું છે.

---

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---

આદ્યદ્રષ્ટા—
એક અભેદમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી—
મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

પુસ્તક ૨૭–અંક ૭ ] (માસિક) [ એપ્રિલ, ૧૯૧૨. ]


## મ્હારો દેવ.

ઓ પ્રભુ ! ઓ પ્રભુ ! ઓ પ્રભુ મ્હારા !
શુષ્ક ઉરે માર્દવ ભરનારા
રસહીનને રસમય કરનારા
દેવ દયાસિન્ધુ !
દયાળુ દેવ દયાસિન્ધુ !

સ્નેહથી દેવ નથી નથી જુદો !
સ્નેહથી દેવ નથી નથી બીજો !
પ્રેમ પ્રભુ પરમાત્મા સદાનો
ના એથી જુદો !
પ્રભો ! તું પ્રેમથી ના જુદો !

પ્રેમ જ એ પરમેશ હમારો !
પ્રેમ નહિ ત્હારા ના વસનારો !
પ્રેમી ઉર વિષે રહેનારો !
વાસ સદા ત્હારો !
પ્રભુજી ! વાસ સદા ત્હારો !

સચ્ચિદ્દઘન આ સ્વામી મારા !
તું વીણ સ્નેહ બધા છે કાચા !
શાશ્વત સ્નેહ વિભુ જગરાયા !!
પ્રેમ પ્રભુ પોતે !
સદા છે પ્રેમ પ્રભુ પોતે !

વન્દનક્ષેત્ર—મયખાના
તા ૧૫ ઓક્ટોબર
૧૯૧૦ શનિવાર

મસ્તાન.

---

## સન્ધ્યા.

( હરીગીત. )

( ૧ )

જે વિવિધ વસન ભૂષિતા, અતિત કરે ઉર ધન્યતા,
તે પ્રકૃતિના ચિત્રના સન્ધ્યા બની તાદૃશ્યતા !
સર્વાભૂષણ જાણે ધરી માનવ તણી જાતી વિશે—
સૌંદર્ય નીજ દેખાડવા કો સુન્દરી આવી દિસે !

( ૨ )

નીજ ઉરની મુગ્ધા તણા સર્વાભૂષિત સૌંદર્યથી—
ઉદ્દ્ભાવના જે જનિત પ્રેમી ભાવની ઉગ્મા થતી,
તે રીત સન્ધ્યાસુન્દરીના શુભ સૌંદર્યાવિષે—
થાતા પ્રેરિત ઉર્મિમાળા ઉર ગુથાયે ગહન એ.

( ૩ )

આકાશ આ અવનવીન આકૃતિથી અભિવિક્તિત થયું.
દરીયાળીમય નીલ વસનથી નગદશ્યનું ભૂષણ વધ્યું:
સુશાન્તિમાં આ સૂર્ય સૂતો શિખર-શય્યાસન વિષે,
આનંદના આભાસમાં ઓછપ અહીં અણું નવ દિસે.

( ૪ )

હો મનહરી મુગ્ધા તણી મનમાનિતી સાડી પરે—
લ્હેરી લલિત ને મૃદુલથી આછી કરચલીઓ પડે:
તે રીત સરિતારૂપ સાડી શૈલના સુપટ પરે—
ઝીણી કરચલીથી અહા ! સૌંદર્યની અવધિ દિસે.

( ૫ )

મમ ઉરપટે ઉપકારની રેખા સરિત ને આંકી છે,
તુજ લહરીમાં મમ વ્હાલીના મદભર સુસ્મિતની ઝાંખી છે:
વળી વીચિગતિની શીઘ્રતામાં શું ભરી કે યાદી છે..
મમ વ્હાલી-મુખના ક્રોધભાવોની ગતી પરખાવી છે.

( ૬ )

સાત્વિક અને સુરમ્ય આ દર્શનપ્રભા કેવી ઝગે ?
મમ ઉરમન્થનમાં ઝરો શાન્તિ તણો રેલાવશે;
ગંભીરતા, વિચારશીલતા, નમ્રતા, પ્રેમાળતા—
આ દશ્યમાં કેવી વસી ? દેવી,અહો ! ગૂઢાર્થતા ?

( ૭ )

વળી અન્ય કે સૌંદર્ય ગૂઢ ઉર પર પ્રતિબિંબીત થતું,
સૌંદર્ય જે ઉર આપતું પણ વાણીમાં નથી ઉતરતું;
વિશ્વવર તણા, માનવ તણા ને પ્રકૃતિ ગૂઢતા તણા—
ભાવો તણી ઉત્ક્રાંતિના ઉરમાં ભર્યાં મન્થન ઘણાં.

( ૮ )

આ દશ્યની ઝાંખી નથી સંસારમાયા ભુલવતી ?
શું દુઃખની વળી સ્મરણતા આ દશ્યથી દૂર ના રહી ?
સંસારના સૌ ક્લેશની વિસ્મરણતા શું અહીં નથી ?
પરમાત્મની મૃતિશક્તિની શું પ્રમાણતા ગોચર નથી ?

( ૯ )

સાત્વિકતા, વિશુદ્ધતાની મૂર્તિ શું સરિતા નથી ?
માનવ તણા અભિમાન મિથ્યાની શું તે હર્તા નથી ?
માયાવી વસ્તુથી પ્રમાણે ઉર જેને સુખ છે—
તે ક્ષણિક સુખથી દ્રશ્ય આ સુખ શું અનંત ઉરે ન દે ?

( ૧૦ )

ભૂષિત સન્ધ્યાસુન્દરી ! સુપ્રેમથી આવી ભલે !
સરવર તણા અવનવીન રંગો રેલવી ચાલી ભલે !
જળના વિવિધ પ્રવાહ સુનેરી ધરી રંગો રમે,
ઉન્માદ ને ઉલ્લાસથી નીજ ગાન ગાએ નાચીને.

( ૧૧ )

સરવર તટે ગુચ્છિત તરુ મનમોહિની શોભા ધરે,
નીજ રૂપ સરવર આરશીમાં જોઇને હર્ષિત બને;
સુવાસીના લહરી સમીરની ઝુલતી ઇંઈ તાનમાં,
નીજ ઝુલતું રૂપ આરશીમાં જોઈ ફરી મુદિત થતાં .

( ૧૨ )

કાળ સમ ગીરી તણાં શ્રૃંગો જો ગગનને ભેટતાં,
ને ગગન સંગે કોણ જાણે શુંય ગોષ્ટી ચલાવતાં ?
નીચે પૂજે છે પાય એના નીલમ હરીયાળી જુવો !
આકાશ ગીરી શ્રૃંગ પર સુનેરી છત્ર ધરે અહો !

( ૧૩ )

સરિતા ધરી રૂપેરી સાડી નીલમ રંગી કોરની,
હા ! વિરહ દુઃખ નિવારણાર્થે પ્રેમીને મળવા ધસી;
તારા સમી નિર્મળ થજો ભારત તણી સુબાલિકા,
જા ! જા ! સરીતે ! હર્ષથી પૂજ પાય તું તુજ પતિ તણા.

( ૧૪ )

ગગનચુમ્બિત ગીરી, તરુ, સુનેરી સરવર ને નદી—
પ્રભુની લીલા દેખાડીને કહેતાં " અગમ્ય વિભૂતિ "
આવી વિવિધ સૃષ્ટિલીલા પ્રભુ શક્તિને દેખાડતી—
તે પ્રભુને વંદન કરૂં છું પ્રેમના શુભ ભાવથી.

( ૧૫ )

હા-! તુજ કૃપાથી, આ વિભૂ! સુખની પરાકાષ્ટા બની,
જે ભક્તિરસ ઉદ્ભાવનાની મમ ઉરે કારણ બની.
ઉપયોગિતા જન કાજ કેવી કેવી તેં પ્રભુ! છે કરી–
શું એ સહુ મમ દૃષ્ટિમર્યાદા મહીં આવે કદી ?

કલકત્તા,
તા. ૧૭-૧૦-૧૧.
ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

---

## વ્હાલું.

ચાહી શક્યો ના ના ચાહ્યું હું,
યત્નો વ્યર્થ થતા નિરખું છું!
હા! હા! જ્ઞાન તણા ભ્રમમાં છું—
અજ્ઞાની, લોભી!

ચાહી શક્યો ના ના કે યે હું,
ભૂત તણો ઇતિહાસ વિસારૂં:
મિથ્યા આ ઉર માની રહ્યું'તું—
"ચાહું છું એને!"

વ્હાલું દુષ્કર આજ થયું છે,
ઇચ્છા ઉગ્ર છતાં હૈયે છે!
ચાહી શક્યો ના! ચાહી શકું ના,
તોયે, ચાહું છું વ્હાલું!

૧૩: ૯: ૧૯૧૦.
કુસુમ.

---

# हमारो निकाल.

( ભૈરવી ગઝલ. )

અરે ઓ ઇશ્ક ? ઓ માલિક ! દીસે ધર જીંદગી મ્હારી.
વફાદારી તમારીથી, હવે હય ઝીંદગી હારી;
ન જીવો મારતાં ડરતો, ખુનો ઉદરે મહીં ભરતો.
બની મગરૂર હું ફરતો, હવે હય ઝીંદગી હારી.

કરે માફી, કદી ચાહે, નહીંતર, મારતું ખંજર,
હરામીને હલાવીને, પૂરી કર ઝીંદગી મ્હારી;
નહીં શરમો હવે હરતાં, નહીં કર દેર ઓ માલિક !
ઝુકીને કાપ તું ગરદન, હવે હય ઝીંદગી હારી;

નહીં આલમ તણી પરવા, કશી મુજને હવે હોજો,
અહો કમ્બખ્ત ! ઓ નાદાન ! હવે તજ ઝિંદગી ત્હારી;
લઉં ખંજર હવે હાથે. નહીં એ ઇશ્કને પૂછું,
ઝુલાવીને હવે હૈયું, કરું. મુજ જિંદગી ત્હારી.

અમર.

## ॥ तत्त्वशास्त्रज जीवनना गुरु समान छे ॥

( ૪ )

આપણી શાંતમનોદશાના આધારરૂપ બુદ્ધિ અને સદાચારવિષેના આવા સામાન્ય વિચારને રહેવા દઇને હવે આપણે તે પ્રાપ્ત કરવાનાં ખાસ સાધનો વિષે વિચાર ચલાવીશું, તેમાં બાધકારક વિઘ્નો વિષે પણ ચર્ચા ચલાવવામાં આવશે; મુખ્યત્વે કરીને આપણી રીતભાત સાથે સંબંધ ધરાવતાં તથા એક સદાચારી અને શાંતજીવન ગાળવાનાં સાધનોનો ઉપદેશ આપતા તત્ત્વશાસ્ત્રવડે આ બાબતનો આરંભ કરવામાં આવશે.

## તત્ત્વશાસ્ત્ર નૈતિક, પ્રાકૃતિક અને બુદ્ધિયુક્ત હોય છે.

તત્ત્વશાસ્ત્રના નૈતિક, પ્રાકૃતિક અને બુદ્ધિયુક્ત એવા વિભાગ પાડવામાં આવે છે. પ્રથમનો આપણી રીતભાત સાથે સંબંધ હોય છે; બીજો વિભાગ પ્રકૃતિનાં કાર્યોની શોધ ચલાવેછે; ત્રીજોવિભાગ આપણને શબ્દો અને દલીલોનું ઔચિત્ય અને વિવેચક શક્તિ પૂરી પાડે છે કે જેથી આપણે છલ અને હેત્વાભાસોથી દોરાઈ જઈએ નહિ. પદાર્થોનાં કારણોનો પ્રાકૃતિક તત્ત્વશાસ્ત્રમાં સમાવેશ થાય છે, તર્કોનો બુદ્ધિયુક્ત તત્ત્વશાસ્ત્રમાં સમાસ થાય છે, અને કર્મોનો સદાચારરૂપી નૈતિકતત્ત્વશાસ્ત્રમાં સમાવેશ થાય છે. સદાચારનું તત્ત્વશાસ્ત્ર વળી પદાર્થો અને માનવોની ગણનામાંથી ઉપજી આવતી ન્યાયની બાબતોમાં અને પ્રેમ અને ધર્મમાં વિભાજીત બની જાય છે; આમાંના એકાદમાં પણ નિષ્ફલ થવાય તો બીજા બધામાં એ અવ્યવસ્થા થઈ જાય છે. સૉક્રેટિસ સર્વ પ્રકારના તત્ત્વશાસ્ત્રનો સદાચારમાં અને શુભ તથા અશુભનો ભેદ સમજવાની શક્તિનો બુદ્ધિમાં સમાવેશ કરે છે. એ તો જીવનનાં નિયમ અને કલા સમાન છે, સર્વ બાબતોમાં શી રીતે વર્તવું તે એજ આપણને શિખવે છે, એક સારા નીશાન તાકનારની પેઠે ગમે તેટલે દૂરથી ધોરણું નીશાન બરોબર તાકવાનું શિખવાડે છે. તેનું બલ ના માની શકાય એવું છે, કારણ કે તે એક માનવિની નિર્બલતામાં પણ આત્માના સુરક્ષણનું બલ અર્પે છે; મંદવાડમાં આપણે માટે તે એક સરસમાં સરસ ઔષધ સમાન છે, કારણ કે જેથી જેથી મનને સુખ, સંતોષ, આનંદ થાય તે શરીરને પણ લાભકારક છે. વૈદ્ય બહુતો કદાચ ખોરાક અને કસરતની સલાહ આપશે, પોતાના નિયમ અને ઔષધને રોગને અનુસરતાં બનાવશે, પરંતુ માત્ર તત્ત્વશાસ્ત્રજ આપણામાં મરણ પ્રત્યે એક પ્રકારની તિરસ્કારની ભાવના ઉપજાવી શકશે; આવા પ્રકારની ભાવના સર્વ પ્રકારના રોગોના પરમ ઔષધ સમાન છે. દારિદ્રયમાં તે આપણને સમૃદ્ધિ પૂરી પાડે છે અથવા તેમને આપણે મન વ્યર્થ બનાવતી એક પ્રકારની મનોદશા ઉપજાવી આપે છે. સર્વ પ્રકારનાં સંકટો સામે તે આપણને સુસજ્જીત બનાવે છે. એક મનુષ્ય મરણના ભારમાં કચડાઈ રહ્યો છે, બીજો દારિદ્રયથી ડબાઈ ગયો છે, કોઈ દૂપાગ્નિમાં ઘિડી રહ્યો છે; કેટલાકને દૈવ ઉપરજ માઠું લાગી આવ્યું હોય છે અને તેઓ માનવજાતની દશાથી સંતોષી બની ગયા હોય છે. પરંતુ, કેદીને, નબળાને, તંગીવાળાને, તિરસ્કૃતને સહાય થવા માટે તત્ત્વશાસ્ત્રજ આપણને લલચાવે છે; અજ્ઞાનીઓને તેમની ભૂલો દર્શાવી આપવાનું અને તેમના વિકારોને સુધારવાનું કાર્ય પણ તેજ આપણને દર્શાવે છે. તે આપણને આપણી રીતભાત ઉપર તપાસ રાખીને કાબુમાં રાખવાનું શિખવે છે; જ્યાં આપણે નિર્બળ અને નિરુત્સાહી બની ગયા હોઇએ છીએ ત્યાં તે આપણને જાગ્રત બનાવે છે; જે જે અવ્યવસ્થિત હોય તેને તે વ્યવસ્થિત બનાવે છે તથા આપણામાં જે જે દર્પવૃત્તિ હોય તેને નમ્ર કરે છે; તે મનને દેહના બંધનમાંથી છુટું બનાવીને તેના દિવ્ય મૂલસ્વરૂપના ચિંતવનપર્યંત ઉચ્ચદશાએ લઈ જાયછે.

## એક બુદ્ધિશાળી માનવિ અન્યને શિખવે છે.

તેમજ એકલું તત્ત્વશાસ્ત્ર પણ સમાજને લાભકારક નથી, પરંતુ એક બુદ્ધિશાળી માનવિ, પોતાના સદાચારના ઉપયોગમાં પણ અત્યંત સહાયકારક થઈ પડે છે. વાતચીત અને

સલાહ માટે એકને બીજાની જરૂર પણ છે, કારણ કે સારાં કાર્યોમાં એમના વડેજ પરસ્પરની સ્પર્ધા ઉપજી આવે છે. અદ્યાપિ આપણે પરિપૂર્ણ બન્યા નથી, પરંતુ અનેક નવીન બાબતો હજુએ આપણે શોધી કાઢવાની બાકી છે કે જેથી આપણને અન્યોન્યને ઉપદેશ આપવાનો પરસ્પરનો લાભ મળી શકે. જેમ એક દુરાચારી માનવિ અન્યને માટે ચેપ સમાન છે અને જેમ વધારે દુરાચારો એકઠા થાય તેમ વધારે ખરાબ થાય છે, તેમ સદાચારીઓ અને તેમના સદાચારોની બાબતમાં આથી ઉલટુંજ હોય છે. જે વિદ્વાન સાક્ષરો અત્યંત ઉપયોગી અને ઉત્તમ પ્રકારના મિત્રો હોય છે, તેમ તેઓ ઉત્તમોત્તમ પ્રકારની પ્રજા રૂપે નિવડે છે, કારણ કે એક સુવ્યવસ્થિત સરકારની છાયા નીચે ભોગવાતાં સુખોના તેઓજ શ્રેષ્ઠ પ્રકારના પરિક્ષકો હોય છે અને તેમના ઉપરિ અધિકારીને તેઓ તેમનાં સ્વાતંત્ર્ય અને રક્ષણ માટે કેટલા બધા આભારી હોય છે તે પણ તેઓજ સારી રીતે સમજે છે. તેઓ ધૈર્ય અને વિદ્યાસંપન્ન માનવિઓ હોય છે અને આત્મશ્લાધા અને ગર્વથી રહિત હોય છે. માનવિને ઠપકો આપ્યા વિના તેઓ દુરાચારને જ ઠપકો આપે છે કારણ કે ડોળ અથવા દ્વેપ એક પણ વિના તેઓ બુદ્ધિશાળી બનવાનું શિખ્યા હોય છે. ઉંચા પર્વતોની બાબતમાં જે આપણા જોવામાં આવે છે તે તત્ત્વવેત્તાઓમાં આપણા જોવામાં આવે છેઃ— થોડેક દૂરના કરતાં નજીકમાં તેઓ વધારે ઉંચા જણાય છે. તેમને અન્ય માનવિઓના ઉપર ચઢાવવામાં આવ્યા હોય છે, પરંતુ તેમની મહત્તા સુસ્થાપિત હોય છે; તેમજ તેઓ હોય તેના કરતાં વધારે ઉંચા જણાવા માટે પોતાના અંગુઠા ઉપર ઉભા રહેતા નથી પરંતુ તેઓ તેમની જેવી ઉંચાઈ હોય તેથીજ સંતોપ માનનારા હોય છે, જ્યારે દૈવ તેમને પહોચી શકતું નથી ત્યારે તેઓ પોતાને પૂરતા ઉંચા માની લે છે. તેમના નિયમો ટૂંકા હોય છે, છતાં એ વિશાલ દૃષ્ટિબિંદુવાળા હોય છે, કારણ કે તે સર્વને બંધનકારક હોય છે.

## તત્ત્વશાસ્ત્ર આપણને સારીરીતે જીવનગાળવાનું શિખવે છે.

આપણે જીવીએ છીએ, એ કુદરતની કૃપા સમાન છે, પરંતુ આપણે સારી રીતે જીવન ગાળીએ છીએ, એ તત્ત્વશાસ્ત્રના ઔદાર્યને આભારી છે, કે જે ખરેખરી રીતે કહેવા માગીએં તો જીવનના પોતાના કરતાં વિશેષ લાભકારક છે. જ્યાં સુધી શક્તિના સંબંધે વિચાર કરીએ ત્યાં સુધી તત્ત્વશાસ્ત્ર પણ સ્વર્ગીય બક્ષિસ સમાન છે, પરંતુ વિદ્યાના વિચાર પરત્વે તે તેમ નથી, કારણ કે એ તો પ્રવૃત્તિનું કાર્ય હોવું જોઇએ. કોઈ પણ માનવિ બુદ્ધિશાળી જન્મતું નથી, પરંતુ બુદ્ધિ અને સદાચારની કેલવણી માટે એકાદ શિક્ષકની જરૂર ઉભી થાય છે, જ્યારે એક ગુરૂની સહાય વિનાજ આપણે દુરાચારી બનવાનું સહેલથી શિખિ શકીએ છીએ. તત્ત્વશાસ્ત્રજ આપણામાં પ્રભુ માટે એક પ્રકારની પૂજ્ય બુદ્ધિ ઉપજાવે છે, આપણા પાડોશી માટે એક પ્રકારનો દયાભાવ પૂરો પાડે છે; એ શાસ્ત્રજ આપણને આપણાં સ્વર્ગ પ્રત્યેનાં કર્તવ્યોનું શિક્ષણ આપે છે તથા અન્યોન્ય સાથે સલાહપૂર્વક વસવાની આજ્ઞા કરે છે. એ શાસ્ત્રજ આપણે માટે ભયભરેલ બાબતોને ખુલ્લી કરી આપે છે, આપણા વિકારોને શાંત બનાવે છે, આપણી ભુલોને સુધારે છે, આપણા મોજશોખને નિયમમાં રાખે છે, આપણા લોભને માટે ઠપકો આપે છે અને મૃદુપ્રકૃતિનાં માનવિઓ ઉપર અદ્ભુત પ્રકારની અસર કરે છે.

## શ્રેષ્ઠવિદ્યાઓ સદાચારની બાબતો કરતાં જીજ્ઞાસાની બાબતો સમાન વધારે છે.

હવે હું તમને શ્રેષ્ઠ વિદ્યાઓ વિષે મારો પોતાનો અભિપ્રાય દર્શાવવા માગું છું; જેનો લાભ અથવા પૈસામાં અંત આવે એવા કંઈ પણ માટે મને કોઈ પણ પ્રકારનું વધારે માન નથી; જો આવી વિદ્યાઓ બુદ્ધિશક્તિને અટકાવ્યા વિના, માત્ર તૈયાર બનાવવામાં સહાયભૂત બને તો તેટલા પૂરતી તે લાભકારક છે, એટલું હું કબુલ કરીશ. તેઓ તો માત્ર બુદ્ધિનાં મૂલતત્ત્વો સમાન છે, જ્યારે મન અન્ય કંઈ પણ ઉત્તમકાર્ય કરી શકે એવું ના હોય ત્યારેજ માત્ર તેઓ શિખવા જેવી છે અને તેમનું જ્ઞાન મેળવવા યોગ્ય હોવા કરતાં સંગ્રહી રાખવા યોગ્ય વધારે છે. તેઓ આપણને સદાચારી બનાવવા જેટલો હદપારનો ઢોંગ કરતી નથી, પરંતુ તેમનાવડે માત્ર તેવા બનવાની વૃત્તિનું વલન ઘડાઈ આવે છે. વૈયાકરણીનું કાર્ય વાક્ય રચના વિચારના પ્રદેશમાં હોય છે; જો તે ઇતિહાસ લખવા બેસે અથવા કવિતાનું એકાદ પદ માપવા બેસે તો તે તેના કાર્યના અંતના પારના પ્રદેશમાં આવી પડે છે. પરંતુ આપણા વિકારોને અધિન બનાવવાની અને આપણી વિષય વૃત્તિઓને દાબમાં રાખવાની બાબતમાં. સમયોની એક પ્રકારની સંગતિથી પદોની ગણનાથી અથવા સંખ્યાઓમાં ફેરફાર કરવાથી શું વળવાનું હતું? તત્ત્વવેત્તા સૂર્યનો દેહ મોટો હોવાનું સાબીત કરે છે, પરંતુ તેના ખરેખરા માપ માટે તો આપણે એક ગણિતવેત્તાની સલાહ લેવી જોઇએ. ભૂમિતિ અને સંગીતશાસ્ત્ર જો આપણને આપણી આશાઓ અને નિરાશાઓ ઉપર છત મેળવવાનું ના શિખવતાં હોય તો બીજું બધુંએ ઘણુંજ થોડા ઉપયોગનું છે. કાલિદાસ કે ભવભૂતિ એમાંથી કોણ મોટો હતો અથવા પૃથ્વિરાજ કે શિવાજીમાંથી કોણ વધારે ઉંચો હતો, એ બાબતો સાથે આપણી જાતને શો સંબંધ છે? કૃષ્ણ અથવા અર્જુન ક્યાં ક્યાં ભટક્યા એ શોધી કાઢવાને આપણે જબરી માથાકૂટ કરીએ છીએ પરંતુ આપણે જરાપણ ભટકીએ નહિ એટલા માટે આપણી જાતની તપાસ રાખવામાં ગાળેલો સમય પણ શું તેના જેટલોજ ઉપયોગી રીતે ગાળેલો ગણાશે નહિ? શું આપણે આપણી જાતનેજ મોહક વિકારોમાં ગોથાં ખાતા નથી, એક પાસા ભયંકર રાક્ષસો આપણા ઉપર ચઢી આવેલા લાગતા નથી અને અન્ય પાસા પ્રલોભનોથી લલચાયલા નથી? મને મારા દેશ પ્રત્યે, મારા પિતા પ્રત્યે, મારી પત્ની પ્રત્યે, માનવના પ્રત્યેનું કર્તવ્ય શિખવો. વીરવિક્રમ પ્રમાણિક હશે વા નહિ હોય, એ સાથે મારે શી લેવા દેવા છે? મારે મારી જાતે એવા કેવી રીતે બનવું અને તદનુસાર જીવન ગાળવું, એટલું મને શિખવો. આટલા બધાં વિવિધ વિભાગ સંગીતમાં એકઠા ગોઠવવા માટે અને આટલા બધા ભિન્ન સ્વરોમાંથી એક રાગ ઉપજાવી કાઢવા માટે હું કેવા પ્રકારે ઉત્તમ બની ગયો? મારા વિવિધ પ્રકારના રાગને એક બનાવવાનું અને મારી જાતને દઢ વળગી રહેવાનું શિખવો. ભૂમિતિ મને એકરોનું માપ કાઢવાની કલા શિખવે છે; મને મારી તૃષ્ણાઓનું માપ કાઢતાં અને મારી પાસે પૂરતું હોય તેટલું સમજતાં શિખવો. મને મારા બંધુ સાથે ભાગ પાડવાનું અને મારા પાડોશીની સમૃદ્ધિ જોઈને આનંદ લેવાનું શિખવો. હું મારે મારૂં શી રીતે જાળવી શકું અને મારી જાગીરને સાચવી શકું એટલું મને શિખવો; પરંતુ હું તો બધુંએ ગુમાવવા છતાં એ શા રીતે સંતોષમાં વસવું એટલુંજ શિખવાનું પસંદ કરીશ.

પોતાના કુટુમ્બની સમૃદ્ધિમાંથી એકાદ માનવિને એજે એજે છૂટા પડવું પડે એ અતિ વિકટ કાર્ય છે, એમ તમે કહેશો. એટલી વાત ખરી કે આ જાગીર મારા પિતાની છે, પરંતુ મારા પ્ર–પિતામહના સમયમાં તે કોની હશે ? તે ક્યા માણસની હશે ? એટલુંજ હું કહેવા માગતો નથી, પરંતુ તે કઈ પ્રજાની હશે ? જ્યોતિષિઓ કહે છે, શની અને મંગળના વિરોધની છે; પરંતુ મારૂં એમ કહેવું છે, કે ભલે એ ગ્રહો જેમ હોય તેમ રહ્યા, તેમનો માર્ગ અને દશા ભાવિની એક પ્રકારની ના બદલાય એવી આજ્ઞાવડે અંકાયલાં છે. ગમે તો તેઓ સર્વ પદાર્થોનાં પરિણામ દર્શાવે છે અથવા એ સર્વનું સૂચન કરે છે. જો પ્રથમ પ્રમાણે થતું હોય તો આપણે જે ખાત્રીથી થવાનું છે તેના જ્ઞાનથી આપણને શો લાભ? જો અન્ય પ્રકારે હોય તો જેને આપણાથી દૂર ના રાખી શકાય એવું છે તેને આગળથી જાણીને પણ શો લાભ ? માટે આપણે જાણીએ અથવા ના જાણીએ તો પણ બનાવ તો તેવોને તેવોજ બનશે.

### શબ્દો માટે કુતુહલ રાખવું એ એક તત્ત્વવેત્તાના ભોભાને છાજતું નથી.

માનવજીવનની સંસ્થાના નિર્માણ કરનારાએ પોતાના શબ્દો માટે હદપારનું કુતુહલ રાખવું જોઈએ નહિ; ઉચ્ચાર અને પદો માટે ઉત્સુક બનવું, મોટી હોવા કરતાં વધારે મુશ્કેલ બાબતોમાં જ્ઞાનનો સમાવેશ ગણીને, નાની અને હિસાબ વિનાની બાબતોવડે માનવિનાં મનને અધમ બનાવવાં એ તેના દરજ્જાને છાજતું નથી. જો એ એક વક્તા હોય તો એ એક તેનું સદ્‌ભાગ્ય છે, ધંધો નથી. ઝીણા ઝીણા વાદવીવાદો, પ્રસંગનો લાભ લઈને વર્તનારાં બુદ્ધિશાળી માનવિઓની રમતો સમાન છે, તે નિર્ણયાત્મક હોવા કરતાં વધારે તિરસ્કારને પાત્ર હોય છે. જ્યારે શત્રુ ક્યારનો એ હદમાં પ્રવેશ કરી ચૂક્યો હોય, શહેરમાં મારા માથા ઉપર બંદુકોનો સણસણાટ ચાલી રહ્યો હોય, મને હવામાં ઉરાડી મૂકનાર સુરંગ ફુટવાની તૈયારીમાં હોય ત્યારે, શબ્દોની તકરારમાં પડવું અને ઝીણા તથા ભાંજઘડીયા પ્રશ્નો પૂછવા એ શું ઘેલછા ભરેલું નથી ? શું આ ગાંડાં ઘેલાં કાઢવાનો સમય છે ? આના કરતાં તો મારી જાતને મરણ અને અનિવાર્ય જરૂરીઆતો માટે સુરક્ષિત બનાવવી એજ ઉત્તમ છે; જીવનના શ્રેયનો સમાવેશ લંબાણ અથવા અવકાશમાં નહિ પરંતુ તેના ઉપયોગમાં થાય છે એટલું મારે સમજવાની જરૂર છે. જ્યારે હું નિદ્રાધિન થાઉં છું, ત્યારે કોને ખબર છે કે હું ફરીથી જાગતો ઉઠીશ ? અને જ્યારે હું જાગી ઉઠું છું ત્યારે હું કોઈ કાલે ફરીથી નિદ્રાધિન થઈશ કે નહિ તેની કોને ખબર છે ? હું દેશાવર જાઉં છું ત્યાંથી હું કોઈ કાલે ઘેર આવીશ કે નહિ ? અને ઘેર આવ્યા પછી હું કોઈ કાલે દેશાવરમાં જઈશ કે નહિ, તેની કોને માલુમ છે? એવું કંઈ માત્ર દરિયામાંજ બનતું નથી કે જીવન અને મરણ અન્યોન્યથી થોડા આંગળમાંજ પાસે આવેલાં હોય છે; પરંતુ તેઓ તો અન્ય સર્વ સ્થલે તેટલાંજ નજીકમાં આવેલાં હોય છે, માત્ર આપણે તેમના પ્રત્યે વધારે લક્ષ આપતા નથી. છિદ્રાન્વેષી અને નિરર્થક પ્રશ્નોનું તથા અસંગત ઝીણવટોનું આપણે શું કામ છે ? આના કરતાં તો આપણે શોક, ભય અને આપણા છૂપા વિકારોના બોજામાંથી આપણે આપણી જાતને શી રીતે છૂટી કરવી, એ બાબતનો અભ્યાસ ચલાવવો શ્રેષ્ઠ પ્રકારનો છે. આપણે

આપણી સર્વ પ્રકારની ગંભીર પ્રવૃત્તિઓને દૂર રાખીને એક સદાચારી જીવન ગાળવાની બનતી ઉતાવળ કરવાની છે,. આ બાબતજ આપણા ઉપર વધારે દબાણ ચલાવી રહી છે. શું દાયણને બોલાવા જનાર એક માનવિ, આજે કયું નાટક હશે તેની જાહેર ખબર વાંચવા ઉભો રહેશે? અથવા તેના ઘરમાં લાલ લાગી હોય ત્યારે શું તે મદદ માગવા કરતાં એક મશ્કરીની મઝા ભોગવવામાં વિલંબ કરશે? આપણાં ગૃહોમાં અગ્નિ પ્રકોપ થયો છે, આપણા દેશ ઉપર હુમલો આવ્યો છે, આપણો માલ લઈ લેવાયો છે, આપણાં બાલકો ભયમાં છે, આમાં હું ધરતીકંપ, વહાણ બુડવાનો, અને જે જે અન્ય સર્વ વધારે ભયંકર હોય તેનો ઉમેરો કરીશ. પરિણામે આટલા બધા લાભ વિનાના કોયડા જેવા નકામા પ્રશ્નો-ની ચર્ચામાં ગુમાવવા જેવો આ સમય છે? આપણા મનને મોજશોખમાં રાખવા કરતાં તેને સુધારવાનું આપણું કર્તવ્ય છે; પરંતુ આપણે કાર્યો કર્યા વિના માત્ર બુદ્ધિ ભરેલા શબ્દો-બોલીએ છીએ અને એક ઉપાય તરીકે પુરા પાડવામાં આવેલા તત્વશાસ્ત્રને મોજશોખના સાધનમાં પલટાવી નાંખીએ છીએ. પોતાની રીતભાત પ્રત્યે ઉપેક્ષા રાખીને પોતાની લખવાની ધાટી સુધારવા મંડવું એના કરતાં વધારે હાસ્યાસ્પદ શું હોય? આપણે માંદા અને ચાંદાંવાળા બની ગયા છીએ; આપણે વિનાશ થવા યોગ્ય થયા છીએ. એક પ્રધાને દુષ્કાળમાં જેટલું કાર્ય હોય છે તેટલું દરેક માનવિને તેના અંતરાત્મા સાથે હોય છે. ટૂંકામાં દુર્ભાગ્યને દૂર કરી શકાતું નથી; તેને છતી શકાય નહિ પરંતુ મધુર બનાવી શકાય છે; આપણાં જીવનોને તત્વશાસ્ત્રવડે સુખી બનાવી શકાય છે.

---

# जापानमां स्त्रीशिक्षा.

( સેંટ નિહાલસિંહના એક લેખ ઉપરથી. )

જાપાનના કસબાની ગલિઓ, પ્રતિદિન, પ્રાતઃકાલ અને સન્ધ્યાને સમયે છોકરીઓથી ભરાઈ જાય છે. તેઓનો પોશાક પૂર્વ અને પશ્ચિમની ઢબના સંયોગનો એક વિચિત્ર નમૂનો છે. એના પહોળા ઝભ્ભા "કિમોનો" ની ઉપર એક પહોળો કમરબન્દ રહે છે જેમાં બે ત્રિભુજાકાર છિદ્રો પીઠની તરફ હોય છે. તેના હાથમાં કાગળની છત્રી અને પગમાં લાકડાના જોડા હોય છે. વર્ષાઋતુમાં તેઓ પોતાના જોડાનાં તળીયાં બે અથવા ત્રણ ઇંચ સુધી જાડાં રાખે છે. આમાં નાની નાની છોકરીઓથી લઈને અઢાર કે વીશ વર્ષની અવસ્થા સુધીની છોકરીઓ અને સ્ત્રીયો હોય છે. આમાંથી અધિકાંશનું શરીર નાનું અને દુર્બલ હોય છે. તેઓના ગાલોના હાડકાંઓનું બહાર દેખાવું તેઓનાં મંગોલ-વંશીય હોવાનું સિદ્ધ કરે છે. તેઓની ચાલ અને ઢબ ઉપરથી તેઓની પ્રાકૃતિક તેજી અને ચુસ્તી પ્રકટ થાય છે.

મહત્વનો વિષય ગણે છે તે પાઠકગણ સારી રીતે સમજી શકશે. કેવળ સમ્રાટ જ નહીં પણ જાપાનમાં જેટલા રાજનીતિજ્ઞ અને સાર્વજનિક જીવન વ્યતિત કરવાવાળા અન્ય લોકો પણ સ્ત્રીશિક્ષાની પરમાવશ્યકતાનો મુક્ત કંઠે સ્વીકાર કરે છે.

આ રાજાજ્ઞાની અનુસાર સમસ્ત દેશમાં પાઠશાળાઓ ખોલવામાં આવી. છોકરા અને છોકરીઓ. કિન્ડરગાર્ટન અને પ્રારંભિક શિક્ષા ઉભય સાથે સાથે મેળવે છે. ઉચ્ચ શિક્ષા માટે તેની પાઠશાળાઓ પૃથક્ પૃથક્ છે.

જે પ્રકારની કિન્ડરગાર્ટનની શિક્ષા પશ્ચિમના દેશોમાં આપવામાં આવે છે તે જ પ્રકારની શિક્ષા જાપાનમાં આપવામાં આવે છે. જર્મની આ પ્રકારની શિક્ષાનું ઉત્પત્તિ–સ્થાન છે. જાપાને તે શિક્ષા જર્મની પાસેથી મેળવી છે અને તેમાં થોડોક ફેરફાર કરી પોતાના ઉપયોગમાં લીધી છે. ભારતવર્ષના થોડાક પ્રધાન નગરોમાં જે પ્રકારે શિક્ષા અપાય છે તે જ પ્રકારે જાપાનમાં શિક્ષા દેવાય છે. તેથી અહીં તેનું વિશેષ વર્ણન કરવું અનાવશ્યક છે.

પ્રારંભિક શ્રેણીઓમાં જાપાની બાલિકા કેવલ લખવું, વાંચવું અને હીસાબ શીખે છે. તે ઉપરાંત તેને પોતાના દેશના સાહિત્ય અને ઇતિહાસ તથા ગૃહપ્રબન્ધ–શાસ્ત્રના તત્વોથી પણ પરિચિત કરી દેવામાં આવે છે. તેને સવારના આઠથી બપોરના બે વાગ્યા સુધી પાઠશાળામાં રહેવું પડે છે. પ્રતિ કલાકના અંતમાં તેને પંદર મીનિટ રજા મળે છે, જે સમયમાં તે મેદાનમાં કેવળ શારિરીક વ્યાયામ અને વાયુ સેવન કરે છે. પાઠશાળાના પ્રબન્ધ–કર્તાઓ છોકરીઓ અધિક માનસિક–પરીશ્રમ પણ ન કરે એ વાત ખાસ ધ્યાનમાં રાખે છે, તેથી જ દરેક અઠવાડીઆમાં ત્રણ કલાકનો શારીરિક વ્યાયામ દરેક બાળક અને બાળકી માટે આવશ્યક ગણાય છે. વ્યાયામશાસ્ત્રના પૂર્ણ–વિજ્ઞ વ્યાયામ શિક્ષકોની નજર હેઠે બાળક અને બાળકીઓ વ્યાયામ કરે છે. વ્યાયામને માટે જે જે વસ્તુની આવશ્યકતા હોય છે તે દરેક વસ્તુ પાઠશાળામાં હોય છે.

જાપાનમાં નૈતિક શિક્ષાનું વિશેષ પ્રાધાન્ય છે. બાળકીઓ જે સમયથી પાઠશાળામાં પ્રવેશ કરે છે તેજ સમયથી તેમને નૈતિક–શિક્ષણ આપવામાં આવે છે. જ્યાં સુધી તે બાળકી ભણે ત્યાં સુધી તો તેને એ શિક્ષણની પ્રાપ્તિ થયા જ કરે છે. માતાપિતાની ભક્તિ અને ગુરૂજનોની આજ્ઞાનું પાલન, પ્રેમ અને પ્રીતિ, પરિમિત વ્યય અને પરિશ્રમ, સુશીલતા અને પાતિવ્રત, સાહસ અને રાષ્ટ્ર તથા સમાજ પ્રતિ કર્ત્તવ્ય આદિ અનેક સદ્‌ગુણોની શિક્ષા તેને પ્રથમથી જ આપવામાં આવે છે. અઠવાડીઆમાં ત્રણ કલાક માતા તથા પિતાની ભક્તિ, બે કલાક ગૃહસ્થાશ્રમનું સુખ, ત્રણ કલાક પ્રીતિ, ત્રણ કલાક રાષ્ટ્ર પ્રતિ કર્ત્તવ્ય, બે કલાક ઉદ્યોગીપણું, બે કલાક કલહ ન કરવો, બે કલાક જુઠું ન બોલવું, બે કલાક પોતાની એબ ન છુપાવવી અને બે કલાક બીજાને હેરાન ન કરવા વિશેની શિક્ષા આપવામાં આવે છે. તે ઉપરાંત તેને સ્વચ્છતા, પ્રમાણિકપણું, સમયની કીંમત, બીજાના દુર્ગુણોને ગ્રહણ ન કરવા, ખરાબ સલાહ ન માનવી, ઉદારતા, દાન, ચાકરો ઉપર કૃપા રાખવી, કૃતજ્ઞતા, દ્વેષત્યાગ, આત્માવલમ્બન, સ્વાધીનતા, સાર્વજનિક ભલાઈ, દક્ષતા, કરૂણા, પરો-

પકાકાર, સહાનુભૂતિ સ્વતંત્રતા અને ચરિત્ર પતન આદિ વિષયોનું પણ જ્ઞાન પ્રાપ્ત કરવું પડે છે. આવા પ્રકારની શિક્ષાના પાઠો ઇતીહાસ-પ્રસિદ્ધ ચરિત્રવાન પુરૂષોના ચરિત્રો અને ચિત્રો-દ્વારા શીખાવાય છે. જાપાનનો આધુનિક અધ્યાપક આ પ્રકારની શિક્ષા કેવળ પોતાના જ દેશના ઇતિહાસ અને પોતાના જ દેશના મહાપુરૂષોના જીવન ચરિત્રદ્વારા દેતો નથી પણ આ કામમાં તે અન્ય દેશોના ઇતિહાસ અને વિદેશી મહાપુરૂષોના જીવનચરિત્રદ્વારા પણ અનેક સહાયતા મેળવે છે.

થોડા વર્ષ પહેલાં છોકરીઓને પ્રારંભિક શિક્ષા દેવી એ પણ બહુ મોટી વાત ગણાતી. ને પ્રાપ્ત કરીને છોકરીઓ પાઠશાળા તજી દેતી પણ હવે દિનપ્રતિદિન ઉચ્ચ શ્રેણીની પાઠશાળાઓમાં છોકરીઓની સંખ્યા વધતી જાય છે. આ પાઠશાળાઓમાં છોકરીઓને ઉચ્ચ શ્રેણીનું ગણીત, ચિકિત્સાશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, પાણિશાસ્ત્ર, ભૂગોળ, નીતિ, રસાયણશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રની શિક્ષા સાધારણતઃ અને ગૃહપ્રબન્ધ તથા દેશની ભાષા અને ઇતિહાસની શિક્ષા મુખ્યતઃ આપવામાં આવે છે. ગૃહપ્રબન્ધશાસ્ત્ર ત્રણ વર્ષ સુધી શીખવું પડે છે. તેમાં શીવવું, સંગીત, ચા બનાવવી, શિષ્ટાચાર, જીવન સાફલ્ય, ફુલ ગુંથવાં, ગૃહપ્રબન્ધ, બાળકોને શિક્ષા આપવી આદિ અનેક વસ્તુ શીખવવામાં આવે છે. ગણિત, ચિકિત્સાશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, સાહિત્ય અને વ્યાયામ આદિ વસ્તુઓ શીખવાની મુદત બે વર્ષની છે.

જે છોકરીઓ ભવિષ્યમાં અધ્યાપક થવા ઇચ્છતી હોય તેને પોતાની પ્રારંભિક શિક્ષા પ્રાપ્ત કરવા ઉપરાંત નૉર્મલ-સ્કુલ અર્થાત્ ટ્રેનીંગ કોલેજમાં ભણવું પડે છે. આ કોલેજની શિક્ષા કાંઇક અધિક ઉન્નત હોય છે. જે છોકરીઓએ છ વર્ષ સુધી નીચેની પ્રારંભિક પાઠશાળામાં અને ત્રણ વર્ષ સુધી ઉચ્ચ પ્રારંભિક પાઠશાળામાં શિક્ષા લીધી હોય તેને જ કોલેજમાં દાખલ કરવામાં આવે છે. આખા જાપાનમાં માત્ર સ્ત્રીઓને માટે જ તેર ટ્રેનીંગ કોલેજો છે. પ્રારંભિક પાઠશાળાના અધ્યાપકની સનદ મળતા પહેલાં બાધિ સ્ત્રીઅધ્યાપિકાને બે વર્ષ સરકારી પાઠશાળાઓમાં ભણાવવાનું કામ કરવું પડે છે.

મોકલવામાં આવે છે. તેનું ખર્ચ સરકાર આપે છે. તેને બદલે ત્યાંથી પાછા આવી તેને ૭ વર્ષ સુધી સરકારી વિદ્યાલયોમાં અધ્યાપક તરીકે કામ કરવું પડે છે.

કેટલીક સ્ત્રીઓ એવી છે કે જેઓ ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવે છે પણ સરકારી વિદ્યાલયોમાં ૭ વર્ષ સુધી અધ્યાપક તરીકે કામ કરવા ઇચ્છતી નથી તેઓ સરકારી વિદ્યાલયનો અભ્યાસ સમાપ્ત કરી યુરોપ અને અમેરીકા ન જતાં "નિપ્પન જોશી દાઈ ગાકો" અર્થાત્ "જાપાની સ્ત્રીઓનું મહાવિદ્યાલય" એ નામની સંસ્થામાં પ્રવેશ કરે છે. આ મહાવિદ્યાલય ૧૯૦૦ માં સ્થાપિત થયું હતું. આ વિદ્યાલય તદ્દન ખાનગી છે. સરકાર તરફથી આ વિદ્યાલયને કોઈ પણ પ્રકારની સહાયતાની જરૂર પડતી નથી. આ વિદ્યાલયમાંથી એક હજારથી પણ વધારે છોકરીઓ ગ્રેજ્યુએટ થઈ નીકળી છે. આમાંથી કેટલીક ચીન, શીયામ અને અન્ય એશીઆઈ દેશોમાં શિક્ષક છે. કેટલીક વર્તમાનપત્રોના કાર્યાલયોમાં, કેટલીક રેલવે, તાર અને ટેલીફોનની ઓફીસોમાં અને કેટલીક ઔદ્યોગીક અને વ્યાપારિક સંસ્થાઓમાં કામ કરે છે. આમાંની કેટલીક એવી પણ છે જે દેશની સામાજીક દશા પર વિચાર કરી રહી છે કે દેશમાં શા શા સુધારાઓ થવા જોઈએ અને કેટલીક વિવાહ કરીને ગૃહસ્થાશ્રમમાં દાખલ થઈ ગએલી હોય છે.

આ મહાવિદ્યાલયનો શિક્ષાક્રમ આઠ ભાગમાં વહેંચાયેલો છે:—

(૧) વિજ્ઞાન (૨) સંગીત (૩) શિલ્પકળા (૪) અંગ્રેજી સાહિત્ય (૫) જાપાની સાહિત્ય (૬) અધ્યાપકત્વ (૭) વ્યાયામ અને (૮) ગૃહપ્રબન્ધશાસ્ત્ર. છોકરીઓને રસાયણિક અને જાપાનના ખાદ્યપદાર્થોનું પૃથક્કરણ શિખાવવા માટે અનેક યંત્રશાળાઓ સ્થાપિત કરવામાં આવી છે. ગ્યાસ અને બીજા એવાજ પ્રકારના આધુનિક ઉપાયોથી ભોજન બનાવવાનું પણ શિખાવવામાં આવે છે. ગૃહપ્રબન્ધની શિક્ષા છાત્રાલયો (Hostels) માંજ સારી રીતે મળી જાય છે.

જાપાનમાં સ્ત્રીઓને માટે વ્યાપારિક, ઔદ્યોગિક અને અન્ય પ્રકારના રોજગારની શિક્ષા પ્રાપ્ત કરવાની પણ ઘણી સરળતા છે. ટોકીયોમાં ચિકિત્સાશાસ્ત્રનું એક વિદ્યાલય છે જેમાં કેવળ સ્ત્રીઓ જ ભણે છે. તે સિવાય બીજી પણ બે કોલેજો છે જેમાં સ્ત્રીઓ માટેનો વિભાગ તદ્દન જુદો જ છે. સમસ્ત જાપાનમાં આ સમયે લગભગ ૧૫૦ સ્ત્રીયો ચિકિત્સક છે. જાપાન સરખા નાનકડા ટાપુમાં લગભગ ત્રણ હજાર શિક્ષિત દાઈઓ છે જેમાંથી અનેકે તો ગત રૂશીઆ અને જાપાન વચ્ચેના યુદ્ધમાં રોગીઓ અને ઘાયલ સૈનિકોની ખૂબ સેવા કરી હતી. જાપાન સમ્રાટે તેઓના આ કામથી પ્રસન્ન થઈ તેમને પદક પ્રદાન કીધા હતા. ખાસ ટોકીયોમાં પણ સ્ત્રીઓને માટે એક વ્યાપારિક અને બે ઔદ્યોગિક વિદ્યાલયો છે. વ્યાપારિક વિદ્યાલયોની તો સમસ્ત જાપાનમાં વિપુલતા છે. જે ઉત્સાહી બાળકી ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત કરવા મહાવિદ્યાલયમાં પ્રવેશ નથી કરતી તે શિલ્પકળા આદિની શિક્ષા પ્રાપ્ત કરે છે.

જાપાનમાં બાળકીઓને સંગીત અને લલિતકળા શીખવાની પણ ઘણી સરળતા છે

સંગીત અને લલિતકળા સ્ત્રીઓને શીખવવા માટે ટોકીયોમાં એક કોલેજ છે. આ પ્રકારના બીજાં પણ ઘણાં વિદ્યાલયો દેશના અન્ય અન્ય ભાગોમાં છે.

વ્યાપારિક, પ્રારંભિક અને ઉચ્ચ શિક્ષાની આ બધી પાઠશાળાઓ મધ્યમ શ્રેણીના મનુષ્યોની બાળકીઓ માટે છે. આ સિવાય એક સંસ્થા એવી પણ છે જેને "સરદારોની છોકરીઓ માટેનું વિદ્યાલય" (Peeresses' Schools) કહે છે. અને જેમાં કેવળ મોટા માણસો અને ધનવાનોની બાળકીઓ જ શિક્ષા પ્રાપ્ત કરે છે. આ પાઠશાળા શિક્ષા વિભાગની હેઠળ નથી પણ રાજપરિવારના સંરક્ષણમાં છે. યથાર્થમાં આ પાઠશાળા જાપાનની મહારાણીએ સ્થાપિત કીધી છે. તેનાજ હૃદયમાં તેની સ્થાપના કરવાનો વિચાર સહુથી પ્રથમ ઉત્પન્ન થયો હતો અને આજ વીશ વર્ષથી—જ્યારથી તેની સ્થાપના થઈ ત્યારથી તે પાઠશાળા તેનીજ સહાયતાથી ચાલી રહી છે.

આ પાઠશાળામાં નાની મોટી દરેક વયની બાળકીઓ ભણે છે. કિન્ડરગાર્ટનની શિક્ષા મેળવવા વાળી ચાર પાંચ વર્ષની નાની નાની બાળકીઓથી લઇને કોલેજમાં ભણવાવાળી અઢાર અઢાર અને વીશ વીશ વર્ષની યુવતી સ્ત્રીઓ આ પાઠશાળામાં અભ્યાસ કરે છે. જ્યારે કોઈ છોકરી ૭ વર્ષની થાય છે ત્યારે તે કિન્ડરગાર્ટનની કક્ષામાંથી નીકળી પ્રારંભિક કક્ષાઓમાં શિક્ષા મેળવે છે. આ કક્ષાઓમાં તે ૭ વર્ષ સુધી ભણે છે. તેને આખા દિવસમાં ચાર પાંચ કલાક ભણવું પડે છે. તે પછી તે પાંચ વર્ષ સુધી મધ્ય વિભાગમાં ભણે છે. આ સમયે તેની ઉમર ૧૭ વર્ષની હોય છે અને હવે તે આચાર્ય-વિભાગમાં પ્રવેશ કરે છે. આ વિભાગના અભ્યાસને તે ત્રણ વર્ષમાં સમાપ્ત કરે છે. યથાર્થમાં આ વિભાગનો શિક્ષાક્રમ એમ. એ. બી. એના શિક્ષાક્રમની તુલ્ય છે. ૧૦૦ માં કેવળ ૫૦ છોકરીઓ એવી હોય છે જે આ પાઠશાળાના પ્રથમ વિભાગમાંથી ઉત્તીર્ણ થઈ આ વિભાગ સુધી પહોંચે છે.

આ છોકરીઓ આગળ જતાં મોટા મોટા ઘરની સ્વામિનીઓ થાય છે. તેને શિષ્ટાચાર શિખવો પરમાવશ્યક છે. એથી તેઓને તે બાબતની શિક્ષા ખાસ આપવામાં આવે છે. ભવિષ્યમાં તેઓ સમાજમાં પોતાનું ઉચિત સ્થાન ગ્રહણ કરી શકે એવી યોગ્યતા તેઓમાં લાવવામાં શિક્ષાની અનેક શક્તિનો વ્યય કરવામાં આવે છે. સમુરાઈ વંશનો એક અધ્યાપક કે જેનાથી વધારે શિષ્ટાચારનો જ્ઞાતા સમસ્ત જાપાનમાં કોઈ નથી, તે આ શાળામાં શિષ્ટાચારની શિક્ષા દે છે. તે છોકરીઓને ખાસ રીતિથી અભિવાદન કરતાં શીખવે છે. તે તેઓને ઘુંટણોને બળે નીચા નમી ઝુકવું, નરમ અને સફેદ ચટાઈ પર હાથ ફેલાવવા અને નાજુકતા સહીત પોતાની ગરદન એટલી ઝુકાવવી કે શિર ભૂમિને અડી જાય આદિ વ્યાવહારિક વાતો પણ શીખવે છે. જુની રીતિ અનુસાર ચા બનાવવી અને પીવરાવવી તથા ફુલોને સુન્દરતા સહીત ગોઠવવાનું પણ શીખવવામાં આવે છે.

આ પાઠશાળામાં રમતગમતો પણ બહુ સારી થાય છે. રંગભૂમિ પ્રસ્ત અને ચોરસ હોય છે અને તેના પર રેતી પાથરેલી હોય છે. ચારે તરફ ઘોડાની ચાર ચાર પાંચ પાંચ

હારે ગોઠવેલી હોય છે. પ્રેક્ષકોને તડકાથી બચાવવા માટે શામીયાણા તાણેલા હોય છે. એક તરફ ફૂલવાળાં વૃક્ષોની એક કુંજ બનેલી હોય છે, જે પોતાના નવ-વિકસિત કુસુમોની સુવાસથી વાયુને સુગન્ધમય કરે છે. બીજી તરફ મહારાણીને બેસવા માટે તંબુ તાણેલો હોય છે. તંબુની પછવાડે અને બેઉ બાજુએ લાલ મખમલના પડદા ટાંગેલા હોય છે. મહારાણીની ખુરશી સામે એક મેજ હોય છે જે બહુ મુલ્ય કપડાથી ઢાંકેલી હોય છે. મહારાણીની સાથે ચાર રાજકુમારીયો પણ આવે છે. જે તેની આસપાસ બેસે છે. તેની પછવાડે અન્ય રાજકુમારીઓનું સ્થાન હોય છે. રાજવંશના અન્ય લોકો અને ચાકરાણીઓ નીચે જમીનપર બેસે છે.

પાઠશાળાની છોકરીઓ બરાબર તૈયાર થયેલી હોય છે અને પોતપોતાનો ભાવ બરાબર ભજવે છે. કોઈકિ કોઈકિ અભિનયમાં તો સો સો છોકરીઓ પાઠ ભજવે છે.

રમત ગમતોમાં વાંસ ઉપર ચાલવાનો ખેલ બહુ પ્રસિદ્ધ છે. આ પાઠશાળામાં છોકરીઓને એવા પ્રકારની શિક્ષા પણ આપવામાં આવે છે કે જેથી તે યુદ્ધને સમયે યોદ્ધાઓની સેવા-સુશ્રુષા પણ કરી શકે. આ વિષયનો એક ખેલ તે મહારાણીની સમક્ષ પણ ભજવે છે. આ ખેલમાં પટ્ટીઓ બાંધવામાં અને એવાં જ અન્ય કામોમાં તે પોતાની ચતુરતા બતાવે છે. ખેલમાં કેટલીક છોકરીઓ ઘાયલ યોદ્ધાઓ બને છે અને કેટલીક તેને ઉપાડી સુશ્રુષા-ગૃહમાં લઈ જાય છે જ્યાં બીજી કેટલીક છોકરીઓ સુશ્રુષા કરવાનું કામ અતી યોગ્યતાથી સંપાદન કરે છે.

ખેલ સમાપ્ત થવા પહેલાં બધી છોકરીઓ Tug of war ની હરીફાઈમાં જોડાય છે. તે પછી સાતસો છોકરીઓ અને શિક્ષકો ઈમ્પીરીયલ બેંડની ગતિને અનુસરી રંગભુમિપર કવાયદ કરે છે. જ્યારે મહારાણી જવા ઉઠે છે ત્યારે તેઓ ઉઘાડે માથે ઉભી થાય છે અને " કિમિગાયો " નામક જાતીય ગીત ગાય છે.

આ પાઠશાળામાં ભણેલી કુલીન ગૃહની કેટલીક છોકરીઓ વિદેશ-યાત્રા પણ કરે છે. ૧૮૭૨ માં રાજાજ્ઞા પ્રકાશિત થઈ હતી કે દેશના મોટા મોટા માણસોને ઉચિત છે કે તેઓ પોતાની સ્રીઓને પણ વિદેશયાત્રાનો લાભ મેળવવા દે. આ રાજાજ્ઞાનો એક અંશ નીચે મુજબ હતો:—

"હવેથી જે લોકો વિદેશ જાય તે પોતાની સ્રીઓને પણ સાથે લઈ જાય એ વધારે ઉચિત ગણાશે. જો સ્રીઓ આ પ્રકારે વિદેશ જશે તેઓ સમજી શકશે કે અન્ય દેશોમાં સ્રી શિક્ષાની કેવી હાલત છે. વળી તેઓને બાળકોને કેમ શિક્ષા અપાય છે. તે બાબતનું પણ સારૂં જ્ઞાન આથી મળશે."

એમ નથી સમજવાનું કે જાપાનમાં સ્રિયોને શિક્ષા કેવળ પાઠશાળાઓમાં જ અપાય છે. નહી, જાપાની માતા સદા આ વાત ધ્યાનમાં રાખે છે કે તેની છોકરી વ્યવહારદક્ષ થાય અને સમાજમાં યોગ્ય રીતે રહી શકે. જ્યારથી તે નાનકડી હોય છે ત્યારથીજ તેની આ

તમે જાતે કેવા છો એ ઉપરથી શું મારાથી તમારા પ્રેમનું સૌંદર્ય સમજી શકાય નહિ?

દૂર દૂરના આકાશના સસન જેવું અનંત સત્ય છે. એટલા માટેજ તપાસ રાખ્યાં કરવાની બાબત આટલી બધી ઉત્તમ મનાય છે. પ્રેમ તો સર્વતો-દર્શનવાળો છે; માત્ર આપણે જ અંધ છીએ.

જો તમે કંઈ પણ દુષ્ટતા ભર્યું કહો અથવા વિચારો, અરે એવું માત્ર સ્વપ્નું લાવો, તો શાંતિથી તમારી જાતમાં ચિંતવન ચલાવો અને તે માટે પશ્ચાત્તાપ કરો.

નવાઈની બાબતો જોવા માટે શા સારૂ દુનિયામાં સઘળે શોધ ચલાવો છો? શું સૂર્યાસ્તો સર્વ સ્થલે થતા નથી? શું દરેકને માટે જીવન અને પ્રેમ અને નિત્યતાનાં અદ્ભૂત કાર્યો બનતાં નથી?

જ્યારે આપણાથી ઝાડીમાં થઇને ડોકીયાં કરતા તારકો તપાસી ના શકાય ત્યારે પણ આપણે આપણી આંખો બંધ કરી શકીએ અને આપણા અંતરમાં આવેલા અનંત આકાશોનું અવલોકન કરી શકીએ.

મૌન, શાંતિ કરતાં વધારે પવિત્ર, વધારે ફલદાયક બીજું શું છે? શું મૌનાનંદમાંજ આપણાં ચૈતન્યો અન્યોન્યને મળીને પીછાની શકતાં નથી?

જીવનના વિકટ માર્ગને આનંદિત બનાવનાર દરેક પુષ્પને જુઓ. અતિ નજીવામાં પણ, જો તમે માત્ર તેની શોધ કરો તો અમુક સૌંદર્યનો સમાવેશ થાય છે. આ ઉપરાંત કદાચ કોઈ દિને એમાંના એકાદમાં તમને પ્રેમી મુખાકૃતિનાં દર્શન થશે. આવી રીતે એક પુષ્પના સમાન પ્રેમ છે.

ગમે તેટલા વિવિધ પ્રકારના ભિન્ન માર્ગો આપણે પસંદ કરીએ તો પણ આપણે બધાએ વ્હેલા અથવા મોડા સત્યનગરનો માર્ગજ શોધી કાઢીએ છીએ.

પ્રકૃતિ કશું કરતી નથી,—સર્વસ્વરૂપ છે.

શોક એક પ્રકારની મોજ સમાન છે, તેનો તે પ્રમાણે જ આવકાર થવો જોઇએ. એમાંએ હદપાર જવાથી, બીજી કોઈ મોજમાં હદ પાર જતાં જે અંત પ્રાપ્ત થાય તેવો જ અંત પ્રાપ્ત થાય છે. એ અંત રોગ રૂપી છે.

તમારાં કાર્યો તો માત્ર ગણ્યાંગાંઠયાંનું સારૂં કરી શકે છે. તમારાં વિચાર અને પ્રેમનાં મોજાં દરેક હૃદયના કીનારા ઉપર અથડાય છે.

જો આપણાથી ના સમજી શકાય તો, સ્પષ્ટ હોય તેના કરતાં વિશેષ વિશાલ, વિસ્તૃત, ઉચ્ચ પ્રકારનો અર્થ સમજવા માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ.

વાણીતો ક્ષણ માત્રની અને ક્ષણ માટેજ હોય છે. લાગણી નિત્ય સ્વરૂપે હોય છે.

વર્ષોને ઉમર સાથે શી લેવા દેવા છે? આપણે લાગણી અનુભવવાના પ્રમાણમાં વૃદ્ધ બનીએ છીએ અને હમેશાં બાલકો જેવા તો બની શકીએ.

જો તમે તમારી જાતે સંપૂર્ણ બનવા માટે જીવતા હો તો તમે અન્ય સર્વ માટે પણ જીવો છો.

દરેક ભાવનાનો કોક દિને પણ અનુભવ થશે.

જો આપણે સદ્‌ભાવપૂર્વક અવલોકન ના કરીએ તો આપણું અવલોકન કંઈ પણ ઉપયોગનું નથી.

આપણે માટે જે કંઈ સૌંદર્યવાળું અથવા સત્ય હશે, તે તેવું નકામું હશે, એમ બનતું નથી. આપણે વધારે સૌંદર્ય અને વિશાલ સત્યો સમજવા જેટલી વૃદ્ધિ પામીએ, પરંતુ અજ્ઞાન નિઃસરણિનાં પગથિઆં ચઢવા વડે જ આપણે નિરીક્ષણ-બૂરજ ઉપર પહોચીએછીએ કે જ્યાંથી આપણે અનંતનું અવલોકન કરી શકીએ છીએ.

જેમ જેમ આપણો પ્રેમ વધારે વધારે વધતો જાય છે તેમ તેમ આપણે વધારે વધારે સૌંદર્યનાં દર્શન કરી શકીએ છીએ.

મુસાફરી કરવાનો માત્ર એકજ ખરો માર્ગ હોય છે—પગે ચાલીને અને કોઈ સ્થલે પહોચવાના વિચાર વિના ઉતાવળથી જવા આવવાના વ્યવહારનું, ઉતાવળું ઉતાવળું જમી લીધાના જેવું પરિણામ આવે છે–અપચો.

આપણે કોઇવાર તિરસ્કાર વૃત્તિ દર્શાવવી જોઇએ નહિ. ખાત્રીથી નીચે પડનારાઓ અને ઉંચે ચઢવાનો પ્રયત્ન કરનારાઓ એક મદદગાર હસ્ત માટે આભારી છે.

ઉત્તમ પ્રાચીન ઝમાનોજ દરેકને મન યુવાવસ્થા સમાન હોય છે. માટે આપણે મરતા સુધી યુવાન બનવું જોઇએ.

અનંતની કાલ રહિત સમાધિનો અનુભવ થવા માટેજ આપણે આપત્તિના ક્ષણોને આધિન બની જઇએ છીએ, એ ક્ષણોજ આપણા જીવનની ધન્ય ક્ષણો સમાન છે.

આશા અને નિરાશા, બંને સાથી-મુસાફરો જેવાં નથી પરંતુ એકજ છે, એક સમયે તે હસે છે અને આપણને અનુસરવાનું ઉત્તેજન આપતી આગળને આગળ દોડે છે. અન્ય ક્ષણે તે પાછળ પડી જાય છે અને આપણને અંધકારમાં ભોમિયા વિનાના રહેવા દે છે.

એક ખરેખરી બક્ષિસ પ્રેમ છે. આપણે જેવા હોઇએ તેજ આપી શકીએ છીએ. આપણી પાસે બીજું કંઈ આપવાનું નથી.

કેવા માલ વિનાના આધારો ઉપર આપણા નિયમો, આપણાં નીતિશાસ્ત્રો, આપણાં મતપંથસંપ્રદાયસમાજો યોજવામાં આવ્યાં છે, એ તમારા સમજવામાં આવે તો દુનિયામાં એકલા અને પાઈ વિનાના આગળ નીકળી પડો; શિયાળામાં ત્રણ દિન સુધી કશું ખાશો નહિ, અને તુર્તજ અન્ય, વિશાલ અને વધારે સત્ય ચક્ષુઓવડે જોવાનો તમે પ્રારંભ કરશો. આમ થયા પછી તમારા ગૃહમાં પાછા ફરો અને તમારે માટે તથા તમારી આસપાસનાંને સારૂં જીવનને સાદું બનાવો.

જેમ અશ્રુના ભીતરમાં આનંદ હોય,સ્વરૂપ સૌંદર્ય વિના હૃદયનું સૌંદર્ય હોય, તેમ ખરાબ દેખાતાં કાર્યોના ભીતરમાં શુદ્ધ હેતુઓનો સમાવેશ પણ હોય.

જો તમે તમારી જાતે સંપૂર્ણ બનવા માટે જીવતા હો તો તમે અન્ય સર્વ માટે પણ જીવો છો.

દરેક ભાવનાનો કોક દિને પણ અનુભવ થશે.

જો આપણે સદ્‌ભાવપૂર્વક અવલોકન ના કરીએ તો આપણું અવલોકન કંઈ પણ ઉપયોગનું નથી.

આપણે માટે જે કંઈ સૌંદર્યવાળું અથવા સત્ય હશે, તે તેવું નકામું હશે, એમ બનતું નથી. આપણે વધારે સૌંદર્ય અને વિશાલ સત્યો સમજવા જેટલી વૃદ્ધિ પ્રામીએ, પરંતુ અજ્ઞાન નિઃસરણિનાં પગથિયાં ચઢવા વડે જ આપણે નિરીક્ષણ-બુરજ ઉપર પહોંચીએછીએ કે જ્યાંથી આપણે અનંતનું અવલોકન કરી શકીએ છીએ.

જેમ જેમ આપણો પ્રેમ વધારે વધારે વધતો જાય છે તેમ તેમ આપણે વધારે વધારે સૌંદર્યનાં દર્શન કરી શકીએ છીએ.

મુસાફરી કરવાનો માત્ર એકજ ખરો માર્ગ હોય છે—પગે ચાલીને અને કોઈ સ્થલે પહોંચવાના વિચાર વિના ઉતાવળથી જવા આવવાના વ્યવહારનું, ઉતાવળું ઉતાવળું જમી લીધાના જેવું પરિણામ આવે છે-અપચો.

વિદ્વાનો માનતા હતા કે ઈશ્વરજ સઘળા આકાશીય પિંડોને પોતપોતાના સ્થાન રાખે છે અને ફેરવે છે: ન્યૂટન જે કે ઇસાઈ ધર્મમાં પૂર્ણ વિશ્વાસ રાખતો હતે છતાં પણ તેણે નિશ્ચય કર્યો કે જગતના સઘળા પદાર્થ પોતપોતાના સ્થાનપર આકર્ષણ શક્તિના પ્રભાવથી સ્થિરછે અને સાધારણરીતે તેમાં ઇશ્વરની કોઈ પ્રકારની દખલ નથી. એજ પ્રમાણે ડારવિનના મતના અનુસારે પ્રાણમાત્ર કોઈ પ્રાકૃતિક નિયમથી પેદા થાયછે અને મરે છે ઈશ્વર તેમાં બિલકુલ હાથ ઘાલતોજ નથી. આ વિષય એટલો ગહન છે કે કેટલાંક પુસ્તકોમાં પણ આ સિદ્ધાંતનું પૂર્ણ વિવેચન કરવું અસંભવ છે. તેથી અત્યારે અમે અન્ય જીવોનું વર્ણન અથવા તેમની ઉત્પત્તિની ભિન્ન ભિન્ન શ્રેણીઓ અને તે વિષેના નિયમોનું વિવેચન કરતા નથી. અમે માત્ર તે પ્રમાણે સંક્ષેપમાં લખીયે છીયે-જેથી એ અનુમાન કરી શકાય છે કે મનુષ્ય પણ અન્ય જીવોનીમાફક ઉત્પન્ન થયો છે.

વાંદરું સર્વથી ઉંચ્ચ શ્રેણીનું જનાવર છે. તેના રૂપનું ક્રમે ક્રમે રૂપાંતર થઇને મનુષ્યનો વિકાસ થયો છે આ બાબતનાં પ્રમાણ નીચે મુજબ છે:—

(૧) આજ પણ કેટલાએ પ્રકારનાં એવાં વાંદરાં મળી આવે છે કે જેને પૂછડું હોતું નથી તથા જેઓ બે પગે ચાલે છે.

(૨) તેમાંથી એક પ્રકારનાંવાંદરાં સૂર્યાસ્ત થતા પહેલાં ઝાડ નીચે ડાંખલાં ભેગાં કરીને તે પર ઘાસ બિછાવીને સુઈ રહે છેઝાડોમાં તેઓ પોતાના શરીરને તેનાં પાંદડાંથી ઢાંકી દે છે.

(૩) કોઈ કોઈ જાતનાં વાંદરાં ઝાડોપર નાનાં નાનાં ઝુંપડાં જેવું બનાવે છે અનેતેમાં પોતાનાં બચ્ચાંને રાખે છે.

(૪) આવી ઉન્નત બુદ્ધિવાળાં વાંદરાનો શિકાર કરવા જ્યારે કોઈ જાય છે ત્યારે તેઓ ઝાડની ડાલીયો તોડી તોડીને તેના પર ફેંકે છે—શીકારીની સાથે લડતી વખતેતેઓ પોતાની વાંદરીઓ અને બચ્ચાંને સાથે રાખતાં નથી.

(૫) આઠ દશ વર્ષની ઉમ્મર સુધી બચ્ચાં માતાની સાથેજ રહે છે અને બાર તેર વર્ષની ઉમ્મર થતા સુધી તેઓ જુવાન ગણાતાં નથી.

(૬) એક માણસે તો એમ પણ જોયું છે કે માતા પોતાના નાના બચ્ચાને ગોદમાં લઇને એક નદીને કિનારે ગઈ ત્યાં તેણે તેનું મ્હોં ધોયું, જો કે બચ્ચું રોતું હતું છતાં પણ તેણે તેની કંઈ પરવા કરી નહિ.

(૭) કેટલાંક વાંદરાંને ખાસ શિક્ષણ પણ આપવામાં આવ્યું છે. એકતો પાંચ સુધી ગણી શકતું હતું, છરી કાંટાથી ખાતું હતું, અને વગર બાંધે સાવધાનીથી ખુરસી પર બેસી રહેતું હતું.

એક સાહેબ લખે છે કે તેની પાસે એક એવું જ પાળેલું વાંદરૂં હતું, તે ઘણું ચંચળ હતું. દરેક પદાર્થને એક ઠેકાણેથી બીજા ઠેકાણે ફેરવ્યા કરતું હતું. પરંતુ ધમકાવવાથી ચૂપ બેસી રહેતું હતું. એક વખતે તે માથું નીચું કરી કંઈ લખતો હતો એટલામાં તેને સાંભ

ઉઠાવી જતું દેખ્યું, થોડીક વાર સુધી તો સાહેબ શાંતિથી જોઈ રહ્યો પછી તેણે જરા ખોંખારો કર્યો એટલે વાંદરૂ ફરગરીને નમી પડ્યું સાથુ તેની પૂર્વની જગાએ મૂકી દીધો.

એમ ન સમજવું જોઇએ કે જે જનાવરોની વાતો છે તેઓ પખતે વાંદરાંજ ન હોય કદાચિત તેઓ વનમનુષ્ય પણ હોય! તેઓ વાંદરાં જ છે. તેમના શરીરપર લાંબાં લાંબાં રૂવાં હોય છે તે ડુંગરોપર કૂદે છે, છે અને ઘણું ખરૂં હાથ પગ બંનેના આધારે ચાલે પણ છે.

આ તો મોટી મોટી વાતો કહી કે જે ડાર્વિનના સિદ્ધાંતને પૂષ્ટિ આપે છે. એ ઉપરાંત અનેક સૂક્ષ્મ વાતો પણ છે. એમાંથી પણ કે સાંભળોઃ—

(૧) માણસના શરીરમાં આજ સુધી કે હાડકાં મળી આવે છે અને ઉત્તમ પ્રકારે તપાસ કરવાથી જણાય છે કે આજ સુધી આપણા પગની હાલત એવી નથી કે જેથી સીધા ઉભું રહેવું એ તદ્દન પ્રાકૃતિક કહીએ.

(૨) ઉત્તમ પ્રકારે પરીક્ષા કરવાથી માલૂમ છે કે સર્વથી ઉચ્ચ પ્રકારનાં વાંદરાંમાં અને સર્વથી અધિક જંગલી માણસોમાં એટલો ફેર નથી કે જેટલો તે જંગલી માણસો અને સભ્ય મનુષ્યોમાં છે—

(૩) વીસ પચીસ હજાર વર્ષ પહેલાંનાં માણસનાં હાડપીંજરો વાંદરોના હાડપીંજરોની સાથે વધારે મળતાં આવે છે તે સમયે માણસના માથુ અને હાથ ઘણા લાંબા અને પગ કપાળ ઘણાં નાનાં થતાં હતાં—આફ્રિકાના હબસી અને યૂરોપના સભ્યમનુષ્યોમાં આજ પણ આ ભેદ કંઈ કંઈ અંશે પ્રત્યક્ષ થાય.

આ વિષય ઘણો ગુઢ અને ગંભીર છે, એ સર્વ હકીકત જાણવા માટે ડારવિનના ગ્રંથોનો અભ્યાસ કરવો જોઇએ. હક્સલે નામના વિદ્વાને પણ આ વિષયપર એક ગ્રંથ લખ્યો છે. તેનું નામ "" "man's place in natu" છે આ ગ્રંથ મોટા મોટા છે. છતાં સર્વે માણસોના ફાયદા માટે વિલાયતના ગ્રંથ પ્રકાશકોએ તેની પાંચ-પાંચ આનાની કિંમતની આવૃત્તિઓ કાઢી છે. ડારવિનના સિદ્ધાંતપર આપણા દેશવાસીઓ હસે છે, પરંતુ હસવા અગર મજાક કરવાથી કોઈ સિદ્ધાંતનું ખંડન થોડુંજ થાય છે. તેમ કરવા માટે તો યુક્તિ પૂર્ણ પ્રમાણ આપવાં જોઇએ.

પરીખ. મણીલાલ કેશવલાલ.

—

# નેકા ।

## રે એક તત્વવેત્તા.

શિક્ષણ—

સેનેકાનું કુટુંબ જીવન જોઈ અને એ કાળની સમાજની પરીસ્થિતિનો વિચાર કર્યો, એ પરથી જણાય છે કે બાલ્યનપર ઘણુંજ ઓછું ધ્યાન અપાવાને લીધે, રોમનાં ઉચ્ચ કુટુંબોમાં પંદર વર્ષની ઉમર વસુધી કયા પ્રકારનું શિક્ષણ આપવામાં આવતું એનું સ્પષ્ટ વર્ણન કરવું અશક્ય છે.

એ કાલનાં અન્ય વૃત્તાંતોનું અણુ કરતાં કવિ હૉરેસ, જવેનલ અને માર્શલની કવિતાઓના વર્ણનમાંથી આ સંબંધિ ક હકીકત મળી આવે છે. આ પ્રકારે પ્રાપ્ત થતી હકીકતપરથી જણાય છે કે એ સમય શાળાના શિક્ષકોને પગાર ઘણોજ ઓછો મળતો તેમજ એમને હલકા ગણવામાં આવા એમને માટે અતિનિરૂપયોગી એવી નાની બાબતો જાણવાની જરૂર પડતી. વળી એમ ! જણાય છે કે શારીરિક માર પીટ બહુ થતી. હૉરેસનો શિક્ષક એને એટલો બધો ાર મારતો કે જેથી તે ત્રાસી જતો. કવિ માર્શલ લખે છે કે "આ જંગલી મારપીટને ાં એનાપર ક્રોધ ઉત્પન્ન થાય છે."

શાળાઓમાં જે વિષયો શીખવવાં આવતા, તેમાં મુખ્યત્વે કરીને ગણિત, વ્યાકરણ, ગ્રીક અને લૅટિનની કવિતાઓ અને ઇતિહાસની મુખ્ય ઘટનાઓની ગોખણપટ્ટિ તેમજ લેખન હતાં. ગણિતના વિષયમાં માત્ર વ્યાજાદિ ક્રિયાત્મક વ્યવહાર, ઉપરોક્ત બે ભાષાનાં વ્યાકરણ અને ઐતિહાસિક અર સમાલોચના એ સર્વ નિરૂપયોગીજ જણાય છે. શિક્ષકોમાં જે જ્ઞાન હતું તે એટલુંજ તું કે, હૅક્યુવાની માતાનું નામ શું, એન્ચીસસની દાસી કોણ હતી, ફલાણાની સ્ત્રી કોણ ્તી, અમુક માણસ કેટલાં વર્ષ જીવિત રહ્યો. આવી બાબતો શિક્ષકોના કંઠાગ્રે રહેતી અને વિદ્યાર્થીઓને તે શીખતાં ગમે તેટલો કંટાળો આવે તો પણ મારી મારીને શીખવવામાં આવતી. આવા શિક્ષણના કાલમાં સેનેકા જેવા મહાન તત્વવેત્તા અને ચારિત્રવાન પુરૂષોત્પન્ન થયા એજ આશ્ચર્ય છે.

આવા પ્રકારની શાબ્દિક સમાલોચના અને કાલ્પનિક વસ્તુવિદ્યાઆદિ પ્રતે સેનેકાને ઘણોજ તિરસ્કાર હતો. આવા શિક્ષણની મશ્કરી કરવા માટે તે વ્યાકરણ અને દાર્શનિક સમાલોચનાની સૂચના કરે છે કે:—

સંસારમાં મનુષ્ય પરેશાં જેટલું સુખ સમજે છે, એટલુંજ પાછળથી તેને દુઃખ થાયછે.

આ સાંભળી દાર્શનિક કહે છે એમ કેમ ? કે જીવનનો પ્રથમ કાલ ઉત્તમ હોય છે, અને તે પછી આપત્તિકાલ આવી પડે છે; પ્રસન્નતાના સમયનો સારી રીતે ઉપભોગ કેમ કરી નાખવો જોઇએ ! આના ઉત્તરમાં લેખકાર કહેશે કે, વર્જીલ "ફ્યુજીઓ" શબ્દનો કાલને વિતાવવામાં પ્રયોગ કરે છે અને તે વૃદ્ધાવસ્થા તેમ રોગને પણ જોડી દેછે. ખરેખર એજ આપત્તિ રૂપ છે કે જે સુખોને લેછે અને દુઃખોને પોતાનાં કરે છે.

આવીજ રીતે કોઈ સીસેરો રચિત અર્થશ પુસ્તક વૈયાકરણિના હાથમાં આવે તો પણ તેમાંના શબ્દોના વાળ પીંખી ખાલ ઉતાર્યા વિના છોડે નહિ. શું આજ સત્ય શિક્ષણ છે ? શિક્ષણનો ઉદ્દેશ એવો હોવો જોઇયેજ આપણા જીવનને સુંદર ઉપદેશોમાં રસે. સેનેકા કહેતો કે ત્હને શંકાશીલ પાખંડિયો હતાંડવની જંજીરોમાં બાંધવાને બદલે એ જંજીરોને તોડવા યોગ્ય વિદ્યા શીખવો.

સેનેકાના શિક્ષકનું નામ શું હતું ? તે કયા નામની દેખરેખ નીચે પોતાના ભાઇઓની સાથે રોમની ગલિયોમાં ભણવા જતો, એ કશું જાણવામાં આવ્યું નથી, એનો શિક્ષક મહાત્મા હતો કે અલ્પાત્મા તે કોઇને ખબર નથી. સેનેકાએ પોતાના અધ્યાપકના વિષયમાં કંઈ પણ લખ્યું નથી. સેનેકાએ ફ્લોરેન્સ નામના પોતાના સહપાઠી મિત્રનું વર્ણન કર્યું છે. આ મિત્રને શાળા છોડયા પછી તે વૃદ્ધપણામાં મળ્યો હતો. આ મિત્ર ઘણોજ કદરૂપો હતો છતાં પણ પોતાના પરિચિતોની દૃષ્ટિતે ઘણો સુશીલ હતો, કારણ કે એના સદાચાર અને પવીત્ર આત્માનો પ્રભાવ એની કુરૂપતાની વિરૂદ્ધ ઘણો પ્રભાવ નાખતો હતો. શરીરના સૌન્દર્ય કરતાં એના આત્માનું સૌન્દર્ય ચઢિયાતું હતું.

વ્યાખ્યાનકલા અને દાર્શનિકવિષય વિદ્યાલયવિભાગથી જુદાજ કૉલેજ વિભાગમાં ગણવામાં આવતા. આથી શાળાનું શિક્ષણ પૂરું થતાં ત્રણે ભાઇઓ કૉલેજ વિભાગમાં પ્રવિષ્ટ થયા હતા. ગેલિયો અને મેલાએતો વ્યાખ્યાન કલામાં અભ્યાસ કરવા માંડયો હતો પરંતુ તત્વવેત્તા સેનેકાએ તો દર્શનોનેજ પસંદ કર્યા હતાં.

સેનેકાની આ પસંદગી યોગ્યજ હતી. કેમકે વક્તૃત્વકલાએ કંઈ એવી વસ્તુ નથી કે જેથી સર્વગુણ સંપન્ન થવાય. વક્તૃત્વકલા એક ભાવરૂપ ભાવ ગર્ભિત સત્યના ઉદ્‌ગાર હોય છે કે જે અત્યંત અનુભવ ગમ્ય હોય છે. આ થવું એ એક પરમેશ્વરદત્તદાન હોય છે અને એની અંદર એક સ્વાભાવિક ગરજ હોય છે. આ કલાનો માત્ર નિત્ય આડંબર પૂર્ણ અભ્યાસ કરવાથી તે નિઃસાર અને હાનિકારક બને છે.

આડંબરમાં કદાપિ પણ સત્યનું બીજ ઉગી શકતું નથી પરંતુ જો આડંબરજ શેષ રહી જાય છે તો એનાથી વધારે ખરાબ કંઈ પણ નથી. અસંખ્ય આડંબરી વક્તાઓનો યુગ એ અધઃપતનનો યુગ ગણાય છે. સારરહિત શબ્દોનો અલંકાર કરવા, બનાવટી અવાજ કાઢવા અને થકવી નાખનાર વક્તાનું મુખ બંધ કરવું એ એ કાલનું આ વિષયનું શિક્ષણ હતું. યુક્તિપ્રયુક્તિ સિવાય અન્ય કંઈ પણ આ વક્તાઓ કહી શકતા નહિ.

"આજે એણે કયા કુકર્મનો ત્યાગ કર્યો અને કયા પાપો ત્યાગ કર્યો તેમ જ શું શું વિશેષ પ્રાપ્ત કર્યું." સેનેકા કહે છે કે, "મ્હને એની આ રીત ઘણી જ ઉત્તમ લાગી અને હું પ્રતિદિન એવી રીતે મ્હારાં સારાં ખોટાં કર્મ કહી દેતો અને મ્હારા હૃદયમાં આખા દિવસનાં કર્મનો વિચાર કરતો. આ પ્રકારના આત્માવલોકનો ઘણો જ લાભ થતો."

સ્ટૉઇક ઍટાલસ એ બીજો તત્વવેત્તા હતો, જે સેનેકાપર વિશેષ પ્રભાવ પાડયો હતો. એના સંબંધિ લખતાં સેનેકા કહે છે કે "જ્યારે હું એને વ્યસનો પાપો અને જીવનની દુરાવસ્થાઓ સંબંધિ વિવેચન કરતાં સાંભળતો ત્યારે મ્હને પણ મનુષ્યજાતિના જીવનપર ઘણી દયા આવતી. એ સદ્‌ગુરૂનું મનુષ્ય શ્રેણમાં ઉત્તમોત્તમ માન અને પોતાના સાદા વેશમાં પણ મહારાજા જેવી નિસ્પૃહ ભાવનાનો હને અનુભવ થતાં એમજ લાગતું કે એની શક્તિ રાજાઓપર પણ આજ્ઞા ચલાવતી જણાય છે. આ પ્રકારનો એ મસ્ત દરિદ્ર ગુરૂ દરિદ્રતાની પ્રશંસા કરવા લાગતો અને મનુષ્ય જીવની કૃત્રિમ રીતે વધી પડેલી જરૂરીયાતો એક વ્યર્થ બોજા સમાન છે એમ સિદ્ધ કરતો ત્યારે મ્હને પણ એમ થઈ આવતું કે શાળામાંથી નીકળી જઈને હું નિર્ધનજ રહું. જ્યારે આપણા વિષયભોગની નિંદા કરવા અને પવિત્ર શરીરની પ્રશંસા તેમજ સાધારણ ખાનપાનના ગુણાનુવાદ ગાતો ત્યારે પણ મ્હારી સ્વાભાવિક ઇચ્છા વિષયભોગ અને પ્રલોભનના કાર વર્જનની તરફ જતી. હે મિત્ર! મ્હેં ઘણા સમય સુધી એના ઉપદેશો શ્રવણ કર્યાં પરંતુ રાજકાર્યમાં પ્રવેશ કર્યા પછી ઘણો ખરો અભ્યાસ છોડી દેવો પડયો, પરંતુ હજી પણ હું કુમ અને સીપનો કીડો ખાતો નથી, કેમકે તે ભૂખને શાન્ત પાડવાને બદલે વધારે છે. એટલસ સદા કઠિણ શય્યાપર સૂઈ રહેવાનો આગ્રહ કરતો અને હું પણ એવી પથારીપર સૂઈ રહેતો, કે જેનાપર સુવાથી કંઈ પ્રભાવ પડે નહિ. મ્હારી વિદ્યાર્થી અવસ્થાની આ કહેણી કહેવાનો ઉદ્દેશ એ છે કે જો શિક્ષકો પ્રેમભાવથી પોતાના શિષ્યોને ભણાવે તો પ્રાથમિક વિદ્યાર્થીઓપર કેટલો પ્રભાવ પડી શકે છે. પરંતુ ખરી વાત એ છે કે બંનેનો દોષ હોય છે. ઘણા શિક્ષકો તરફથી માનસિક વિવાદ બુદ્ધિવિલાસ—કરવાનું તો શિખવાય છે પરંતુ તેવી રહેણી શિખવાતી નથી. ક્રિયાત્મક શિક્ષણનીજ ખામી છે. વિદ્યાર્થીઓ જેઓ ભણે છે તેઓ બુદ્ધિને અભ્યાસ કરાવવા માટે તો ભણે છે, પરંતુ આત્માને માટે ભણતા નથી. આ પ્રકારે આખું દાર્શનિક વિજ્ઞાન કેવલ શબ્દાડંબરમાં પરિવર્તન થઈ રહ્યું હતું."

જનસમાજપર દર્શનશાસ્ત્રના સિદ્ધાંતો કેવી અસર કરી શકે છે તે સંબંધી લખતાં સેનેકા નીચે પ્રમાણે લખે છે "શું હું એ વાત નથી જાણતો કે જગતમાં એવા માણસો પણ હોય છે કે જે ઘણા વર્ષ સુધી દાર્શનિક વિચારોમાં પડીને પણ કોરા રહે છે? નિઃસંદેહ હું એવા શ્રોતાઓને પણ ઓળખું છું કે જેમને હું શિષ્ય પણ નથી કહેતો પરંતુ જે હમેશાં જેના તેજ રહે છે છતાં ઉપદેશ સાંભળવા આવ્યાંજ જાય છે. આવા શ્રોતાઓ શીખવા માટે આવતા નથી પણ જેમ નાટક જોઈ આવવાનો ઉદ્દેશ મનને આનંદ આપવાનો ગણાય છે, તેમ આમ કરવામાં તેઓ મોજ માને છે. ઘણા શ્રોતા એવા હોય છે કે જેઓને માટે પાઠશાળાઓ કેવલ શરૂઆતના ઘર સમાન છે. ઘણાઓ હાથમાં સ્લેટ કાગળ અને પેન લેઈ આવે છે જેઓ કેવલ મોટા ભારવાળા શબ્દો અને વાક્યોને લખી લેછે

# વિવિધ જ્ઞાનમાળા.

( અનુસંધાન ગતાંકથી. )

## જ્ઞાનયોગ.

સૃષ્ટિમાં ફેલાઈ રહેલી કુદરતી રચના ઉપરથી ઉપદેશ ગ્રહણ કરી પોતાનું બુદ્ધિબળ વધારવું, અને કુદરતના નિયમોનું બારીક અવલોકન કરીને તેને અનુસાર વર્તન રાખવું, કારણ કે આ સૃષ્ટિમાં પ્રસરી રહેલા માનવ વ્યક્તિના અભ્યુદય કરનારા કાયદાકાનુનોનો સમાવેશ કુદરતના ગૂઢ નિયમોમાં છે. મહાત્મા સુંદરદાસજી જ્ઞાનયોગ માટે કહે છે કે;

ચોપાઇ છંદ.

જ્ઞાનયોગ અબ એસે જાને, કારણ અરૂકારજ પહિચાને;
કારણ આતમ આદિ અખંડા, કારજ ભયો સકલ બ્રહ્માંડા.
જ્યું અંકુર તેં તરૂ વિસ્તારા, બહુત ભાંતિ કરિ નિકસીડારા;
શાખાપત્ર ઔર ફળફૂલા, યોં આત્મા વિશ્વકો મૂલા.
જેસે નભ મેં વાદર હોઈ, તા મહિં લીન ભયે પુનિ સોઈ;
એસે આતમ વિશ્વ વિચારા, મહા પુરૂપ કીનો નિરધારા.
જૈસે ઉપજે બાયુ વધુરા, દેખત કો દીસહીં પુનિ ભૂરા;
આંદી છૂટે પવન સમાંહી, આતમ વિશ્વ ભિન્ન યોં નાંહીં.
જ્યું પાવક તેં દીસત ન્યારા, દીપ મસાલજુ વિવિધ પ્રકારા;
તાંહી માંઝ હોઈ સોલીના, યોં આતમા વિશ્વ લે ચીન્હા.
જૈસે ઉપજે જલકે સંગા, ફેન બુદ બુદા ઔર તરંગા;
તાંહી માંઝ હોઈ સો લીના, યોં આત્મા વસ્તુ હૈ સોઈ.
જ્યું પૃથ્વી તેં ભાંજન ભાઈ, વિનસિ ગયેતામાંજ વિલાઈ;
યોં આત્મા તેં વિશ્વ પ્રકાશે, કહત સુનત કો દૂજા ભાસે.
જ્યું કંચન કે ભૂખન નાના, ભિન્નભિન્ન કારે નાચ બખાના;
ગારેં સર્વ એકહી હુવા, સું આત્મા વિશ્વ નહિં જૂવા.
જૈસે તંતુહિં પટ લેખાના, ઓત પ્રોત સો તંતુ સમાના;
ભેદ ભાવ કછુ ભિન્ન ન હોઈ, યોં આત્મા વિશ્વ નહિં દોઈ.
જૈસે કરી સૂતકી માલા, મનકા સૂત્ર ન હોઈ નિરાલા;
યોં આત્મા વિશ્વ નહિ ભેદા, કહત પુકારે પ્રકટજુ વેદા.
જ્યું પ્રતિમા પાહન મેં દીસે, દૂજી વસત ન વિસ્વા બીસે;
યોં આત્મા વિશ્વ નહિ ન્યારા, જ્ઞાનયોગકા વહી વિચારા.

REGISTERED No. B. 764

આદ્યતંત્રી—
સ્વ. અભેદમાર્ગપ્રવાસી,
સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૮.] (માસિક) [મે-૧૯૧૨]

## बन्धन दशा.

પ્રણયબન્ધથી પોતે સદ્ય સ્વીકારી લીધું,
દિસતું સુખદ હોશે ક્રૂર આ બન્ધખાનું !
પણ નવ કદિ ધાર્યું આ વિપર્યાસ કેરું,
અહહ ! થઈ દશા શી ઘોર ! શું હું વિચારૂં ?

ગતિ મુજ બદલાઈ સર્વથા આજ જાતી,
અરર નવ સહાતી ક્રૂર આ ઘોર શાન્તિ !
કહીં પણ ન ઉડાતું, હા ! તસુ એક ઉંચે,
હૃદય પણ ડગે છે ! શું અધઃપાત આ છે ?

હૃદય સમજ્યું'તું કે ઉડશું કેદખાને,
સમજતું વળી ત્યારે કેદ સ્વાતન્ત્ર્ય શાને ?
ગતિ સુખતર ચાહે, બન્ધથી મોક્ષ ચાહે,
મનનું હૃદય ગોળી વ્યર્થ ને મિટ આગે !

ગણતરી બધી જૂઠી ! નષ્ટ આશા થતી છે;
હૃદયબલ લગારે જાગતું છે ન આજે !
હૃદય હૃદય આજે ના રહ્યું છે જરાયે,
હૃદય ઉડી ગયું શું ! જાડ્ય વ્યાપ્યું જણાયે !

મૃતવત્ સ્થિતિમાં આ જીવવું જીવવું ના !
ક્યમ હજુ પણ લાંબુ માનવું એ ય હાવાં ?
પુનિત બલથી જે આ બન્ધનો છે સ્વીકાર્યા,
અરર નવ ત્યજાતાં ત્યાજ્ય એ હોય વા ના !

પ્રણય સફલતાની પ્રાપ્તિ તો આવતી છે,
પણ રસ કવિતાનો શુષ્કતામાં સરે છે !
વિકસતું નથી હૈયું ! સ્તબ્ધતા ભોગવે છે,
ક્ષીણ થઈ જતું જાણે સર્વ ચૈતન્ય આજે !

હૃદય જીવતું ના છે જીવતું કોણ તો છે ?
અરર ન સમજાતું કાંઈયે એ મ્હને છે !
સમજી પણ શકું છું, ચેન ના કૈં પડે છે,
અકલિત કંઈ જાણે બન્ધનો ત્રાસ દે છે !

સહવું નથી સૂજાયું દૃષ્ટિ આ કેદખાનું,
કઈ સફલ દશાનું પામવું ત્યાંજ હ્હાણું !
કદિ ક્રમથી ન તો પ્રાપ્તિથી પ્રાપ્તિ થાશે ?
રસથી રસ ફરીને ક્યાં ન ચૈતન્ય વ્હેશે !

ધરી રહી ઉર આશા બન્ધનો આમ સ્હેવાં,
લિખિત અગર હારે આશાની વઞ્ચના આ ?
સમજી નવ શકે કે આજ આ ઘોર શાન્તિ,
ચહતું હૃદય પ્રાપ્તિ આર્દ્રતાની સ્થિતિની !

મોડાસા, કુઞ્જવાસ,
૧૬–૯–૧૦.

कुञ्ज.

# रोनारां.

—x—

રોનારા શી રીત્યે હસશે !
રોતા આયુષ પુરૂ થાશે !
રક્તનીકો આંસુની વહશે !
તોયે એ રડશે !
દિવાના તો યે એ રડશે !

રોજો ! રોજો ! રોજો ! રોજો !
વ્હાલી મોરી મઝાઓ જોજો !
આંસુને દરિયે ડૂબો તો—
મોતી મેળવશો !
મા અપમોતૂ મેળવશો !

ચન્દનક્ષેત્ર—મયખાના
તા ૧૬ ઑગસ્ટ ૧૮૧૦ } **मस्तान.**

---

# दिवानाने बोध.

( ગઝલ )

(૧) મગરનુ જોર પાણીમા—
અતિ ફાવે નહીં બીજે
જગતમા એ પ્રમાણે તુ
સદા એવુ ગણી લેજે

(૨) દીવાના દોસ્ત થઈ વ્હારો—
ત્હને શુ બોધ આપુ કે—
*દીવાનો દોર રાખીને
કરે તો કાર્ય સૌ થાયે

---

* સર્વેનો ।

( ૩ ) અરે ! દિવાન થઈ જા તું,
દિવાના ઓ ! ફરી જાતું.
વહે સંકષ્ટ શિરપર તો
અમે જોતાં ન સંખાતું.

( ૪ ) અરે ! કુદરત કૃપા કરજે
દીવાના થઈ હરી લેજે,
જગતના લોક જ્યમ પૂજે
સદા એવી દયા કરજે.

( ૫ ) દીવાનાની દીવાનાઈ,
સહુ આજે હવી જાજો;
અને સદ્‌બુદ્ધિનાં કાર્યોઃ—
કરે યશ-ત્હાં મજો ગાઓ

( ૬ ) જગતના નેક કલ્યાણે,
સદાએ રાખજે દૃષ્ટિ;
કરે કર્ત્તવ્ય ઉત્સાહે—
વખાણે સર્વ આ સૃષ્ટિ.

( ૭ ) કહે કર્ત્તવ્ય કરવાની,
પ્રભુએ ના કહી છે કેઃ—
પૂછીજે બુદ્ધને જઇને:
જરા સ્થિર ચિત્ત રાખીને

( ૮ ) કહે પયગમ્બરો સાથે,
કરાવું વાત હું તુજને;
અલકની વાત આ મુલ્કે
બતાવેઃ એમ તું થાજે.

( ૯ ) દીવાના ! ઝીન્દગી ત્હારી,
જગતના નાથને સોંપી;
પછી કર્ત્તવ્ય કરવામાં
મઝા શું આવશે તુજને

( ૧૦ ) નહીં તું એક માર્ગી થા,
અનેકાનેક છે પન્થો;

ન-જો અહીં એક ફાવે તો.
ઉભો છે માર્ગ જો બીજો:

( ૧૧ ) કડુતા ઝીંદગીમાંથી,
કરી દૂર ત્હાં ભરી સુધા.
પછી આ વિશ્વના રસનો,
મીઠો પ્યાલો ભલે પીજો.

( ૧૨ ) પીતાં લ્હેઝ્ઝત મઝા આવે,
અનિર્વચનીય? હા ! એવી:
અભેદાનંદનો લ્હાવો,
સદા મળશે નહીં બાકી.

( ૧૩ ) કહી છેલ્લું વિરમે કાં—
હજુ કર્તવ્ય છે ઝાઝાં;
પ્રભુ આયુષ્ય લંબાવે,
સદા રાખે તને સુખમાં.

મકડાકર-નાગર.

---

# પ્રેમી હૃદય.

——xx——

અંગ્રેજી કવિ LONGFELLOW ના એક કાવ્યનો અનુવાદ.

( ગઝલ. )

વસે સિન્ધુઉરે મોતી, ગગન તારા તણી જ્યોતી,
પ્રભા! કિન્તુ હૃદયમાં મુજ અનુપમ પ્રેમની ત્હોતી.

ભલે વિશાળ સિન્ધુ છે, ભલે આકાશ તેથીયે;
હૃદય મારૂં પરંતુ હા! વધુ વિસ્તૃત ઉભયથી છે.

પ્રભા મુજ પ્રેમની હૃદયે અહા ! તેજસ્વી કેવી છે !
ચમકતી મોતી ને તારા થકી શતવાર કેવી તે !

અરે ! સૌંદર્યની રમણી ! અરે ! કુમારિકા નમણી !
હૃદય તખ્તે વિરાજી થા તું બેગમ બાદશાહીની.

પ્રણયભાવોની ઝાંખીથી, હૃદયનાં સંસ સ્નેહેથી,
જતાં મુજ ઉર, ગગન, સિન્ધુ પલકમાં એ સહુ પીગળી.

કલકત્તા. ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેસી.
તા. ૧૧-૮-૧૧

## ॥ उपदेशवाक्योनुं प्रावल्य. ॥

( ૫ )

બુદ્ધિ, તત્વશાસ્ત્ર અને સારીશીખામણો વચ્ચે એટલો બધો નજીકનો સંબંધ જણાય છે, કે તેમના વિભાગ પાડવાની બાબત લાભકારક હોવા કરતાં જીજ્ઞાસાની બાબત સમાન વધારે લાગેછે; માત્ર એક પ્રકારે સંકૃચિત બુદ્ધિસમાન તત્વશાસ્ત્ર છે; બીજાઓનો તેમજ આપણા, ભાવિનાં તેમજ વર્તમાનનાં માનવિઓના લાભ માટે એ બુદ્ધિશક્તિના ઉપયોગ સમાન સારી શીખામણો છે. જીવનના નિયમન વિષેની પ્રાચીનોની બુદ્ધિ શું કરવું અને ના કરવું એ વિષેનાં અમુક ઉપદેશ વાક્યો કરતાં કંઇપણ વધારે નથી; આવી સાદાઇ માનવિઓ વધારે શ્રેષ્ઠ પ્રકારનાં નિવડતાં હતાં, કારણ કે જેમ જેમ તેઓ વધારે વિદ્વાન બનતાં હતાં તેમ તેમ સારા બનવાની ઓછીને ઓછી સંભાળવાળાં બનતાં હતાં. આવા સાદા અને સ્પષ્ટ સદાચારને વર્તમાનમાં એક પ્રકારની મલિન અને ગૂંચવાડા ભરેલી વિદ્યામાં પલટાવી નાખવામાં આવ્યો છે. આપણને જીવન ગાળવાનું નહિ પરંતુ વાદ વિવાદ કરવાનું વધારે શિખવવામાં આવે છે. જ્યાં સુધી દુષ્ટતા સાદા પ્રકારની હતી ત્યાં સુધી તેના સામે નિવારણ રૂપે સાદા ઉપાયોજ પૂરતા હતા, પરંતુ હવે તો તે મૂલધાલીને ફાલી બેઠી છે એટલે હવે આપણે પ્રબલ ઉપાયો યોજવાની જરૂર છે.

### આપણામાંનાં ઉત્તમોત્તમ માનવિઓ પણ હજુએ ઠપકા અને ઉપદેશ વાક્યને લીધેજ ઉત્તમોત્તમ છે.

કેટલાંક એવા સારા સ્વભાવવાળાં માનવિઓ હોય છે કે જેઓ સાંભળતા સાથેજ સારી બાબતો સ્વીકારી લે છે, પરંતુ હજુએ તેમને ઠપકા અને ઉપદેશ વડે પ્રબલ બનાવ-

ઉપદેશ વચનમાં જણાઈ આવતી નથી; તે આપણને કાર્ય કરવાનું તેમજ વાર્તા કરવાનું અને આપણાં શબ્દો તથા કાર્યો સર્વેને એક વર્ણના બનાવવાનું શિખવે છે. જો આપણે જાતેજ વાવેલા એક વૃક્ષ ઉપરથી આપણે ઉતારેલું ફળ અત્યંત સ્વાદિષ્ટ લાગે છે તો આપણે જાતેજ યોજેલી સારી રીતભાતોની વૃદ્ધિ અને ઉન્નતિ જોઇને આપણને તેના કરતાં પણ કેટલો બધો વધારે આનંદ થવો જોઇએ ! પોતે જેવા હોઇએ તેવાજ હમેશાં બન્યા રહેવું એ માનવિમાં બુદ્ધિના એક આગળ પડતા લક્ષણ સમાન છે. તમારા જોવામાં એવા પણ પ્રસંગો આવશે કે જેઓ ખાવા પીવામાં કરકસરીઆ હોય છે અને ઘરબાર બંધાવવાની બાબતમાં ઉદાર હોય છે; પોતાની જાત માટે ઉદાર અને બીજાઓ માટે અનુદાર હોય છે; ઘરમાં કંજુસ અને બહાર ઉડાઉ હોય છે. આવા પ્રકારનો વિરોધ દુરાચારી હોય છે, અસંતોષી અને અસ્વસ્થ મનના પરિણામ રૂપ હોય છે; આથી ઉલટી રીતે દરેક બુદ્ધિશાળી માનવિ નિયમસર જીવન ગાળે છે. આપણે શું કરવું છે, એ વિષેનો આપણે ઉંડો વિચાર કરતા નથી અથવા આપણે તેવો વિચાર કરીએ છીએ તો આપણે તે પ્રમાણે વર્તતા નથી પરંતુ એક બાબતમાંથી બીજીમાં ભટકીએ છીએ; આના પરિણામ રૂપે આપણે આ બેમાંના એકને પણ બદલતા નથી એટલુંજ નહિ પરંતુ આપણે જેનાથી દૂર થયા હોઇએ ને તિરસ્કાર કર્યો હોય તેવીજ બાબતમાં પાછા આવી ભરાઇએ છીએ,—આવાં કારણોને લીધેને હેતુઓના આવા પ્રકારનો વિરોધ ઉપજી આવે છે.

## આપણાં સર્વે કાર્યોમાં તપાસ કરવા યોગ્ય ત્રણ બાબતો.

આપણાં સર્વે કાર્યોમાં પ્રથમ તો આપણે આપણા બળની તપાસ કરવી જોઇએ, પછીથી તે કાર્ય વિષેની તપાસ રાખવી જરૂરની છે અને છેલ્લે આપણે જે માનવિઓ સાથે કાર્ય કરવાનું છે તેમના વિષે વિચાર કરવાનો છે. પ્રથમ બાબત અત્યંત અગત્યની છે. કારણ કે આપણે આપણી જાતની વધારે કીમત આંકવાના વલન વાળા હોઇએ છીએ અને ખરે ખરી રીતે આપણે જેટલું કરી શકીએ એવા હોઇએ છીએ તેના કરતાં આપણે વધારે કરી શકીશું, એવી ગણત્રી કરીએ છીએ. એક માનવિવક્તા બનવાનો નિશ્ચય કરે છે અને પોતાનું સુખ ખુલતાની સાથેજ બહાર નીકળી પડે છે; બીજુ માનવિ વળી પોતાની સમૃદ્ધિની અથવા પોતાના દેહની હદપારની કીમત આંકતું હોય છે; વળી બીજા કેટલાક કચેરીનાં કામ માટે ઘણા કડક અને આજ્ઞામાં રાખનાર જણાઇ આવે છે; ક્રોધથી અનેક લોક નાસભાગ કરવાના વલણવાળા બની જાય છે; અરે એટલુંજ નહિ પરંતુ ગમ્મત ખાતર જો તેમના ઉપર કંઈ સખ્ત પ્રહાર કરવામાં આવે છે તો તેઓ મશ્કરી સહન કરવા કરતાં તેઓ મસ્તક ગૂમાવવાનું વધારે પસંદ કરનારા હોય છે. આવા લોકોએ દુનિયામાં ધાંધલીઆ બનવા કરતાં શાંતિમાં વસવું એજ વધારે ઉત્તમ છે. જે સ્વાભવિક રીતે ચીઢીઓ અને અધીરો હોય તેણે સર્વે પ્રકારની ઉશ્કેરણીઓનો ત્યાગ કરવો જોઇએ, આવી બાબતોને વધારીને બીજીને ખેંચી લાવે એવી બાબતોને પણ દૂર રાખવી જોઇએ; જેમાંથી પાછા ના હઠી શકાય એવી બાબતોથી પણ દૂર વસવું જોઇએ. જ્યારે આપણે આનંદથી બહાર આવી શકીએ અને આપણી બાબતોને સારી રીતે વ્યવસ્થામાં લાવવાની આશા રાખી શકીએ ત્યારે એટલું પણ સારી રીતે પૂરતું છે. આપણાથી ના પહોંચી શકાય એવા કંઈ

પણ મારે આપણે લોભ રાખવાની જરૂર નથી, પરંતુ આપણે આશા ભરી બાબતોથી સંતોષી થવાની આવશ્યકતા છે અને આમ પણ અન્યના લાભોના દ્વેષ વિના થવું જોઇએ; કારણ કે એક ખડબચડા સીધા ખડક ઉપર મહત્તાનું સ્થાન છે અને એક સપાટી ઉપર વસવાનું કાર્ય અત્યંત સુરક્ષિત અને શાંતિ ભર્યું હોય છે. ધીમે ધીમે નીચે આવવાનું નથી પરંતુ ઉંધે મસ્તકે ગબડવાનું હોય છે એટલું જાણનારાં કેટલાં બધાં મહાન્ માનવિઓને માત્ર આવશ્યકતા ઉપરજ પોતાનું સ્થાન ધીમે ધીમે જાળવી રાખવું પડે છે? ભા...ઓ તાળીઓ ઉત્સુક બનાવે એવા સદાચારો અને ચિંતવનો વડે આવાં માનવિઓએ ખરાં પોરસણાંમાં સામે પોતાનો બચાવ કરવો જોઇએ. આપણી તૃષ્ણાઓને હદમાં રાખવી અને જે આપણે પોતાની સત્તામાં રાખી શકીએ એવું હોય તેવા કંઇને પણ ભાગ્ય દેવિની સત્તામાં ના રહેવા દેવું, એજ ખાત્રીભર્યો ઉપાય છે. વળી આવા માર્ગ આપણને સંપૂર્ણ પ્રકારે શાંત બનાવશે નહિ, પરંતુ તે આપણને ખરાબમાં ખરાબ રીતે પણ આપણાં દુઃખોનો અંતનો દર્શાવશેજ.

### આશાભર્યું અને પ્રમાણિક નાં હોય તેવા કશાની માગણી ના કરો.

જે ...યાભર્યું અને પ્રમાણિક હોય તેનીજ આપણે માગણી કરીએ છીએ, એ ... વાની એક મુખ્ય બાબત છે, કારણ કે વિજય ના મેળવવો અથવા વિજયથી ઉભયે સમાન રીતે હરકતકારક થઇ પડશે. તેટલા માટે આપણે આપણા હૃદયે ખરાબ વિચાર પોષતા નથી કે જેથી આપણે શુદ્ધ હસ્તે પ્રભુની પ્રાર્થના કરી શકે બીજને ખોઇ બેસે એવું કંઈ પણ આપણે માગવાની જરૂર નથી. એટલી વાતન. ...પણે ખાત્રી કરી લેવાની ...રૂર છે. આપણે વિશુદ્ધ મન બનવા માટે પ્રાર્થના કરવી જોઇએ, આવી ઇચ્છા કોઇ માનવિને નુકશાનકારક નિવડતી નથી. હું એટલું હમેશાં સ્મરણમાં રાખીશ, કે હું એક માનવિ છું, અને જો હું સુખી હોઉં તો તે હમેશાં તેમ રહેવાનું નથી એટલી વાતનો પછીથી વિચાર કરીશ. જો હું દુઃખી હોઉં ને મારી ઇચ્છા હોય તો હું સુખી પણ થઈ શકું. હું મારૂં જીવનવહન મારા હાથમાંજ રાખીશ અને જ્યારે તેને જવાનો વખત આવશે ત્યારે એકદમ આપી દઇશ. હું મારી જાતનો ગુલામ ના બની જાઉં એ બાબતની સંભાળ રાખીશ, કારણ કે તેજ સર્વે ગુલામગીરીઓ કરતાં વધારે સમય ટકવાવાળી, શરમ ભરેલું અને ભારે છે. આવું કાર્ય નિયમસર તૃષ્ણાઓવડે થઈ શકે છે. હું મારી જાતને પૂછું, કે હું શા માટે માથાકૂટ કરૂંછું, પરસેવો વાળુંછું અને ઉત્સુક બનું છું?"—મારે તો ઘણા થોડાનીજ જરૂર છે, અને મારે કશાની જરૂર ના પડે એવો સમય આવવાને બહુવાર લાગશે નહિં. જેને પોતાના મનની દૃઢતાની કસોટી કરવાની ઇચ્છા હોય તેણે પોતાના સદ્‌ગુણોના આચાર માટે અમુક અમુક દિનો ખાસ જુદા કાઢવા જોઇએ. તેણે જાતે અપવાસ, જાડાં લુગડાં અનેક દિન ભૂમિવાસના સહવાસ વડે તપસ આચરવું જોઇએ અને પછીથી પોતાની જાતને પૂછવું જોઇએ, કે શું આવી બાબતો માટે જ હું બયવાળો બનતો હતો? સુરક્ષિત દશામાં એક માનવિએ આ પ્રમાણે સંકટો માટે પણ તૈયારી કરી રાખવી જોઇએ અને સમૃદ્ધિના સમયમાં તંગીનું શિક્ષણ લઇને તૈયાર થવું જોઇએ. જો તમને માથે આવી પડે ત્યારે દૃઢ રહે એવું એકાદ માનવિ મળી આવેતો તેને તે માટે આગળથીજ તૈયાર બનાવો. યોદ્ધો શાંતિમાં પણ પોતાનું કાર્ય કરે છે કે જેથી તે યુદ્ધના પ્રસંગમાં પણ બરો-

બર તૈયાર બની રહે. તેને એકવાર સહન કરવું એ તેને હમેશાં સહન કરવા સમાન છે અને દરરોજ હજારો સેવકો અને ગરિબ લોકો તેમનાં જીવનોમાં દરરોજ જે કરે છે તેના કરતાં તેમાં કંઈપણ વધારેનો સમાવેશ થતો નથી. જેને સુખી જીવન ગાળવાની ઇચ્છા હોયતેણે સારા ભાગ્યનો વિશ્વાસ ના કરવો જોઇએ તેમજ ખરાબ ભાવિને આધિન ના બનવું જોઇએ. સર્વે પ્રકારના હુમલાઓ સામે તેણે હમેશાં સાવધ રહેવું જોઇએ; બીજા લોકો ઉપર કોઈ પ્રકારનો આધાર રાખ્યા વિના તેણે પોતાની જાતનેજ વળગી રહેવું જોઇએ.

## શીખામણ આપવાની વિધિ.

શીખામણ લેવા કરતાં આપવાની બાબત વધારે સહેલી છે; એક ચિડિયા માનવિ માટે અન્યનો તિરસ્કાર કરવો એક સામાન્ય બાબત સમાન છે. કોઇ કોઈવાર આપણે શીખામણ આપવામાં ઉત્સુક બની જઇએ પરંતુ આપણે કઠોર અથવા કંટાળો આપીએ એવા ના બનવું જોઇએ. નમ્રતા ભર્યા અને અસરકારક થોડાક શબ્દોજ ઉત્તમ નિવડે છે; ખરૂં દુઃખ એકન લેડે કે બુદ્ધિશાળી માનવીઓને શીખામણની જરૂર નથી અને મૂર્ખાઓ તેને ગ્રહણ સ્વિકાર કરે... એટલું ખરૂં છે, કે એક સારો માનવિ તેમાં આનંદ લેછે અને ઠપકા પ્રત્યે હેતુઓનો આરોપ... એ ક્રૌર્ય અને દુષ્ટપ્રકૃતિના એક લક્ષણ સમાન છે. એક મિત્ર સાથે ...મશાં ખુલ્લી અને સાદી રીતેજ વર્તિશ અને શ્રદ્ધા અને વિશ્વાસમાં ખામી જણાવા ...ત્યમાં હું ખુશીથી હાની ખમી લઇશ. એવાં કેટલાંક ઉપદેશ વચનો છે કે જે પૈસાદાર અને ગરિબ ઉભયેને સમાન ઉપયોગનાં છે પરંતુ તે ઘણાંજ સામાન્ય છે; જેમકે લોભને દૂર કરો અને તમારૂં કાર્ય પાર પડશે. વિત્તની ઇચ્છા ના કરવી એ એક બાબત છે અને તેનો ઉપયોગ કરવાની સમજણ ના હોવી એ અન્ય બાબત છે. પુરૂષોની પસંદગી કરવામાં પણ આપણે આમને આમ વર્તવાનું છે. તેઓ આપણા ધાર્યા પ્રમાણે ઉતરે એટલું તપાસવાનું છે જો કોઈ એકાદ ચતુર મશ્કરાને ... શીખામણ આપે છે તેણે દરેક બાબત મશ્કરીમાં પલટાઈ ગયેલી જોવાને તૈયાર ... જોઇએ. તત્ત્વવેત્તાઓ પણ બીજા લોકોના જેટલાજ દુનિયા માટેના પ્રેમવાળા હોવાથી તેમને ઠપકો આપનારને ઉત્તરમાં કહેવાનું, કે અમે બધાએ માંદાછીએ એટલું કબુલ... છું અને માંદા માણસો માટે વૈદ્યનો વેષ ભજવવો કામ લાગતો નથી; છતાં એ એકાદ ...વિ માટે એક દવાશાળામાં તે સ્થળની સામાન્ય દશા અને હવામાન વિષે વાતચીત ચલાવવી એ યોગ્ય છે. એક ગાંડા માનવિને બોલતાં, ચાલતાં અને વર્તતાં શિખવવાનો ઢોંગ કરનાર માનવિએ ઉભયેના કરતાં શું વધારે ગાંડો નથી! કર્ણધારને આજ્ઞા આપનાર તેની પાસે સુકાનને ચલાવરાવે છે, હલેસાંને આમ તેમ ફેરવાવે છે અને આ અથવા તે રીતે થોડા પવનનો પણ એજ લાભ લે છે. આપણે શીખામણો આપવામાં આ પ્રમાણેજ વર્તવાનું છે. આરોગ્યમાં અથવા દારિદ્રયમાં અમુક માણસે શું કરવું એ મને કહેશો નહિ, પરંતુ આરોગ્ય અથવા પૈસાવાળા બનવાનો માર્ગ મને બતાવજો. મને મારા દુર્ગુણો ઉપર જય મેળવતાં શિખવજો, કારણ કે હું જ્યાં સુધી તેમના આધિનમાં હોઉં ત્યાં સુધી હું તેમનાથી શુદ્ધ બનું ત્યારે મારે શું કરવું જોઇએ, એ મને સમજાવવું જરાપણ કામનું નથી. થોડાક ઓછા અનેલા લોભના, નિયમમાં રાખેલા મોજ શોખના, નિયમિત સાહસના અને આળસુ સ્વભાવને પ્રવૃત્તિપરાયણ બનાવવાના સંબંધમાં

## મંત્રયોગ.

પરમાત્મા અથવા અન્ય પવિત્ર ભાવનાને માટે જે શબ્દ ચિન્હ સદ્દગુરૂદ્વારા જણાવવામાં આવ્યું હોય, તે શબ્દના નામના સ્મરણ માત્રથી જ ચિત્તની વૃત્તિનો નિરોધ કરવો તેને મંત્રયોગ કહે છે. શ્રી યોગબીજમાં શ્રી ઇશ્વરે કહ્યું છે કે;

" हकारेणबहिर्याति सकारेण विशेत्पुनः ।
हंसहंसेति मंत्रोऽयं जीवो जपति सर्वदा ॥
गुरुवाक्यात्सुषुम्णायां विपरीतो भवेज्जपः ।
सोहं सोहमितिप्राप्तो मंत्रयोगः सउच्यते ॥

અર્થઃ—શ્વાસ હકારથી બહાર આવે છે, અને સકારથી પુનઃ પ્રવેશ કરે છે. ' હંસ ' ' હંસ ' એવી રીતનો મંત્ર આ જીવ સર્વદા જપે છે. શ્રી ગુરૂવાક્યથી સુષુમ્ણામાં ' હંસ ' ' હંસ ' થી ઉલટો ' સોહં ' ' સોહં ' એવી રીતને પ્રાપ્ત થયેલો જપ થાય છે, તેને મંત્રયોગ કહે છે—

## લક્ષયોગ.

જે જે પરમાત્મપદને પ્રાપ્ત થવાનો ઉપદેશ અંતઃકરણમાં ગ્રહણ કરેલા હોય તેને તેને અનુસાર વર્તન રાખવું, તથા તેમાં રહેલી સત્યતા અને અસત્યતાની તુલના કરવી તે લક્ષયોગ કહેવાય છે. મહાત્મા સુંદરદાસજી તે વિષે સ્વાનુભવપૂર્વક કહેછે કેઃ-

### ચોપાઇછંદ.

લક્ષયોગ હૈ સુગમ ઉપાઈ, મન ગુરૂ બિના ન જાન્યો જાઈ;
રોગ ન હોઈ આયુ બહુ બાઢૈ, લક્ષયોગ કોઈ સાધે..

પ્રથમ હી અધોલક્ષ કોં જાનૈ, નાસા અગ્રદૃષ્ટિ થિર આનૈ;
યા તૈં મન પવના થિર હોઈ, અધોલક્ષ જો સાધૈ કોઈ.

અપર લક્ષ કરૈં ઇહિ ભાંતિ, દૃષ્ટાકાશ રહે દિન રાતી;
વિવિધ પ્રકાર હોઇ ઉજીયારા, ગોપ્ય પદારથ દીસહીં સારા.

મધ્ય લક્ષ મન મધ્ય વિચારૈ, વપુ પ્રમાન કોઈ રૂપ નિહારૈ;
યા તૈં આત્મિક ઉપજૈ આઈ, મધ્ય લક્ષ જો સોધૈ ભાઈ.

બાહ્યલક્ષ ઔર પુનિ જાન હુ, પચતત્વકા લક્ષસુકોના હુ;
અગ્ર નાસિકા અગુલચારિ, નીલ વરણ નભ દેખી વિચારી.

નાસાઅગ્ર અંગુલ છહદેખૈ, ધૂમહિ વરણ વાયુ તત્વ પેખૈ,
અંગુલ અષ્ટનાસિકા આગે, રક્ત વરણ સુવન્હિ તત્વ જાગે.

દાર્થોને પોતાના સમાન જીવ રૂપ જ સમજી તેનાપર થતા મોહનો ત્યાગ કરવો. તથા પરમાત્મા પાસે અયોગ્ય સ્વાર્થપરાયણ યાચના ન કરવી તે અદ્વૈત યોગ કહેવાય છે.

## ભક્તિ યોગ.

પ્રેમલક્ષણી ભક્તિથી ઇશ્વર સ્વરૂપમાં તન્મયતા રાખવી તેને ભક્તિયોગ કહેછે.

## સન્યાસ યોગ.

જેનાવડે આ ભાવનાત્મક જગત્ દ્રશ્યમાન થાયછે તે સંકલ્પોનો સન્યાસ કરવો, અને પ્રારબ્ધથી પ્રાપ્ત થતા કર્મ માત્રમાં ફલની આશા ન રાખી તે કરવાનાં છે માટે જ કરવાં એવી વૃત્તિથી રહે ત્યારે સન્યાસયોગ કહેવાય છે.

## ઉત્પત્તિ યોગ.

પૂર્વે જન્માંતરમાં કરેલા અનુષ્ઠાન વડે જન્મતાં જ જે યોગી હોયછે; જેમકે વ્યાસાદિક મુનિયો જન્મથીજ યોગી થયેલા છે, તે ઉત્પત્તિ કહેવાય છે.

## ઔષધિ યોગ.

પ્રયત્ન વડે સિદ્ધ કરેલી પારદાદિક દિવ્ય ઔષધીયોનું સેવન કરવાથી યોગ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, તેને ઔષધિયોગ કહે છે.

## હઠ યોગ.

સિદ્ધ સિદ્ધાંત પદ્ધતિ નામના ગ્રંથમાં યોગેશ્વર ગોરક્ષનાથ કહે છે કે,

હકાર એટલે સૂર્ય અને ઠકાર એટલે ચંદ્ર એ બંનેનો સમાગમ કે એકતા થવાથી હઠયોગ કહેવાય છે

" हकारः कीर्तितः सूर्यकाष्ठरश्चंद्र उच्यते ।
सूर्यचंद्रमसोयोगात् हठयोगो निगद्यते ॥ "

યોગી વિષ્ણુબાવા કહે છે કે,

આપણું મન તથા અંતઃકરણ વાસના રહિત થઈ, અહંપણું ધરનારા જ્ઞાન પહેલાના સ્વકીય નિરાકાર સ્વસ્વરૂપના વિચારની તરફ હરકત વગર લાગવું, તેથી મલમુત્રનો ત્યાગ કરી ટાઢ ઘણી હોય, તો પણ તે વખતે હઠથી, ટાઢનો ભય ન રાખતાં સીતોદકે સ્નાન કરવું, અને અહંપણું ધરનારા જ્ઞાન પહેલાના સ્વકીય નિરાકાર સ્વસ્વરૂપનો વિયોગ જીવાત્મામાંથી દૂર થાય, એ વિચારમાં નિદ્રાને, વૃત્તિની બહાર, હઠથી નસાડીને બેસવું, એને હઠયોગ કહે છે.

મહાત્મા સુંદરદાસજી કહે છે કે;

અબહિ કહું હઠયોગ સુનાઈ, આદિનાથ કે વંદો પાઈ,
રવી શશી દોઉ એક મિલાવૈ, યાહિતૈં હઠયોગ કહાવૈ;
પ્રથમ સુધર્મ દેશ કહુતાકે, બસો રાજ કછુ દખલ ન જાકે,
તાં જાઈ કે મઠિકા કરઈ, અલ્પદ્વાર અરૂ છિદ્ર સુભરરઈ.

લિપતિ કરે યહું વાર સુગંધા, કૂપ સહિત મઠ દઈ વિધી બંધા,
તા મહિં પૈઠિ કરૈ અભ્યાસા, સદ્ગતિ હઠ કરિ છતેસાસા;
શ્રમન કરે બકવાદ ન માંડે, હોઇ અસંગહી ગોષ્ઠ છાંડે,
અતિ ઉત્સાહ મનમાંહિં કરઈ, નિશ્ચય રાખિ ધૈર્ય પુનિધરઈ.

હઠ કરી આસન સાધૈ ભાઇ, હઠ કરી નિંદા ન જોતો જાઇ,
હઠહી કરી અહાર ઘટાવૈ, ખાટો ખારો કટુ ન ખાવૈ;
હઠ કરિ તીક્ષણુ કટુક સુત્યાગૈ, સિરસું તિલમદમાંસ ન માગૈ,
હરિત સાક કબહું નહિ ખાઇ, હિંગુલ્હસુન સબ દેઇ બહાઇ.

દેહ કષ્ટ પુનિ કરૈ નસોઇ, પ્રાત સનાન ઉપાસન કોઇ.
ગોંહુ સાલિસુ કરૈ અહારા, સાઠી ચાંવર અધિક પિયારા;
ખીર ખાંડ ઘૃત મધુ પુનિ સાનિ, સુઠિ પટોલ નિર્મલ અતિ પાની,
યહ ભોજન સુકરે હઠયોગી, દિન દિન કાયા હોઇ નિરોગી.

પટ્ કર્મન કરિ દેહ પ્રછાલૈ, નાડી સુદ્ધ હોઇ મલ ટાલૈ,
વિધિ કરિ કરે ક્રિયા હે જેતિ, ધોતિ બસ્તિ અરૂપુનિ નેતિ;
ત્રાટક નિરખૈ નૌલી ફેરૈ, કપાલભાથિ જાકે દેરૈ,
યે પટ કર્મ સિદ્ધિ કે વાતા, દન તેં સૂક્ષ્મ હોઇ સુગાતા.

આંમ પિત્ત કફ રહૈ ન કોઇ, નખ સિખલોં વપુ નિર્મલ હોઇ,
સદા બ્યાસ તેં હોઇ સ્વછંદા. દિન દિન પ્રગટે અતિ આનંદા.

દોહા.

યા હઠયોગ પ્રભાવ તેં, પ્રગટ હોઇ આનંદ,
થિરરૈ તીન હું લોક મૈં, જ્યો લમ સૂરજ ચંદ.

જડ ચેતનની ગ્રંથિ છૂટી જાય અને પરમાત્મપદની પ્રાપ્તિ થાય તે હઠયોગની સિદ્ધિનું ફલ છે. માટે યોગ શાસ્ત્રમાં તેની સાધના પ્રથમ કરવાનું કહેલ છે. તે બાબત સ્વામિ વિદ્યારણ્ય પંચદશીના ધ્યાન દીપમાં કહે છે કે:

' बहु व्याकुल चित्तानां विचारात्तत्व धीर्नहि ।
योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥

ઘણા આકુળ વ્યાકુળ ચિત્તવાળા પુરૂષોને વિચાર કરવાથી તત્વબોધ થતો નથી. માટે યોગ મુખ્ય સાધન છે. તેનાથી બુદ્ધિનો ગર્વ નષ્ટ થાયછે. એટલે બુદ્ધિ નિર્મળ થતાં બ્રહ્મનો ઉપદેશ સુલભ થાય છે.

### રાજયોગ.

ચીત્તમાં રહેલી અનાત્માકાર વૃત્તિયોનો નિરોધ કરવો તેને રાજયોગ કહે છે. રાજયોગના બે પ્રકાર છે. સંપ્રજ્ઞાત, અસંપ્રજ્ઞાતઃ ચિત્તની એકાગ્ર અવસ્થામાં જે યોગ થાયછે, તેનેસંપ્રજ્ઞાત યોગ કહે છે; અને ચિત્તની નિરૂદ્ધાવસ્થામાં જે યોગ થાય છે, તેને અસંપ્રજ્ઞાત યોગ કહે છે. સંપ્રજ્ઞાત યોગમાં શબ્દાદિ બહારના વિષયોનો નિરોધ થાય છે, જેથી તેને રાજયોગ કહે છે, પણ રાજયોગ શબ્દનો મુખ્ય અર્થ તો અસંપ્રજ્ઞાત યોગ જ છે.

રાજયોગમાં જે પુરૂષ સારી રીતે આરૂઢ થાય છે, તે મૃત્યુનું અતિક્રમણ કરી શકે છે. હઠલય એ બંને યોગથી ઉચ્ચ રાજયોગ જ છે. આ રાજયોગ સંસાર સમુદ્રને તારનાર છે, માટે તેને તારક રાજયોગ કહે છે; તેના પૂર્વ અને ઉત્તર એવા બે વિભાગ છે. તેમાં પૂર્વતે તારક અને ઉત્તર તેને રાજયોગ કહે છે, રાજયોગમાં મનનો તદન નાશ થાય છે, જેથી તેને અમનસ્ક યોગ પણ કહે છે.

ઉપર જણાવેલા સર્વ યોગોમાં રાજયોગ રાજા રૂપ છે; અને તે વિષે અમનસ્ક ખંડમાં કહ્યું છે કે;

' राजत्वात्सर्व योगानां राजयोग इतिस्मृतः ॥
राजंतंदीप्यमानंतं परमात्मानमव्ययम् ।
प्रापयेद्देहिनां वस्तुराजयोगःसकीर्तितः ॥ '

ભાવાર્થઃ—હઠયોગ વિગેરે સર્વ યોગોમાં શ્રેષ્ટ હોવાથી આને રાજયોગ કહેવામાં આવે છે, તથા સાધક પુરૂષોને સ્વંય પ્રકાશ અને અવિનાશી પરમાત્માની પ્રાપ્તિ કરાવે છે, માટે પણ તેને રાજયોગ કહેવામાં આવે છે.

મહાત્મા સુંદરદાસજી રાજયોગ વિષે કહે છે કેઃ

ચોપાઈ છંદ.

રાજયોગકા કઠિન વિચારા, સમઝે બિના ન લાગે પારા,
રાજયોગ સબ ઉપર છાજે, જો સાધે સો આધક વિરાજે;
રાજયોગ કીના શિવરાઈ, ગૌરી સંગ અનંગ ન જાઈ,
ગૃત નહિ ઠરે અગ્નિ કે પાસા, રાજયોગકા બડા તમાસા.

ટલે યોગ થાય છે. આ યોગને જ્ઞાનયોગ અથવા રાજયોગ કહેછે. આ રાજયોગ આત્મજ્ઞાની ઓને થયો, એટલે તેઓને પાપ પૂણ્ય, સુખ દુઃખ તથા વારંવાર જન્મમરણ વિગેરે કાંઈ જ ભોગવવું રહેતું નથી. ”

હઠયોગ તથા રાજયોગ એ બંને સર્વ યોગોમાં મુખ્ય ગણાય છે, તેનાં અંગોનું વર્ણન પૃથક આપવાનું હોવાથી, અને અત્રવિષયાંતર હોવાથી આપવામાં આવ્યું નથી.

યોગ વિષે મહાત્મા નિર્વિકલ્પ યોગીના વિચારો ઉપયોગી હોવાથી અત્ર આપવામાં આવે છે. તે નીચે પ્રમાણેઃ—

“ બે વસ્તુનું એકઠા થવાપણું તે યોગ કહેવાય છે તેના બે પ્રકાર છે ૧ બહિર યોગ, ૨ અંતર્ યોગ.

બહિર યોગના નીચે પ્રમાણે ચાર દરજ્જા છેઃ—

(૧) અનંત રૂપ જગત્ તેનું જોડાણ પંચતત્ત્વમાં છે. કેમકે સઘળાંરૂપો પંચતત્ત્વનાં બનેલાં છે.

(૨) પંચતત્ત્વો–તેનો સંબંધ સંકલ્પ સાથે છે; કેમકે પાંચ તત્ત્વોનું કારણ સંકલ્પ જ છે. માટે પાંચ તત્ત્વોએ સંકલ્પની પાંચ શક્તિઓ કહી શકાય, કેમકે સુષુપ્તિ અવસ્થામાં તત્ત્વોનું જ્ઞાન લેશ પણ હોતું નથી, પણ જ્યારે જાગ્રત અવસ્થામાં સંકલ્પ સ્ફુરે છે; ત્યારે જ તે દ્વારાએ પંચતત્ત્વનું જ્ઞાન થાય છે.

(૩) સંકલ્પ–તેનો હેતુ અહંકાર છે; કારણ કે પ્રથમ અહંકાર ઉદય પામે છે, ને તે પછી જ સંકલ્પ સ્ફુરે છે. જેમકે વ્યવહારી લોકોના વ્યવહારસંકલ્પોનો તેમની સુષુપ્તિ અવસ્થામાં લય થાય છે, પણ જાગ્રત સ્થિતિમાં આવતાં જે જે પ્રકારના વ્યવહારમાં– તેમનો અહંકાર હોય તે તે પ્રકારનો તેમને સંકલ્પ ઉઠે છે.

(૪) અહંકાર–તેનો સંબંધ માયિક આનંદ સાથે છે, કેમકે માયિક આનંદ, આ અહંકારનું કારણ છે. કાંઈ પણ આનંદના હેતુ વિના અહંકાર ઉદ્ભવ પામતો નથી. એ કિંચિત્ માત્ર આનંદ, માયાની સ્થિતિ–હાલતમાં છે, તેથી તેનું જ્ઞાન પણ માયિક છે. માટે માયામાં રહેલાં જ્ઞાન, આનંદ અને સ્થિતિ તે માયા માત્ર–જુઠા દેખાવ માત્ર છે.

અંતર યોગના નીચે પ્રમાણે ચાર દરજ્જા છેઃ—

(૧) માયાની શક્તિ—તેનો સંબંધ–યોગ અચળ શક્તિ સાથે છે.

(૨) અચળ શક્તિ—તેનો સંબંધ શુદ્ધ જ્ઞાન સાથે છે.

(૩) શુદ્ધ જ્ઞાન—તેનો સંબંધ શુદ્ધ આનંદ સાથે છે.

(૪) શુદ્ધ આનંદ—તેનો સંબંધ પૂર્ણતા સાથે છે. ”

આ પ્રકારે યોગના ઘણા ભેદો છે; તેનું સંપૂર્ણ વિવેચન લખતાં મોટા ગ્રંથો ભરાય તેમ છે; અત્રતો તે વિષયાંતર હોવાથી તેના વિષે જાણવા લાયક સંક્ષિપ્ત હકીકત લખવા તથા સંગ્રહ કરવામાં આવી છે.

શ્યામચંદ ગોરધનદાસ

# जर्मनीना आधुनीक विद्यार्थीओनुं जोवन.

યુરોપમાં આજકાલ સહુથી અધિક વિદ્વાન જર્મનીવાળા ગણાય છે. ગૂઢ વિચાર, ગંભીર વિષય, દર્શનશાસ્ત્ર અને વિજ્ઞાનમાં જર્મની યુરોપના સર્વ દેશોથી વધી જાય છે. દર્શનશાસ્ત્ર તો જર્મનીનુંજ. આધુનિક સમયમાં સહુથી મોટા દાર્શનીકો જર્મનીમાંજ જન્મ્યા છે. ત્યાંના લોકોની વિચારપદ્ધતિ ભારતવર્ષની વિચાર શૈલીજોડે અનેક રીતે મળતી આવે છે, તેઓના તત્વજ્ઞાનમાં આપણા દર્શનોની છાયા સ્પષ્ટ દેખાય છે. જર્મનીના વિદ્વાનો સંસ્કૃતના અત્યંત પ્રેમી છે. તે લોકો સંસ્કૃત શીખવાનો ઘણો પ્રયત્ન કરે છે. તેઓએ સંસ્કૃત સાહિત્યને ખૂબ ઉકેલ્યું છે. મેક્ષમુલરે તો પોતાનું આખું જીવન સંસ્કૃત ભાષાનું અધ્યયન અને તેના ગ્રંથોનો અનુવાદ કરવામાં ગાળ્યું છે. આ માટે સમસ્ત સંસાર તેનો ઋણી છે. આ બધી વિદ્વતા અને વિદ્યોન્નતિનું કારણ ત્યાંનું વિચાર સ્વાતંત્ર્ય અને ત્યાંની શિક્ષા પદ્ધતિ છે. પ્રારંભિક તથા ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત કરવાના સમયે જર્મનીમાં સાધારણ વિદ્યાર્થીઓનું જીવન કેવી રીતે વ્યતિત થાય છે અર્થાત્ ત્યાંના વિદ્યાર્થીઓ આટલા બધા પૌરૂષપૂર્ણ અને આટલા વિદ્વાન તથા વિચારશીલ શી રીતે થાય છે તે આલેખવાનો પ્રયત્ન આ લઘુ લેખમાં કરવામાં આવશે.

જર્મનીના વિદ્યાર્થીઓનું જીવન બે ભાગોમાં વહેંચાયેલું છેઃ—સ્કૂલ અને કોલેજ. આ બે શિક્ષા પ્રદાન કરવાવાળી સંસ્થાઓમાં જર્મનીમાં એટલો ભેદ છે કે જેટલો અન્ય દેશોમાં નહીં હોય. આ ભેદનું અનુમાન પણ આપણે બરાબર રીતે કરી શકીએ નહીં. સ્કૂલની શિક્ષાનો મુખ્ય ઉદ્દેશ છાત્રોની બુદ્ધિ વધારવાનો તથા તેઓને માનસિક તથા શારીરિક શિક્ષા પ્રદાન કરવાનો છે. આ અવસ્થામાં વિદ્યાર્થી પોતાની પાઠશાળાનું જીવન છે. તેનાપર પણી નજર રાખવામાં આવે છે. તેને સ્વેચ્છાપૂર્વક શહેરમાં ફરવાની સ્વાધીનતા હોતી નથી, તેમજ તે પોતાની મરજીમાં આવે તે પુસ્તકો વાંચી શકતો નથી. તેના ચરિત્રગઠન, શારીરિક પુષ્ટતા અને બુદ્ધિવિકાસ તરફ શિક્ષકો ખૂબ ધ્યાન રાખે છે. નિશાળની છેલ્લી પરિક્ષામાંથી ઉત્તીર્ણ થતાંજ વિદ્યાર્થી જાણે એક નૂતનજીવનમાં પ્રવેશ કરતો હોય એમ જણાય છે. મા-બાપનું આ સમયે તેનાપર જોર હોતું નથી. તેમજ અધ્યાપકના પરામર્શની તેને આવશ્યકતા હોતી નથી. જર્મની રાજ્યના ગમે તે વિશ્વવિદ્યાલયમાં તે દાખલ થઇ શકે છે. પ્રતિ વર્ષ લગભગ ચારસો રૂપીઆ વિશ્વવિદ્યાલયને આપવા પડે છે. પુસ્તકોની બહુજ થોડી કિંમત પડે છે. તેની મરજી પડે તે કોર્સ તે લઇ શકે છે. કોલેજમાં નામ દાખલ કરાવ્યા પછી તેની મરજી પડે તો તે કોલેજમાં જાય, મરજી પડે તો ન જાય. આખું વર્ષ અનેક વિશ્વવિદ્યાલયો અને કોલેજોમાં અધ્યયન માટે તે સ્વેચ્છાપૂર્વક જઈ શકે છે. એમ નહીં કે એક કોલેજનો વિદ્યાર્થી 'સર્ટીફીકેટ' મેળવી બીજી કોલેજમાં જઇ ન શકે. ભિન્ન ભિન્ન અધ્યાપકોના વિચાર, વિદ્વત્તા અને વિદ્યા ભંડારથી તે વિદ્યાર્થી અનેક પ્રકારના લાભો મેળવી શકે તે માટેજ તેને આવી છુટ આપવામાં આવેલી હોય છે. આ વિષયમાં ત્યાંના શિક્ષા વિભાગના કર્મચારીઓ અટકાવ નથી કરતા. પણ આખા વર્ષમાં અનેક કોલેજ બદલવા માટે

વિદ્યાર્થીઓને ઉત્તેજીત કરે છે. ત્યાં ઇગ્લાંડની પેઠે વિદ્યાર્થીઓને રહેવા માટે કોઈ ખાસ મકાન, બોર્ડીંગ હાઉસ ઇત્યાદિ હોતાં નથી પ્રત્યેક વિદ્યાર્થી પોતાનાં રહેવાનો પ્રબન્ધ સ્વયં કરે છે. તેઓ ભાડાના મકાનમાં રહે છે. પ્રત્યેક વિદ્યાર્થીના ખાવા પીવાના ખર્ચના પ્રતિ વર્ષે સાધારણતઃ ૫૦૦ રૂપીઆ પડે છે. વિદ્યાર્થીઓની પોતાની કલબો ( સમિતિઓ ) હોય છે. પહેલાં વિદ્યાર્થીઓની આ મંડળીઓનો ઉદ્દેશ રાજકીય રહેતો હતો. ત્યાં તેઓ પોતાની સમિતિઓમાં એકઠા થઇ રાજકીય વિષય અને પોતાના દેશની સ્થિતિપર વિચાર કરતા હતા. કિન્તુ હવે તે દેશમાં 'રામ રાજ્ય' થઈ જવાથી તેઓ આ સમિતિઓમાં મનોરંજન અને લડાઈના Duel ( દ્વંદ્વયુદ્ધ ) સરખા ખેલો ઇત્યાદિની ચર્ચા કરે છે અને પરસ્પરના સમાગમથી લાભ મેળવે છે. કોલેજમાં ઉચ્ચ અને નીચ, ધનીક અને દરિદ્રી સમાન લેખાય છે.

ગત વર્ષમાં જર્મનીમાં વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓની સંખ્યા ૫૭૦૦૦ હતી તેમાં ૨૫૦૦ સ્ત્રીઓ હતી. ચાલીશ વર્ષ પહેલાં ત્યાં વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર ૧૩૦૦૦ હતી. ગત વર્ષ બર્લીનના વિશ્વવિદ્યાલયમાં ૮૪૨૫ પુરૂષ અને ૭૭૭ સ્ત્રીઓ ભણતી હતી. સ્ત્રીઓમાં ૬૧૩ દર્શનશાસ્ત્ર ૧૫૨ વૈદ્યવિદ્યા, ૧૦ કાયદા, અને ૨ અધ્યાત્મવિદ્યા ભણતી હતી. જર્મનીની જન-સંખ્યા ૬૫૦૦૦૦૦૦ છે અને તેનું ક્ષેત્રફળ ૨૦૫૦૦૦ માઇલ છે. આ નાનકડા દેશમાં ૨૧ વિશ્વવિદ્યાલયો છે. ત્યાં ઇગ્લાંડ વા ભારત વર્ષની પેઠે અમુક અમુક પુસ્તકો ભણવાથી અને મોઢે કરવાથીજ ડીગ્રી નથી મળતી. પ્રત્યેક વિદ્યાર્થીએ પોતાના વિચાર-સ્વાતંત્ર્ય અને બુદ્ધિ વિકાસના પ્રમાણો આપી અધ્યાપકોને સંતુષ્ટ કરવા પડે છે. જર્મનીવાળા કહે છે કે અમારી શિક્ષા ઇગ્લાંડથી ઘણી ચઢતી છે. જ્યારે કોઇ વ્યક્તિ વૈદ્યવિદ્યા સબંધી તદ્દન નવુંજ પુસ્તક જેમાં પોતાનાજ વિચારો હોય અને બીજાની મદદ ન લેવાઇ હોય-રચે છે ત્યારેજ તેને L. L. D. ની ડીગ્રી મળે છે.

સ્વતંત્રતા તો ત્યાંના વિદ્યાર્થીની રગેરગમાં ભરી છે તેઓ પોતાના લોહી વહેવડાવનારા જૂના Duel ને હજી કાયમ રાખવા ઇચ્છે છે. આ વિષયમાં કાયદો પણ તેમને અટકાવી શકતો નથી. આ Duel ને તેઓ એક પ્રકારનો વીરરસોત્પાદક ખેલ ગણે છે. પ્રત્યેક વ્યક્તિના હાથમાં મોટા મોટા છુરા હોય છે. પછી બેઉ હરીફો અખાડામાં કૂદી પડે છે. અન્ય વિદ્યાર્થીઓ આ ખેલ જોતા ઉભા રહે છે અથવા પોતાના વારાની રાહ જોતા તૈયારી કરવા માંડે છે. ડાક્તર તથા અન્ય વ્યક્તિઓ પણ, તેઓ બહુ જોશમાં આવી જાય તો, તેઓની રક્ષા કરવા ઉભા રહે છે. છુરા તેઓના શરીરનું લોહી અવશ્ય ચાખે છે, પણ પ્રાણ જાય એટલે સુધી નહીં. જર્મનીના વર્તમાન સમ્રાટ પણ આ ખેલની પ્રશંસા કરે છે. તેનું કહેવું એમ છે કે ખેલને બહાને લડવાથી યુવકગણ પૌરૂષેય ગુણોને સમ્પાદન કરે છે અને પોતાની માંનવી શક્તિને વધારે છે. પ્રત્યેક જર્મન યુવકને સેનામાં યુદ્ધ શિક્ષા માટે બે વર્ષ સુધી રહેવું પડે છે એ તો સુવિદિતજ છે.

કલકત્તા,<br>તા. ૧૨-૮-૧૨.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

---

# नारद मोह मर्दन.

अति प्रचंड रघुपति की माया ।
जेंहि न मोह असको जग जाया ॥*

જગતમાં ચાલી રહેલો એકંદર પ્રકાર જોતાં જેને ઇશ્વિર વિષયક થોડો ઘણો પણ પ્રેમ હશે એવા મનુષ્યને ઉપર જણાવેલું હિંદી કવિ કોકિલ તુળસીદાસનું વચન કેટલું રૂચિકર થઇ પડશે! ખરૂ છે–ઇશ્વિરની માયા અલૌકિકજ છે. તેના સપાટામાંથી કોઇ પણ સહજ છૂટી શક્યો નથી અને ભવિષ્યમાં પણ કોઈ છૂટશે નહિ. ઉદાહરણાર્થે અમે મહાત્મા તુળસીદાસ કૃત હિંદી રામાયણમાંથી એક મનોહર પ્રસંગ વાંચકોની આગળ રજુ કરીયે છીયે. આશા છે કે વાંચકોને તે રૂચિકર થશે અને કવિવરની યોગ્યતા પણ સમજાશે.

એક સમયે નારદરૂપી તપશ્ચર્યા કરવા માટે બેઠેલા હતા તેથી ઇંદ્રને પોતાના પદ માટે ભીતિ ઉત્પન્ન થઇ–રખેને તેઓ પોતાના તપોબળે કરીને મારી પદવી છીનવી લે–અર્થાત્ ભક્તશ્રેષ્ટ નારદ રૂપીને તેના તુચ્છ પદની બીલકુલ ઇચ્છા ન થાય એ તે મૂર્ખ ઇંદ્રના ખ્યાલમાં પણ આવ્યું નહિ. સત્યજ છે—

जे कामी लोलुप जगमाहिं ।
कुटिल काक इव सबही उराहिं ॥

અર્થાત્—જે લોભી અને બિકણ છે, તે કુટિલ કાગડાની માફક સર્વથી બિનો રહે છે. આખરે પોતાની હમેશની રીત મુજબ ઇંદ્રે કામદેવને અને પોતાની અપ્સરાઓને નારદના તપનો ભંગ કરવા માટે મોકલ્યા. જગજનેતા પંચ બાણ (કામદેવ) પોતાના મિત્ર વસંતને સાથે લઇને નારદની પાસે આવી પહોંચ્યો અને તેના મનોનિગ્રહ રૂપિ દુર્ગની આસપાસ તારૂણ્યથી છકી ગયેલી અને કામકળામાં નિષ્ણાત એવી અપ્સરાઓનાં કુટિલ કટાક્ષરૂપી સૈન્યનો ઘેરો ઘાલ્યો. સુગંધિત 'પુષ્પરાગનાં બાણ છોડવા માંડયાં મંદ મલયાનિલે આગ સળગાવવાની ખટપટ કરી પણ આ સર્વ પ્રયત્ન વ્યર્થ ગયા. મદનને હાર ખાવી પડી. તેણે નારદ રૂપીની પાસે જઇને પોતાના અપરાધની ક્ષમા માગી અને તે ત્યાંથી ચાલતો થયો.

सिमकी चापिस कैं कोउ तासू ।
वह रस वार रमापति जासू ॥

---

* ઇશ્વરે નિર્માણ કરેલો અને માયાથી મોહ ન પામે એવો જગતમાં કોઈ પણ મનુષ્ય જન્મ્યો છે? (અર્થાત કોઇજ નહિ.)

ભગવાન્ જેનું રક્ષણ કરે છે. તેનો પરાભવ કોણ કરે. અર્થાત, 'રામ રાખે તેને કોણ ચાખે.' નારદ વિજયી થયા. આજે તેમણે દેવાદિકને પણ ત્રાહિ ત્રાહિ કરાવનાર મદનને જીતી લીધો. નારદના હૃદયમાં ગર્વનું બીજારોપણ થયું. તેમને પોતાનું પરાક્રમ બીજા આગળ કહી સંભળાવવાની ઇચ્છા થઇ. ઉમાપતિનું કૈલાસ સમીપમાંજ હતું કૈલાસનાથે પાસે જઇને તેગણે પોતાનું પરાક્રમ સંપૂર્ણ રીતે કહી સંભળાવ્યું. શંકર ભગવાન હસીને બોલ્યા "ખરેખર આપ મહાન છો" છતાં પણ મહારાજઃ—

**बार बार बिनवउं मुनि तोहि । जिनि यह कथा सुनायऊ मोहि ॥**
**तिमि जनि हरिहिं सुनावहुं कबहु । चलेउ प्रसंग दुरायहु तबहुं ॥**

મારી આપના પ્રત્યે એટલીજ પ્રાર્થના છે કે આપે આ હકિકત જેવી મારી પાસે કહી સંભળાવી તેવી તે વિષ્ણુને કહી સંભળાવવાની ભાંજગડમાં પડશો નહિ, ઉલટા કદાપિ તેઓ આપના આગળ આ સંબંધી વાત કહાડે તો પણ તે ટાળવાનો પ્રયત્ન કરજો' પણ નારદને આ ઉપદેશ પસંદ પડ્યો નહિં. કારણ હરિની માયા!

કૈલાસપતિના ઉપદેશ તરફ દુર્લક્ષ કરીને નારદ ત્યાંથી વિષ્ણુની પાસે ગયા અને ત્યાં પણ પોતાના પરાક્રમનું નિવેદન કર્યું. વિષ્ણુ સ્મિત હાસ્ય કરીને બોલ્યાઃ—

**मुनिमुनि मोह होइ मन ताके । ज्ञान विराग हृदय नहिं जाके ॥**
**ब्रह्मचर्य व्रत रत मति धीरा । तुमहिकी करे मनोभव पीरा ॥**

મુનીશ્વર જેના હૃદયમાં જ્ઞાન વૈરાગ્યનો અભાવ હોય તેના મનને મોહ થાય છે! આપ તો બ્રહ્મચારી અને બુદ્ધિમાન છો, આપના મનોબળની આટલી બધી તારીફ કરી ખાત્રી કરી આપી તો પછી સંશયને સ્થાન પણ ક્યાં રહ્યું? નારદના ગર્વ બીજને અંકુર ફૂટવા લાગ્યા. ભગવાન તે જાણી ગયા. પોતાના ભક્તોનું સંરક્ષણ કરવું તે પોતાનું બિર છે! તો નારદનો ગર્વ પણ હરવો જોઇએ. એવો મનમાં વિચાર કરીને તેગણે નારદને રજા આપી.

પોતાના મનોબળની પ્રસંશા કરતા કરતા નારદજી જતા હતા એટલામાં માર્ગમાંજ તેમને—

*** * * * नगर तेहि । शत योजन विस्तार ।**
**श्री निवास पुरते अधिक, रचना विविध प्रकार ॥**

શ્રી વૈકુંઠપુરી કરતાં પણ અધિક સુંદર એક નગર તેમણે જોયું. ત્યાં શીલ નિધિ નામનો એક રાજા રાજ્ય કરતો હતો અને તેની એકની એક સુંદર કન્યાનો સ્વયંવર નગરમાંજ થવાનો હતો નારદ સહજ તે તરફ ફર્યા.

રાજાએ મુનિવરનો ઉત્તમ પ્રકારે સત્કાર કર્યો, અને પોતાની કન્યા દેખાડીને બોલ્યો, "આનો સ્વયંવર કરવાનો વિચાર છે, માટે એનાં ગુણ-લક્ષણો કેવાં છે તે જરા જુઓ."

પરંતુ તે કન્યાને જોતાંજ—

देखि रुप मुनि बिरति बिसारी।
बडी बार लगी रहे निहारी।

નારદજી પોતાની યોગ્યતા તદ્દન વિસરી ગયા અને તેના મુખ કમળ તરફ દીર્ઘ કાળ પર્યંત નિહાળીને જોતાજ રહ્યા. જ્યાં નારદના હૃદય દુર્ગપર મદનના બાણનું કંઈજ પરિણામ થયું નહોતું, તેજ યોગીશ્વરપર ભગવાનની માયાના મોહવડે કરીને એવું પરિણામ થયું કે તેના મુખમાંથી—

जपतप कछु न होय इहि काला।
हे बिधि मिलै कवन बिधि बाला॥

હવે જપ તપ શેનાં સુઝે? આ સુંદર નૃપ કન્યા ગમે તેમ કરીને પ્રાપ્ત કરવી જોઇએ: એ માટે શી યુક્તિ કરવી જોઇએ વારૂ?

આખરે તેમને એક યુક્તિ સુઝી. વિષ્ણુ મહા સૌન્દર્ય સંપન્ન છે. તેમનું સૌંદર્ય જો મને પ્રાપ્ત થાય તો ઘણો બહાર આવે. કારણ સ્ત્રીઓ સૌંદર્યપરજ લુબ્ધ થાય છે, એમ વિચાર કરીને તેમણે પ્રભુની પ્રાર્થના કરી, ભક્ત વત્સલ ભગવાન ત્યાં હાજર થયા. નારદજીએ તેમને પોતાનો મનોદય વિદિત કર્યો. વિષ્ણુ હસીને બોલ્યા "તમારૂં હિત-કલ્યાણ કરવું એજ મારૂં ધ્યેય-કર્તવ્ય છે, સર્વે સારાં વાના થશે." ભગવાનનું આ વાક્ય સાંભળીને નારદજી તેમાંનો વ્યંગાર્થ ન સમજતાં મોટા આનંદથી સ્વયંવરમાં જવા નિકળ્યા જતાં રસ્તામાં એક તળાવમાં તેમણે પોતાનું રૂપ જોયું તો ભગવાનનું સર્વ સૌંદર્ય પોતાનામાં આવેલું તેમને જણાયું. તેઓ સ્વયંવર મંડપમાં જઇને બીરાજ્યા. "હમણાંજ રાજકન્યા આવશે, મારૂં રૂપ જોઇને તે પ્રસન્ન થશે અને પછી તે મને વરમાળા આરોપી મારી સાથે પરણશે" વિગેરે સૌખ્યમય વિચાર તેમના મનમાં આવવા લાગ્યા; પરંતુ જો કે નારદને પોતાને પોતાનું રૂપ સુંદર દેખાતું હતું છતાં પ્રભુએ તેને હરિ (વાનરરૂપ) સૌંદર્ય આપેલું હતું તેમની સમીપમાંજ બે શીવગણ બેઠેલા હતા, તેમને આ સર્વ ઘટના માહિત હતી. મોટા ડાડથી મ્હો વાંકુ કરીને નૃપકન્યાની આશા રાખીને બેઠેલા નારદને જોઇને તેમને હસવું આવતું હતું. એટલામાં સૌંદર્યના ભંડારરૂપ રાજકન્યા નુપુર રવે સ્વયંવરમાં આવેલા રાજા રજવાડાઓનાં હૃદયને કંપાવતી તે સ્થળે આવી પહોંચી. તેના રૂપથી મદોન્મત્ત થયેલા નારદજી જરા આગળ ખસીને બેઠા. પણ—

**जेहि दिशी बैठे नारद फूली । सो दिशी तेईं न विलोकेऊ भूली ॥**
**पुनि पुनि मुनि उकसहि अकुलाहि । दखिदशा हरगण मुख काहिं ॥**

જે દિશામાં નારદ બેઠા હતા. તે તરફ તે સુંદરીએ દૃષ્ટિ સુદ્ધાં નાખી નહિ. પોતાના હરિ સૌંદર્યનો પ્રભાવ પડે તેટલા માટે તેમણે પુષ્કળ ધડપડ કરી પણ વ્યર્થ; અને તેમની તે ખટપટ જોઇને અને તેમનું વાનર રૂપ અવલોકીને રૂદ્ર ગણ હસવા લાગ્યા. તેઓ ધીરેથી બોલ્યા—

**निज मुख मुकुर विलोकहु जाई ॥**

આપનું મુખ જરા આરસામાં જુઓ તો ખરા, એમ કહી તેઓ શાપની ભીતિથી ત્યાંથી ચાલી ગયા.

રાજકન્યા તો મળી નહિજ. ઉલટી શીવગણોએ પોતાનું હાસ્ય કરેલું જોઇને તેમને અત્યંત સંતાપ થયો અને તેમણે કંઈ પણ વિચાર ન કરતાં તે બન્ને શીવગણોને શાપ દીધો! નારદજી પણ ઉદ્વેગયુક્ત મને ત્યાંથી ચાલી નિકળ્યા. પુનઃએકવાર તેમણે પોતાનું રૂપ તળાવમાં જોયું તો શું? વાંનરનું સૌંદર્ય! ભગવાને પોતાની સાથે કપટ કર્યું એ જોઇ નારદજી ક્રોધથી અંધ બની ગયા. અકસ્માત ત્યાં થઇનેજ શ્રી વિષ્ણુ પોતાની નવીન પત્ની (અર્થાત્ જેની નારદે આશા રાખી હતી) તેને લેઇને જતા દેખાયા પછી નારદના ક્રોધનું પૂછવુંજ શું! તેમને નીચે પ્રમાણે વાગ્બાણ છોડવા માંડ્યાં—

*** * * * * * ! जगत मोर उपहास कराइ ।**
**पर संपदा सकहु नहिं देखी । तुम्हरे ईर्षा कपट विशेखी ॥**
**मंथत सिंधु रुद्रहि बौरायऊ । सुरन पेरि विष पान करायऊ ॥**
**असुर सुरा विषपान शंकरहि । आपु रमा मणीचारु ।**
**स्वारथ साधक कुटिल तुम सदा कपट व्यवहारु ॥**
**परम स्वतंत्र न शिरपर कोई । भावै मनहि करहु तुम सोई ॥**
**भलहि मंद मंदहि भल करहूं । विस्मय हर्ष नहिय कुछ धरहूं ॥**
**कर्म शुभाशुभ तुमहिन बाधा । अवलग तुमहिन काहु साधा ॥**
**भले भवन अब बायन दिन्हा । पावहुगेफल आपन किन्हा ॥**

હે કપટ કુશળ! જગતમાં ત્હેં મારી હાંસી નથી કરાવી શું? તું દુષ્ટ! તારાથી બનનું સુખ જોઇ શકાતું નથી શું? સમુદ્ર મંથન સમયે શંકરને બોલાવ્યા, પણ તે બદલ તેમને ઇનામ શું આપ્યું તો કહે? વિષ; અને તને પોતાને કાંઈ પણ મહેનતજ કરતાં હે સ્વાર્થ બુદ્ધિ! લક્ષ્મી પ્રાપ્ત થઇ અને કૌસ્તુભ મણી પણ ઉઠાવી લીધો! આનું કારણ શું

સમજ્યો ! તું ઘણો સ્વતંત્ર બની ગયો છે! તારા કાર્યપર નજર રાખનાર કોઈ નથી એમ તને લાગે છે! એટલેજ સારાનું ખોટુ અને ખોટાનું સારૂં કરતાં તને બિલકુલ શરમ આવતી નથી-કર્યા કર્મનો બદલો તને મળતો નથી તેથી તું બડો સ્વચ્છંદી થઈ ગયો છે, કારણ તને અદ્યાપિ પર્યંત કોઇને શેરને માથે સવાશેર જેવો મળ્યો નથી. પણ આજે બરાબર લાગ આવ્યો છે—મારી સાથે પણ તેં ચીબુલાવેલ કર્યા. ઠીક છે હવે તેનું પ્રાયશ્ચિત ભોગવ—

कपि आकृति तुम किन्ह हमारी। करहै हि कीश सहाई तुमारी ॥
मम अपकार कीन्ह तुम भारी । नारी विरह तुम होय दुःखारी॥

મને વાનરનું રૂપ આપ્યું, પણ એજ, રૂપ તને સહાય કરશે-સ્ત્રીની બાબતમાં તેં મને ઘણું દુઃખ આપ્યું છે માટે તને પણ તેના સંબંધમાંજ દુઃખ ભોગવવું પડશે.

શ્રી રામાવતારનું કારણ આ પ્રસંગ છે.

પણ વાચક વૃંદ ! શું આટલોજ આ આખ્યાનનો હેતુ છે? નહિ. "નારદ મોહ મર્દન" નું આખ્યાન પ્રત્યેક વ્યક્તિને લાગુ પડે છે. આજે આપણે સર્વ સંસારી મનુષ્યો હરિની માયામાં લપટાઇને મોહ પામી ગયા છીયે. આપણે આર્યોના વંશજ છીયે. આપણું રાષ્ટ પ્રાચીન કાળમાં ઘણું સધન હતું, સબળ હતું. સર્વ પ્રકારે સુધરેલું હતું એવી મોટી મોટી વાતોના તડાકા આપણે મારીયે છીયે. પણ આજે આપણી સ્થિતિ તેવી છે શું? માયાનો મોહ થવાથી બ્રાહ્મણોનાં જપ, તપ ધ્યાન ક્યાં છે? ક્ષત્રિઓનું તેજ ક્યાં છે? વૈસ્યોએ વણિક વૃતિ કેમ છોડી દીધી? શુદ્રોની ખેતી કેમ તૂટી ગઈ? ભારત રૂપી નારદની આવી અવસ્થા કેમ થઈ વારૂ ? સઘળીજ હરિની માયા! એમજ ને! હા એમજ! આ પ્રકારની સ્થિતિ થવાથી ઉન્નતિરૂપી રાજ્યકન્યા આપણને ક્યાંથી મળે? એટલે અન્ય રાષ્ટરૂપી શીવગણો હશે તેમાં આશ્ચર્ય શેનું? તેથી આપણે ચીડાઇએ છીયે, પણ આપણો તે ક્રોધ વ્યર્થ છે કારણ ન છતાં આપણે હસીયે છીયે, અકારણ રડીયે છીયે, અને વિના કારણ નાસીયે છીયે. સઘળુંજ માયાનું નાટક છે! કેમ? આપણો આ માયા મોહ કોઈ દહાડો નષ્ટ થશે? પ્રભુ જાણે!

તા. ૧૬-ઓગષ્ટ ૧૯૧૧.
રીચીરોડ—અમદાવાદ.

પરિખ. મણિલાલ કેશવલાલ.

# ॥ ग्रंथ गुंथवानी कला ॥

"જો શાઈનીસીયસનો પેલો કડક નિર્ણય ખરો હોય કે—'મૃત માનવોની મહેનતની ચોરી કરવી એ તેમનાં લુગડાં ચોરવા કરતાં પણ વધારે ગૂનાહ ભરેલું છે'—તો મોટા ભાગના લેખકોના શા હાલ ?"-(બર્ટન—એનેટૉમી-ઑફ્-મેલન્કોલી.)

છાપખાનાઓની અસંત ફલદ્રૂપતા, તથા પ્રકૃતિએ શુષ્કતાનો શ્રાપ દીધેલા જેવાં જણાતાં આટલાં બધાં માનવ મસ્તકો આટલાં બધા મોટ. મોટા ગ્રંથો શી રીતે ઉપજાવી કાઢતાં હશે એ જોઇને મને વારંવાર નવાઇ લાગી આવે છે. છતાં એ જેમ જેમ એકાદ માનવિ જીવનની મુસાફરીમાં આગળને આગળ વધતું જાય છે તેમ તેમ તેને માટે દરરોજ નવાઈની બાબતો ઓછી બનતી જાય છે અને નવાઇ ભરેલી અમુક મહાન બાબત માટે કંઇક ઘણું જ સાદું કારણ તે હમેશાં શોધતું હોય છે. આ પ્રમાણે આ મહાન નગરમાં ચારે પાસા ફરતાં ફરતાં, ગ્રંથ બનાવવાના ધંધાનાં કેટલાંક રહસ્યોથી ભોમીયા થવાય એવા એક સ્થલમાં હું સહજ જ જાઇ ચઢ્યો અને મારી નવાઇનો એકદમ અંત આવ્યો.

જેમ કોઈ માનવિ ગરમ ઋતુમાં એકાદ સંગ્રહસ્થાનમાં, કોઇકવાર ખાનજ પદાર્થોની કાચનાં ઢાંકણવાળી પેટીઓ ઉપર અલસ ભરી નજર ફેંકતું, કોઇક વખત ઇજીપ્ત દેશના રક્ષિત મૃત્ત દેહની પેટી ઉપર કોતરેલી ચિત્ર-ભાષાનો અભ્યાસ કરતું, વળી કોઈ કોઈ સમયે ઉંચી છતો ઉપર આરેલાં સાંકેતિક ચિત્રો સમજવાનો લગભગ સરખા જય સહિત પ્રયત્ન કરતું આમ તેમ ભટકવાના વલનવાળું, આમતેમ ફરેછે, તેમ ઉનાળાના એક દિને હું બ્રીટીશ મ્યુઝીયમના મોટા મોટા ઓરડાઓમાં, તેના જેવીજ બે દરકારીથી આમ તેમ ભટકતો હતો. આ પ્રમાણે આલસ ભરી-રીતે હું ચારે તરફ ફરતો હતો તેવામાં બે ખંડોના છેડે આવેલા એક દૂરના દ્વાર તરફ મારૂં લક્ષ્ય દોરાયું. તે બંધ હતું પરંતુ દરેક પળે વારંવાર તે ઉઘડતું હતું અને મોટે ભાગે કાળાં વસ્ત્ર ધારણ કરેલી કોઇક વિચિત્ર કૃપાપાત્ર વ્યક્તિ તેમાંથી છુપાઇને બહાર આવતી અને આસપાસના કોઇ પણ પદાર્થને લક્ષમાં લીધા વિના ખંડોમાં અવાજ કર્યા વિના ચારે તરફ ફરતી હતી. મારી શાંત જીજ્ઞાસાને જાગ્રત બનાવતું આમાં મને કંઇક રહસ્ય જેવું જણાયું અને એ સાંકડા માર્ગમાંથી આગળ જવાનો પ્રયત્ન કરીને તેની પાર આવેલા અજ્ઞાત પ્રદેશોનો શોધ ચલાવવાનો મેં નિશ્ચય કર્યો. જેમ સાહસિક વીરનરો આગળ જાદુઈ કરામત વાળા કિલ્લાનાં દ્વારો સહજમાં ખૂલી જાય છે તેમ આ દ્વારપણ મારો હાથ અડકતાં ખૂલી ગયું. હું એક વિશાલ ખંડમાં આવી લાગ્યો, તેમાં ચારે પાસા પૂજ્ય ગ્રંથોના મોટા મોટા ઘોડાઓ આવેલા હતા. આ ઘોડાઓ ઉપર અને બરોબર છતની પટ્ટીની નીચે પ્રાચીનગ્રંથ કારોની કાળાશ પડતી ઝાંખી ઝાંખી છબીઓની એક મોટી સંખ્યા ગોઠવવામાં આવી હતી. ખંડમાં ચારે બાજુ લાંબાં લાંબાં ટેબલો મૂકવામાં આવ્યાં હતાં; લખવા વાચવાનાં નાનાં ટેબલો પણ ગોઠવવામાં આવ્યાં હતાં: આમના આગળ ધૂળ ખાધેલા ગ્રંથોનો એકાગ્રતાથી અભ્યાસ ચલાવતા, ધૂળ ચઢેલા હસ્ત લેખોની બારીક તપાસ ચલાવતા અને તેમાંના વિષયોની વિસ્તીર્ણ ટીપ્પણી ઉતારી લેતા અનેક ફીક્કા ચ્હેરાવાળા, અભ્યાસ પરાયણ મહાશયો બેઠા

હતા. આ અદ્‌ભૂત ખંડમાં ચારે પાસા બીલકુલ શાંતિનું રાજ્ય ચાલી રહ્યું હતું, આમાં બાધ રૂપે કાગળોનાં પાનાંનાં પાનાં ઉપર ચાલતી કલમની હરિફાઇનો ધીમો સ્વર કદાચ તમારા સાંભળવામાં આવશે અથવા એકાદ પ્રાચીન ગ્રંથને ઉથલાવવા માટે પોતાના સ્થાનમાં ફેરફાર કરતા આ મહર્ષિઓમાંના એકાદના ઉંડા નિઃશ્વાસ પ્રસંગોપાત તમને કર્ણે ગોચર થશે; સાક્ષરી શોધમાં અકસ્માત આવી પડતાં નિઃસારતા અને વાયડાપણામાંથી ખાત્રીથી આવા નિઃશ્વાસનો ઉદય થઈ આવે છે.

વારંવાર આવા મહાશયોમાંના એકાદ કાગળની એક નાની કાપલી ઉપર કંઇક લખી કાઢીને ઘંટડી વગાડતા એટલે એક નોકર આવીને હાજર થતો, ગંભીર મૌન સહિત તે કાપલી લઇને ખંડની બ્હાર ચાલ્યો જતો અને થોડાક સમયમાં જ ગ્રંથોના થોકેથોક લઇને પાછો આવતો કે તુર્તજ તે મંગાવનાર વૃકોદરના જેટલા ભુખ સહિત તેની ઉપર તૂટી પડતો. ગૂઢ વિદ્યાઓના અભ્યાસમાં મશગૂલ બનેલા એક જ્ઞાની મહંતોના મંડલમાં હું આવી ચડયો છું, એ વિષે મને હવે વધારેવાર સંશય રહ્યો નહિ વર્ષમાં માત્ર એકવાર જ ઉઘાડવામાં આવતી, પર્વતના ભીતરમાં આવેલી એક જાદુઈ પુસ્તકશાલામાં પૂરાયલા એક તત્ત્વવેત્તાની એક પ્રાચીન અરબ દેશની વાર્તા આ દેખાવ જોઇને મારા સ્મરણમાં તાજી થઇ આવી; તે ત્યાં આગળનાં ભૂતો પાસે વામમાર્ગના જ્ઞાનના સર્વ પ્રકારના ગ્રંથો પોતાની પાસે મંગાવતો, તેથી વર્ષના અંતે જ્યારે આ જાદુઈ દ્વાર એકવાર ફરીથી ખુલતું ત્યારે તે મના કરેલી વિદ્યાઓમાં એટલો બધો નિપૂણ થઇને બહાર આવતો કે સમાજના ઉપર ઉડવાને અને કુદરતની શક્તિઓને તાબે કરવાને સમર્થ બનતો.

હવે મારી જીજ્ઞાસા સંપૂર્ણ રીતે જાગ્રત થવાથી, આ ખંડ છોડીને જતા એક નોકરના કાનમાં મેં કંઇક કહ્યું અને મારી નજર આગળ આવેલા વિચિત્ર દેખાવનો ખુલાસો કરવાની વિનંતિ કરી. આને માટે માત્ર થોડાક શબ્દો જ પૂરતા હતા. મેં ભુલથી જ્ઞાની મહંતોરૂપે માની લીધેલા આગૂઢ મહાશયો ઘણે મોટે ભાગે લેખકો હતા અને ગ્રંથો ગુંથવાના કાર્યમાં જ ગુંથાયલા હતા, એમ મને હવે જણાઇ આવ્યું. ખરેખર હું મહાન બ્રિટિશ ગ્રંથ સંગ્રહસ્થાનના વાચનખંડમાં આવી લાગ્યો હતો; સર્વે સમયો અને ભાષાઓના ગ્રંથોનો એક મોટો સંગ્રહ અત્રે રાખવામાં આવ્યો હતો, તેમાંના ઘણાક તો અત્યારે વિસ્મૃતિ પથે પળ્યા છે અને મોટા ભાગના તો ભાગ્યેજ વાચવામાં આવે છે; વર્તમાન કાલના લેખકોને આશ્રય શોધવા યોગ્ય બહારના સાહિત્યના એકાંતમાં આવેલા એક જલાશય સમાન આ સ્થલ છે, તેમાંથી તેઓ સંસ્કૃત સાહિત્યનાં પાત્રેપાત્રો ભરી કાઢે છે, આ સાધનવડે તેઓ પોતાનાં છીછરાં વિચાર વહનોને પૂરથી ઉભરાવી નાંખે છે.

હવે રહસ્ય મારા હાથમાં આવેલું હોવાથી હું એક ખુણામાં બેઠો અને આ ગ્રંથો ગુંથવાની યંત્રશાલાને ચાલતી તપાસવા લાગ્યો. એક પાતળો, પિત્ત પ્રકૃતિવાળો જણાતો અલૌકિક પુરૂષ મારી નજરે ચડયો; તે કાળા અક્ષરે છાપેલા ઉધાઇએખવાઇ ગયલા ગ્રંથો જ શોધતો હતો. ખુલ્લી રીતે તે કાંઇક અગાધ પાંડિત્ય ભરેલો ગ્રંથ ગુંથવામાં લાગેલો જણાતો દોરાઓ વડે એક અતિ નિર્બલ વસ્ત્ર ગૂથવામાં લાગી ગયા હતા. વળી એક બીજાએ એક વિદ્વત્તા ભર્યા હસ્ત લેખમાંથી પોતાની જાતને ભપકા ભરી રીતે શણગાહતી, "લલિત કલ્પનાઓના સ્વર્ગમાંથી" પસંદ કરેલાં પુષ્પોનો બનાવેલો એક ગોટો તેણે છાતીએ લટકાવ્યો હતો

હતો; પંડિત અથવા સાક્ષરમાં ખપવાની ઇચ્છાવાળા દરેક જન, પોતાના ગ્રંથ સંગ્રહમાં આગળ પડતી છાજલી ઉપર ગોઠવે અથવા પોતાના ટેબલ ઉપર ખુલ્લો મુકી રાખે-પર કોઇ કાલે ના વાચે એવો-આ ગ્રંથ બનવાનો હતો. તેને પોતાના ખીસ્સામાંથી બીસ્કીટનો એક મોટો ટૂકડો વારંવાર લઇને કરડતો જોયો; આ ગમે તો તેનું ભોજન હશે અથવા શુષ્ક ગ્રંથોનું ઘણું ચિંતવન કરવાને લીધે ઉપજી આવતા ઉદરના થાકને નિવારણ કરવાનો પ્રયત્ન હશે, એ બાબતનો નિર્ણય કરવાની વાત મારા કરતાં વિશેષ પ્રતિભાવાળા અભ્યાસિઓ માટે રહેવા દેવી ક્વચિત ધારૂં છું.

વળી ત્યાં આગળ એક ચકચકતાં લુગડાંમાં સજ્જ થયેલા, આનંદી ગપ્પી મુખાકૃતિ વાળા એક ટીકાટીક નાના મહાશય જોવામાં આવતા હતા; પોતાના ગ્રંથ વેચનાર સાથે સારા બનાવવાવાળા એક ગ્રંથ કર્તાના જેવો તેમનો બધો દેખાવ હતો. ધંધામાં આગળ તરી આવીને સારી ધમાલ મચાવી મુકે એવા પરચુરણ ગ્રંથોના એક બુદ્ધિશાળી ગુંથનાર જેવો મને તે ધ્યાનપૂર્વક અવલોક્યા પછી જણાયો. તે પોતાનો માલ કેવી રીતે બનાવતો હતો, એ જોઇને મને નવાઈ લાગી આવી. બીજા બધાઓમાંના કોઈ પણ કરતાં તે ધંધાની ધાંધલ અને ડોળ ઘણો જ જમાવતો હતો. તે અનેક ગ્રંથોમાં માથું મારતો, હસ્ત લેખોનાં પાનાં ઉથલાવતો, એકમાંથી એક કોળીઓ લેતો, બીજામાંથી બીજા ગ્રાસને સંગ્રહતો "લીટીએલીટી, અક્ષરે અક્ષર, થોડું અહિંથી, 'થોડું તહિંથી,'" એ ગુંથ્યાં જતો હતો. તેના ગ્રંથનું સૂચીપત્ર, મેકબેથના નાટકમાં મળી આવતા ડાકિનીઓના ઉકાળાના વર્ણનના જેટલુંજ વિજાતિય તત્ત્વોથી ભરેલું હતું. તેમાં અત્રેથી એક અંગુલિ અને તત્રેથી એક અંગુષ્ટ, મેડકનો અંગુષ્ટ અને અંધકીટનો દંશ એકઠાં કરવામાં આવ્યાં હતાં; વળી ઉકાળાને "ઘટ્ટ અને લાભકારક" બનાવવા માટે "મર્કટ રૂધિરની" પેઠે તેમાં પોતાનાં ગપ્પાંની મેળવણી કરવામાં આવી હતી.

સર્વ બાબતનો વિચાર કરતાં મારા ધારવા પ્રમાણે ગ્રંથકારોમાં પ્રતિષ્ઠિત થયલી આવા પ્રકારની ચૌરવૃત્તિ શું શુભ હેતુઓ માટે નહિ હોય? જ્ઞાન અને બુદ્ધિનાં બિજકોને જે ગ્રંથોમાં પ્રથમ વાવવામાં આવ્યાં હતાં તેમનો અનિવાર્ય વિનાશ થવા છતાં દરેક જમાનામાં સુરક્ષિત જળવાઈ રહેવા માટે કદાચ દૈવેજ આવો સંભાળ ભર્યો માર્ગ નહિ લીધો હોય? આપણે જોઇએ છીએ, કે કુદરતે ડાપણ ભરી રીતે પરંતુ સ્વચ્છંદે અમુક પક્ષિઓના ઉદરમાં બિજકોને એક દેશમાંથી અન્ય દેશમાં જવાની વ્યવસ્થા કરી આપી છે;હરામખોર માણસો કરતાં સહજ જ સારાં અને વાડીઓ અને ખેતરોનાં ગેરકાયદે લૂંટનારાં આવાં પક્ષિઓ ખરેખરી રીતે જોવા માગીએ તો કુદરતની આશિષોને ફેલાવનારા અને સ્થાયિ બનાવનારા દૂતો સમાન છે. આવી જ રીતે પ્રાચીન અને ખૂણામાં પડેલા ગ્રંથકારોનાં સૌંદર્યો અને શ્રેષ્ઠ વિચારોનું આવા ચૌર લેખકોની કલ્પનાનાં ઉડ્ડયનો ગ્રહણ કરી લે છે અને આધુના, દૂરના કાલ વિભાગમાં પોષણ પામીને ફલવંત બનવા માટે ફરીથી ચર્ચાને છે. તેમના અનેક ગ્રંથો પણ એક પ્રકારનો પુનર્જન્મ પામીને નવીન સ્વરૂપમાં જ દર્શન દે છે. પૂર્વે જે એક બારે ઇતિહાસના ગ્રંથ રૂપે હતો તે વર્તમાનમાં એક આખ્યાયિકાનાં સ્વરૂપમાં પુનર્જન્મ પામે છે-એકાદ પ્રાચીન દંતકથા, વર્તમાન કાલના એકાદ નાટકના સ્વરૂપમાં પલટાઈ જાય છે-અને એકાદ ગંભિર તત્ત્વશાસ્ત્રનો ગ્રંથ, વર્તમાનકાલે ઉછળતા અને ઝગઝગતા વિચારવાળા નિબંધોની એક આખી આવલિ પ્રસિદ્ધ કરવાના સાધન રૂપ બને છે. આપણાં જંગલોને સાફ

કરવામાં પણ આમજ થાય છે. જ્યાં આગળ આપણે મોટાં મોટાં દેવદારૂ વૃક્ષોનું અરણ્ય બાળી નાખીએ છીએ ત્યાં આગળ તેમનાં સ્થાનમાં ઢીમણાં સિંદુર વૃક્ષોનો એક મોટો વંશ ઉછરી આવે છે; જમીન ઉપર સીધા પડેલા એક વૃક્ષના થડને આપણે કોઈ કાલે ભૂમિમાં બળી જતું જોઇ શકતા નથી, પરંતુ તે પૂર્વે તો તે કૃતરાની ટોપીઓની એક આખી જાતિને જન્મ આપે છે.

ત્યારે તો આપણે, પ્રાચીન લેખકો વિનાશ અને વિસ્મૃતિ પથમાં અવતરે છે તે માટે શોક કરવાનો નથી; પ્રકૃતિના મહાન્ નિયમને તેઓ માત્ર નિરૂપાયે આધિન થાય છે; તેનો એવો સિદ્ધાંત છે, કે સર્વ પ્રકારનાં સાંસારિક જડ સ્વરૂપોનો સમય સંકૂચિત હોય છે, પરંતુ તે સાથે સાથે એવી આજ્ઞા પણ કરે છે, કે તેમનાં તત્ત્વોનો કોઈ કાલે વિનાશ થશે નહિ. પ્રાણી અને વનસ્પતિની ઉભય સૃષ્ટિઓમાં જન્મે જન્મે જીવનનો દર પળે છે, પરંતુ જીવન તત્ત્વ તો પછીના વંશજમાં પસાર કરવામાં આવે છે અને આ પ્રમાણે જાતિ પોષાયાં જાય છે. આ પ્રમાણે વળી ગ્રંથકર્તાઓ ગ્રંથકર્તાઓને જન્મ આપે છે, અને વંશની વૃદ્ધિ કર્યા પછી, ભરપૂર વૃદ્ધાવસ્થામાં તેઓ તેમના પિતાઓ સાથે નિદ્રા લે છે—એટલે તેમના પૂર્વે થઈ ગયેલા, અને જેમનામાંથી તેમણે ચોરી કરી હતી એવા ગ્રંથકારોના સાથમાં.

આવા પ્રકારની ભટકતી કલ્પનાઓમાં હું આનંદ કરતો હતો તેવામાં પૂજ્ય ગ્રંથોના એક થોકડા ઉપર મેં મારૂં મસ્તક નમાવ્યું હતું; ગમે તો આ ગ્રંથોમાંથી નિકળતાં નિદ્રાજનક આંદોલનોને લીધે અથવા આ ખંડની ગંભિર શાંતિને લીધે. અથવા બહુ ભટકવાને લીધે ઉ-પજી આવતી શિથિલતાને લીધે અથવા અયોગ્ય સમયો અને સ્થલોએ ટૂંકી નિદ્રા લેવાની મને શોકકારક રીતે પડી ગયલી કમભાગ્ય ટેવને લીધે હોય, ગમે તેમ હોય પરંતુ હું એક પ્રકારની અર્ધનિદ્રામાં પડી ગયો. છતાંએ હજુ મારી કલ્પના શક્તિએ પ્રવૃત્તિ પરાયણ રહે-વાનું ચાલુ રાખ્યું અને મારા મનચક્ષુ સમીપ ખરેખર તેનો તેજ દેખાવ દેખાવા લાગ્યો, માત્ર થોડીક વીગતોમાં જ તેમાં સહેજસાજ ફેરફાર પડી ગયો હતો. મને એવું સ્વપ્ન આવ્યું. કે આ ખંડ હજુએ પ્રાચીન ગ્રંથકારોની છબીઓવડે શણગારેલો હતો, માત્ર તેમની સંખ્યામાં ઘણો વધારો થયો હતો. લાંબાં લાંબાં ટેબલો જતાં રહ્યાં હતાં અને તેમના સ્થાનમાં, મુંબાઈ જેવા શહરમાં ઉતારેલાં લુગડાં વેચવાની એકાદ મોટી દુકાનની આસપાસ ભટકતું જોવામાં આવે તેવું એક ચિંથરેહાલ, તાંતણે તાંતણો જણાય તેવાં વસ્ત્રો પહેરેલું માનવિઓનું ટોળું જણાયું. જ્યારે જ્યારે તેઓ એકાદ ગ્રંથને હાથમાં લેતા ત્યારે, સ્વપ્નમાં સાધારણ બ-નતી અસંગતિઓમાંની એકાદને લઇને મારા ધારવા પ્રમાણે તે વિદેશી અથવા જૂની ફેશનના એકાદ વસ્ત્રમાં પલટાઈ જતો; તેમણે ઉતાવળાં ઉતાવળાં આવાં વસ્ત્રો ધારણ કરવા માંડ્યાં. છતાંએ એટલું મારા લક્ષમાં આવ્યું, કે તેમનામાંના કોઇએ પણ પોતાની જાતે વસ્ત્રો પ-હેરવાની કોઈ પણ એક ખાસ ઢબ પસંદ કરી નહિ, પરંતુ એક જોડીમાંથી એ બાંય લીધી, બીજીમાંથી એક ટોપી લીધી, ત્રીજીમાંથી એક કુડતું લીધું, આ પ્રમાણે તેમણે પોતાની જા-તને કડકે કડકે શણગારી, તો પણ તેમના ઉછીના લીધેલા સૌંદર્યમાંથી પણ તેમનાં મૂલનાં ચીંથરાં બહાર ડોકીયાં કરી રહ્યાં હતાં.

ત્યાં આગળ હષ્ટપુષ્ટ, ગુલાબી વર્ણનો, ખાધેલો એક પુરોહિત હતો. તે એક નાના

દૂરદર્શક યંત્રવડે ધૂળ ચડેલા, વાદવિવાદાત્મક લેખકોના અનેક ગ્રંથોને વક્રદૃષ્ટિથી નિહાળતો મારા જોવામાં આવ્યો. તેણે તો એકદમ એકાદ જૂના આચાર્યનો ભારે ઝભ્ભો પ્હેરી લેવાની પેરવી કરી, અને એક બીજાની ધોળી દાઢી પડાવી લઇને હદપારના ડાહ્યાશંકર જણાવાનો ડોળ કરવા માંડ્યો: પરંતુ તેના ચ્હેરા ઉપર જણાઈ આવતો સાધારણ ઢોંગી હાસ્યનો દેખાવ, તેના ડા'પણના સર્વ શણગારોને નકામા બનાવતો હતો. એક માંદા જેવા જણાતા મહાશય વિક્રમાદિત્યના સમયના અનેક પ્રાચીન દરબારી પોશાકોમાંથી ખેંચી કાઢેલા સોનેરી કસબના અને કવિ કુલગુરુ કાલિદાસની પાઘડી પોતાના મસ્તકની એક બાજુએ પહેરીને ગ્રામ્ય સૌંદર્યના એક પ્રકારના ઉત્કૃષ્ટ દેખાવ પૂર્વક આડંબર સાહિત આમતેમ આંટા મારવા માંડ્યા હતા. એક ત્રીજા પુરુષે, કે જેઓ માત્ર નાના કદના હતા તેમણે તત્ત્વશાસ્ત્રના અનેક અપ્રસિદ્ધ નિબંધોમાંથી ચલાવેલી લૂટનો હિમત સહિત આધાર લીધો હતો તેથી તેમનો આગળનો દેખાવ અત્યંત ગાંભિર્ય દર્શાવતો હતો; પરંતુ પાછલના ભાગમાં તેઓ શોકકારક રીતે ચીંથરે હાલ હતા; તેણે પોતાનાં નાનાં લુગડાંને એક પ્રાચીન લેખકના હસ્ત લેખના જીર્ણ પત્રોના તુકડાઓનાં થીગડાં માર્યાં હતાં.

એટલું ખરૂં કે અહિંયાં કેટલાક સારાં વસ્ત્રો ધારણ કરેલા મહાશયો હતા, તેઓ માત્ર એકાદ જવાહિરને લઇને જાતે ધારણ કરતા, તે તેમને છાઈ લીધા વિના તેમના શણગારો ભેગું જ ઝગઝગી રહેતું હતું. કેટલાક તો વળી પ્રાચીન લેખકોની વસ્ત્ર પરિધાનવિધિનું જ ચિંતવન ચલાવતા હતા; તેમનો દેખાવ અને જુસ્સો ધારણ કરવા માટે અથવા તેમની રૂચિનાં કેટલાંક તત્ત્વો સમજવા માટેજ તેઓ આ પ્રમાણે વર્તતા હતા. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડેછે, કે તેમનામાંના ઘણાએક, મેં ઉપર વર્ણવેલી કટકે કટકે શણગરાવાની વિધિ પ્રમાણેજ પોતાની જાતને શણગારવાના વ્યસન વાળા હતા. ભૂખરાસરવાળવાળા અને ગેઇટર બાંધેલા, મસ્તકે અંગાળી ટોપી પહેરેલા એક પંડિત વિષે હું બોલવાનું બાકી રાખીશ નહિ; તેમને ગોપકાવ્યો માટે અત્યંત નાદ લાગેલો હતો, પરંતુ તેમનાં અરણ્ય ભ્રમણોનો સમાવેશ માત્ર ખંડાલાના ઘાટ જેવા એકાંતાવાસોમાં અને વિક્ટોરીયા ગાર્ડનનાં નિર્જન સ્થાનોમાંજ થતો હતો. તેમણે પોતાની જાતને સર્વ પ્રકારના પ્રાચીન ગોપકવીઓમાંથી પસંદ કરેલી માલાઓ અને પટકાઓવડે શણગારી હતી; તેઓ પોતાનું મસ્તક એક બાજુએ નમાવીને, સ્વચ્છંદાચારી જેવા દેખાવ સહિત આમ તેમ ફરતાં ફરતાં, "લીલાં ક્ષેત્રો વિષે લવારો ચલાવ્યાં જતા." મારૂં ઘણુંજ ધ્યાન ખેંચનારા મહાશય, પુરોહિતનો વેષ ધારણ કરેલા, અત્યંત મોટા અને ચોરસ પરંતુ તાલ પડેલા મસ્તક વાળા એક દોઢડાહ્યા ગૃહસ્થ હતા. તેઓ આખંડમાં ખોંખાં કરતા, ફુંફાટા મારતા પેઠા. દુરાગ્રહી આત્મ-શ્રદ્ધાના દમામ પૂર્વક ટોળામાં થઇને ધક્કા મારતા આગળ વધ્યા, એક જાડા પ્રાચીન સંસ્કૃત હસ્ત લેખને હાથમાં લઇને, ઝપાટા બંધ માથે ચઢાવીને, એક ભયંકર નાનાં ગૂંચળાં વાળી વાળની ટોપીને સીધે આડંબર યુક્ત દમામમાં તે બહારચાલી નિકળ્યા.

આની સાહિત્ય —વેષ ધારણની ગૂમ ધૂમ મચી રહી હતી તેવામાં એકા એક ચારે બાજુએ "ચોરો! ચોરો!" એવી બૂમનો પ્રતિધ્વનિ ફરી વળ્યો! હું પણ નવાઇથી જોવા લાગ્યો અને જોત જોતામાંજ! ભીંતો ઉપર આવેલી છબિઓ સજીવન બની ગઈ! પ્રાચીન લેખકોએ કેનવાસમાંથી પ્રથમ પોતાનું મસ્તક અને પછીથી સ્કંધ બહાર કાઢ્યા, વાદવીવાદ ચલાવતા ટોળા એકાદ ક્ષણ સુધી નવાઇથી જોઈ રહ્યા અને પછીથી પોતાનો ગેરાયલો

## તંત્રી યોજીત પુસ્તકો

### યાગવલ્કય સંહિતા

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરો સરલ યોગ માર્ગ દર્શાવનો ગ્રંથ મુળ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

### આપણાં પુરાણો.

પુરાણો ગપ્પા કહેનારને સબલ ઉત્તર કીંમત ૦-૨-૦

સુદર્શનના ગ્રાહકોને આ બને ૦-૧૦-૦ મળશે ટપાલ જુદું.

### શીગાલવ ૬ સુત્ત*

અથવા

સર્વ ધર્મના ગૃહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધધર્મના સાદા, સરલ, નીતિસિદ્ધાંતો

કીમત ૦ ૨-૦

( આ પુસ્તક મંગાવવા માટે ૦-૨-૬ ની ટીકીટોજ મોકલવી )

*આ પુસ્તક ના ગાયકવાડ સરકારના કેળવણી ખાતા તરફથી "લાઇબ્રેરી ખાતે 'તથા' શાળાઓમા ઇનામ ખાતે" મંજુર થયુ છે શીક્ષકોને સારૂ કમીશન મળશે. તથા મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયુ છે

---

## લવાજમ.

સુદર્શનનુ વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---

[બંધાય છે.]

મહાકવી શ્રી ભવભૂતિ પ્રણીત--

# માલતિ માધવ-

નું ભાષાંતર.

આવૃત્તિ બીજી.

કર્ત્તા. મ. ન. દ્વિવેદી. ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલું થોડા સમયમાં બહાર પડશે. હાલ કિંમત ઘટાડીને રૂ. ૧—૮—૦ રાખી છે.

મેનેજર--સુદર્શન ઓફિસ—નડીયાદ.

---

# તૈયાર છે.

---

# રાજ-યોગ.

બ. નિ. મણિલાલ ન. દ્વિવેદીના અંગ્રેજી ગ્રંથને આધારે ગુજરાતીમાં યોજનાર-માધવલાલ ન. દ્વિવેદી. કી. રૂ. ૧—૮—૦. સુદર્શનના ગ્રાહકોને રૂ. ૧—૦—૦.

મેનેજર--સુદર્શન ઓફિસ—નડીયાદ.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૨૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે.]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપી કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો!! પ્રભુની ખાતર દયા લાવો, અને અનાથોના પાળક બનો, દર માસે રૂ. ૭ આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિ નીકળે? જરૂર લખશો. લખો:—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

REGISTERED No. B7

આદ્યદ્રષ્ટા—
એક અભેદમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૯.] (માસિક) [જુન-૧૯૧૨.]

## दिलने रझा.

લખવા કલમ લઊં હાથમાં ? શૈં-શૈં અગર લખવું !
રોયો-મગર હજી ચશ્મને, ડોરાં ન કાં બનવૂં ?

ચોકખું કહે ફિલસુફ કે, " આંસુ બધી માયાઃ "
તો ચે-હેરામી મન ! ત્હેને ગમતું નથી મરવૂં ?

મુવા વગર માશૂકના, બોસા મળે ના નાઃ
તો દર્દ મ્હેં, દિલબર ! દીધું એ દરગુજર કરવૂં.

રોયો ઘણું: રોતો ભલે ! તોયે ન કૈં દાવોઃ
જા ! જા ! રઝા છે, દિલ ! ત્હને મ્હારે ન કરગરવૂં.

કાં ' દ્વૈત 'માં દુઃખી કરૂં ? ' અદ્વૈત 'ને જપવૂંઃ
જા ! જા ! રઝા છે, દિલ ! ત્હને બસ બરતરફ કરવૂં.

બસ! જા! કરૂં છૂં હૂં મના: મ્હાવૂં મ્હને ના ના:
સારી જહાંમાં એકલૂં, મ્હારૂં જિગર વરવૂં.

કચરી જિગર ઓગાળીને, આંસુ બધાં પીવાં:
બસ! ઈશ્કને મંઝૂર છે, હિમાચલે તપવૂં.

અલ્લાહના ફરમાનથી, દિલને જલાવી દઈ:
ગૂમદિલ બની બ્રહ્માંડમાં, બસ બેફિકર ફરવૂં.

**મ્હારી સનમ** ખુદ છે ખુદા: કાં બેસબબ ડરવૂં?
દૂર જા! જિગર! **સાગર!** અગર બસ આંસુમાં તરવૂં.

ઓડાદ્રા. } सागर.
૨૦: ઓકટોબર: ૧૨ બ્રાહ્મમૂહૂર્ત. }

---

## मस्त गमगीनी.

—•⁂•—

ઘેલો બન્યો દારૂ પીને; ગાફિલ જિગર ચકચૂર છે:
લઈ જાવ ઉચકીને મ્હને, તલ્વાર જ્યાં મશહૂર છે.

આ છત જડેલૂં છાપરૂં; હરરોજ થાય કલાલનું [illegible]નૂં નૂર છે
આ એક–બે–ત્રણવાર! જા! લઇ જા! ખુદા[illegible] છે સ્વાર્થની સૂર છે:
[illegible]થી. [illegible]ધૂળ છે.

મુજ પ્રેમની બંસી મહીં રે! એક સૂર બ[illegible]
બરબાદ છે મિજલસ બધી: ગાણું ગઝલનૂં બ[illegible]ના;
[illegible] કોઈ અફ્સો રંગત[illegible]વ દૂર છે."

[illegible] કલાલીને જઈ: [illegible] દારૂડિયણ બહુ [illegible]

એ પીપ બખ્ખસ લેઇને, આવી ન્હડચો આ શહરમાંઃ
ખુશ્નુમી ને ગમગીમીના મયનાબથી ભરપૂર છે.

હસતાં બધાં ઓ બુલબુલો ! ના છેડશો મુજ પંખીનેઃ
એને શરાબે ગમગીનીનૂં પીપ બસ મંઝૂર છે.

છો ને અગર કહી શાયરી, ગીબત કરે સારી જહાંઃ
બે ફિક્ર મસ્ત ફરે ફીકર સાગર ! જિગર મખમૂર છે.

મોડાસા,
૨૫ઃ ઓકટોબરઃ ૧૨
૫–૩૦ સ્હાંજના.

सागर.

---

# सीतापूरमां पंखीडां.

અહો હો ! સત સ્નેહી શૂં ! આવ્યાં રંકઘરે ખરે !
પ્રેમનાં–પ્રભુનાં પ્યારાં ! મ્હારાં વ્હાલાં અતિથિ એ !

રે ! પંખીડાં ! પરમ સુખિયાં ! આવજો ! આવજો ! હો !
વ્હાલાં મ્હારાં ! પુનીત પગલાં, બાપલા ! લાવજો હો !
મીઠી લ્હાણી તમ હૃદયની વ્હેંચજો ! વ્હેંચજો ! હો !
જ્યહાં જ્યહાં વૃક્ષો તહીં તહીં જલે સિચ્ચજો ! સિચ્ચજો હો !

ના હું જ્ઞાતા હૃદયરસને ! ના સરિતા વહન્તિ !
ના કૈં મ્હારા દીન હૃદયની ઉર્મિઓ ઉભરેલી !
હું છૂં કે આ જગત ભ્રમ છે ? વીચી આવે મ્હને એ !
ના જાણું હું અમિત હૃદયે ! બ્રહ્મની ભ્રાન્તિ થાયે ?

ટોળૂં બાંધ્યૂં સ્વજન ઉરનૂંઃ સમ્પીને સાથ રહેજો !
દેજો ! લેજો ! હૃદય રસની લ્હાણુ મીઠી તમે તો !

રે ! પંખીડાં ! રમત રમતાં પ્હોંચજો દિવ્ય સ્થાને !
શાન્તિ દેજો ! વ્યથિત ઉરને દાહ શો ના, અરે રે !

વહ્નિ લાગે વિપિન સઘળે ! નાસવા સહુ ચહો તો,
માળો મૂકી, અરર ! દુઃખથી નાસવાનું ગમે તો,
નાસો ! ઉડો ! અનુકુળ સહુ કાર્યમાં સજ્જ રહેજો !
વ્હેલાં ! મોડાં સકલમયતા સ્થાનમાં રાહ જોજો !

રે ! રે ! વ્હાલાં ! હૃદયરસ છે સત્ય સર્વસ્વ એ છે !
એ ના તો આ જગત શૂન્યે, બ્રહ્મનો બ્રહ્મ ! એ છે !
પ્રેમી-પંખી અજબ દુઃખીયાં ! સુખિયાં એ જ જાણું !
રોતાં ! ગાતાં ! પ્રણય વિહગો ! ઉડતાં હું વખાણું !

રે ! રે ! વ્હાલાં ! દીન હૃદયમાં શાશ્વતો સ્નેહ પ્રેરો !
ને સ્વર્ગે યે પ્રણયપુરીમાં સ્નેહીઓ સાથ રહેજો !
પીજો ! પાજો ! મધુર રસનાં બિન્દુનો સિન્ધુ ન્હાજો !
સ્નેહે રેલી મતન ગતિએ સાગરે સહ સમાજો !

આવજો ! અતિથિ દેવ ! લાવજો પ્રેમપોટલું !
વ્હેંચજો વર થી હસ્તે ! માગે મસ્તાન એટલું !
આવજો ! અતિથિ દેવ ! દીન મસ્તાન મન્દિરે !
શિખાવા સ્નેહ-સેવાનાં ગૂઢ સૂત્રો તમે મને !

આવજો ! અતિથિ દેવ ! આવજો ! ઉરમન્દિરે !
પઢાવા પ્રેમભક્તિના-મન્ત્ર મસ્તાન એ ચહે !

સીતાપુર—શરાબખાના
તા. ૪ એપ્રિલ: મંગળવાર.

મસ્તાન.

# સૂતુ વેરાનમાં મૂરદું.

અરે રે! એકલું રાને થઈ લાંબુ શું આ સૂતું?
ન માલૂમ એ પડે કાંઈ! હશે વેરાનમાં મૂરદું?

દિસે ના દમ બદનમાં એઃ અને ના નૂર દિલમાં એ;
ચદ્દર અસ્માની ઓઢેલું સૂતું વેરાનમાં મૂરદું?

મુસાફિરી આ થઈ પૂરી હશે? વા શું અવલમજલે-
હશે ઉડી પ્રાણ ચાલ્યા ને સૂતું આ રાનમાં મૂરદું?

હશે દેશે પ્રદેશે કૈં મુસાફિરીની મીઠી ખ્વાહિશ?
અને એવી દિસે કૈં કૈં બની વેરાનમાં મૂરદું?

સનમના નૂરની ઝાંખી, શરાબીની મઝેદારી,
અને એ જામની યારી જતાં શું થાય લાચારી?

અરે, એ નૂરની યારી અને એ ગાનની યારી,
બધાં એ ગાનતાનોની ઉડે રાને ગિરફતારી

દિનો જાતાં સૂકું થાતું અરે વેરાનમા મૂરદું!
ન માલૂમ આવતાં તાકાત ફરીથી ડોલશે મૂરદું!

ન હાલે કે ન ચાલે એ, ન નિઃશ્વાસે હવે લે એ!
અહીં રાને હયાતી: શું ખતમ થાવી લખાઇ છે?

થશે મૂરદું ય શું મૂરદું? અરે, વા ડોલશે મૂરદું?
મુસાફિર એ બને પાછું નવા વેરાનનું મૂરદું?

ન માલૂમ એ, મગર આ શું પડેલું છે અહીં લાંબું?
ચદ્દર અસ્માની ઓઢેલું સૂતું વેરાનમાં મૂરદું?

તા. ૧૦-૧૦-૧૯૧૦, } કૃષ્ણ.

# ॥ अंतःकरणनी शांति जेवुं कोइपण सुख नथी ॥

(૬)

એક સદાચારી જીવનના પ્રત્યક્ષપૂરાવા અને બદલા સમાન એક સાધુચરિત અંતઃકરણ હોય છે. આ બાબતજ દૈવના સામે મનને સમર્થ બનાવે છે; આને લીધે એક માનવિ પોતાના વિકારો ઉપર આધિપત્ય મેળવી શકે છે, પોતાના નિધિનો અને પોતાની સુરક્ષિતતાનો પોતાના અંતરમાં સમાવેશ થાય છે, એટલું સમજી શકે છે, પોતાની જ દશા હોય તેથી સંતોષી બનવાનું શિખે છેઃ મરણ સ્વતઃ કોઈ પ્રકારના અશુભ સમાન નથી, પરંતુ માનવ દેહના માત્ર અંત સમાન છે, એટલું પણ તે સમજે છે. દરેક માનવ જે જે સર્વ પ્રકારનું શુભ વા અશુભ કરે છે, તેનો એક ન્યાયાધિશ અને સાક્ષિ તેના અંતરમાં વસે છે, તેજ આપણને મહાન્ વિચારો પૂરા પાડે છે, આપણને લાભકારક ઉપદેશ આપે છે. જો એકાદ માનવિ ભયના પ્રસંગમાં નિર્ભય, વિકારરહિત, સંકટમાં પણ સુખી, ક્ષોભમાં પણ શાન્ત, સામાન્ય રીતે ભય અથવા લોભ ઉભયમાંના એકના પાત્ર બનતા સર્વ પદાર્થો પ્રત્યે હસતું જોવામાં આવે તો–સર્વ માનવોએ એટલું કબુલ કરવું જોઇએ, કે આ મર્ત્ય દેહમાં અસર ઉપજાવતા દિવ્યતાના માત્ર એક અંશ કરતાં અન્ય કંઈ પણ નથી. એક મહાન્, સદાચારી, અને યથાર્થ નિયમાયત્તું મન, દેહમાં વસતી એક પ્રકારની દિવ્યતા સમાન છે; તેનો ઉદ્‌ભવ સ્વર્ગમાંથી થાય છે અને તેનું નિવર્તન પણ સ્વર્ગમાંજ થશે; એક વિશુદ્ધ અને સદાચારી માનવિ જે ભોગવે છે તે આ દુનિયામાં પણ કેટલેક અંશે એક પ્રકારના સ્વર્ગીય સુખ સમાન છે; આની સરખામણીમાં પૂજ્ય દેવાલયો માત્ર ઠાલી નામો સમાન છે, ઘણું કરીને તેમની ઉત્પત્તિ લોભ અથવા જૂલમમાંથી થઈ હોય છે. નિત્યત્વના વિચારોથી મને અદ્‌ભૂત પ્રકારનો આનંદ થાય છે; અરે એટલું જ નહિ પરંતુ આવી માન્યતાથી પણ મને આનંદ આવે છે, કારણ કે મોટાં માનવિઓના અભિપ્રાયો માટે જ્યારે તેઓ મને આટલી બધી સંતોષકારક રીતે અમુક બાબતો માટે વચન આપે છે. ત્યારે ખાસ કરીને મને ગંભિર પૂજ્ય બુદ્ધિ થઈ આવેછે; માત્ર તેઓ આવી બાબતોનું વચન આપે છે પરંતુ તેમને સાબીત કરી આપતા નથી. જીવાત્માની અમરતા વિષેના પ્રશ્નના સંબંધે, આ બાબત મારામાં ઉંડી ઉંડી કોતરાઇને રહેલી છે; ભાવિમાં મળવાના બદલા અને શિક્ષા વિષેના અભિપ્રાયમાં હું એક સામાન્ય પ્રકારનો ટેકો આપુ છું: આવા ચિંતવનના પરિણામ રૂપે એક શ્રેષ્ઠ પ્રકારના જીવનની આશાઓમાં હુ આ જીવન પ્રત્યે તિરસ્કાર વૃતિવાળો બની જાઉં છું. જો કે આપણે એટલું જાણીએ છીએ કે આપણામાં જીવાત્માનો વાસ છે, છતાં હજુએ એ જીવાત્મા શું છે, કેવો છે, અને ક્યાંથી આવે છે, એ વિષે આપણે બીલકુલ અજ્ઞાન દશામાં છીએ. માત્ર આટલું આપણે સમજીએ છીએ, કે શુભ અથવા અશુભ રૂપે આપણે જે જે સર્વ કરીએ છીએ તે મનના આધિપત્યમાં હોય છે, એક પ્રકારનું વિશુદ્ધ અંતઃકરણ આપણને અડગ શાંતિમાં સ્થાપે છે, દરેક પ્રામાણિક માનવિ પોતાની જાતને જે અર્પી શકે તેજ પ્રકૃતિની મોટામાં મોટી

આશિષ સમાન છે. માત્ર મનના બંધન અને કેદી તરીકે જ દેહ છે, ઉપર નીચે તે પટકાય છે, દુઃખો, સંકટો અને વ્યાધિઓનો ભોગ થઈ પડે છે; પરંતુ વિશુદ્ધ મન સ્વતઃ પવિત્ર અને નિત્ય છે અને સર્વ પ્રકારના ખરેખરા સંસ્કારના ભય વિનાનું હોય છે.

## દરેક માનવિનું અંતઃકરણજ તેનું ન્યાયાધિશ છે.

જો આપણે લોકમતની દરકાર વિનાં આપણાં અંતઃકરણનું અવલોકન કરી શકીએ તો જ આમ બને છે. જો કે મારા સાંભળવામાં ખરાબ મત આવે તો પણ મારે તો સારા માટે જ યોગ્ય બનવું જોઇએ. સાધારણ લોકરૂચિ અને સાહસને, મોટાઇ અને માનનાં લક્ષણો તરીકે ગણે છે; જો એકાદ માનવિ નમ્ર અને વિનયી હોય તો તેને તેઓ એક સુ-સાધ્ય દંભી રૂપે ગણી કાઢે છે; પરંતુ તેનાં કાર્યોની સમાનતા અને દૃઢતામાં જણાઇ આવતી તેના મનની મહત્તા એકવાર પણ તેમના જોવામાં આવતાં તથા તેની બાહ્ય શાન્તિનો આ-ધાર તેની આંતર શાંતિ ઉપર છે એટલું તેમના સમજવામાં આવતાં, તેના તેજ લોક તેને માટે માન અને પ્રેમવાળા બને છે, કારણ કે સદાચારને ટેકો ના આપે એવું કોઈ પણ મા-નવિ નથી, જો કે માત્ર ગણ્યાં ગાંઠ્યાં જ તેને અનુસરી શકે છે. તેનો શામાં સમાવેશ થાય છે તે આપણે સમજી શકીએ છીએ પરંતુ તેને આચારમાં મુકવાની આપણે હિમત કરી શ-કતા નથી; તે પ્રાપ્ત કરવા માટે આપણે જેનો ત્યાગ કરવો જોઇએ તેની આપણે હદપારની કિંમત આંકતા હોઇએ છીએ, એટલું જ આનું કારણ છે. એક સદાચારી અંતઃકરણને કોઈ પણ સાક્ષિઓનો ભય હોતો નથી, પરંતુ એક દુરાચારી અંતઃકરણ એકાન્તમાં પણ ચિંતા-તુર હોય છે. જો આપણે પ્રમાણિક ના હોય એવું કંઈ પણ ના કરીએ તો ભલે તે બધી દુનિયા જાણે; જો આપણે આથી ઉલટી રીતે વર્તીએ તો જ્યાં સુધી હું તે વિષે મારી જાતે જાણું છું ત્યાં સુધી બીજો કોઈ તેને નાજાણે એનો અર્થ શો ? જે આવા સાક્ષિનો તિરસ્કાર કરે છે તે દુઃખી થાય છે. એટલું ખરૂં કે દુરાચાર કદાચ કાયદાના બંધનમાંથી બચી જાય, પરંતુ અંતઃકરણ આગળથી બચી શકાતું નથી, કારણ કે ગુન્હેગારોની ખાનગી ખાત્રી હોય છે એજ પ્રથમ અને મોટામાં મોટા શિક્ષા છે, તેથી પાપ પોતાની જાતને જ દુષિત બનાવે છે અને દ્વેષની ભીતિ તેના ફટકામાંથી બચી જનારાઓને પણ અનુસરે છે. જો કુદરતે અ-પરાધિઓનાં અંતઃકરણમાં સંકટો અને વધસ્તંભોની સ્થાપના ના કરી હોત તો દુરાચાર આટલી બધી સહેલી રીતે કાયદાને, ન્યાયાધિશને અને વધને છેતરે એ સદાચારીઓ માટે કષ્ટકારક થઈ પડત. જે દોષિત હોય છે તે હમેશના ભયમાં વસે છે અને જોવામાં તે સજા ભોગવવાની આશા રાખતો હોય છે તેવામાંજ તે પોતે પોતાની જાતને સજા કરે છે; જે જે તે માટે યોગ્ય હોય છે તેતે તેની આશા રાખે છે. તે પકડાય નહિ તેથી શું થયું ? કદાચ પકડાઈ જવાય, એવા ભયમાં તે હજુએ હોય છે. તેની નિદ્રા પણ કષ્ટકારક થઈ પડે છે, કોઈ કાલે તે નિરાંતની હોતી નથી અને અન્યના દુરાચાર વિષે તે પોતાના દુરાચારનો વિચાર લાવ્યા વિના બોલી શકતો નથી. આથી ઉલટી રીતે એક સદાચારી અંતઃકરણ એક પ્રકારની હમેશની ઉજાણી જેવું હોય છે. સદાચારી જીવનવાળા અંતઃકરણમાંથી ઉપજી આ-વતા આનંદોજ ખાની ભર્યા અને લાભકારક હોય છે. જ્યાં સુધી આપણા અંતરમાં શાં-તિનું રાજ્ય પ્રવર્તતું હોય ત્યાં સુધી બહારની દુનિયામાં ચાલતા ધાંધલનો કંઇપણ હિસાબ

નથી; પરંતુ જો આપણા વિકારોજ ઉથલ-પાથલ કરે એવા હોય તો બીજો કોઈ પ્રકારના તોફાન વિના પણ તેટલાજ આપણને જાગતા રાખવાને પૂરતા છે. એકાદ અસ્વસ્થ મનના માનવિને દેહની અમુક પ્રકારની સ્થિતિવડે અથવા પથારી બરોબર ગોઠવવાથી શાંતિ મળી શકતી નથી. પ્રવૃત્તિથી જાગ્રત બને એવું એક પ્રકારનું અધીરૂં આલસ્ય હોયછે; આલસ્યના દુર્ગુણો પ્રવૃત્તિવડે સુધારવા જોઇએ. માદક પદાર્થોની ધૂનમાં તેમજ સંપત્તિને ખૂબ ઉડાવવામાં પણ યથાર્થ સુખનો સમાવેશ થતો નથી. દૈવે મને જે આપ્યું છે તે કદાચ તે પાછું પણ પણ લઈ લે પરંતુ તે મારી પાસેથી ઝુટાવી શકશે નહિ; જ્યાં સુધી તે મારી પાસે વૃદ્ધિ પામતું નથી, ત્યાં સુધી જરાપણ દુઃખવિના હું તેનાથી વિખુટો થઈ શકું. જેને પોતાની જાતને સંપૂર્ણ રીતે જાણવાની મરજી હોય તેમણે તેમના વિત્તને, દૈવને, મેળાને દૂર કરવો જોઇએ અને બીજાઓની પાસેથી પોતાની જાતનું જ્ઞાન મેળવાની દશામાં આવ્યા વિનાજ પોતાની જાતની એકલાનીજ તપાસ ચલાવવી જોઇએ.

## દરેક માણસે પોતાની પરિક્ષા કરી જોવાની જરૂર છે.

એકાએક અથવા સહજમાંજ પોતાની જાતને માનવિ એ એકાદ માનવિ માટે ભયંકર બાબત છે. તેટલા માટે આપણે આપણાં હૃદયોની પરિક્ષા, તપાસ, અવલોકન, નિરીક્ષણ કરી જોવાં જોઇએ, કારણ કે આપણેજ આપણી જાત વિષે મોટી મોટી બડાશ મારનાર હોઇએ છીએ. દરેક રાત્રિએ આપણે આપણી જાતનો હિસાબ તપાસવો જોઇએ. મેં આજે કઇ નબળાઈ ઉપર જીત મેળવી છે? હું કયા વિકાર સામે થયો? મેં કઇ લાલસાને દબાવી? મેં કેવો સદાચાર મેળવ્યો? જો આપણે આપણા દુરાચારોનો આ પ્રમાણે દરરોજ સ્વીકાર કરતા જઇએ તો તેઓ આપોઆપ ઓછા થઈ જાયછે. આવી નિત્ય નોંધને કેવી સુખી નિદ્રા અનુસરે છે! જે માનવિ પોતાના મનના જાસુસ સમાન, અને પોતાની રીત ભાતના એક ખાનગી ગુપ્ત ટીકા વિવેચક સમાન બનેછે, તેની કેટલી બધી શાંતિ, સ્વતંત્રતા અને મહત્તા હોયછે! દરેક રાત્રે દિવો બંધ થાય કે તુર્તજ ગત દિનનાં વચનો અને કાર્યોને તપાસી જવાનો મારો રીવાજછે; હું આમાં કંઈપણ મારા ધ્યાન બહાર જવા દેતો નથી: જ્યારે હું મારી જાતને ઠપકો અને માફી આપી શકું છું ત્યારે મારે બીજાને જોઇને શામાટે બીક રાખવી જોઇએ? હું આવા પ્રકારની તકરારમાં સહજ ગરમ બની ગયો હતો; મારો અભિપ્રાય સારી રીતે લીધા વિનાનોજ રાખ્યો હોત એ ઠીક હતું કારણ કે તેથી ખોટું લાગી આવ્યું અને કંઈપણ સારૂં થયું નહિ. આ બાબત સત્ય હતી: પરંતુ સર્વ પ્રકારનાં સત્યો, સર્વ સમયોએ બોલવા જેવાં હોતાં નથી. મારી જીભનેજ બોલતી બંધ રાખવાની મારી મરજી છે, કારણ કે મૂર્ખાઓ સાથે અથવા આપણા ઉપરિઓ સાથે કોઈપણ પ્રકારની તકરાર નથી. મારાથી અશુભ થઈ ગયું છે. પરંતુ ફરીથી તેનું કોઈ કાળે થશે નહિ. જો દરેક માનવિ આ પ્રમાણે પોતાના અંતરની તપાસ ચલાવે તો આપણ સર્વ માટે કેટલા પ્રકારનું નિરર્થક એક ક્ષણનો પણ વિશ્રામ નથી એવા જીવન માટે આવા દરરોજના પુનરવધારન કરતાં અન્ય શું વિશેષ યુક્તિ યુક્ત હશે! આપણું ભાવિ નિર્માણ થયછે છે, અને આપણે જે પ્રથમ શ્વાસ લઈએ છીએ તે આપણા મરણના પ્રથમ ક્ષણ સમાન પણ હોય

આપણાં જીવનોમાં અનંત વિવિધતા જોવામાં આવે છે, પરંતુ એ સર્વનો સમાન ઉદ્દેશ હોય છે. ગુમાવવા અને નાશ પામવાને, આશા અને ભય રાખવાને, આપણને અને બીજાને કંકાસ કરાવવાને આપણે જન્મ્યા છીએ અને આવા સામાન્ય પ્રકારના સંકટમાં સદાચારવિના અન્ય કોઈ પણ ઉપાય નથી, કારણ કે ખરેખરા આનંદનો આધાર અંતઃકરણ ઉપર હોયછે.

---

# लाइकरगस.[1]

યુરોપની દક્ષિણમાં ગ્રીસ નામક એક નાનકડો દેશ છે. પ્રાચીન સમયમાં આ દેશ તેની સભ્યતા અને ઉન્નતિને માટે પ્રસિદ્ધ હતો. સન ઈસવી. થી આઠ નવ શતાબ્દી પહેલાં ગ્રીક લોકોને પોતાની શારીરિક ઉન્નતિનો બહુ વિચાર હતો. માનસિક ઉન્નતિ તો તેઓએ પાછળથી પ્રાપ્ત કીધી. આ સમયે ગ્રીક દેશ ઘણા નાના નાના રાજ્યોમાં વિભક્ત હતો. તે રાજ્યો બહુધા પરસ્પરમાં લડયા કરતાં. આલડાઈઓ ને લીધેજ ગ્રીક લોકો શારીરિક બળની કદર કરતાં, શીખ્યા તેઓએ સમસ્ત દેશમાં, સ્થળે સ્થળે, અખાડાઓ ઉભા કીધા, પ્રત્યેક ગ્રીસ—નિવાસી આ અખાડાઓમાં કુસ્તી લડવી, દોડવું, મુક્કાબાજી ઈત્યાદિ શારીરિક વ્યાયામ શીખતો. પ્રતિચાર વર્ષે એલિસ રાજ્યના ઓલિમ્પીયા નામક નગરમાં શારિરીક બળની પરીક્ષા માટે એક સંમેલન થતું હતું. જે વ્યક્તિ સર્વથી અધિક બળવાન જણાય તેના મથા પર 'જૈતૂન' નામક ફૂલોનો મુગટ રાખવામાં આવતો. સમસ્ત દેશમાં આ મુગટની પ્રાપ્તિ અત્યંત ગૌરવ ભરી ગણાતી.

જેમ જેમ ગ્રીસમાં સભ્યતાનો પ્રચાર થતો ગયો તેમ તેમ તે દેશના નિવાસીઓનું લક્ષ શારીરિક ઉન્નતિ પ્રતિ ઓછું થતું ગયું. અને શારીરિક ઉન્નતિનું સ્થાન માનસિક ઉન્નતિએ પ્રાપ્ત કીધું, અને તે દેશમાં મોટા મોટા શાસ્ત્રવેત્તા, લેખક, વક્તા, રાજનીતિજ્ઞ અને દાર્શનિક ઉત્પન્ન થયા. આથી ગ્રીક વાસીઓની રહેણી કહેણીમાં પણ મહાન ફેરફાર થયો. દેશમાં અન્યત્ર સર્વ સ્થળે તો આ પ્રકારનો ફેરફાર ચાલુ રહ્યો કિન્તુ સ્પાર્ટા નામક એક નાનકડા રાજ્યના નિવાસીઓ તો પોતાની શારિરીક ઉન્નતિજ કરતા રહ્યા. આ ઉન્નતિ એટલી બધી વધી ગઈ કે સ્પાર્ટાની ભૂમિ વીર પુરૂષોની જન્મદાત્રી તરીકે વિખ્યાત થઈ ગઈ, પણ ધીરે ધીરે સ્પાર્ટા—નિવાસીઓ પણ શારિરીક ઉન્નતિનો વિચાર તજી દઈ અન્ય રાજ્યોની પેઠે માનસિક ઉન્નતિ પ્રતિ વળ્યા. આવા સમયે મહાત્મા લાઇકરગસે જન્મ લઈ પોતાના પૂર્વ વ્રત પર સ્પાર્ટાને દૃઢ રાખ્યું.

લાઇકરગસનો જન્મ સન ઇસવીની પૂર્વે નવમી શતાબ્દિમાં થયો હતો. સ્પાર્ટામાં બે રાજાઓ થયા કરતા હતા. લાઇકરગસનો પિતા તેમાંનો એક હતો. તેના પિતાના દેહાન્ત

---

1 અનુવાદિત.

પછી તેનો ભાઇ પૉલીડીકટીઝ રાજા થયો કિન્તુ તે થોડા સમયમાં મૃત્યુ પામ્યો. તેથી લાઇકરગસ રાજા થયો.

રાજ્યગાદીની પ્રાપ્તિ પછી તરતજ તેને માલૂમ પડ્યું કે તેના ભાઇ પોલિડીકટીઝની સ્ત્રી ગર્ભવતી છે. આથી લાઇકરગસે પ્રતિજ્ઞા કીધી કે જો પૉલીડીકટીઝની સ્ત્રીને પુત્ર જન્મશે તો હું સિંહાસનનો ત્યાગ કરીશ અને તે પુત્ર ઉમર લાયક થતા સુધી હું એક મંત્રીની પેઠે રાજ્ય કાર્ય કરતો રહીશ. જ્યારે પૉલીડીકટીઝની સ્ત્રીને લાઇકરગસની પ્રતિજ્ઞાની ખબર પડી ત્યારે તેણે તેને ગુપ્ત રીતે કહેવડાવી મોકલ્યું કે જો તમે હમણાંથીજ મારી સાથે વિવાહ કરી લ્યો તો તમને સિંહાસન પ્રાપ્તિમાં કોઇ પ્રકારનું વિઘ્ન નહીં નડે. બાલક જન્મશે કે તરતજ હું તેને મારી નાંખીશ. જ્યારે લાઇકરગસે આ સ્વભાવિક વાત સાંભળી ત્યારે તેના હોશ ઉડી ગયા. તેના હૃદયમાં પૉલીડીકટીઝની સ્ત્રી પ્રતિ અત્યંત ઘૃણા ઉત્પન્ન થઇ કિન્તુ આવે સમયે ક્રોધ કરવાથી કામ બગડશે જાણી તેણે બહારથી તેની વાત સ્વીકારવા સરખો ડોળ કીધો.

હવે લાઇકરગસને એ ચિન્તા થઇ કે ભાવિ બાળકની કયા પ્રકારે રક્ષા કરવી. પૉલીડીકટીઝની સ્ત્રીના ઘરની પળેપળની ખબર મેળવવા માટે તેણે ગુપ્ત અનુચરો રાખ્યા. આ ગુપ્ત અનુચરોએ પોલીડીકટીઝની સ્ત્રીના નોકર ચાકરોને પૈસાથી પોતાના પક્ષમાં મેળવી લીધા. એક દીવસ લાઇકરગસ, રાજ્યના મુખ્ય મુખ્ય કર્મચારિયો સાથે બેસી, ભોજન કરી રહ્યો હતો તેવામાં તેના ગુપ્ત અનુચરોએ પિતાહીન નવા જન્મેલા શિશુને લાવી તેના ખોળામાં મુક્યો; શિશુને સુરક્ષિત જોઇ તેનું હૃદય હર્ષથી નાચી ઉઠ્યું તેણે તેજ સમયે તે બાળકને હસ્તમાં ઉપાડી રાજ્ય કર્મચારિયો અને અન્ય અન્ય ઉપસ્થિત જનોને ઉચ્ચ સ્વરે સંબોધન કરી કહ્યું—"જુઓ! આ શિશુ તમારો રાજા છે" સ્પાર્ટાનિવાસીઓએ પોતાના નવા બાળરાજાને સપ્રેમ અભિનન્દન આપ્યુ અને લાઇકરગસના હૃદયની ઉદારતાનાં બહુ વખાણ કર્યાં. આ કાર્યથી લાઇકરગસની કીર્તિ સમસ્ત દેશમાં ફેલાઈ ગઇ કિન્તુ પોલીડીકટીઝની સ્ત્રી અને તેના સહાયકો તેના પરમ શત્રુ થઈ ગયા. તેઓએ લોકોને એમ સમજાવવું શરૂ કર્યું કે લાઇકરગસનો વિચાર તે જન્મેલા બાળકને મારી સ્વયં રાજા બનવાનો હતો. પરન્તુ દુર્ભાગ્યવશ તેઓને તે નીચ કામમાં સફલતા ન મળી. લોકો લાઇકરગસની ઉદાર પ્રકૃતિ સારી રીતે સમજતા હતા, તેથી તે વાત કોઇએ માની નહીં. અન્તે લાઈકરગસના શત્રુઓએ તેના પર અન્ય દોષારોપણ કીધા. લાઈકરગસ તેઓથી કંટાળ્યો હતો. આથી તે સ્પાર્ટા છોડી દેશાટન કરવા નીકળ્યો.

ભ્રમણ કરતો કરતો તે ક્રીટ નામક ટાપુમાં આવી પહોંચ્યો. તે ટાપુ આ સમયે અત્યંત સમૃદ્ધિશાળી હતો, ત્યાંની શાસન પદ્ધતિ સંસારથી નિરાળી હતી. તે આ દેશમાં થોડોક કાળ રહ્યો. ત્યાંની શાસનપદ્ધતિ અને ત્યાંની રહેણી કહેણીનું તેણે બરાબર [illegible] ત્યાંથી તે એશીઆના કેટલાક દેશોમાં ભ્રમણ કરવા ગયો. તત્પશ્ચાત્ તે ગ્રીસ દેશનાં ભિન્ન ભિન્ન રાજ્યોમાં ભ્રમણ કરતો રહ્યો અને ત્યાંની શાસન પ્રણાલી નીરખતો રહ્યો.

લાઇકરગસની અનુપસ્થિતિમાં સ્પાર્ટા રાજ્યનું સમસ્ત કાર્ય ઢીલું થઇ ગયું. ચોર તથા

આપણ્ઓની વૃદ્ધિ થઈ, કાયદાઓ રદ ગણાવા લાગ્યા. પ્રાયઃ અરાજકતા ફેલાઈ ગઈ. આનું છે. પરિણામ એ થયું કે રાજનો કર ઘટી ગયો, પ્રજા ભૂખે મરવા લાગી અને દુરાચાર અત્યંત વધી ગયો. આવા સમયે લોકોની દૃષ્ટિ લાઈકરગસ પ્રતિ વળી. સ્પાર્ટાનિવાસીઓએ લાઈકરગસને પાછા આવવાની તથા ફરીથી શાસનપ્રણાલી સુધારવાની વારંવાર પ્રાર્થના કરી. લાઈકરગસ સ્પાર્ટામાં આવ્યો તો ખરો, પણ તેણે સ્પાર્ટાવાસીઓ પાસેથી પ્રથમથીજ વચન લઈ લીધું કે જે કાયદાઓ તે ઘડશે તે તેઓએ માન્ય કરવા પડશે.

આ સમયે ગ્રીસના ડેલ્ફી નગરમાં અપોલો નામક દેવતાનું મન્દિર ઘણુંજ પ્રસિદ્ધ હતું. કોઈ કાર્ય કરતાં પહેલાં સર્વ સાધારણ તે મન્દિરમાં અપોલોની અનુમતિ માગવા જતા; મન્દિરના પુજારીઓ તથા પુજારણોજ દેવનાના નામપર અનુમતિ આપતા. તેઓના વચનોપર ગ્રીસ-નિવાસીઓને વિશ્વાસ હતો. લાઈકરગસે પણ શાસનસુધારાના કામને પોતાના હાથમાં લેતા પહેલાં અપોલોની સલાહ મેળવવી ઉચિત ધારી. આમ કરવામાં તેનો હેતુ એ હતો કે ત્યાંથી જો અનુમતિ મળી ગઈ તો પછી સ્પાર્ટાનિવાસીઓ તેની વાતનો અસ્વીકાર કરવાનું સાહસ નહીં કરે. તેથી તે ડેલ્ફી નગરમાં ગયો. તેને અનુમતિ મલી એટલુંજ નહીં પણ તેને એટલે સુધી કહેવામાં આવ્યું કે ભવિષ્યમાં તેના ઘડેલા કાયદાઓ અનુસાર કાર્ય કરવાથી સ્પાર્ટા રાજ્ય સમૃદ્ધિશાળી અને સુખી થઈ શકશે. સ્પાર્ટામાં આવી તેણે સર્વ કર્મચારીયો અને મુખ્ય મુખ્ય લોકોની એક મોટી સભા ભેગી કરી. આ સભામાં તેણે પોતે ઘડેલા કાયદાઓ વાંચી સંભળાવ્યા તેનો સારાંશ નીચે આપવામાં આવે છેઃ—

પૂર્વકાળથી સ્પાર્ટામાં બે રાજા થતા રહ્યા છે. આ પ્રથા તેમજ ચાલુ રહેશે. ભવિષ્યમાં વર્તમાન રાજાઓના સંતાનો સ્પાર્ટા રાજ્યના રાજાઓ થતા રહેશે. વર્તમાન રાજાઓની શક્તિ અત્યંત વધી ગઈ છે તેને ઘટાડવી પરમાવશ્યક છે. ત્રીસ માણસોની એક સભા બનાવવામાં આવશે. ઉભય રાજા તેના સભાપતિ થશે? બાકીના અઠ્ઠાવીશ માણસો પ્રજામાંથી પસંદ કરવામાં આવશે! સાઠથી ઓછા વર્ષની ઉમરનો કોઈ પણ મનુષ્ય આ સભાના સભાસદ થવાનો અધિકાર ધરાવી શકશે નહીં. પ્રત્યેક સભાસદે પોતાના મરણ સુધી સભાનું કામ બજાવતાં રહેવું પડશે. કોઈ સભાસદનું મૃત્યુ થતાં તેનું ખાલી પડેલું સ્થાન પ્રજાની મરજી દ્વારા નિયત થયેલ મનુષ્ય લઈ શકશે,

આ સભાનું કામ કાયદા ઘડવાનું તથા ન્યાય આપવાનું રહેશેઃ જે જે કાયદાઓ આ સભા ઘડશે તે સર્વ-સાધારણ સન્મુખ રાખવામાં આવશે અને તેમાં તેમની અનુમતિ લેવામાં આવશે. ઉભય રાજાઓ આ સભાના સભાપતિ તરીકે કામતો કરશેજ પરન્તુ તે ઉપરાંત તેઓ રાજ્યની સેનાના સેનાપતિ બનશે અને ધાર્મિક કાર્યોમાં મુખ્ય પુજારીઓનું સ્થાન ગ્રહણ કરશે! રાજ્યના શાસનનું કાર્ય રાજા અને સભા દ્વારા થશે કિન્તુ એ સંભવિત છે કે તે ઉભય મળી જાય પોતાને મળેલી શક્તિનો દુરૂપયોગ કરે અને પ્રજાના ઉપર અત્યાચાર થાય-તેથી પાંચ મનુષ્યોની એક બીજી નાની સભા બનાવવામાં આવશે? આ નાની સભાને એ અધિકાર રહેશે કે તે કાયદાનું ઉલંઘન કરનારને—પછી ગમે તો તે રાજા હોય કે પ્રજા હોય—તે ઉચિત દંડ દઈ શકશે.

આ સમયે રાજ્યમાં ૪૮૦૦૦ સ્વતંત્ર પરિવાર નિવાસ કરે છે એથી રાજ્યને ૪૮૦૦૦ ભાગોમાં વિભક્ત કરીને એક એક ભાગ પ્રત્યેક પરિવારને આપવામાં આવશે. એક પરિવારને જેટલા અન્નની આવશ્યકતા છે તેટલું અન્ન પ્રત્યેક ભાગમાં અવશ્ય ઉત્પન્ન થશે. અધિક સંપત્તિના સ્વામી થવાથી મનુષ્ય અભિમાની અને દાંભિક બની જાય છે અને ધનવાન ગરીબપર અત્યાચાર કરે છે. પૂર્વોક્ત પ્રબન્ધથી સ્પાર્ટા આ દુર્ગુણથી દૂર રહી શકશે

પરિવારોમાં પણ અન્તર હશે. કોઇ પરિવાર મોટો હશે તો કોઈ નાનો હશે. કોઈ નાનકડો પરિવાર પોતાની ભૂમિની પેદાશથી કાલક્રમે ધનવાન બની વિલાસી થઇ જાય એ પણ સંભવિત છે. આ અનૌચિત્યમાંથી બચવા માટે સ્પાર્ટામાં લોઢાના સિક્કા ગલાવવામાં આવશે. આ સિક્કાને બીજા દેશના સોદાગરો નહીં લે. પરિણામ એ થશે કે વિલાસની જે જે વસ્તુઓ વિદેશમાંથી સ્પાર્ટામાં આવે છે તે સર્વ વસ્તુઓથી તેઓ દૂર રહેશે. સિક્કાઓ ભેગા કરીને કદાચિત કોઇ કંજુસ સ્પાર્ટાનિવાસી કોઈ દેશબાન્ધવ પર અત્યાચાર કરે એ સંભવિત છે—આ કારણથી આ સિક્કા એવા લોઢાના બનાવવામાં આવશે જે વિશેષ દબાણ પડવાથી તૂટી જાય અને અનેક દિવસ સંઘરી રાખવાથી બગડી જાય.

સુસ્વાદુ ભોજન સ્વાસ્થ્ય અને સચ્ચરિત્રતાને માટે હાનિકારક છે આથી પ્રત્યેક સ્પાર્ટાનિવાસીએ સાદું ભોજન કરવું જોઇએ. પોતાને ઘેર ભોજન રાંધવાથી પ્રત્યેક મનુષ્ય પોતાને મનપસંદ ભોજન કરશે આમાંથી બચવા માટે રાજ્ય તરફથી એવાં ભોજનાલયો ખોલવામાં આવશે કે જેમાં પ્રત્યેક સ્પાર્ટાનિવાસીએ વિધિનિર્દિષ્ટ ભોજન કરવું પડશે. ભોજનાલયનું ખર્ચ ચલાવવા માટે તેમાં ભોજન કરવાવાળાઓ ભોજન સામગ્રી પહોંચાડી દેશે. ભૂખ લાગી હોય કે ન લાગી હોય પણ ભોજનને સમયે રાજ્યના ભોજનાલયમાં પ્રત્યેક મનુષ્યે આવી પહોંચવું પડશે. ભોજન સમયે કોઇ જોરથી બોલી શકશે નહીં. આ બાબતે યદિ કોઈ અસભ્યતા પ્રકાશિત કરશે તો તે દંડને લાયક થશે. રાંધેલું માંસ, જવની રોટલી, દાળ, તથા થોડાંક અંજીર—આટલી ચીજોજ ભોજનમાં મળશે—કોઇ કોઇ સમયે માછલી અને ઘેટાનું માંસ અને ફળો પણ મળ્યા કરશે.

વિદેશીઓનો પ્રભાવ સ્પાર્ટાવાસીઓ પર પડી શકે છે. આથી શીઘ્ર બધા વિદેશીઓને આ રાજ્યમાંથી બહાર કાઢી મુકવામાં આવશે તેમજ સ્પાર્ટાવાસીઓ પણ હવેથી કોઇ અન્ય રાજ્ય વા દેશમાં જઈ શકશે નહી.

બધા સ્પાર્ટાનિવાસીઓએ એકત્ર થઇ બલવાન થવું પરમાવશ્યક છે—આ રાજ્યમાં નિર્બલનું કાંઇ કામ નથી. જ્યારે કોઈ પણ બાળક ઉત્પન્ન થાય ત્યારે તેને રાજકર્મચારીઓની સન્મુખ લાવવામાં આવશે. યદિ કર્મચારીઓ તે બાળકને બળવાન સમજશે તો જે દાઇઓને બાળકોને પાળવા તથા તેઓના શરીરને સુદૃઢ બનાવવા માટે નિયત કરવામાં આવી હશે તેઓને તે બાળક સોંપવામાં આવશે, અને જો તે નવું જન્મેલું બાળક નિર્બલ જણાશે તો તેને નિર્જન વનમાં ફેંકાવી દેવામાં આવશે.

સાત વર્ષની અવસ્થાથી બાળકની શિક્ષા શરૂ થશે. બાળકોની નાની નાની ટોળીઓ

બનાવવામાં આવશે. પ્રત્યેક ટોળીનો સર્વથી બળવાન છોકરો પોતાની ટોળીનો નાયક થશે. યદિ કોઈ છોકરો કાયરતા પ્રકટ કરશે તો ટોળીના નાયકને તેને દંડ આપવાનો અધિકાર રહેશે. આ બાળકો સહિષ્ણુતા અને ઐકય શીખશે, ગુરૂજનોનો આદર કરતાં શીખશે; પરિશ્રમી, લડાયક અને સ્વદેશભક્ત થતાં શીખશે. યુવાન થતાં તેઓને અધિક પરીશ્રમ કરાવવામાં આવશે. સખ્ત ઠંડીમાં તેને ઉઘાડે પગે ચાલવું પડશે અને માત્ર એક પાતળું કપડુંજ પહેરવું પડશે. આખા વર્ષમાં તેને એકજ કપડું મળશે તેને તે પોતાની મરજી હોય તો પહેરે ને મરજી હોય તો ઓઢે. ગમે તો તે કપડું ફાટી જાય વા ખોવાઈ જાય તોપણ તેજ વર્ષમાં તેને બીજું કપડું કદાપિ પણ મલશે નહીં. તેણે ઘાસના બીછાના પર સુવું પડશે. તેના શારીરિક બલને હાનિ પહોંચાડે એવી કોઈપણ વસ્તુ તેને ખાવા દેવામાં આવશે નહીં. તેને રોજ પરસ્પરમાં કુસ્તી લડવી પડશે અને જે યુવક અનેક કુસ્તીઓ જીતશે તેને ઉચિત પુરસ્કાર આપવામાં આવશે. તેને નાના પ્રકારના એવા શારીરિક વ્યાયામ કરવા પડશે કે જેથી તેમના શરીર સુડોળ અને સુદૃઢ થાય.

યુવકોને ચાલાકીનું કામ પણ શીખાવવામાં આવશે. અતએવ તેને ચોરી કરવાની યુક્તિઓ બતાવવામાં આવશે, પણ જો કોઈ યુવક ચોરી કરતો જણાશે તો તેને કઠિન દંડ મલશે. દંડ ચોરી કરવા માટે નહીં કિન્તુ તેની અસાવધાની માટે અપાય છે એમ સમજવું. જે યુવક ચોરી કરતાં નહી પકડાય તેની ચાલાકી પ્રશંસનીય સમજાશે.

શિક્ષાકાલ સમાપ્ત થતાં સ્પાર્ટાનિવાસી યુવકોને સૈનિક બનવું પડશે. દેશ અને રાષ્ટ્રનું શુભ ચિન્તન કરવું એજ તેના જીવનનો પવિત્ર ઉદ્દેશ થશે. દેશ અને રાષ્ટ્ર માટે પોતાનું જીવન હથેળી ઉપર રાખવું એજ તેનો પરમ ધર્મ થશે. વ્યક્તિગત વાતોને દેશ અને રાષ્ટ્રની વાતો કરતાં વધારે સારી ગણવી એ મહા પાપ ગણાશે. દેશના યુવકોને સર્વદા સૈનિક કાર્યોમાં સંમિલિત થવું પડશે. શાન્તિને સમયે તેઓ પોતાનો સમય કુસ્તી લડવામાં, શિકાર ખેલવામાં, દોડવામાં ઇત્યાદિ શારીરિક વ્યાયામ સબંધી કાર્યોમાં વ્યતિત કરશે. ત્રીસ વર્ષની અવસ્થા સુધી તેઓને રાજનૈતિક બાબતથી કેવળ દૂર રાખવામાં આવશે. જે યુવક પોતાના પરિવાર સાથેજ વિશેષ પ્રેમ પ્રકટ કરશે તે સમાજમાં ઘૃણાની દૃષ્ટિથી જોવાશે.

બલવતી માતાજ બલવાન સન્તાન ઉત્પન્ન કરી શકે છે. અતએવ સ્ત્રીઓના શરીરને પણ બલિષ્ટ અને પુષ્ટ બનાવવું આવશ્યક છે. હવેથી પુરૂષોની પેઠે સ્ત્રીયો પણ શારીરિક વ્યાયામ કરશે. તેઓને દોડવું, કુસ્તી કરવી, ભાલો ફેંકવો અને તરવાર ચલાવવી એ સવ શીખવવામાં આવશે. સ્ત્રિયોનો આદર પણ પુરૂષોની પેઠેજ કરવો ઇત્યાદિ ઇત્યાદિ.

લોકોએ લાઇકરગસના આ કાયદાઓનો ઘોર વિરોધ કીધો, કિન્તુ વચનબદ્ધ થવાથી અને ડેલ્ફીના મન્દિરની ભવિષ્યવાણી દ્વારા તેઓ કાંઇ કરી શક્યા નહીં તોપણ કેટલાક મનુષ્યો તેના શત્રુ તો અવશ્ય થઇ ગયા અને એક દિવસ જ્યારે લાઇકરગસ એકલો જતો હતો તે સમયે એલેક્ઝાંડર નામક યુવકે તેનાપર આક્રમણ કીધું. લોકોએ વખત સર આવી પહોંચી, તેને બચાવ્યો તો ખરો પણ આ લડાઇમાં તેની એક આંખ ફુટી ગઇ. એલેક્ઝાંડરને પક-

રીતે લાઇકરગસની સમક્ષ ઉપસ્થિત કરવામાં આવ્યો કિન્તુ લાઇકરગસે તેને ક્ષમા અર્પી એટલુંજ નહીં પણ તેને પોતાના મિષ્ટ ભાષણથી એટલો બધો મુગ્ધ કરી દીધો કે તે તેના પગમાં પડયો અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો. સ્પાર્ટાનિવાસીઓના હૃદય પર આ ઘટનાનો અત્યંત પ્રભાવ પડયો. તેઓ સર્વ લાઇકરગસના ભક્ત થઇ ગયા અને તેના ઘડેલા કાયદાઓ અનુસાર કાર્ય કરવા લાગ્યા.

કાંઇક કાલોપરાન્ત લાઇકરગસે વિચાર્યું કે કોઇક સમયે સ્પાર્ટાનિવાસીઓ તેના બનાવેલા કાયદાઓની ઉપેક્ષા કરે એ સંભવિત છે. અતએવ તેણે એક સભા મેળવી. તેમાં તેણે કહ્યું:—"હું એક વિષય પર એપોલોની અનુમતિ મેળવવા ડેલ્ફી જવા ઇચ્છું છું. તમે સર્વ મને શપથપૂર્વક વચન આપો કે જ્યાં સુધી પાછો ન ફરૂં ત્યાં સુધી તમે સર્વ મારા કાયદાઓ પાળતા રહેશો." સર્વ લોકોએ શપથ લીધા. લાઇકરગસ ડેલ્ફી પહોંચ્યો. ત્યાં એપોલોની ભવિષ્યવાણી દ્વારા તેને માલમ પડયું કે જો સ્પાર્ટાનિવાસીઓ તેના ઘડેલા કાયદાઓ અનુસાર કાર્ય કરતા રહેશે તો સ્પાર્ટા સંસારનો સર્વથી મહાન તથા શક્તિ અને સમૃદ્ધિવાન દેશ થઇ જશે. તેણે આ ભવિષ્યવાણીના સમાચાર સ્પાર્ટાનિવાસીઓને કહેવડાવી મોકલ્યા અને પોતે 'ક્રીટ' ટાપુમાં ચાલ્યો ગયો. સ્પાર્ટામાં તે એટલા માટે ન ગયો કે કદાચ તેના પાછા આવવાથી ત્યાંના લોકો પોતાના શપથ પૂરા થયેલ સમજી તેના કાયદાઓ વિરૂદ્ધ કાર્ય કરે. 'ક્રીટ' ટાપુમાં પણ અધિક દિવસ સુધી જીવિત રહેવું તેને ઉચિત જણાયું નહીં. તેણે શીઘ્ર શરીર ત્યાગ કરવાનો વિચાર કરી ખાવું પીવું છોડી દીધું; અન્તે તે એક દિવસ આ અસાર સંસારમાંથી ચાલ્યો ગયો. કદાચ સ્પાર્ટાનિવાસીઓ તેના મૃત શરીરને સ્પાર્ટામાં લાવી પોતાના શપથ પૂરા ન કરી લે તેથી તેના અન્તિમ વાક્યો અનુસાર તેના શરીરને બાળી નાખવામાં આવ્યું અને તેની રાખ સમુદ્રમાં ફેંકી દેવામાં આવી.

લાઇકરગસનું જીવન, તેના કાયદાઓ અને તેનું મૃત્યુ એ સર્વ વાતો અદ્ભુત છે. આ વિચિત્ર મનુષ્યની વિચિત્ર વાતોનું ફળ પણ અત્યંત વિચિત્ર થયું. સ્પાર્ટા એ સોલન, સોક્રેટીસ, એરિસ્ટોટલ, પિથાગોરસ, હેલીઝ, ડેમાક્લીઝ, પ્લેટો ઇત્યાદિ વિદ્વાનોને ઉત્પન્ન કિધા એટલુંજ નહીં પણ ગ્રીસને પ્રાસિના બાદશાહોના આક્રમણથી બચાવવાવાળા વીર સ્પાર્ટન્સ ઉત્પન્ન કીધા હતા. લિયોનીડાસ અને તેના ત્રણસો વીર સાથી જેઓએ અસાધારણ આત્મોત્સર્ગ પ્રકટ કરી ગ્રીસને પ્રાસિની પરતંત્રતાની શ્રૃંખલામાં બંધાઇ જતું અટકાવ્યું તેઓ સ્પાર્ટાનાજ સપુત હતા! સ્પાર્ટાનીજ સ્ત્રીઓ કહે છે કે:—"વીરો! કાંતો ઢાલ લઇને (વિજયી થઇને) આવજો અથવા તો ઢાલપર લદાઇને (મૃત્યુ પામીને) આવજો—with the shield or on the shield.

કલકત્તા.
તા. ૧૩-૧૦-૧૨

ચાંપશી વીઠ્ઠલદાસ ઉદેશી.

# सेवा विषे केटलीक सूचनाओ.

सेवाधर्मः परम गहनो योगीनामप्यगम्यः ॥ भर्तृहरिः ॥

બીજાઓને લાભકારક રીતે અને તમારી જાતને ભયવિના જો તમારી અન્યની સેવા કરવાની ઇચ્છા હોય તો આ નીચેના ત્રણ સિદ્ધાંતો તમને તમારી સેવામાં દોરી જાય છે, એટલું લક્ષમાં રાખશો.

( ૧ ) સેવામાર્ગે પળતાં તમને વધારેમાં વધારે આનંદ થવો જોઇએ.

( ૨ ) તમારી મારફતે સેવાની શક્તિને પ્રસરાવનાર, તમારા કરતાં વધારે બલવાન અમુક સત્તાના તમે તો માત્ર એક પ્રતિનિધિ સમાન છો, એટલું તમારે જાણવું જોઇએ.

( ૩ ) તમારામાં જેવી દિવ્યપ્રકૃતિ છે તેવીજ તમારે બીજાઓમાં જોવી જોઇએ.

***

અમે અન્યતા વિષે જે જે સર્વ કહો અથવા વિચારો તે તમારે વિષે ક્યારનુંએ કહેવાયું છે અથવા વિચારાયું છે, એટલું સ્મરણમાં રાખો.

***

જ્યારે તમારૂં કોઈ પણ પ્રકારે નુકશાન થયું હોય ત્યારે એટલું યાદ રાખજો, કે બીજાનું નુકશાન કરનાર, જે માણસનું નુકશાન થાય છે તેના કરતાં વધારે કષ્ટ સહન કરે છે.

***

બીજા માટેની તમારી પ્રેમની શક્તિને તમારી અથવા તેની એકની પણ સમવૃત્તિમાં વિક્ષોભ કરવા દેશો નહિ. તમારી સેવાવડે નિર્બલ નહિ પરંતુ સબલ બનવું જોઇએ.

***

બીજાની સેવા શક્તિ મહાન જોઇને દ્વેષી બનશો નહિ, ઉલટા ખુશી થાઓ, કે

જેમના પ્રત્યે તમારી દુર્બલ શક્તિ પહોચવાને સમર્થ નથી તેમને સહાય થવા માટે તમારા કરતાં મોટી શક્તિ અસ્તિત્વમાં છે.

***

જ્યારે તમે કંઇક આપો ત્યારે તે મેળવનાર, બક્ષિસને પોતાને એકલાને માટેજ રાખે એવી આશા રાખશો નહિ. જે બક્ષિસથી તેને આનંદ થયો છે તે વડે બીજાને પણ આનંદ મળ્યો છે, એ જોઇને ખુશી થાઓ.

***

જ્યારે તમે અન્યને સહાય કરવાને પ્રવૃત્ત થયા હો ત્યારે તેટલા સમય માટે તો તમે જે ભાવનામાંથી સેવાશક્તિ સંપન્ન કરી છે, તન્મયજ બની જવાનો પ્રયત્ન કરો. આ પ્રમાણે તમે તમારી ભાવના સિદ્ધ કરતા જશો તથા સાથે સાથેજ વધારે ખાત્રીપૂર્વક સહાય કરી શકશો.

***

તમારી સેવાનાં ફ્ળો માટે આશા રાખશો નહિ, તેમજ જેને તમે સહાય કરો તેના તરફથી આભારના શબ્દો ના સાંભળવામાં આવે તો પણ દુઃખી બનશો નહિ. તમે દેહની નહિ પરંતુ જીવાત્માની સેવા કરો છો અને જો કે ઓટ બીડાયલાજ રહે તો પણ તમારે હમેશાં જીવાત્માની કૃતજ્ઞતાને લક્ષમાં લેવાની છે.

***

તમને જેમને માટે પ્રેમ હોય તેમના તરફથી સ્નેહની આશા રાખશો નહિ. જો તમારો તેમને માટેનો પ્રેમ ખરો હશે તો વ્હેલે અથવા મોડે તે તેમનાં હૃદયમાં પ્રવેશીને પ્રતિ ઉત્તર કઢાવશે; જો તે ક્ષણિકજ હોય તો, તમારો પ્રેમ જતો રહ્યો છે એટલું જાણીને તેઓ એકાદ દિનના શોકમાંથી પણ બચે એટલુંએ ઉત્તમ છે.

***

જેણે પોતાની જાત ઉપર જય મેળવવાનો આરંભ કર્યો નથી તેવો કોઇ ખરેખરી સેવા કરી શકતો નથી, એટલું યાદ રાખજો.

***

બોજાને દૂર કરે તેવા પ્રકારની નહિ, પરંતુ બોજાને હલકો બનાવે એવી જાતની સેવા શ્રેષ્ઠ છે.

* * *

જ્યારે તમે લોકોને તેમની ભાવનાઓના આવિર્ભાવરૂપે સ્વીકારશો ત્યારેજ તમે લોકની શ્રેષ્ઠ સેવા કરી શકશો.

* * *

દરેક માનવિનો સેવાનો શ્રેષ્ઠ માર્ગ, તેનામાં જે શ્રેષ્ઠનો સમાવેશ થતો હોય તે દ્વારા હોય છે. દુનિયામાં જેટલા સહાય લેનાર લોક છે, તેટલા બધા સેવાના માર્ગો છે.

* * *

દિનની દરેક ક્ષણુ સેવાના સમય સમાન છે; જો કે હમેશાં એકાદ આશ્ચર્યભર્યા કાર્ય માટે પ્રસંગ પ્રાપ્ત ના પણ થાય તો પણ હમેશાં એક પ્રકારના માયાળુ વર્તન માટેનો પ્રસંગ તો પ્રાપ્ત થયલોજ હોય છે.

* * *

જેમ જેમ એકાદ માનવિ પોતાની જાત વિષેનો વિચાર ઓછો ને ઓછો કરતું જાય છે તેમ તેમ તે પોતાની ઉન્નતિ પ્રતિ ખરેખરૂં વધારે ને વધારે ધ્યાન આપતું થાય છે. સેવાનું દરેક નાનું કાર્ય, સેવા કરવા માટે વધેલી એક શક્તિના સ્વરૂપમાં કર્તાની પાસે પાછું આવે છે.

* * *

એકાદ માનવિની તમારી જેવી રીતે સેવા કરવાની ઇચ્છા હોય તે માર્ગ તેને ના પસંદ પડે તો સેવાનું અન્ય પ્રકારનું સ્વરૂપ શોધી કાઢવાનો પ્રયત્ન ચલાવો. તમારી તો તેની સેવા કરવાની ઇચ્છા છે; તેને કયે માર્ગે સહાય કરવી જોઇએ, એ માટેની તેને આજ્ઞા કરવાની તમારી ઇચ્છા ના હોવી જોઇએ.

* * *

જરૂરમાં આવી પડ્યા હોય તેમને ગમે તો તમે ઓળખતા હો વા નહિ તો પણ તમારે તેમને સહાય થતાં હદપારના શરમાવાનું નથી. તેમની જરૂરજ તેમને તમારા બંધુ

જેમના પ્રત્યે તમારી દુર્બલ શક્તિ પહોચવાને સમર્થ નથી તેમને સહાય થવા માટે તમારા કરતાં મોટી શક્તિ અસ્તિત્વમાં છે.

*
*

જ્યારે તમે કંઈક આપો ત્યારે તે મેળવનાર, બક્ષિસને પોતાને એકલાને માટેજ રાખે એવી આશા રાખશો નહિ. જે બક્ષિસથી તેને આનંદ થયો છે તે વડે બીજાને પણ આનંદ મળ્યો છે, એ જોઈને ખુશી થાઓ

*
*

જ્યારે તમે અન્યને સહાય કરવાને પ્રવૃત્ત થયા હો ત્યારે તેટલા સમય માટે તો તમે જે ભાવનામાંથી સેવાશક્તિ સંપાદન કરી છે, તન્મયજ બની જવાનો પ્રયત્ન કરો. આ પ્રમાણે તમે તમારી ભાવના સિદ્ધ કરતા જશો તથા સાથે સાથેજ વધારે ખાત્રીપૂર્વક સહાય કરી શકશો.

બોજાને દૂર કરે તેવા પ્રકારની નહિ, પરંતુ બોજાને હલકો બનાવે એવી જાતની સેવા શ્રેષ્ઠ છે.

***

જ્યારે તમે લોકોને તેમની ભાવનાઓના આવિર્ભાવરૂપે સ્વીકારશો ત્યારેજ તમે લોકની શ્રેષ્ઠ સેવા કરી શકશો.

***

દરેક માનવિનો સેવાનો શ્રેષ્ઠ માર્ગ, તેનામાં જે શ્રેષ્ઠનો સમાવેશ થતો હોય તે દ્વારા હોય છે. દુનિયામાં જેટલા સહાય લેનાર લોક છે, તેટલા બધા સેવાના માર્ગો છે.

***

દિનની દરેક ક્ષણ સેવાના સમય સમાન છે; જો કે હમેશાં એકાદ માયાળુ કાર્ય માટે પ્રસંગ પ્રાપ્ત ના પણ થાય તો પણ હમેશાં એક પ્રકારના માયાળુ વર્તન માટેનો પ્રસંગ તો પ્રાપ્ત થયલોજ હોય છે.

***

જેમ જેમ એકાદ માનવિ પોતાની જાત વિષેનો વિચાર ઓછો ને ઓછો કરતું જાય છે તેમ તેમ તે પોતાની ઉન્નતિ પ્રતિ ખરેખરૂં વધારે ને વધારે ધ્યાન આપતું થાય છે. સેવાનું દરેક નાનું કાર્ય, સેવા કરવા માટે વધેલી એક શક્તિના સ્વરૂપમાં કર્તાની પાસે પાછું આવે છે.

***

એકાદ માનવિની તમારી જેવી રીતે સેવા કરવાની ઇચ્છા હોય તે માર્ગ તેને ના પસંદ પડે તો સેવાનું અન્ય પ્રકારનું સ્વરૂપ શોધી કાઢવાનો પ્રયત્ન ચલાવો. તમારી તો તેની સેવા કરવાની ઇચ્છા છે; તેને કયે માર્ગે સહાય કરવી જોઇએ, એ માટેની તેને આજ્ઞા કરવાની તમારી ઇચ્છા ના હોવી જોઇએ.

***

જરૂરમાં આવી પડ્યા હોય તેમને ગમે તો તમે ઓળખતા હો વા નહિ તો પણ તમારે તેમને સહાય થતાં હદપારના શરમાવાનું નથી. તેમની જરૂરજ તેમને તમારા બંધુ

# ॥ प्रेम अने जीवन ॥

( અનુસંધાન પૃષ્ટ—૨૩૨—થી. )

દરેક દિન એપ્રમાણે ગાળો કે સૂર્યાસ્ત સમયે તમે તમારી જાતને આ પ્રમાણે કહી શકોઃ " પૂર્વે કોઈ કાલે હતો તેના કરતાં આજે હું વધારે પ્રેમપાત્ર બનવા યોગ્ય થયેલ છું. "

ઐતિહાસિક લેખોને આપણે શા માટે વાંચવા જોઇએ ? શું ભૂતકાલના અને ભવિષ્યકાલના પણ ઇતિહાસનો આપણા દરેકના અંતરમાં સમાવેશ થતો નથી !

આપણે આપણા પૂર્વજોના, આ માનવ દેહો કરતાં ઘણા ઘણા વધારે માટે આભારી છીએ, અને ભાવિપ્રજાને માત્ર જન્મ કરતાં ઘણું ઘણું વધારે આપવાના છીએ.

આપણે ફૂલોની પૂર્ણ પેદાશની અને ગીતગાતાં પક્ષિઓના રાજાની બંનેની સાથે સાથે આશા રાખી શકીએ નહિ.

જો બાળકો તમને વ્હાતાં ના હોયતો તમારામાં ગંભિર દોષો હોવા જોઇએ, તે તમારે સુધારવા જોઇએ.

લોકો જેવાં કાવ્યરૂપ છે તે તમે વાચતા થશો ત્યારે તેમનાં લખેલાં કાવ્યો વાંચવાની તમને ઇચ્છા રહેશે નહિ.

જેટલા તારકો છે તેટલી બધી લાગણીઓ તમારામાં હોવી જોઇએ. કેટલા તારકો હશે!

ક્ષમા વાવો અને પ્રેમ લણો.

તમારા હૃદયવડે ધ્યાન દઇને સાંભળો અને અન્યદશા આનંદી ગીતોથી ઉભરાઇ જાયછે.

જો બીજાઓ આપણને દુઃખી કરે તો તેમને નહિ પરંતુ આપણી જાતનેજ ઠપકો આપવાનો છે. જો આપણે માત્ર પૂરતા પ્રમાણમાં પ્રેમવાળા હોઇએ તો કોઇ પણ આપણને દુઃખી કરી શકશે નહિ.

જેમ સૂકી ભૂમિ વર્ષાના ઝાપટા પછી આનંદી બની જાય છે તેમ જીવાત્મા એકાદ સુંદિર સંકલ્પ આવી ગયા પછી આનંદ સમાધિ અનુભવે છે.

આંતર શ્રેય કોઈ પણ મહાન્ ક્ષણે, આપણી આસપાસનાઓ સહેજસાજ પણ જાણ્યા વિના રહે એવી રીતે આપણે અનુભવી શકતા નથી.

જે બાબતો ખરાબ જણાતી હોયતો તેઓ એક સમયે ઉત્તમ લાગતી હતી તેનું સ્મરણ તાજું કરો.

આપણે બધાએ અનંત સાથે બંધાયલાછીએ. આપણે બધાએ નિત્યમાં વસિએ છીએ. દિક્ અને કાલને માત્ર તર્ક કૃત્રિમ ભિન્ન પાડવાનો પ્રયત્ન કરે છે.

આપણે બધાએ આપણા સાથમાં હોય તેવા સૌંદર્યને જોઇ શકીએ છીએ. હજુએ જ્યાં તેનાં દર્શન નથી થતાં ત્યાં બુદ્ધિ તેનાં દર્શન કરેછે.

જો તમારી ક્ષિતજનીપાર જોવાની ઈચ્છા હોયતો તમારે અક્ષિઓ બંધ કરીને તમારા પ્રકાશવડે જોવું જોઇએ.

ગમેતો આપણું ક્ષિતિજ હિમાચ્છાદિત શિખરોનું અથવા આંગણાંનાં શાંત ક્ષેત્રોનું, ધાંધલીઆ માર્ગોનું અથવા આકાશ અને સમુદ્ર મળે છે ત્યાં આગળની પાતળી લાઇનનું બનેલું હોય છતાંએ એટલું યાદ રાખવું જોઇએ કે આપણે બધાએ તારકો દ્વારા ઉંચે જોઇ શકીએ, ઉંચા વિચાર કરી શકીએ, ઉંચે લાગણી દોરી શકીએ.

એક વિશુદ્ધ મનને કોઇ પ્રકારની બક્ષિસની જરૂર નથી, તેમજ એક નિર્મલ મન માટે કોઇ પ્રકારની શિક્ષાની જરૂર નથી. સદાચારી જીવનનો બદલો આનંદમાં મળી રહેછે. દુરાચાર માટે રોગ અને પશ્ચાત્તાપ એજ માનવિઓ કોઇ પ્રકારે યોજી શકે તેના કરતાં મોટી શિક્ષાઓ છે.

જોતમારાં આકાશો ધુસર બની ગયાં હોયતો તમારાં ચક્ષુઓ બંધ કરીને પ્રકાશનું ચિંતવન કરો.

પિતૃ પ્રેમ જેવો કોઇપણ પદાર્થ નથી, પરંતુ કેટલાક લોક માતૃ-પ્રેમ વાળા હોયછે.

જો કેલવણી વધારે સુખમાં ના દોરી જતી હોયતો તે કીમત વિનાની છે.

અરણ્યો પણ પ્રકાશિત બન્યાવિનાનાં રહ્યાં હોય એવો એક પણ માયાળુ શબ્દ કોઇ કાલે બોલવામાં આવ્યો નથી.

યથાર્થ બાબતોના સંગ્રહરૂપ જ્ઞાન છે, તે નાશ પામે અથવા તેનો નાશ સાધી શકાય, પરંતુ વિજ્ઞાન તો લાગણીના સત્ત્વ સમાન છે અને નિત્યતાના જેટલુંજ સત્ય અને અમરછે.

દરેક હાસ્ય વિષે વિચાર ચલાવો, તેથી શીત ઋતુના સૂર્ય પ્રકાશમાં વૃદ્ધિ થશે.

પ્રેમ કેટલોબધો મહાન અને કેટલોબધો અલ્પ છે! તે અનંતતાને ભેટી શકે છે તેમજ એક કટાક્ષ માત્રમાં તેનો સર્વ સમાસ થઇ શકેછે.

જેવા એક ટોળામાં હોઇએ છીએ તેવા આપણે કોઈ કાલે એકલા હોતા નથી.

કવી અને પ્રેમી ઉષઃ કાલમાં પણ જાણી શકે છે, પરંતુ સમગ્રરૂપે લોક સમૂહતો મધ્યાહ્નના પૂર્ણ પ્રકાશમાંજ માત્ર જોઈ શકે છે.

તમારી જાતે પ્રેમપાત્ર થવાને યોગ્યબનો અને તમે અનિવાર્ય રીતે પ્રેમપાત્ર બનશો.

તમને તમારા પાડોશી માટે જે જે માયાળુ વિચાર હોયછે તે તેને અને તમારી જાતને ઉભયને સમૃદ્ધ બનાવે છે.

આપણુ સર્વને આત્મ નિયમનની જરૂર છે, નિયમો વડે નિયમનની જરૂર નથી; શિક્ષણની નહિ પરંતુ આંતર દષ્ટિની જરૂરછે. અંતઃકરણ અને લાગણી કરતાં ઉત્તમ પ્રકારના નિયમકો હોઇ શકે?

એક ખાલી ઉદર અને એક રોગી શરીર કોઇ પણ ઇશ્વરના કરતાં મોટી બુમ પાડીને બોલાવે છે. તેટલા માટે તમે ઉપદેશ આપો તે પૂર્વે ભુખ મટાડો, સુખી કરો.

: અહીં કેટલાક વિધિ સરખા અર્થવાદો છે. જેમકે, ઉદુંબરનો યુપ યાગ છે ઇત્યાદિ. ત્યાં સંશય થાય છે કે એ વિધિ છે કે સ્તુતિ છે?

આ ઉપર પૂર્વપક્ષ એવો છે કે આ વિધિ છે, કેમકે બીજા પ્રમાણથી સ્તુતિની સિદ્ધિ નથી, અને ફળ પણ અહીં જણાય છે. યદિ વિધિ ન માને અને અર્થવાદજ માને તો ફલ શ્રુતિ માત્ર નિરર્થક થશે: અને સ્તુતિ તો લક્ષણાથી જણાય છે. લક્ષણા કરતાં શ્રુતિ વધારે પ્રબલ હોય છે, તેથી આ વિધિવાક્યજ છે.

सू० लोकवदितिचेत् १-२-२० पूर्वपक्षे आशंका

टीका—यथा लोके इयंगौ क्रेतव्या बहुक्षीरा स्त्र्यपत्या इति वाक्ये गुणाभिधानात् क्रेतारः प्रवर्त्तन्तेतराम् तथा वेदेऽपिस्यात् तस्मात्स्तुतिरितिगम्यते।

જેમ લોકોમાં "આ ગાય વેચવાની છે, બહુ દૂધવાળી અને વાછડી પ્રજાવાળી છે" એ વાક્યમાં ગાયના ગુણનું કથન લેનારની પ્રવૃત્તિ માટે છે, તેમ વેદમાં પણ ઉદુંબર (ઉમેરો) ઊર્ક-બળવાન-છે ઇત્યાદિ ઉદુંબરની સ્તુતિ માટે થઇ શકે છે.

सू० न, पूर्वत्वात् १-२-२१ आशंका निरासः।

टीका—नैतदेवम्। कुतः। पूर्वत्वात् प्रमाणान्तर सिद्धत्वात। तस्माद्विधिः॥

આ એમ નથી. લોકમાં પ્રમાણાન્તરથી સિદ્ધ વાતનેજ (બહુક્ષીરા ઇત્યાદિ વાક્ય) અનુવાદ કરે છે તેથી પ્રશંસા બની શકે છે. તેથીજ અજ્ઞાત વિષયમાં લોકો શ્રદ્ધા કરતા નહીં. પ્રમાણાન્તરથી જાણવાથીજ રૂચિ થઈ શકે છે, પણ વેદમાં તો વિધિ શબ્દવડે રૂચિ ઉપજાવતા નથી, અને અર્થવાદથી રૂચ્ય હોય પણ નહી. વિધિ શબ્દથી પ્રરોચન કરવામાં આવે છે કે અર્થવાદથી? એમ જો પ્રશ્ન કરતા હો તો ઉત્તર એ છે કે બંને પક્ષે રૂચિ થવી ઘટે નહી, કારણ કે શંકાવાળા પુરૂષની વિધિ શબ્દ સાંભળીને શંકાની નિવૃત્તિ થતી નથી, તો અર્થવાદથી શંકાની નિવૃત્તિ ક્યાંથી થાય? અને વેદમાં સ્વપ્ર વાક્યોજ હોવાં જોઇએ જેથી યુપની કર્તવ્યતાનું વિધાન સંભવે.

सू० उक्तंतु वाक्य शेषत्वम् १-२-२२ (સિદ્ધાંત)

*टीका—तुनापक्षव्यावृत्तिः।प्ररोचकवाक्यनां विधिनासह वाक्यशेषत्वमुक्तम्।*

હમે વાક્ય શેષ કહી આવ્યા છીએ જે અહી ફલ વચન કહ્યું હતું તે ઔદુંબર યુપનું છે, અવિહિત ઔદુંબર યુપ અહીં છે નહી તો ફલ વચન અનર્થક છે. જો કે સ્તુતિ વચન શબ્દ નથી, તો પણ ફલ વચનમાં ફલવત્તાની પ્રતીતિ છે, ફલવાનની પ્ર[illegible]તિ ઘટે છે, ત્યાં ફલવત્તાનું આનર્થક્ય એ અર્થ છે તે પ્રશંસારૂપજ છે. જો એમ કહો કે લક્ષણાથી પ્રશંસા છે, તો તે પણ નથી. લક્ષણામાં પણ અર્થવત્તા હોવીજ જોઇએ. વેદ ખરી વાતજ કહે છે એમાં શક નથી પણ ગુણવાદરૂપે પ્રરોચના થઇ શકે છે. ગુણ હોવાથી યથાર્થતા પણ છે: જેમ અન્ન પ્રીતિનું સાધન છે, તેમ પ્રીતિનું સાધન જે ઉદુંબર, તેનાં પણ પ્રશંસા શબ્દ વડે થઇ શકે છે અર્થાત્ ઉદુંબરનાં પાત્રો રૂચ અન્નનું કારણ હોવાથી અન્નની પેઠે બળવાન છે માટે ઉદુંબરની સ્તુતિ વિધિ નથી.

सू० विधिश्चानर्थकः क्वचित्तस्मात्स्तुतिप्रतीयेत तत्सामान्यादितरेषु तथात्वम् १-२-२३ ( सिद्धान्तः )

टीका—अप्सुयोनिर्वाअश्वः अप्सुजोवेतसः इतिकाचिद्विधिः अनर्थं कश्चभवति तस्मात्स्तुतिः प्रतीयेत तत्सामान्यादित्यादि स्पष्टम ।

"જળમાંથી ઉત્પન્ન અશ્વ અને વેતસ (નેતર) છે " ઇત્યાદિ કેટલાંક સ્થળોમાં अप्सुयोनिरश्वः कर्तव्यः ( જળ કારણવાળા અશ્વ કરવો જોઇએ ) ઇત્યાદિ વિધિનો સંભવ ન હોવાથી વિધિ અનર્થક છે, તેથી આવે સ્થળે સ્તુતિજ માની લેવી પડે છે, તદનુસારે ઔદુમ્બર વાક્યમાં પણ સ્તુતિની કલ્પના કરવી જોઇએ.

सू० प्रकरणे संभवन्नपकर्षोन कल्प्येतविध्यानर्थक्यंहि संप्रति १-२-२४

टीका—( स्पष्टोऽर्थः )

આનાથી પણ સ્તુતિ જણાય છે કે योविदग्धःस नैर्ऋतः योऽशृतः सरौद्रः यः श्रृतः सदैवतः तस्माद् विद्रहताश्च पत्तिव्यः

દર્શ પૂર્ણમાસ વેળાએ પુરોડાશના પાકનું વિધાન કરતી શ્રુતિ કહે છે કે બળેલો પુરોડાશ નિઋતિ દેવતાનો છે. જે કાચો છે તે રૂદ્ર દેવતાનો છે. જે બરોબર પાકેલો છે તે દેવતાઓનો છે, તેથી પુરોડાશ બળ્યા વગર પકવવો જોઇએ. અહીં નિઋતિ દેવતા અને રૂદ્ર દેવતા ન હોવાથી તેને બોધ કરનારૂ વાક્ય સ્તુતિ માત્રજ છે તેથી વિધિ થઇ શકે નહી જો એને વિધિરૂપે કોઇ માને તો અપ્રકૃત દેવતાની પ્રાપ્તિ અને પ્રકૃતની હાનિરૂપ દોષો થશે માટે આવે સ્થળે અર્થવાદજ છે

सू० विधौच वाक्यभेदः स्यात १-२-२५ ( સિદ્ધાંત )

टीका—यदियूप विधिर्मन्येत स्यात्तर्हि वाक्य भेदः ॥

જો ઉદુંબરની વિધિ છે એમ માનીયે તો એક ઉદુંબરનો વિધિ અને બીજો યૂપવિધિ, એમ બે વિધિ થવાથી વાક્ય ભેદ થશે. જો વાક્યભેદને સ્વીકારીએ તો વક્ષ્યમાણ અષ્ટદોષની પ્રાપ્તિ થશે. પણ તે તો ગ્રાહ્ય નથી માટે ઉદુમ્બરતા યુપની પ્રશંસાજ છે એટલા માટે વિધિ સરખા કથનયુક્ત વાક્યોને સ્તુતિરૂપજ માનવાં જોઇએ.

ઇતિ તૃતીયાધિકરણમ.

स्वामी शान्त्यानन्द सरस्वति ।

વિચારમાં તે કેમ જાય! સંસાર ભોગ કરવા સર્જ્યો નથી તો ભગવાને તેને સર્જ્યોજ શું કરવા?" કેવળ વિજ્ઞાનમય જીવન ગાળનારની ઉચ્ચતર દશા આવી રીતે સંસ્કૃત સંસારીથી પણ સમજી શકાતી નથી. આપણે આવા વિવિધ ધર્મના ગુંચવાડાનો ખુલાસો વખતે માત્ર એટલુંજ કહીને કરીએ છીએ કે એતો એમાં ટેવાઈ જવાથી બીજાનો (પરધર્મનો) એવો વ્યવહાર થતો હશે. પણ આ ખુલાસો કેવળ ઉપરચોટીઓજ છે. યથાર્થ વાત એવી છે કે પ્રત્યેક સ્થિતિનો વ્યવહારધર્મ જુદોજ છે અને અમુક વ્યક્તિ તે સ્થિતિએ પહોંચી કે તેની દૃષ્ટિ પણ સ્થિત્યનુરૂપજ થાય છે એટલે કે પ્રત્યેક સ્થિતિમાં આવતાં મનુષ્યનો સ્વભાવજ તે પ્રમાણે કરે છે અને મનુષ્ય સાધારણ રીતે સ્વભાવની પાર વર્તી કે જોઈ શકતું નથી. ઉન્નતિના ક્રમમાં સ્થિત્યંતર તે સ્વભાવાન્તર જ છે અને આવી રીતે પ્રત્યેક સ્થિતિ અનુસાર તેનો સ્વભાવજ ભિન્ન થાય છે. હવે આપણે અમુક વસ્તુ ક્યારે સમજીએ કે જ્યારે તે વસ્તુના સ્વભાવને આપણે અનુકૂલ થઈએ ત્યારેજ; પરંતુ ભિન્નસ્થિતિસ્થ પુરૂષોના સ્વભાવજ ભિન્ન હોવાથી એક બીજાને બરાબર સમજી શકે નહીં અને તેથી બન્નેજણ એક બીજાને સદા પ્રતિકૂલ લાગે પરંતુ ઉન્નતિ ક્રમની દૃષ્ટિએ જોતાં ઉભય સ્થિતિને ઉભય ભિન્ન સ્વભાવ અનુકૂલજ છે. એટલું તો નહી પરંતુ પોતપોતાની સ્થિતિને તો તે યોગ્યજ છે. આ સ્વભાવનો વિપર્યાય તે ઉભયને હાનીકારક છે. ઉચ્ચ સ્થિતિસ્થ જો નીચ સ્થિતિસ્થનો વ્યવહાર કરવા જાય તો સ્વભાવ પ્રતિકૂલ હોઈ તે વ્યવહાર તે કરી શકતો નથી. જો ભિન્ન સ્થિતિસ્થનો એટલે પારકાનો વ્યવહાર ધર્મ કરવાનો આપણે આગ્રહ કરાવીએ તો તેને અવશ્ય તેવા વ્યવહારની સ્થિતિમાં ઉતરી પડી નીચ સ્થિતિસ્થ થઈ તેના સ્વભાવનો અંગીકાર કરવોજ પડે અને તેથી અધમ દશાએ આવવુંજ પડે. આવી રીતે અધમ વ્યવહાર કરતા ભિન્નસ્થિતિસ્થની કોઈક આવી વિલક્ષણ દશા થાય છે. કાંતો નીચ વ્યવહાર જોતાંજ ઉચ્ચ સ્થિતિસ્થના સ્વભાવને તે પ્રતિકૂલ હોઈ તરત તેનો ત્યાગ કરી પોતાના સ્વભાવનેજ આલંબે કે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઈ નીચ સ્થિતિમાં પડતાં એને નીચ સ્વભાવનો એટલે નીચ સ્થિતિનો સ્વીકાર થાય. આવી રીતે સ્વસ્થિતિના ધર્મને બદલે પરસ્થિતિના ધર્મનો અંગિકાર કરવામાં સ્વસ્થિતિનો વિકાસક્રમ અટકાવવાથી અથવા નીચ સ્થિતિમાં ઉતરી અધમતાને પામવાથી એમ ઉભય રીતે હાનીજ રહેલી છે; માટેજ ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં બહુ ભાર દઇને કહ્યું છે કે—

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

આટલા ઉપરથી એક વાત સ્પષ્ટ રીતે સમજાશે કે બ્રહ્મનિષ્ટની ઉચ્ચ સ્થિતિએ રહેલો પુરૂષ જે એકલો જ સદ્‌ગુરૂ થવા યોગ્ય છે તે સંસારી ગૃહસ્થના વ્યવહારનો આલંબ કરી શકતો જ નથી કારણ કે ગૃહસ્થની સ્થિતિ તે રાગ દ્વેષ રહિત બ્રહ્મનિષ્ટની સ્થિતિથી કેવળ ભિન્ન અને ઘણીજ ઉતરતી કોટિની સ્થિતિ છે. જ્યાં જ્યાં બ્રહ્મનિષ્ટ આવા ગૃહસ્થના ધર્મનો અંગિકાર કરવા પ્રયત્ન કરે ત્યાં અવશ્ય તેની ઉચ્ચ કોટિની અને સ્થિતિની હાની થયા વિના રહે જ નહીં અને એમ થતાં એ બ્રહ્મનિષ્ટ જ રહેતો નથી. જ્યાં ઉચ્ચ સ્થિતિની હાની ન થાય ત્યાં બ્રહ્મસ્થિતિના સ્વભાવને સંસારી ગૃહસ્થને વ્યવહાર પ્રતિકૂલ હોઈ તેને

તરછોડીને યોગી તરત જ વિધર્મમાં પ્રેરાય છે એટલે ગૃહસ્થ રહી શકતો જ નથી ! બ્રહ્મનિષ્ટની સ્થિતિ તે કેવળ બ્રહ્મમય સ્થિતિ હોઈ વિતરાગની સ્થિતિ છે.

આવી રીતે ગૃહસ્થ સદ્ગુરૂ એ શબ્દ જ સ્વતઃ વિરૂદ્ધાર્થવાળો છે એટલે ગૃહસ્થ સદ્ગુરૂ બનવો એ કેવળ અશક્ય જ વાત છે. ગૃહસ્થ હોઈ ઘણી વખત ઉચ્ચ કોટીમાં જાય પરંતુ તે નિત્ય બ્રહ્મનિષ્ટત્વને પામતાં ગૃહસ્થમાંથી તરત જ નીકળી જાય છે. મન, વાણી અને કર્મની એકતા એ આ ઉચ્ચ કોટિના જીવનનું પ્રધાન સૂત્ર છે અને તદનુસાર એનો વ્યવહાર સર્વ રીતે ફરી જાય છે. એવું જીવન કેવળ જ્ઞાનમય સ્થિતિને અનુકૂલ પ્રવર્તે છે. એને સૃષ્ટિના સર્વ વ્યવહારમાં વિરાગ આવી જાય છે અને ગૃહસ્થનાં સુજનતાભર્યા વિનય મર્યાદા બતાવતાંય એની ઉચ્ચ સ્થિતિ તેમના તરફ એને દુર્લક્ષ્ય રાખે છે. આ સ્થિતિ ક્યાં ! અને આજના સદ્ગુરૂ ગૃહસ્થ–શતધાગૃહસ્થ અને વિષયવિલાસી–આચાર્યનામધારક ભગવદ્ અવતારો ક્યાં ! એકનું દર્શન થતાં કોટિ પાપથી મુક્ત થવાય; ત્યારે બીજા સદ્ગુરૂ ભગવાનનાં દર્શન માત્રથી પ્રથમ ના વળગેલી એવી વિષય લુલુપ્તા અને અત્યાચારની લીલાની પરંપરા ભરેલી પાપ કોટીમાં ફસાવાય ! પ્રથમની સ્થિતિવાળો તે સ્થિતિમાં સુદૃઢ થતાં સદ્ગુરૂ બનવા યોગ્ય છે ત્યારે બીજાને સદ્ગુરૂ કહેવાથીય પાપ લાગે છે.

ઘણીક વખત ધતીંગ ઉપર રળી ખાનાર અને તેમનું પોષક શિષ્ય મંડળ એમ કહે છે કે બ્રહ્મનિષ્ટ છતાં સદ્ગુરૂ જળ કમળ ન્યાયે ગૃહસ્થ રહી શકે છે. મનમાં વિરાગી પણ સંભોગમાં સંસારી સદ્ગુરૂ સંભવી શકે ! આવી દલીલજ પાપાચારથી ભરેલી છે. જળ કમળ ન્યાય અંતઃકરણની શુદ્ધિ કરી જ્ઞાનસન્મુખ થવા વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે ચાલતા મુમુક્ષુને માટે જ યોજેલો છે. સદ્ગુરૂ મુમુક્ષુ નથી પણ મુક્ત છે એટલે એમને એ ન્યાય લાગુ પડતો નથી. કમળને પોતાના જીવન અર્થે જળની જરૂર છે તેમ શુદ્ધિ ધાર્મિક સંસાર વ્યવહારની વૃત્તિના પરિપાકાર્થે મુમુક્ષુને વર્ણાશ્રમ આવશ્યક છે માટે તેને એનો ત્યાગ કરવો યોગ્ય નથી ઉલટો એવા ધાર્મિક સંસારનો પરિત્યાગ કેવળ હાનીકારકજ નિવડે છે. સદ્ગુરૂ બ્રહ્મનિષ્ટ હોઈ એ સર્વ સંસારની પાર છે, એમનો પરિપાક થઈ ગએલો છે એટલે સંસારની એમને જરૂર નથી. એમને બ્રહ્મનિષ્ટ વૃત્તિ ધારણ કરતાં અન્ય સર્વ વૃત્તિ એમનાથી વિમુખ છે. વળી આ દાંભિક દલિલ કેવળ અસંકલિત અને બ્રહ્મનિષ્ટત્વના સિદ્ધાન્તની વિરૂદ્ધ છે કારણ કે સાધુનું ચરિત મન અને કર્મમાં એક રૂપજ હોય છે. એના હૃદય અને વ્યવહારમાં વિરૂદ્ધતા હોતીજ નથી અને જ્યાં સ્પષ્ટ વિરૂદ્ધતા દેખાતી હોય તો એવી વિરૂદ્ધતાને જળ કમળ ન્યાયે ખોટી રીતે સમજાવી છેતરવા કરતાં આગળથી માની લીધેલું ચોખ્ખું હૃદય જ એના બાહ્યાચાર અને વ્યવહાર જેવું રાગદ્વેષથી ભરેલું છે અને આંતર સ્વચ્છતાની માન્યતા ભુલ ભરેલી છે એમ કહેતાં જરાય આચકો ખાવા જેવું નથી. આવા સિદ્ધાન્તથી આપણી પરીક્ષામાં ભાગ્યેજ પ્રમાદ થશે અને કદિ થશે તોય હજારમાં કોકજ દૃષ્ટાન્તમાં; લોકના હિતાર્થે આજ સિદ્ધાન્તની આવશ્યકતા છે અને તેથી સ્પષ્ટ રીતે શાસ્ત્રોએ એજ સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે.

શાસ્ત્રપુરાણમાં આપેલાં દૃષ્ટાન્તોને ઘટાવવામાં પણ શાસ્ત્રની મર્યાદા છે અને ગમે

તેવી રીતે એ દૃષ્ટાન્તોનો ઉપયોગ કરવો ઠીક નથી. આવા નવિન ભગવાન આચાર્યો અને તેમના આશ્રિત શિષ્યો વિવેક રાખ્યા વિના પોતાના જેવાં દૃષ્ટાન્ત ખોળી કાઢવા બહુપ્રયત્ન કરે છે અને વિવેક કરવાને આવશ્યક ઝીણી બુદ્ધિના અભાવે બિચારા અજ્ઞાત લોક એમનું કહ્યું માન્યાં જાય છે ! જનકવિદેહી જેવાના ઉપર આવો અત્યાચાર ઘણીક વખત કરવામાં આવે છે. ખદ્યોત જેમ સૂર્યની સાથે પોતાની સરખામણી કરવા મથે તેમ આવા લોક વખતે કહે છે કે જનકવિદેહિ રાજા હતા છતાં બ્રહ્મનિષ્ટ હતા તો પછી અમારે ગૃહસ્થાશ્રમનો શો બાધ છે ? આવાં દૃષ્ટાન્ત સંબંધે પ્રથમ તો એ જ જાણવું જરૂરનું છે કે આટલા બધા પુરાણકાળથી માત્ર એવાં એકાદ બેજ દૃષ્ટાન્ત ટાંકવાને હાથ લાગે છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સાધારણ નિયમે તો સદ્ગુરૂ સંન્યાસી જ હોવો જોઇએ, એમ સ્વીકાર થએલો છે. કોઈ આવો વિરલ દૃષ્ટાન્ત તો માત્ર અપવાદ રૂપે જ છે. જનક રાજાનો દૃષ્ટાન્ત જરા બારીકાઇથી તપાસીશું તો તરત જણાશે કે એમને ગૃહસ્થની કોટીમાં મૂકી શકાય તેમ નથી. એમના દૃષ્ટાન્તથી રાજ્યલક્ષ્મીની ઉપરનો એમનો વિરાગ જ પ્રધાનપણે આપણા ધ્યાન ઉપર લાવવામાં આવે છે; એમનો રાજ્યવિભવ નહીં. રાજ્યલક્ષ્મીના એ જન્મથી પ્રભુ છે. એમના જન્મેજ એમના ઉપર રાજ્યનો ધર્મ નાખેલો છે. આ તમામ રાજ્યલક્ષ્મીના વિભવ ઉપર એમના ભગિરથ પ્રયત્નના પરિણામે એમને કેવળ વિરાગ થયો છે. વર્ણાશ્રમનો ધર્મ રાજાથી ત્યજાય તેમ નથી એટલે રાજ્યધર્મને પરોપકારાર્થે જ ધારી રાખવો પડ્યો છે; પરંતુ એમનું સર્વ વર્તન કેવળ વિતરાગિનું જ છે, એટલે એ વર્ણાશ્રમ ધર્મ છતાં વિરાગી હોઈ સદ્ગુરૂત્વને યોગ્ય થાય એ આશંકનીય નથી. આપણા આ સદ્ગૃહસ્થ સદ્ગુરૂઓ તો મૂળે જ ભિખારી એટલે લક્ષ્મી અને વિભવની લુલુપતાવાળા તે વળી એટલે સુધી કે એમનો વિભવ વિલાસ પૂરો પાડવા ભોળી સ્ત્રીઓ અને પુરુષો પ્રત્યેકવર્ષે કરબાર વલાં જ જાય ! એમનો સ્વભાવ જનકની પેઠે છતી લક્ષ્મીને ઠેસ મારવાનો નથી, પરંતુ લક્ષ્મીને અભાવે લક્ષ્મીની પાછળ ભટકાવાનો અને વિષયની પરિતૃપ્તિ અર્થે અનેક અત્યાચારનાં પાપ કર્મ કરવાનો છે! જનકના ઉપર જન્મે નાખેલો ધર્મ અત્યંત અરૂચિકર છતાં કેવળ પરોપકારાર્થે જ તેને અવલંબવાની તેમને જરૂર પડી છે ત્યારે આપણા સદ્ગુરૂઓ કેવળ સ્વાર્થને જ અર્થે આશ્રમધર્મે વિષસમ ગણેલી રીતિનો સ્વીકાર કરે છે; પોતેજ વિષયાસક્ત થઈ શિષ્યવર્ગના ગૃહસ્થધર્મને છિન્નભિન્ન કરી નાખે છે! નાચનો સંગત્યાગ કરી ભડકીને નાશી જતી લક્ષ્મીને વારંવાર બેરી રમખાણ રહેવા અનેક યુક્તિ પ્રયુક્તિઓ રચી રહ્યા છે? ક્યાં પોતાના દેહને કેવળ ભારરૂપ ગણતા આ વિદેહરાજ અને ક્યાં આ પાપમાં સડતા આ જમાનાના નિરક્ષર સંસારી સદ્ગુરૂઓ ! આવા પરમ વિરાગવાન જનક રાજાને પણ આમ રાજચિન્હ ધારણ કરી રાખવાથી સામાન્ય ધર્મના નિર્વાહ અર્થે બ્રહ્મનિષ્ટની ગણતરીમાંથી કાઢી નાખતી સુલભા જેવી પરમ જ્ઞાનવાન સ્ત્રીઓ અદ્યાપિ પર્યન્ત વેદાન્ત શાસ્ત્રના મહાન રૂષિઓની વિજય પતાકા સમાન શોભી રહે છે.

ગુર્જર વાચકગણ ! સામાન્ય જન સમુહના હિતને અર્થે આપણી ભવિષ્યની પ્રજાને અર્થે આપણા આત્માની ઉન્નતિને અર્થે કે દેશની નીતિના ઉદ્ધારાર્થે આ વિષય બહુ જ સારી રીતે ચર્ચાવાની જરૂર છે. સામાન્ય લોકમાં શાસ્ત્રનો આવો દૃઢ નિશ્ચય ઢોલ વગાડીને

જણાવવાની આવશ્યકતા છે. કોઈ માણસ આવા શાસ્ત્રનિર્ણયની વિરૂદ્ધ બોલી પોતાને સદ્ગુરૂ કહેવરાવવા કે પૂજાવા મથે તો બેધડક એના મોં ઉપર કહેજો કે તું ઢોંગી છું. તું સ્વાર્થી છું. તને પૂજતાં અમે પાપમાં જ પડીએ; તારૂં દર્શન પણ અમંગળ છે. એવાના પાશમાં ફસાતાને ઉગારી લેવા પ્રયત્ન કરજો, એવાને ઉઘાડો પાડી જનસમૂહના તિરસ્કારને પાત્ર બનાવજો.

મગનભાઇ ચતુરભાઈ પટેલ.

# ॥ जपयोग अने तेनो प्रभाव ॥

( અનુસંધાન પૃષ્ઠ ૨૦૪ થી. )

જપના બીજા પ્રકારને કરજપ કહેવામાં આવે છે. દશ વેઢાઓ ઉપર અંગુષ્ટને ફેરવીને આમ કરવામાં આવે છે. એક આવર્તનમાં દશ ગણવામાં આવે છે. પૈથાગોરાસના અનુયાયીઓ દશની સંખ્યાને પવિત્ર માનતા હતા; હજુએ આપણામાં આ સંખ્યાને આવી ગણવામાં આવે છે. જપના આવા પ્રકારથી તદ્દન ભિન્ન ભિન્ન પ્રકારની બાબતો સૂચવાય છે. મારા મનને તો નીચેમાંની બે બાબતોમાંની ગમે તે એક સૂચવાય છે; માનવના હાથમાં અંગુષ્ઠ મુખ્ય અંગુલિ છે. બીજી અંગુલિઓના વેઢાઓ ઉપર અંગુષ્ટ ફરે છે. અત્રે અંગુષ્ઠથી માનવ મન સૂચવાય છે. જે દશ વેઢાઓ ઉપર અંગુષ્ઠ ફરે છે તે પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો સમાન છે. આ ઇન્દ્રિયોદ્વારા બાહ્યદુનિયાનાં પ્રત્યક્ષ અને અનુભવો આપણા મન પર્યંત પહોંચે છે. દશ્ય દુનિયાના અનુભવોને મન રૂપ ગુરૂ પાસે લઈ જનાર દ્વાર આગળ ઉભેલા આટલા બધા ચોકીદારો સમાન આ ઇન્દ્રિયો છે. તેમની ખબરો તે મન ખુશીથી સાંભળે છે. આ ઇન્દ્રિયો પોતાનાં કાર્યોમાં એટલી બધી મચેલી હોય છે, કે મનને વારંવાર તેમનાં વૃત્તાંત સાંભળીને નિર્ણય કરવામાં જ રોકાયલા રહેવું પડે છે; આના પરિણામ રૂપે તેને પોતાને માટે કાર્ય કરવાનો ભાગ્યેજ જરા પણ સમય અવશેષ રહે છે. જો કે આ ઇન્દ્રિયો મનના ગૂલામો સમાન છે, છતાં તેમણે પલ્લું ફેરવ્યું છે અને તેના ઉપરિઓ સમાન બની ગઈ છે. અલબત દૃઢ મન હોય તો તેઓ સંપૂર્ણ કાબુમાં રહે છે અને ઉપરિ તરીકે વર્તી શકતી નથી. મનને દૃઢ અને પ્રબળ બનાવવા માટે, આપણા વિચારોને એકાગ્ર કરવાની ટેવ આપણે માટે આવશ્યક છે. જ્યાં સુધી આ ઇન્દ્રિયોના વિષયમાંથી મનને દૂર ખેંચવામાં ના આવે અને માત્ર પરમાત્માના ધ્યાનમાં ના લાગવામાં આવે ત્યાં સુધી મનની કોઈ પ્રકારની એકાગ્રતા સિદ્ધ થઈ શકતી નથી. જ્યારે મન આપોઆપ એકાગ્ર બની જાય અને ઇન્દ્રિયોના અસરમાંથી સ્વતંત્ર રીતે પોતાના પ્રદેશમાં એકતાન બની રહે ત્યારે જ યોગ માર્ગમાં સીધે સીધું આગળ વધી શકાય છે. મારા ધારવા પ્રમાણે કર–જપના આવા વિધિ-

## તંત્રી યોજીત પુસ્તકો.

### યાજ્ઞવલ્ક્ય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરો સરલ યોગ માર્ગ દર્શાવનો ગ્રંથ મુલ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

### આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સબળ ઉત્તર કીંમત ૦-૨-૦.
સુદર્શનના ગ્રાહકોને આ બને ૦-૧૦-૦ મળશે ટપાલ જુદું.

### શીગાલવાદ સુત્ત*

અથવા.

સર્વ ધર્મના ગૃહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધધર્મના સાદા, સરલ, નીતિસિદ્ધાંતો

કીંમત ૦-૨-૦

(આ પુસ્તક મંગાવવા માટે ૦-૨-૬ ની ટીકીટો મોકલવી.)

* આ પુસ્તક ના. ગાયકવાડ સરકારના કેલવણી ખાતા તરફથી "શાળા લાયબ્રેરી ખાતે "તથા" શાળાઓમાં ઇનામ ખાતે" મંજુર થયું છે. શીક્ષકોને સારૂં કમીશન મળશે. તથા મુંબઇ ઇલાકાના કેલવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયું છે.

---

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

### પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૫૮ દાતાઓએ પોતાના નામની એરડીઓ બંધાવી છે.]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતા લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપિ કોઈ દાતા ગૃહસ્થ બેઠી વખને રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઈ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઈશું; આ મકાન આશ્રમમાં ઘણુજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

## જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો, અને અનાથોના પાળક બનો, દર માસે રૂ. ૭ આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિં નીકળે? જરૂર દયા લાવી લખો:—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---




REGISTERED No. B.761.

# સુદર્શન.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૧૦.] (માસિક) [જુલાઇ-૧૯૧૨.]



---

અમદાવાદ—ધી અં૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED No. B.764

આદ્યસ્થાપક— સ્વ. અભિનવભારતાચાર્ય, મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી— માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[ પુસ્તક ૨૭-અંક ૧૦. ] (માસિક) [ જુલાઈ-૧૯૧૨.]

## अहो ! पडघा पडे केवा !

હમે બુલન્દ પુકારે ! સનમની પોક પાડી'તી !
તખલ્લુસ નામની આપી ! અજબ સુરખી ઉડાવી'તી !

હમે ગાતા ગઝલ એતો ! મઝા કૈં ઓર જામી'તી !
પિછાની ના શકી પ્યારી ! હતી દિલભર પરેશાની !

ઉડ્યાં અસ્માનમાં નેજા ! હવા કૈં ઓર વ્હાતી'તી !
સનમની શહેનશાહતમાં ! ગુલામી ના કબુલ થાતી !

પડી પડઘમ્ દિવાનાની ! ન સૂરો પ્હોંચતા'તા ત્ય્હાં !
મગર અફસોસ ઓ ! યારો ! ન જાણું: એ છુપાતા ક્ય્હાં ?

પડે પડઘમ્ તણા પડઘા ! હમારા કાનમાં આજે !
વળ્યા અથડાઇને પાછા ! કંઈ દિવાલ કે ભીંત્યે !.

ન સ્હમજૂં એ દિવાલો ક્ય્હાં ! દિવાની ભીંત્ય છે એ ક્ય્હાં !
હઉં ચૂમી ભરી ચરમાં ! દિવાની ભીંત દેખૂં ત્ય્હાં !

મગર ચશ્મેઃજિગર છે ? ના ! હજી ખૂલ્યાં નથી પૂરાં !
ફરે ફરતો દિવાનો આ તલાશે ! સૂર છૂપ્યા ક્યહાં ?

કદર ગુલની કરી લેવા ! રૂહેઃરૂહ ઓળખી લેવા !
સુણ્યા મ્હેં સૂર શું હેવા ! અનલ મહબૂબના જેવા !

સબુર કર વસ્લને કાજે ! ઉઠીઃ ગઇ સુસ્તી યે આજે !
ખરે મુજ ખૂન ઉછાળે ! નસે નસમાં વહે છે એ !

અહો ! બુલબુલ કુદે, નાચે ! જવાંમર્દી કરેઃ બારે !
ન્હહે છે દરખતે આજે ! ખરે ! ગુલ ચશ્મ ઇશારે !

ઈશ્મ-ગુલઝાર દેખાયે ! નજીક નાઃ દૂરનું દૂરે !
નશે ચકચૂર થઇ થારે ! લગાવ્યું ધ્યાન એ સૂરે !

હવા શું વસ્લની વ્હાતી ? ચમન મ્હારો ગયો ખીલી ?
થતી શું જંગ તૈયારી જિગરમાં સૂર એ ઝીલી ?

સુણાતા સૂર શું દૈવી ? નવૂં નવૂં નૂર જોવાતૂં !
ચીરે પડદા ઘણા ઝંખી ! તિમિર ટળતૂંઃ ઉગે ભાનુ !

અનલહક એ હશે કે શું ? અનલ મહબૂબના કાને !
વળ્યા અથડાઇને પાછા ! સુણૂં ભણકાર કૈં આજે !

કર્યા છે સાદ મ્હેં જેવા ! સુણાયા સૂર શું ત્હેવા !
જિગર મસ્તાન મિસ્કીનમાં ! અહો ! પડઘા પડે કેવા !

ચન્દનક્ષેત્ર—મયખાના.
તા. ૧૨ ડિસેમ્બરઃ ૧૯૧૦.

મસ્તાન.

# ભારતની સુબાલિકા.

ખંડ હરિગીત.

(૧).

બાલિકે !
સુબાલિકે !
શાન્તિદેવી સુબાલિકે !
સુકાન્તિદેવી સુબાલિકે !
સુપથગામિની, સરલહૃદયા, વિશ્વદેવી સુબાલિકે !

તું રસભરી !
કોમળ રૂડી !
કુમુદિની સમ સુહાસિની !
કોકિલ સમી સુભાષિણી !
હે સ્વર્ગદેવી સુબાલિકે !

રૂપગુણની સુમૂર્તિ તું સુબાલિકે !
અનુપમ પ્રભા પ્રકટાવતી સુબાલિકે !

તું આવી છો શું દેશની અમ દુર્દશા ઉજાળવા ?
નિદ્રા થકી ઊંડી સખિ ! અમને શું આવી જગાડવા ?

(૨).

બાલિકે !
સુબાલિકે !
શાન્તિદેવી સુબાલિકે !
શુચિસ્નેહદેવી સુબાલિકે !
ઓત્સાહિની, સુરસાત્મિની, ઉજમાલિની સુબાલિકે !

સાડી શી અવનવી ધરી !
ને છે ધર્યો વિધુ ભાલમાં !
શુભશુકનમાળા કંઠમાં !
મુક્તાકંકણ વળી હાથમાં !
હે જ્યોત્સનારૂપ બાલિકે !

ક્યાં આવી તારી સુપ્રભા સુબાલિકે !
ક્યાં શ્યામ ભારતની દશા સુબાલિકે !

હા ! તુજ પ્રભા સમ કર દશા ભારતતણી ઉજ્જ્વલ અરે !
તુજ કંઠમાળા ભારતીના પુત્રને આરોપી દે !

(૩).

બાલિકે !
સુબાલિકે !
શાન્તિદેવી સુબાલિકે !
વિશુદ્ધતાની દેવી હે સુબાલિકે !
પ્રતિભા અને પ્રેમાળતા છો તુજ સ્વયં સુબાલિકે !

હા ! દે મુકી ઝળકાર સહુ !
ત્યાજ્ય કર આભૂષણો !
હર્ષોલ્લાય સુખેથી તું—
ઉડાવી દે સર્વાંશ એ !
વિષાદિની બન બાલિકે !

ભારત તણી આ દુર્દશામાં બાલિકે !
છે ઉચિત શું સૌ સાજ આ સજવા કહે ?

ભારતતણી શું બાલિકા આવી કદી સ્વાર્થિ થશે ?
શું ઉન્નતિ મહીં માતની નીજ પુત્રીઓ પાછી હઠે ?

(૪).

બાલિકે !
સુબાલિકે !
શાન્તિદેવી સુબાલિકે !
ઉલ્લાસિની સુબાલિકે !
ભમ દેશનાં ઉન્નતિ ગીતો આલાપિની સુબાલિકે !

નેતા થઇ—
અમ ઓ સખી !

પથ દીવ્ય તું દેખાડજે !
ભારતભૂમિ—
ને સ્વર્ગની—

ભૂમિ સમી તું બનાવજે !
ઉર અનુપ શૌર્ય જગાવજે !
હે વીરમૂર્તિ સુબાલિકે !

ચુંટી સુગંધી પુષ્પ પ્રેમે બાગથી—
તેં ગુંથી શી માળા રૂડી ચાતુરીથી ?
એ વ્યર્થ હાય ! બધું સખિ !

એ સુમનની મધુરી સુગંધીથી કયું હૃદય આહ્લાદશે ?
*વિજય વિના એ કંઠમાળા કોણ હા ! સખિ ! ધારશે !*

(૫).

બાલિકે !
સુબાલિકે !
શાન્તિદેવી સુબાલિકે !
શુભભાવમય સુબાલિકે !

ચેતના સ્ફુરાવતી સુબાલિકે !
દેશમંત્રોચ્ચારિણી સુબાલિકે !
સુપુત્રી છો તું માત ભારતીની ખરે સુબાલિકે !

તુજ નેત્રની—
જ્યોતિ રૂડી—

અમ ભારતે હા ! પાથરી—
અમ ઉરસ્ફૂર્તિ જાગવી—
હે કર્મલ્હાવ સુબાલિકે !

સહુ વસ્તુ થાશે કાળચક્રે ચૂર્ણ હા !
ના પામશે લય તુજ કીર્તિ તોય હા !
ને ગાજશે દશદિશ તુજ શૌર્યની ગીતા !

અમ દેશમાં બહુ શૌર્યમૂર્તિ, ગુણમૂર્તિ વળી હજો !
ને ધર્મપાલકની ધજા અમ દેશમાં ફરફર ઉડો !

કલકત્તા.
તા. ૭–૫–૧૧. } ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# રુદનની યાચના.

પ્રભો ! આવી ક્યાંથી કુટિલ જડતા વાસ કરવા,
સજાવા વૃત્તિ આ મૃદુલ ઉરની મોહ ધરવા ?
ગઈ ઉડી વ્હાલી રુદનમય વૃત્તિ બલવતી,
મૃદુતાની દેવી અમૃત ધરતી એ ભગવતી !

બણ્યો તે સૌ આજે કરુણ મૃદુ પાઠો વિસરતો,
પ્રભો ! ચક્ષુ ખોતો ! અરરર નીચે છેક પડતો !
બચાવો ઓ ત્રાતા ! સદય પ્રભુ ઓ વ્હાર કરશો,
ફરી દીપ્તિ અર્પી ઉર રુદનથી નાથ ! ભરશો.

સ્થિતિ આવી આજે પ્રબલ ઉરને દાહ કરતી,
રુચે ના કાંઇ એ હૃદય જડતા જ્યાં પ્રસરતી !
ન જાણું કે કેવું હૃદય મુજ આ જાડય ધરતું,
ચહુ રોવા કિન્તુ નયન થકી ના અશ્રુ સરતું !

મળ્યું'તું મોંઘુ' કૈં સમય સુધી એ મિષ્ટ રડવું,
અને નિર્માયું'તું મધુર રડતાં ગાન કરવું !
સુકાયું રોવું, ને ઉરરસ સુકાઇ સહુ ગયો,
હવે શોધું તોયે અરર મથતાં નાજ મળતો !

કેવા ભાવો ઉર ઉછળતા એ રુદનમાં,
ાં ગાતાં સતત વધતી શી પુનીતતા !
પોતાં રુદન કરતી એ રસિકતા—
શાન્તિ, નરમ બનતી કૈં કઠિનતા !

ઉલ્લાસિ
ની રુદનસ્થિતિ એ નિત્ય રડતાં,
અમ દેશનાં ઉન્નતિ
મી સતત સહવાસે જ પ્રિયતા !
નેતાગી સમય વીતતાં તન્મય થતાં,
અમ ઓ સુખ—આશ્વાસન જતાં !

પથ દીવ્ય તું દેખા ઉરનું મિત્ર બનતું,
ભારતભૂમિ— દિલનાં સર્વ સુખ તું:
ને સ્વર્ગની—

સદા આશ્વાસે છે દુઃખી હૃદયને પૂર્ણ રડવું:
નકી શાન્તિ પામી જનહૃદયને ત્યાંજ ઠરવું !

નિરાશામાં આશા અમર ઉરની માત્ર રડવું:
ભરાયેલું ભારે રૂદન થકી હૈયું ઠલવવું !
અને રોતાં રોતાં પુનિત, મૃદુ સંગીત રચવું,
સુતેલા તારોનું વહન ફરી દેવી ચલવવું !

પ્રભો ! પાછું દેવું મુજ હૃદયને પુણ્ય રડવું—
ધરે જો કૈં દેવું મૃદુ રસિકતાનું સુખ વધુ !
નકી નિર્માયું છે રસિક ઉરને નિત્ય રડવું !
સદા આશીર્વાદે તુજ પ્રભુ! અહો ગાન કરવું !

પ્રભો ! યાચે આજે હૃદય જડતા એ રસિકતા,
પ્રભો ! યાચે મ્હારૂં ઉર ફરી ફરી ચેતન દશા !
અહો ! માગું વ્હાલું અમર સુખનું—એ રૂદનનું,
પ્રભો ! ગાવા ગાનો તુજ, બલ હું યાચું રૂદનનું !

પ્રભો ! તૃપ્તિ, શાન્તિ નહિ નહિ અતૃપ્તિય ઉરમાં—
હજો આશા સ્થાયી, રૂદનમયતાની રસિકતા !
સ્મૃતિ ત્હારી રહેવા, હૃદયમૃદુતા પુણ્ય વધવા—
પ્રભો ! દેજો રોવું ગતિ મુજ થવા ઉચ્ચ પથમાં !

મોડાસા,
૧૧-૧૦-૧૯૧૦. કુઞ્જ.

---

# जपयोग तेनो प्रभाव

( અનુસંધાન ગતાંકથી. )

યોગસૂત્ર પાદ-૨, સૂત્ર ૪૪ માં પતંજલિએ કહ્યું છે—स्वाध्यायादिष्टदेवता सम्प्रयोगः॥ માનસિક જપના સાધનદ્વારા પોતાના ઇષ્ટદેવતાની પ્રાપ્તિ થાય છે. જ્યારે તીવ્ર એકાગ્રતા થાય છે, જપ ઉત્તમોત્તમ ભૂમિકાએ પહોંચીને ફલિત થવાની તૈયારીમાં આવે છે ત્યારે

ઉપાસકને ઇષ્ટદેવતાનાં દર્શન થાય છે. એટલુંજ નહિ પરંતુ તે ઉપાસકની સાથે બોલે છે. દેવતા બોલે છે, એમ કહેવા માટે મારી પાસે આ સૂત્ર ઉપરના ભોજરાજના ભાષ્યનો આધાર છે. ભોજરાજ કહે છે:—प्रणवादि जपरूप स्वाध्यायः यदाप्रकृष्यमाणस्तदा दृष्टाय अभिप्रेताय सहज्ञाय सम्प्रयोग संदर्शनसंभाषणादिकम् भवति ॥ જપનું આવા પ્રકારનું પ્રથમ ફલ છે. વિજયપ્રાપ્તિ વડે, ઉચ્ચવિકાસના માર્ગમાં જ્યારે અભ્યાસ ચલાવવાનું ઉત્તેજન મનને મળી રહે છે. અત્યાર સુધીનો બધો દેખાવ કંટાળા ભરેલો હતો અને પરિણામ અજ્ઞાત હતું. મનને પણ ઉત્સાહ બલની ખામી હતી. આપણા મનને એક નવીન પ્રકારનું ઉત્સાહક સામર્થ્ય મળી રહે છે અને તે વધારે બલ સહિત અભ્યાસમાં યોજાય છે આપણા સર્વે વિચારોને એકાગ્ર કરવાના કેન્દ્ર સમાન આ દેવ હોય છે. તે આપણા સર્વે વિચારોના આલંબન સ્થાન રૂપ છે. જપ વડે જે દેવની હાજરી આપણે પામીયે છે તે આપણને "એકાગ્રતા" પ્રાપ્ત કરવાના અભ્યાસ તરફ દોરી જાય છે. આપણા વિચારોને એકાગ્ર બનાવતા એક પદાર્થવિના ધારણાનો કોઇ પ્રકારનો અભ્યાસ બની શકતો નથી. આ પ્રમાણે આવા દેવતા વડે આપણી ધારણાનો આધાર પૂરો પડે છે. પતંજલિ પાદ–૩, સૂત્ર–૧ માં ધારણાની આ પ્રમાણે વ્યાખ્યા કરે છે:—देशबन्धश्चित्तस्यधारणा ॥ ચિત્ત અથવા મનને એક દેશમાં બાંધવું તેનું નામ ધારણા. તેથી ધારણાનો અભ્યાસ વધારવા માટે એકદેશ અથવા પદાર્થની અપેક્ષા ઉભી થાય છે, અને જપના સાધન વડે મેળવવામાં આવતો દેવનો સાક્ષાત્કાર આપણને આવો એક પદાર્થ પૂરો પાડે છે. ભોજરાજના ભાષ્ય પ્રમાણે દેશ એટલે शास्त्रोक्त कृष्णविष्णुहिरण्यगर्भादौमूर्तौ ॥ અત્રે મૂર્તિપૂજા અથવા સાકાર પૂજાની આવશ્યકતા સીધે સીધી દર્શાવવામાં આવી છે. તેટલા માટેજ કહેવાયું છે:—साधकाणाम् हितार्थाय ब्रह्मणारूपकल्पना ॥ આથી આટલું સ્પષ્ટ થાય છે, આપણે પ્રથમ જે દેવને માનસિક જપ અર્પણ કરતા હતા તેજ આપણને આપણી ધારણાની મૂર્તિ પૂરી પાડે છે. જપવડે, ઇન્દ્રિયો અને તેમના પ્રવૃત્તિ પ્રદેશમાંથી મન દૂર પળે છે, એટલું મેં ઉપર દર્શાવ્યું છે.

વળી આગળ ઉપર એવી સૂચના આપવામાં આવે છે કે માત્ર દેવતાના યોગ્ય ધ્યાન માંજ મન એકાગ્ર બનવું જોઇએ. દેવતાને યોગ્ય પ્રકારે સમજવામાં મન એટલું બધું એકતાન થવુ જોઇએ કે એક ક્ષણ માત્ર માટે પણ તે બીજી દિશામાં વળવું જોઇએ નહિ; જ્યારે આપણે બીજી બધી બાબતોને દૂર રાખીને એક બાબતનીજ ધારણા કરીએ છીએ, બીજા કોઈ પણ પ્રકારના વિચારોને મનમાં ના આવવા દેઇને તેની સમતામાં ક્ષોભ થવા દેતા નથી ત્યારે આપણે આપણા ઉન્નતિક્રમમાં ધ્યાન નામની બીજી ભૂમિકાએ પહોચીએ છીએ પતંજલિ ધ્યાનની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે:—तत्रप्रत्ययैकतान ताध्यानम् ધારણામાં જે ઉપર મન સ્થિર થાયછે તે સ્થાનની બીજી આવૃત્તિના માત્ર એકજ બાબત ઉપર લાગેલા એકતાનતાના સતત પ્રવાહનું નામ ધ્યાન. બીજી સર્વ ઇન્દ્રિયોના વિષયોને દૂર રાખીને જે બાબત ઉપર તમારી ધારણા લગાવવામાં આવી હતી તે વિષયનો જ્ઞાન પ્રવાહ અપ્રતિહત રીતે તમારા મનમાં વહેવા માંડે છે, ત્યારે તે સતત વહતા વિચાર પ્રવાહને ધ્યાનનું નામ આપવામાં આવે છે. નીચે પ્રમાણેની ભોજરાજના ભાષ્યમાં ધ્યાનની

વ્યાખ્યા સારી રીતે આપવામાં આવી છેઃ—यत्रचित्तम धत्तम् तत्रयप्रत्यालयनम ज्ञाना वृत्तिनां एकतानतायत्नमानसैक्येकविषयता ततध्यानम ॥ જ્યારે ધ્યાન અંતિમ ભૂમિકાએ પહોચે છે ત્યારે તેને સમાધિના નામથી વ્યવહરવામાં આવે છે. આ દશામાં આપણું ચિંતવન માત્ર ધ્યાનના વિષયપરત્વેજ હોય છે અને પછીથી "હું" ધ્યાન ધરતો હતો એવું ભાન પણ દૂર પળે છે. મનનાં વિઘ્નો દૂર થવાથી, માત્ર એકજ પદાર્થ ઉપર સારી રીતે એકાગ્ર બનેલી જ્ઞાનની એક પ્રકારની ભૂમિકા, એટલોજ સમાધિ શબ્દનો અક્ષરાર્થ છે. એ દશામાં દર્શનનું કાર્ય, દશ્ય પદાર્થ અને દ્રષ્ટા ત્રણે એકજ ભાવનામાં ભળી ગયલા હોય છે અને આવી મુખ્ય ભાવના તે તેના ધ્યેય પુરુષ વિષેની હોયછે. પ્રશ્નોપનિષદમાં ઉપદેશાયું છે, કે આ દશામાં "પુરુષ, સાંભળતો નથી, જોતો નથી, સુંઘતો નથી, સ્વાદ લેતો નથી; તે બોલતો નથી; તેમજ લેતો નથી, તેમજ સ્વતઃ ભોગ ભોગવતો નથી, તેમજ વિસર્જન કરતો નથી, તેમજ ગતિમાન બનતો નથી. એમ કહેવાય છે, કે તે નિદ્રાધિન પણ બની જાયછે."

આવી ત્રિપુટિ (દ્રષ્ટા, દશ્ય અને દર્શનની) માત્ર એકજ પદાર્થ ઉપર એકતાન બની જાય એવું નામ સંયમ કહેવાય છે. સંયમની પ્રાપ્તિવડે એટલે અભ્યાસદ્વારા તેને સાહજીક બનાવવાથી અસતમાંથી સતને શોધી કાઢતા એક તત્ત્વનો ઉદય થઇ આવે છે; આથી એટલુંજ સૂચવવાનું છે, કે આપણા દૃષ્ટિપથમાં આવેલા એક પદાર્થને બુદ્ધિ સારી રીતે સમજી શકે છે. આ પ્રમાણે પતંજલિ કહે છે, तज्जयात्प्रज्ञालोकः । સંયમની સિદ્ધિ વડે આપણે દિવ્ય જ્ઞાન અથવા પ્રજ્ઞાના પ્રકાશને પામીએ છીએ; એટલે આપણે દિવ્યજ્યોતિના એવા પ્રદેશમાં પહોંચીએ છીએ કે જ્યાં સર્વ પ્રકારની શંકાઓ, અંધકાર અને અવિશ્વાસ દૂર પળી જાયછે—આપણે જ્ઞાનવડે પ્રકાશિત બનીએ છીએ—દિવ્યતાના ધવલ કીર્ણના પ્રદેશમાં આપણે આવી લાગીએ છીએ. સ્થિર ધવલજ્યોતિ જ્વલે છે અને આપણને પોતાના ભ્રમણમાં આકર્ષે છે અને એક દિપકની જ્યોતિમાં આપોઆપ ગાતા અને બળી મરતા એક પતંગીઆની પેઠે આપણે વ્હેલા અથવા મોડા એ જ્યોતિના કેન્દ્રમાં આવી પડીએ છીએ. તેટલા માટેજ પ્રશ્નોપનિષદમાં કહેવાયુ છેઃ—"જ્યારે તે જ્યોતિવડે ચારે તરફ વિંટાઇ જાયછે, ત્યારે (મનરૂપી) એ દેવને સ્વપ્નનાં દર્શન થતાં નથી, તે સમયે દેહમાં (સુષુપ્તિના) સુખનો ઉદય થાય છે.

જેમ પક્ષિઓ એક વૃક્ષ ઉપર વસવા માટે ઉડીને જાયછે તેમ આ સર્વ ખરેખર પરમાત્માપ્રતિ પ્રયાણ કરેછે.—(એટલે)—પૃથ્વિ અને પૃથ્વિમાત્રા, તેજ અને તેજોમાત્રા, વાયુ અને વાયુમાત્રા, આકાશ અને આકાશમાત્રા, ચક્ષુ અને દ્દષ્ટવ્ય, શ્રોત્ર અને શ્રોતવ્ય, ઘ્રાણ અને ઘ્રાતવ્ય, રસ અને રસયિતવ્ય, ત્વક્ અને સ્પર્શયિતવ્ય, વાક અને વક્તવ્ય, હસ્ત અને આદાતવ્ય, ઉપસ્થ અને આનન્દયિતવ્ય, પાયુ અને વિસર્જયિતવ્ય, પાદ અને ગન્તવ્ય મન અને મન્તવ્ય, બુદ્ધિ અને બોદ્ધવ્ય, અહંકાર અને અહંકારના વિષયોં, ચિત્ત અને ચિત્તના વ્યાપારો, તેજ અને તેજના વિષયો, પ્રાણ અને પ્રાણ વડે ધારવા યોગ્ય સર્વ.

કારણ કે એજ દ્રષ્ટા, સ્પ્રષ્ટા, શ્રોતા, ઘ્રાતા, રસયિતા, મન્તા, બોદ્ધા, કર્તા, વિજ્ઞાનાત્મા, પુરૂષ છે; તેની સમ્પ્રતિષ્ઠા પર અક્ષર આત્મામાંછે.

પરમ અને અક્ષરની પ્રાપ્તિ થાયછે; જે આ અછાય, અશરીર, અલોહિત, શુભ્ર, અક્ષરને જાણે છે તે સર્વજ્ઞ, સર્વમય થાય છે.

પ્રશ્નોપનિષત્, ચતુર્થ પ્રશ્ન,—૯ થી ૧૦.

# जर्मनीमां शिशुशिक्षा[1]

જંગલ અને બગીચાના વૃક્ષ અને લતા આદિ પ્રાયઃ સમાન જાતિના થાય છે પણ બગીચાનાં ફુલો જેવાં સોહામણાં લાગે છે તેવાં જંગલનાં લાગતાં નથી. બાગના વૃક્ષો વિગેરેને માળી, યથાસ્થાન, પોતાની રૂચી અનુસાર, રોપે છે તથા વધારે છે. પણ જંગલનાં વૃક્ષો તો મનમાન્યાં ઉગે છે અને વધે છે. તેથીજ તેઓ પ્રિય નથી લાગતાં. આ દાખલો શિશુઓના સબંધમાં પણ બરાબર બંધ બેસતો છે. જે માતાપિતા પોતાના શિશુઓને ઉચિત સમયે દેશ અને ધર્મની અનુસાર શિક્ષા દે છે તે તેને સર્વ પ્રિય અને યોગ્ય બનાવી પોતાનું કર્ત્તવ્ય પાલન કરે છે.

રમત અને રમકડાંદ્વારાજ શિશુઓના કોમલ હૃદય પર શિક્ષાનું ફળ અંકિત કરવાની રીતિ પ્રથમ જર્મન દેશમાંથીજ નીકળી છે. અતએવ તે દેશની શિક્ષા વિશે કાંઇક લખવું એ આ દેશને પણ લાભદાયક થઇ શકે. માતા શિશુની શિક્ષાનું મૂળ છે. એથી આ લેખ સ્ત્રીયોને વિશેષ ઉપયોગી થવો જોઇએ.

વિદ્યાનું બળ સંસારના સર્વ બળોથી અધિક છે. જે દેશની પ્રજા વિદ્વાન હોય છે ત્યાં સર્વ સુખની પ્રાપ્તિ થાય છે. હિંદુસ્તાનની પેઠે જર્મનીમાં પણ પહેલાં અનેક પક્ષો હતા અને દરેક પક્ષ પોતાના સુરોજ આલાપતો પણ જ્યારથી જર્મનીવાળાઓએ મળીને ફ્રાંસને હરાવ્યું ત્યારથી તેઓને ઐક્યતું મહત્વ સારી રીતે સમજાયું છે. ત્યારથી સમસ્ત જર્મની એકજ સુત્રથી બંધાયું અને ત્યારથી, કેવળ ચાલીશ વર્ષમાંજ, તેની અનહદ ઉન્નતિ થઇ જર્મનીએ પોતાના એક પણ બાળકને નિરક્ષર રાખ્યું નથી. જ્યાં કોઇ પણ બાળકની વય ચાર–પાંચ વર્ષની થઇ કે તેના માતપિતા તેને નિશાળે મોકલી દે છે. હવે તે બાળકોની નિશાળોનો કંઇક વૃત્તાંત જાણવો જોઇએ.

સવારમાં સાતથી સાડા આઠ વાગ્યા સુધી અને બપોરે બેથી અઢી વાગ્યા સુધી જો તમે જર્મન દેશમાં કોઈ પણ માનકડા ગામડા વા નગરમાં નીકળો તો તમને એક અજબ દૃશ્ય દેખાશે. એવી કોઇ પણ ગલી કે રસ્તો નહીં હોય કે જ્યાંથી તમે પંદર વીસ શિશુઓને કાંધે ટીનની પેટીઓ લટકાવી જતા ન જુઓ. આ શિશુઓ ચારથી સાત

૧ ગુરૂ દયાલસિંહે જર્મનીમાં સ્વયં અનુભવેલી બિના પ્રકાશિત કરનારા એક હિંદી લેખને આધારે.

વર્ષના છે. તેઓ ક્યાં જાય છે ? કિન્ડર–શુલ ( Ainder Schedule ) અર્થાત્ બાળકોની. સ્કુલમાં. દરેક મહોલ્લામાં એક, બે, ત્રણ અથવા ચાર કિન્ડર–શુલો તો અવશ્યજ હોય છે. આ બાળકો ત્યાંજ જાય છે. અહા ! ચાર વર્ષનું બાળક સવારે જાગતાંજ " મમ્મા, કોફી, મમ્મા, કાફી " કહીને પોતાની માને બોલાવે છે. સભ્ય દેશોમાં મા બચ્ચાને પોતાની સાથે નથી સુવાડતી. તે પોતાના નાનકડા પલંગ પર જુદું સુઇ રહે છે. મા બાળકને જાગેલું જોઇ તેની બાજોઠ પર ચિત્રોનું પુસ્તક રાખી દે છે અને તે બાળક તે ચિત્ર જોવા મંડી જાય છે. એટલામાં મા તેને કોફી તૈયાર કરી આપે છે. તે બાળક કાફી પીને " શુલ–શુલ ' પુકારે છે. મા તેને કપડાં પહેરાવે છે અને રોટીના એક કકડા પર થોડુંક માખણ ચોપડી તે તેની ટીનની પેટીમાં રાખી દે છે. બાળક અત્યંત ખુશીથી આ ટીનની પેટીને પોતાની કાંધે લટકાવી સડસડાટ સ્કુલ તરફ ચાલવા માંડે છે.

આ કિન્ડર–શુલમાં બાળકો પોતાનીજ ખુશીથી જાય એ કેવું આશ્ચર્ય ! ચારથી સાત વર્ષ સુધીનાં નાનકડાં બાળકો પોતાના માતાપિતાને લેશ પણ યાદ કીધા વગર આઠ નવ કલાક સુધી આ નિશાળમાં બેઠાં રહે એ કેવો ચમત્કાર ! એક દિવસ આ સર્વ વાતો જાણવા એક કિન્ડર–શુલમાં હું ગયો. ત્યાં એક મોટો ઓરડો મારી નજરે પડયો. તેના અર્ધા ભાગમાં નાના બેન્ચો તથા ડેસ્ક રાખેલી છે અને અર્ધો ભાગ ખાલી. એક તરફ લખવાનું એક પાટીઉ છે અને બીજી તરફ એક આલમારી રાખી છે. એક તરફ અનેક ખીંટીઓ છે. આ ઓરડામાં એક ૩૫ વર્ષની સ્ત્રી તથા કેટલાંક બાળકો મોજુદ હતાં. તે સ્ત્રી નહોતી, દેવી હતી. મને આવ્યો જોઇ તે મારી તરફ વળી અને " ગુટેન માર્ગેન (Guten-margen) સવારની સલામ કરી. પછી મને પુછવા લાગી કે શું આપ બાળકોની નિશાળ જોવા આવ્યા છો. ? હા. ઉત્તર પામતાં તે અત્યંત ખુશીથી અને અંદર લઇ ગઇ. બાળકો હજી આવ્યાં કરતાં હતાં. જે બાળક આવતું તે દેવીની હથેળી પર કુદીને થપ્પી મારતું અને 'ગુટેન–માર્ગેન ( Guten-margen ) કહી હાથ મેળાવતું. જર્મનીમાં બાળકો કુદીને માતાપિતા આદિની હથેળી પર થપ્પી મારી સલામ કરે છે ! અહા ! શિશુઓની આ પવિત્ર માતા તેઓની કાંધેથી ટીનની પેટી ઉતારી ખીંટી પર ટાંગી દે છે અને પછી બાળકો પોતાના સ્થાન પર જઇ બેસે છે.

મને ત્યાં ઉભા લગભગ પંદર મીનિટ થઇ તેટલામાં મહોલ્લાના સર્વ બાળકોથી તે ઓરડો ભરાઈ ગયો. અહીં મેં એક અજબ વાત એ જોઇ કે એક સાડા ત્રણ વર્ષનું બાળક પોતાની બહેન સાથે રોતું રોતું આવ્યું. દેવી તરતજ તેની તરફ વધી અને જેવી રૂમાલ કાઢીને તેનું મુખ લુવા લાગી. તેટલામાં તો કોણ જાણે તેનું રૂદન કયાં ચાલ્યું ગયું ! તેણે તરતજ કુદીને તે અધ્યાપિકાના હાથ પર થપ્પી મારી અને પોતાની જગ્યાએ બેસી ગયું.

શિક્ષા શરૂ થઇ, દેવી પુછે છે—આજ કયો દિવસ છે. અહા ! તે બાળકોનો ઉત્તર સાંભળી મને જે આનંદ થયો તેનું વર્ણન થઇ શકે તેમ નથી. કોઇ ચુપ છે, કોઇ 'તાગ' કહે છે કોઇ 'ટાગ' કહે છે, કોઇ 'હેટ' કહે છે, કોઈ 'મનટાગ' ( સોમવાર ) કહે છે. આખરે દેવીએ ખરો વાર બતાવ્યો. ત્યાર પછી બધા બાળકોએ એક સ્વરે તે વારનું નામ

લીધું. તે અધ્યાપિકાએ સમય પુછયો બાળકોએ ઉભા થઇને પોતાની આંગળીઓથી ઘડી-યાલમાં સમય બતાવ્યો. તેમાંના ઘણાએ સાચો સમય બતાવ્યો, તે પછી બાળકોએ એક સ્વરથી દેવીની સાથે ઇશ્વર-પ્રાર્થના સબંધી ગાવું શરૂ કર્યું. આ સમયે તે બાળકોની મીઠી અને તોતડી વાણીમાં ઇશ્વરની પ્રાર્થના સાંભળી મારા ચિત્તમાં અનેક ભાવ ઉત્પન્ન થવા લાગ્યા. મારૂં હૈયું ભરાઇ આવ્યું. તે બાળકોએ કદાપિ પણ સામળા ચહેરાનો માણસ દીઠો નહોતો. તેથી તે સર્વની નજર મારા ચહેરા અને રંગ તરફ હતી. આ જોઇ દેવીએ બાળકોને પુછયું:—"કેમ! તમે આ ગૃહસ્થ સાથે જશો?" બધાએ એક સાથે જવાબ દીધો "નાય" "વારૂ, તેને સલામ કરો" આ સાંભતાંજ કોઇના શીખાવ્યા વિના તે બાળકોના મુખમાંથી એકદમ નીકળ્યું કે:—"Futen -morgen, schwartzy man" અર્થાત્ "ગુડ મોર્નીંગ. કાળા માણસ." તે બાળકોએ મને કાળો કહ્યો તેથી મને જરા પણ ગુસ્સો લાગ્યો નહીં. આપણા દેશમાં બાળકો તો શું પણ જુવાન મનુષ્યો પણ યુરોપીઅનોને ગોરા કહે છે.

હું એક તરફ ઉભો હતો અને દેવી વચમાં ઉભી હતી. તેનો સંકેત થતાંજ બાળકો ઉભાં થઈ ગયાં અને પછી બેસી ગયાં. બે ચાર વાર ઉઠવા બેસવાનો સંકેત ચાલુ રહ્યો. વચ્ચે વચ્ચે જે બાળકો તદ્દન નાદાન હતાં તેમને પણ તે દેવી ઉઠવા તથા બેસવાનો સંકેત કરતી. થોડા સમય પછી બીજો સંકેત શરૂ થયો. પ્રથમ એક હાથ ઉંચો કરવો, પછી એક હાથ નીચા કરવા પછી એક હાથ આગળ કરવા, પછી વાંકા થયા. પછી ડાબી અને જમણી મુઠીઓ વાળવામાં આવી. પછી દેવીની આંગળીઓના તાલ પ્રમાણે તે ડેસ્કપર પડવા લાગી એટલામાં વળી પગથી થપ્પી મારવાનો સંકેત થયો. જમીન પાટીઆની હતી. બાળકોના પગની થપ્પીઓ અને મુઠીઓના અવાજથી એવુ પ્રતિત થતું હતું કે જાણે કોઈ વાજીં વગાડતું હોય. દેવીની આંગળીઓના ઈશારા પ્રમણે બાળકોના હાથ પગ પડતા હતા. લગભગ વીસ મીનિટ સુધી આ પ્રમાણે રહ્યું.

ત્યાર પછી પાંચ મીનિટનો વિસામો લઇને તે મનોહારિણી દેવીએ પોતાના ખીસા-માંથી કાગળનો એક લાંબો કટકો કાઢયો. તેને તે પોતાના હોઠે લગાડી એક પ્રકારનો અવાજ કાઢવા લાગી. ત્યારે સર્વ બાળકો ઉભાં થઇ ગયાં. તેઓ પણ પોતાના અવાજ અને હાથથી તેને દેવા લાગ્યાં. ડેશલેન્ડ-ડેશલેન્ડનો અવાજ સાંભળી હું સમજી ગયો કે આ તેઓનું જાતિય ગીત છે. આ ગીત ગાતાં બાળકોના ચહેરાપર અદ્ભુત રંગ છ-વાઇ રહ્યો હતો. ધન્ય છે તે દેશને કે જ્યાં બાળકોના કોમળ હૃદયપર દેશભક્તિ, માતૃસેવા, બન્ધુસ્નેહ અને રાજભક્તિનાં અંકુરો જાગૃત કરવા પ્રતિદિન જાતિય ગીત ગવડા-વવામાં આવે છે.

એક દિવસ મેં મારા એક મિત્રની નવ વર્ષની બાળકીને પીઆનાપર જાતિય ગીત ગાવા કહ્યું. તે તરતજ સ્ટુલપર બેઠી અને તેના મુખમાંથી જેવો 'ડેશલેન્ડ' નો અવાજ નીકળ્યો કે તરતજ તેનો એક નાનો ભાઇ તથા બહેન ત્યાં દોડી આવ્યાં અને તેઓ ઉભય તેની સાથે ગાવા લાગ્યાં.

તે ગાયન પુરૂં થવા પછી તે બાલિકાએ એક બીજું ગીત આરંભ્યું તે ગીત શાનું હતું? હું બીજે દિવસે ત્યાંથી વિદાય થવાનો હતો. તેથી તેણે માતૃભૂમિમાંથી વિદાય થવાનું ગીત ગાયું. આ ગીતનો અર્થ હૃદયને એટલું બધું હલાવી મુકે છે કે તે હું લખી શકતો નથી. જ્યાં બાર વર્ષ સુધીની છોકરીઓ ભણે છે તેવી એક નિશાળનું આ ગીત હતું....

પણ-હા,, પેલા શિશુ-શિક્ષાલયની વાત તો હું ભુલી ગયો બાળકોના તે પૂર્વોક્ત ગીતથી સ્કુલ ગુંજી ઉઠી. ગીત પુરૂં થતાંજ દેવીએ કાંઇક સંકેત કીધો. સર્વ બાળકો પોત પોતાના બેન્ચો છોડી ખાલી જગ્યામાં આવી ગયાં. હવે સહુ સહુએ પોતાના સરખા કદનો એક અન્ય બાળક ચુંટી એક એક જોડી કરી. જેવી રીતે સિપાઇઓના પગ જમીન પર પડે છે તેવી રીતે તેઓ 'માર્ચ' કરવા લાગ્યાં. તેમાં છોકરીઓ પણ હતી એ ભુલવું જોઇએ નહીં. તે ઓરડામાં પાંચ સાત ચક્કર માર્યા પછી તે પવિત્ર મૂર્તિએ જે તરફ ચોગાન હતું તે તરફનો ઓરડાનો દરવાજો ખોલી નાખ્યો. બાળકો ચોગાનમાં જઇ સ્વચ્છંદાનુસાર રમવા લાગ્યાં. હું તો હવે જતો હતો પણ તે દેવીએ મને ઉભા રહેવા કહ્યું તરતજ તેણે એક સીટી વગાડી જે સાંભળતાંજ સર્વ બાળકો પાછા ઓરડામાં આવી-ગયાં. બધી ટીનની પેટીઓ લગભગ એકજ રંગ અને એકજ માપની હતી. પણ બાળકો પોતપોતાની પેટી ઓળખતાં હતાં. દેવી ખીંટીએથી પેટી ઉતારવા મંડી અને બાળકો પોતપોતાની પેટી લેઇ બેન્ચ પર બેસી પોતાની વ્હાલી માની રાખેલી રોટલી ખાવા માંડયાં. આ કૌતક જોઇ મેં તે દેવી પાસેથી વિદાય માગી અને મારે ઘેર આવ્યો.

આપણા દેશમાં પણ આવા પ્રકારની નિશાળો ખુલે તો કેવું સારૂં થાય?

કલકત્તા
તા ૧૭-૧૦-૧૨

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# सदाचारी कोइकाळे दुःखी बनतो नथी तेमज दुराचारी कदापि सुखी थतो नथी.

(૭)

સુખ અને સદાચારની બાબતમાં કારણ અને કાર્યનો મળી આવે છે તેવો વધારે અભેદ સંબંધ પ્રકૃતિના પ્રદેશમાં કંઇ પણ જોવામાં આવતો નથી, તેમજ વિશેષ સ્વાભાવિક રીતે એકને ઉપજાવી આપનાર અથવા અવશ્ય કરીને અન્યને મેળવી આપનાર અન્ય કંઇ પણ નથી. ઇશ્વરનાં નિર્માણોને આનંદ અને શાંતઅર્પણપૂર્વક સ્વીકારતા ભક્તિથી એક માનવિએ સ્વસંતોષી બનવું જોઇએ, એ વિના "સુખી થવું" એ વાક્યનો

શો અર્થ સંભવિ શકે ? શુભ અને અશુભની એક પ્રકારની અપેક્ષાએ આપણાં જીવનોનાં સર્વે કાર્યો નિયમાવાં જોઇએ; બુદ્ધિજ આ ઉભય વચ્ચેનો તફાવત સમજી શકે છે. જેમ સૂર્યનાં કીરણો પૃથ્વીમાં સઘળે વ્યાપી રહે છે, છતાંએ જ્યાં હતાં ત્યાંનાં ત્યાંજ રહે છે, તેમ આપણાં કર્તવ્યોને પ્રકાશિત બનાવનાર છતાંએ પોતાના મૂલને વળગી રહેનાર એક પૂજ્ય પુરુષના સંબંધમાં પણ કેટલેક ભાગે આમજ બને છે. જેમ એક માનવિની ભભકાદાર સ્વાંતા માટે તેવીજ રીતે એકાદ અશ્વની સારા શણગાર માટે શા માટે આપણે ભલામણ કરતા નથી ? એક દુરાચારી માનવિને આરોગ્ય કુલ, સમૃદ્ધિ નિષ્પાપ બનાવતાં નથી, તેમજ આ સર્વની ખામીને લઇને એક સદાચારી માનવિ સપાપ બની જતું નથી. તેજ ખરેખરૂં શ્રેષ્ટ સુખ છે કે જે તેના મેળવનારને બીજું કંઇ પણ મેળવ્યા વિના કીમતિ બનાવે છે અને જેને તેની જરૂર હોય છે તેને તેની પાસે બીજી બધીએ દુનિયા હોવા છતાં તિરસ્કારપાત્ર બનાવે છે. રંગરોગાન, સોનેરીગીલ્ટ અથવા કોતર કામને લઇને એક વ્હાણ સારૂં બની જતું નથી; પરંતુ જો તે એક ચપલતાવિક સમાન, સમુદ્રનાં સંકટ સહવાને પ્રબલ હોય તો તેજ તેનું શ્રેષ્ટત્વ છે. પાનાની ધાર અને પાણીને લીધેજ એક તરવાર ઉત્તમ પ્રકારની ગણાય છે, તેના મીણીયાતા શણગારને લઇને તે તેવી ગણાતી નથી; તેમજ વિત્ત અથવા સમૃદ્ધિને લીધેજ એક માનવિ ગણના યોગ્ય બની જતું નથી, પરંતુ તેના સદાચારને લીધેજ તે તેવું બની જાય છે.

### એક સદાચારી માનવિ માનવજાતને જાતે લાભકારક થઇ પડે છે.

માનવજાતને પોતે લાભકર્તા બનવું એ દરેક માનવની ફરજ છે, જો બની શકે તો અનેકને લાભકારક બનવું જોઇએ; જો તેમ ના બને તો થોડાં ઘણાંને પણ લાભદાયી થવું જોઇએ; જો પોતાના પાડોશીઓના લાભકર્તા ના બની શકાય તો, ઓછામાં ઓછું તેણે પોતાની જાતને તો લાભદાતા બનવુંજ જોઇએ. બે પ્રકારનાં પ્રજાસત્તાક રાજ્યો હોય છે. એક તો માનવપ્રકૃતિરૂપ વિશાલ રાજ્ય અને આપણે જ્યાં જન્મ્યા હોઇએ તે સ્થલરૂપ અન્ય અલ્પ રાજ્ય. કેટલાએક સામટી ઉભયેની સેવા બજાવે છે, કેટલાક મોટા રાજ્યની સેવા બજાવે છે, કેટલાક મોટા રાજ્યની સેવા કરે છે અને વળી કેટલાક માત્ર નાના રાજ્યની સેવામાં સંતોષ લે છે. ખાનગીમાં, એકાંતમાં, ચિંતવનમાંજ મોટા રાજ્યની સેવા કરાય છે, કદાચ અન્ય કોઇ પણ માર્ગ કરતાં આ માર્ગેજ આ કાર્ય શ્રેષ્ટ પ્રકારે થઇ શકે છે; આમ છતાંએ પ્રકૃતિનો એવો ઉદ્દેશ છે, કે આપણે ઉભયેની સેવા બજાવવી જોઇએ. એક સદાચારી પુરુષ કોઇ પણ સ્થલમાં રહીને સમાજની, પોતાના મિત્રની અને પોતાની સેવા બજાવી શકે છે. જો તે યોધ્ધો ના બની શકે એવો હોય તો તેને ધર્મોપદેશક બનવા દો; જો તેને વકીલાતનો ધંધો બંધબેસતો ના આવતો હોય તો તેને ભાષણ કર્તા બનવાનો પ્રયત્ન કરવા દો; જો તેને વિદેશમાં ફરતાં ચૂપ બની જવું પડતું હોય તો તેને ઘેર રહીનેજ ઉપદેશ આપવા દો અને એક નિમકહલાલ મિત્રનો તથા મિતાચારીસાથીનો ભાગ ભજવવા દો. હવે તે વધારેવાર એક પૌરજન ના રહ્યો હોય છતાંએ તે એક માનવ છે; સમગ્ર દુનિયા તેના દેશ સમાન છે અને માનવ પ્રકૃતિમાં કોઇ કાલે કરવાના કામની ખોટ પડી આવતી નથી, પરંતુ જો માનવિને એક શિષ્ટરાજ્યમાં તે મુખ્યમંત્રિ ના

**સ્વામીજી**—આ દેશમાંતો પ્રથમ ભૂમિ તૈયાર કરવાની છે; પછીથી જો બી વાવવામાં આવેતો વૃક્ષ ઉગી નીકળે. પશ્ચિમમાં યૂરપ અને અમેરિકામાં ભૂમિ અત્યંત ફળદ્રુપ છે, બીજકો વાવવા માટે યોગ્ય છે. ત્યાં આગળ તેઓ ભોગના શિખરે મહાલે છે. તેઓ સંપૂર્ણ રીતે ભોગથી તૃપ્ત થયલા હોવાથી તેમનાં મનને વર્તમાનકાલે એ ભોગોમાં પણ શાન્તિ મળતી નથી, તેમને કંઇક બીજી બાબતની જરૂર હોય એમ લાગવા માંડ્યું છે. આ દેશમાં તો તમે ભોગ અથવા યોગ એક પણ સંપાદન કર્યાં નથી. જ્યારે એક વ્યક્તિ ભોગથી સંતોષ પામે છે ત્યારે તે યોગના ઉપદેશને ધ્યાનપૂર્વક સાંભળીને સમજેછે. રોગ, શોક અને દુઃખના જન્મ સ્થાનરૂપ બનેલા હિંદજેવા એક દેશમાં જ્યાં ભુખમરાને લીધે માનવિઓ સુકલાં બની ગયાં છે અને મનની પણ નિર્બલ દશા ભોગવેછે ત્યાં વ્યાખ્યાનો આપવાથી શું વળવાનું છે?

**શિષ્ય**—એમ કેમ? આપણી ધર્મ ભૂમિછે અને અત્રેના લોક, બીજા કોઈ પણ સ્થલિના લોક કરતાં ધર્મને સારી રીતે સમજી શકે છે, એમ શું તમે કહેતા નથી? આમ છે તો તમારા પરણુાત્મક વકતૃત્વવડે શામાટે આ દેશ પણ સજીવન બનીને તેનાં સંપૂર્ણ ફલોનો ભાગી ના બને?

**સ્વામીજી**—ધર્મ એટલે શું, એ વિષે હવે વિચાર કરો. પ્રથમ બાબત કુર્માવતારની પૂજા કરવાની ઉભી થાય છે; ઉદર-દેવજ જાણેકે આ કુર્માવતાર સમાન છે. જ્યાં સુધી તમે આ દેવને સંતોષ ના આપો ત્યાં સુધી ધર્મ વિષેનાં તમારાં વચનોને કોઇપણ આવકાર આપશે નહિ. આવા ભુખના ભૂતં સામે શીરીતે થવું એ વિચારથીજ હિંદ વ્યાકુળ બની ગયું છે. દેશનાં શ્રેષ્ઠ સાધનોનો વિદેશીઓથી લેવાતો લાભ, વ્યાપારનાં સાધનોનું

અપ્રતિબદ્ધ વિદેશવહન, આ સર્વ ઉપરાંત ગૂલામોમાં સ્વાભાવિક રીતે જણાઈ આવતી નિંધ ઇર્ષ્યા, આ સર્વ હિંદનાં હાડ અને ચરબીને ચૂસી ખાય છે. સર્વથી પ્રથમતો આવા ક્ષુધા અને અનાહારના દુઃખને દૂર કરવાની જરૂર છે; તમારી જેમને ધર્મોપદેશ આપવાની ઇચ્છા હોય તેમના મનમાંથી આવી માત્ર દેહને ટકાવી રાખવાની હમેશની ચિંતા દૂર કરવાની જરૂર છે, નહિંતો વ્યાખ્યાનો અને એના જેવી બીજી બાબતો વડે કંઇ પણ લાભ થવાનો નથી.

**શિષ્ય**।—ત્યારે આવા પાપને દૂર કરવા માટે આપણે શું કરવું જોઇએ?

**સ્વામીજી**।—પ્રથમતો ત્યાગની ભાવનાથી ઉભરાઇ જતા કેટલાક યુવકોની જરૂર છે; આવા યુવકોઃપોતાના સુખને માટે પોતાની જાતનું અર્પણ કરવાને બદલે અન્યને માટે પોતાનાં જીવન પણ અર્પણ કરવાને તૈયાર હોવા જોઇએ. યુવાન સન્યાસિઓને કેળવવા માટે આવા ઉદ્દેશથી એક મઠ સ્થાપવાનો મારો વિચાર છે; તેઓ ઘેરેઘર ભટકીને લોકને દાખલા અને દલીલો વડે તેમની દયા ભરેલી દશાનું ભાન કરાવશે, તેમના કલ્યાણનો માર્ગ અને સાધનો તેમને સમજાવશે, સાથે સાથેજ જેમ બને તેમ સ્પષ્ટ રીતે ઘણીજ સાદી અને સરલ ભાષામાં તેમને ધર્મનાં ઉચ્ચ સત્યોનું રહસ્ય સમજાવશે. આપણા દેશના લોકનો મોટો સમૂહ ઉંઘતા કુંભકર્ણના જેવો છે. વર્તમાનકાલની વિશ્વવિદ્યાલયની સંસ્થાઓથી અપાતી કેલવણી સમગ્ર લોકસમૂહના માત્ર એક બે ટકાનેજ મળી રહેછે. આવી કેલવણી મેળવનારાઓ પણ પોતાના દેશનું કંઇ પણ ભલું કરવાના પોતાના પ્રયત્નોમાં વિજય પામતા નથી; પરંતુ બીચારા આવા લોકનો તેમાં જરાપણ દોષ નથી! તેઓ પાઠશાલામાંથી બહાર પડે છે તેવામાંજ અનેક બાલકોના પિતાઓ બનેલા હોય છે, ગમે તેમ કરીને તેઓ એકાદ કારકુનની જગો મેળવી લેવાની ગોઠવણ કરેછે અથવા બહુતો એકાદ ડેપ્યુટી—માજીસ્ટ્રેટની જગા માટે વેતરણમાં પડેછે; કેલવણીનું આવું અંતિમ પરિણામ આવેછે. એક કુટુમ્બનો બોજો ઉઠાવવાનો માથે આવી પડતાં તેમને કંઇપણ મહત્કાર્ય કરવાનો અથવા કંઇ પણ ઉચ્ચ વિચાર ચલાવવાનો સમય મળતો નથી. તેઓ તેમની જાતનીજ જરૂરીઆતો અને લાભો સંપૂર્ણ રીતે જાળવી શકે એટલાં સાધન તેમને મળતાં નથી, આમ હોવાથી બીજાઓને માટે કંઇપણ કરવાના માર્ગમાં તેમના તરફથી શી આશા રાખી શકાય?

**શિષ્ય**।—ત્યારે શું આમાંથી બહાર આવવાનો આપણે માટે કોઈ માર્ગ નથી?

**સ્વામીજી**।—ખાત્રીથી, એમાંથી નીકળવાનો માર્ગ છે. આતો નિત્ય-ધર્મની ભૂમિછે. નિઃસંશય દેશ પડતી દશામાં આવ્યો છે, પરંતુ ખાત્રીથી તે ફરીથી ઉન્નત દશાએ આવશે અને આવી ઉન્નતિ જોઇને દુનિયાને નવાઇ લાગશે. મોજાંઓ જેમ જેમ વધારે ઉંડાં વિવરો કરતાં જાયછે તેમ તેમ સમાન બલ સહિત તેઓ ફરીથી વધારે ઉંચે ચડશે.

**શિષ્ય**—આપણો દેશ કેવી રીતે ઉન્નતપદ પામશે?

**સ્વામીજી**—શું તમારા જોવામાં આવતુ નથી? પૂર્વના આકાશમાં ક્યારનોએ ઉષાનો

ઉદય થયો છે અને સૂર્યોદય થવાને થોડીક વાર છે. તમે સર્વે પ્રવૃત્તિયકપ્રવર્તનમાં પ્રવૃત્ત થાઓ! દુનિયાનેજ સર્વસ્વ રૂપ બનાવીને, "મારો સંસાર, 'મારો સંસાર," એમ વિચાર્યા કરવાથી શું વળવાનું છે? વર્તમાન કાલે તમારૂં કર્તવ્ય દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જવાનું, ગામડે ગામડે ભટકવાનું અને હવે વધારેવાર આલસુ બેશી રહેવું પાલવશે નહિ, એમ લોકને સમજાવવાનું છે. તેમને તેમની ખરેખરી દશા વિષે સમજાવીને કહો, "હે બંધુઓ, સર્વે ઉઠો! જાગ્રત બનો! હજુાનદ્રામાં ક્યાં સુધી પડયા રહેશો." જાઓ અને તેમને તેમની દશા શીરીતે સુધારવી તેનો ઉપદેશ આપો; શાસ્ત્રોના શ્રેષ્ઠ સિદ્ધાન્તો, તેમના આગળ લોકપ્રીય અને સ્પષ્ટભાષામાં દર્શાવીને તેમને સમજતા બનાવો. અત્યાર સુધીતો બ્રાહ્મણોએજ ધર્મનો હક્-વારસો ભોગવ્યો છે, પરંતુ કાલના પ્રબલ પૂર સામે તેમનાથી તેમનું સ્થાન જાળવી શકાય એવું ના હોવાથી જાઓ અને એવાં પગલાં ભરોકે જેથી દેશમાં એક અને સર્વને એ ધર્મનો લાભ મળે. બ્રાહ્મણોના જેટલોજ તેમનો ધર્મમાં હકછે. એવું તેમના મનમાં સારી રીતે ઠસાવો. આવા જ્વલંત મંત્રોની સર્વેને, ચાંડાલ સુધીનાને પણ દીક્ષા આપો. આ ઉપરાંત વળી જીવનની જરૂરીઆતો વિષે તથા ધંધા વ્યાપાર, ખેતિ આદિની બાબતમાં પણ તેમને ઉપદેશ આપો. જો તમારાથી આટલું નાબની શકે તો તમારાં કેલવણી અને શિક્ષણને ધિક્કાર છે, તમારા વેદો અને વેદાન્તોના અભ્યાસને પણ ધિક્કાર છે!

**શિષ્ય**—પરંતુ આપણામાં આવું બલ ક્યાં છે? સ્વામીજી! જો મારામાં તમારી શક્તિનો એક હજારમો હિસ્સો પણ હોતતો હું મારી જાતને ધન્યધન્ય માનત.

**સ્વામીજી**—કેવો અક્કલ શૂન્ય! શક્તિ અને તેના જેવી બાબતો આપોઆપ આવી મળશે. તમારી જાતે કાર્યમાં જોડાઓ અને તમને તમારામાં એટલી બધી પ્રબલ શક્તિ આવેલી લાગશે કે તમને તે સહન કરવી પણ મુસ્કિલ થઈ પડશે. બીજાઓને માટે કરવામાં આવતા થોડામાં થોડા કાર્યવડે પણ અંતરમાં શક્તિ જાગ્રત થાય છે; બીજાઓને માટે શુભ વિચાર પરંપરા ચલાવવાથી તે ગમે તેટલી નાદાન પ્રકારની હોય તોપણ તેથી હૃદયમાં ધીમે ધીમે એક સિંહના જેટલા બલનો ઉદય થશે. હું તમને સર્વેને હમેશાં આટલા બધા ચ્હાઉં છું, પરંતુ તમે બધાએ બીજાઓને માટે કાર્ય કરતા મરી જાઓ એમજ ઇચ્છા હુંતો રાખીશ—તમને તેમ વર્તતા જોઇને તો હું ઘણોજ રાજી થઇશ!

**શિષ્ય**—પછીતો જેઓ મારા ઉપર આધારવાળા છે, તેમનું શું થાય?

**સ્વામીજી**—જો તમે બીજાઓને માટે તમારા જીવનનો ભોગ આપવાને તૈયાર હો તો તમારા ઉપર આધારવાળાં માટે પ્રભુ ખાત્રીથી કાંઈક ઉપાય યોજી કાઢશે. તમે શું ગીતામાં શ્રીકૃષ્ણનાં વચનો વાચ્યાં નથી—नहिकल्याणकृत्कश्चित् दुर्गतितातगच्छति। "હે તાત! કલ્યાણ કરનાર કોઇપણ દુર્ગતિને પામતું નથી."

**શિષ્ય**—સ્વામીજી! હવે સમજ્યો.

**સ્વામીજી**—અગત્યની વાત ત્યાગની છે—ત્યાગવિના કોઇ પણ બીજા માટે કાર્ય કરવામાં પોતાનું બધુંએ હૃદય અર્પણ કરશે નહિ. ત્યાગી માનવિ સર્વને સમાન દૃષ્ટિથી જુવે છે અને સર્વની સેવામાં પોતાની જાતનું અર્પણ કરે છે. શું આપણું વેદાન્ત પણ સર્વને સમાન દૃષ્ટિથી જોવાનો, આપણને ઉપદેશ આપતું નથી!—ત્યારે બીજાઓ કરતાં પત્ની અને બાલકો વધારે તમારાં છે, એવો વિચાર તમે શા માટે રાખોછો! તમારા ઉમરા આગળજ એક ગરીબ ભીખારીના રૂપમાં નારાયણ પોતેજ ભુખથી મરી જાય છે! તેને કંઈપણ આપવાને બદલે શું તમે તમારી પત્ની અને બાલકોની તૃષ્ણાઓનેજ મિષ્ટાન્નોથી તૃપ્ત કરશો! શા માટે, એજ પાશવ ધર્મ સમાન છે!

**શિષ્ય**—બીજાઓ માટે કાર્ય કરવામાં સમયે સમય પૈસાની જરૂર પડે છે, તે માટે કયાંથી લાવવા?

**સ્વામીજી**—જેટલું તમારી શક્તિમાં છે તેટલુંએ તમે શામાટે કરતા નથી? પૈસાની તંગીને લીધે તમે બીજાઓને કંઇ આપી શકો નહિ તો પણ તમે ખાત્રીથી વિશેષ નહિતો ઓછાંમાં ઓછાં શુભ વચનો પણ તેમના કર્ણમાં સંભળાવી શકો અથવા કંઇ સારો ઉપદેશ આપી શકો; શું તમારાથી આટલું થઈ શકશે કે નહિ! અથવા આટલું કરવામાં પણ પૈસાની જરૂર પડે છે?

**શિષ્ય**—બરોબર, સ્વામીજી! એટલું તો મારાથી થઇ શકે.

**સ્વામીજી**—પરંતુ, "હું કરીશકું" એટલું કહેવાથી કંઇ વળવાનું નથી. મને કર્તવ્યદ્વારા બતાવો કે તમારાથી શું થઇ શકે છે; પછીથીજ હું સમજીશ કે તમારા મારી પાસે આવવાંનો કંઇ સારો લાભ લેવાયો છે. ઉઠો, પ્રવૃત્તિ પ્રવર્તન ચક્રમાં પ્રવૃત્ત થાઓ—આ જીંદગી કયાં સુધી ટકવાની છે! તમે આ દુનિયામાં આવેલા હોવાથી પાછળ કંઇક નીશાની તો મુકતા જાઓ. નહિંતો તમારામાં, અને પાષાણોમાં શો તફાવત છે!—તેઓ પણ જીવે છે, ક્ષય પામે છે, મરણ શરણ થાય છે. તેમની પેઠે જન્મીને મરવાની તમારી મરજી હોય તો તમને તેમ વર્તવા છૂટ છે. તમારાં કાર્યોવડે મને બતાવી આપો કે તમારૂં વેદાન્ત વાચન પરમ કલ્યાણ સાધવામાં ફલવંત બન્યું છે. જાઓ અને બધાને જણાવો, "તમારા દરેકના અંતરમાં અનિત્ય શક્તિનો સમાસ છે;" એ શક્તિને જાગ્રત બનાવવાનો પ્રયત્ન કરો. વ્યક્તિના મોક્ષ વિષે તમે શું કરી શકવાના છો? એ તો બીલકુલ સ્વાર્થ પરાયણતાજ છે. તમારા ધ્યાનને દૂર કરો, તમારા મોક્ષ અને એવી બાબતોને બાજુએ ફેંકી દો! મેં મારી જાતને જેવા કાર્યમાં અર્પણ કરીછે તેવા કાર્યમાં તમારૂં બધુંએ હૃદય અર્પીદો.

આવા ઉત્સાહક શબ્દો શિષ્ય સ્થિર ચિત્તથી સાંભળી રહ્યો; તેમની હમેશની છટા અને વકતૃત્વ સહિત સ્વામીએ આગળ ચલાવ્યું.

**સ્વામીજી**—સર્વથી પ્રથમતો ભૂમિને તૈયાર બનાવો અને સમય આવતાં ધર્મનાં

વ્યાખ્યાનો આપવાને આ દુનિયામાં હજારો વિવેકાનંદો અવતરી આવશે. તમારે આ બાબત માટે શોક કરવાની જરૂર નથી! હું શામાટે બાલાશ્રમો, દુષ્કાલ રક્ષાશ્રમો વિગેરે ઉભાં કરૂં છું, એ શું તમારા સમજવામાં આવી શકતું નથી? એક અંગ્રેજ સ્ત્રી બગિની નિવેદિતા તેમને માટે નોકરનું કામ પણ કરીને હિંદીઓની કેવી ઉત્તમ પ્રકારની સેવા કરવાનું શીખી છે, એ શું તમારા સમજવામાં આવતું નથી? તમેતો હિંદી હોવાથી શું તમારા દેશવાસિઓની એ પ્રમાણે સેવા કરી શકો નહિ? જ્યાં જ્યાં પ્લેગ અથવા દુ-ષ્કાલનો ઉપદ્રવ થયો હોય અથવા જ્યાં આગળ લોકો સંકટમાં સપડાયા હોય ત્યાં આગળ તમે બધાએ જાઓ અને તેમનાં દુઃખને ઓછાં કરો. બહુતો આવા પ્રયત્નમાં તમે કદાચ મરણ પામો, તેથી શું થઇ ગયું? દરરોજ કીડાઓની પેઠે તમારા જેવા કેટલા બધા જ-ન્મતા હશે અને મરતા હશે? સમગ્ર દુનિયામાં આથી કેવા પ્રકારનો ભેદ ઉપજી આવેછે! તમારે મરવાનું તો છેજ, પરંતુ એકાદ મહાભાવના ખાતર મરવાનું રાખો; જીવનમાં ઉચ્ચ ભાવના સહિત મરણ પામવું એ શ્રેષ્ઠછે. ઘરે ઘર ભટકીને આવી ભાવનાનો ઉપદેશ કરો અને તમને તમારી જાતને પણ લાભ થશે, તેમજ સાથે સાથે તમે તમારા દેશનું કલ્યાણ પણ સાધતા જશો. તમારા દેશની ભાવિ આશાઓનો આધાર તમારા ઉપર છે. તમને નિવૃત્તિમય જીવન ગાળતા જોઇને મને અત્યંત દુઃખ થઇ આવે છે તમારી જાતે કા-ર્યમાં—પ્રવૃત્તિમાં જોડાઇ જાઓ! આમ તેમ સમય ગુમાવશો નહિ—દિને દિને મરણનો સમય નજીક આવતો જાયછે! આગળ ઉપર સમય આવતાં બધુંએ થઇ રહેશે એમ ધા-રીને તમારે આળસુ બેશી રહેવાનું નથી! બરોબર લક્ષમાં રાખો—એવી રીતે કંઇ પણ કરી શકાતું નથી.

---



## કાળના પડદામાંથી

—:o:—

( અનુસંધાન પૃ૯. ૫૬ થી. )

તેમનું પુસ્તકાલય સાથેનું કાર્ય ખલાસ થતાં તેઓ ઘર તરફ આવવા નીકળ્યા. દે-શના રાજાએ તેમને પોતાની પાસે બોલાવ્યા અને પોતાના રાજ્યમાં વસવાની ઇચ્છા દર્શાવી, પરંતુ બુધદેવે આવી માગણીની માનપૂર્વક નાપાડી; આના બહાના તરીકે જ-ણાવ્યું કે તેણે વર્તમાન જન્મને લગતાં કેટલાંક કાર્યો પોસીડોનીસમાં ઉઠાવ્યાં છે અને તે પાર ઉતારવાને તેણે પાછા ફરવુંજ જોઇએ.

તેમની ગૃહ તરફની મુસાફરી કોઇ પ્રકારના ગંભીર અકસ્માત વીનાની હતી, તોપણ

એકાદ બારે તોફાનમાં તેઓ તેમના માર્ગમાંથી ઘણા આડાઅવળા નીકળી ગયા અને કેટલાક નવા અનુભવ મેળવ્યા. આ સમયે આ વ્હાણે જતાં જતાં સુવર્ણદ્વારવાળા નગર આગળ લંગર નાંખ્યું; કીર્તિકુમારના મન ઉપર ભપકાદાર શીલ્પકલા જોઇને ઉંડા સંસ્કાર પડ્યા, જો કે બુધ્ધદેવને તો ત્યાં આગળનું નીતિનું વાતાવરણ ભ્રષ્ટ થયલું, અધમ બનેલું લાગ્યું અલબત આ પ્રસંગે તેમણે મંગલદેવની મુલાકાત લેવાનો લાભ લીધો, જેણે તેમને અત્યંત માયાભર્યો આવકાર આપીને પોતાની પાસે બેમાસ સુધી રાખ્યા. દૃષ્ટાંતના બલ વડે અને દુરાચારી વૃત્તિઓને કડક રીતે દાબી દેવાથી મંગલદેવ પોતાના દરબારનો દેખાવ સીધો સીધો રાખી શક્યા હતા; છતાંએ તેમને સારી રીતે ખબર હતી કે ટોલ્ટેક સુધારો તે સમયે પણ અધોપાત પામ્યો હતો અને તેમની પ્રજામાંનો એક પ્રબલપક્ષ પોતાના ઉપર તેમના તરફથી મુકવામાં આવેલાં બંધનો માટેની પોતાની અધીરાઈ ભાગ્યેજ છૂપાવી શકતો હતો. તેમને પોતાના રાજ્યનો સમગ્ર દેખાવ શોકની છાયાથી છવાયલો લાગી:આવતો, છતાંએ પોતાના વારસોને ધન્યવાદ આપતો કે તેમનું ભાવિ વારંવાર જડવાદ પરાયણ અને લોભી પ્રજાજનો વાળા, દેશના એક વિભાગમાં વસવાનું ઘડાયું છે તોપણ વિશેષ નહિતો ઓછામાં ઓછું તેઓ અધમ પ્રકારના વામ માર્ગના પ્રયોગોમાંથી ઘણાજ છૂટા બની ગયા છે, અને તેમનામાં કહેવાતાં "સુધરેલાં" વિષય વૃત્તિનાં સ્વરૂપોમાંથી પણ તેઓ બચી ગયા છે. યુવાન હોવા છતાં કીર્તિકુમારને પણ લાગી આવ્યું કે આ સ્થલ ભપકા ભરેલું છે પરંતુ તેમાં કંઇક મલિનતાનો વાસ છે; તેમના માટે મુસાફરીનો સમય આવી લાગતાં તે ઘણોજ ખુશી થયો.

ઉત્તર આફ્રિકાના વિવિધવિદ્યાલયમાં પિતા અને પુત્રને થઇ આવેલી ભૂતકાલની સ્મૃતિની અદ્ભૂત પુનઃથતી જાગ્રતીના વૃત્તાંતમાં મંગલદેવને ઉંડો રસ આવતો હતો. તેમને પોતાને તેવા પ્રકારનાં કોઇ તાજાં સ્મરણો નહોતાં પરંતુ તેઓ એમ કહેતા કે વારંવાર સ્વપ્નમાં મોટી મોટી પર્વત માલાઓમાં થઇને મોટાં મોટાં ટોળાંને પોતાની જાતને દોરી જતાં જોતા; કોઇ પૂર્વના જન્મોમાં કરેલાં ખરેખરાં-કાર્યોનાં આવાં સ્વપ્નો સ્મરણ હશે કે નહિ એ વિષે તેઓ શોધ ચલાવતા હતા. કીર્તિકુમાર બેઠો બેઠો આ બધું સાંભળતો હતો તેને લાગી આવ્યું કે પોતાના પ્રપિતામહના ઉપરીપણા નીચે ધીમે ધીમે આગળ વધતાં ટોળાં અને ઉંચાં ઉંચાં ગિરિ શિખરો તેના પણ જોવામાં આવતાં હતાં. તેનાં સ્વપ્નોમાં અનેક બાબતોનો ઉમેરો થતો હતો કે જેમને મહારાજાની હાજરીમાં વર્ણવવાની હિમત કરતાં જો પોતે હદપારનો શમવાળો ના બન્યો હોતતો મંગલદેવ ખાત્રીથી ઓળખી શકત. પછીથી તેણે પોતાના પિતા આગળ આવાં સ્વપ્ન વૃત્તાંત કહી સંભળાવ્યાં પરંતુ આપણે જાણીએ છીએ તેમ જે વિદેશગમન સાથે એ વૃત્તાંતોનો સંબંધ હતો તેમાં બુધદેવે ભાગ નહિ લીધેલો હોવાથી તેમનામાં આમના વડે કોઇ પ્રકારની સ્મૃતિ જાગ્રત થઇ આવી નહિ

આખરે તેઓ સ્વદેશના નગરમાં આવી પહોચ્યા ત્યારે વૃદ્ધ સૂર્યદેવે કીર્તિકુમારને હર્ષ ભર્યો આવકાર આપ્યો અને તેનાં ભૂતકાલનાં સ્વપ્ન વૃત્તાંત સાંભળીને આનંદ પામ્યા. તેમના અત્રે આવતા પૂર્વેજ અત્રે આવી પહોચેલા આ:સર્વ બાબતના વૃત્તાંતને લીધે તે મંદિરમાં તેના નવ-શિષ્યોમાંના એક આશા ભર્યા શિષ્ય તરીકે ગણાવા લાગ્યો; તેના સમક્ષ

મહાન્ ભાવિ ઉભું છે, એમ સર્વ પાસા સ્વીકારવામાં આવતું. ઓછામાં ઓછું એક માનવિ પણ આનો હિસાબ રાખતું હતું અને બની શકે તો તેમાં ભાગ પડાવવાની ઇચ્છાવાળું હતું. અનેક વર્ષ પૂર્વે મંદિરમાં દાખલ થવામાંથી તેને લગભગ આટલો બધો દૂર ઘસડી જનાર બાલા અભિમન્યુજ તે હતી. તેણે તે સમયે તેને મોહ પમાડવાનો પ્રયત્ન કર્યો હતો; તેણે હવે વધારે પરિપક્વ બનેલી કલાઓ સહિત તેને આકર્ષવાનો પ્રયત્ન આરંભ્યો.

પરંતુ આ સમયે તે તેણીના પ્રલોભનો સામે થવાને ત્રણ ઘણો તૈયાર બનેલો હતો કારણ કે પોતાની મુસાફરીમાંથી પાછા ફર્યા પછી તુરતજ તેને પોતાની પીંગાણુ સુધન્વાની મુલાકાત થઇ હતી, આ સમયેજ તેને એટલું બધું આકર્ષણ થયું કે જે પ્રથમમાં પ્રથમ ક્ષણનો લાભ લેવાય તે લેઇને તેણે એકદમ લગ્ન કરી નાખવાનો વિચાર કર્યો. તેણે પણ તેની લાગણીઓને સંપૂર્ણ ટેકો આપ્યો અને તેના જેટલીજ તુરતમાં લગ્ન કરી નાખવાને તે ઉત્સુક બની પરંતુ ઉભય પક્ષનાં માતાપિતા "પ્રથમ દર્શનના પ્રેમના" આવા પ્રબલ બનાવને બરોબર સમજી શક્યાં નહિ અને માયાળરી રીતે પરંતુ દ્દઢતાથી ઓછામાં ઓછી એક વર્ષ સુધી રાહ જોઇ જવાની સલાહ આપવા લાગ્યાં. બંને યુવાનીઆંએ અનાચ્છાએ આ વાત કબુલ કરી કારણ કે આ બાબતમાં તેઓ નિરૂપાય હતાં, છતાંએ બંને માટે આ વચગાળાનો સમય સખ્ત કસોટીનો થઇ પડ્યો હતો; બૃહસ્પતિની ઝીણી નજરમાં આ બાબત એટલી બધી સ્પષ્ટ રીતે આવી ગઇ કે તેમણે પ્રેમીઓના અત્યંત સંતોષ વચ્ચે એક વર્ષના સમયને લગભગ અર્ધોઅર્ધ ટુંકાવી નાખવાની યુક્તિ રચી. આ લગ્ન વિધિ સૂર્યદેવે જાતે કરાવી જો કે તેઓ જાતે આવી ક્રીયાઓમાં ક્વચિતજ ભાગ લેતા હતા; પરંતુ ઘણું કરીને જેમ કોઈ કોઇવાર રોમનગરમાં પોપ કરે છે તેમ મંદિરના મુખ ભાગના ઉંચા દ્વારમાં રહીને એકઠાં થયલાં મોટાં ટોળાંને તેઓ આશિર્વાદ આપતા. ખરેખર આ લગ્નજ તેમના જાહેર કાર્યમાં છેલ્લી વારમાંજ દેખાવ દેવા રૂપ નીવડ્યું, કારણ કે માત્ર થોડાક માસ પછીજ કીર્તિકુમાર અને તેની પત્નીને તેમની પથારી આગળ તેમનો છેલ્લો સંદેશ સાંભળવાને બોલાવવામાં આવ્યાં હતાં. તેમણે કીર્તિકુમારને કહ્યું:—

"હવે હું બીજી દુનિયાના ઉમરા ઉપર ઉભો છું, આ અને તે દુનિયા વચ્ચે લટકતા પડદાની આરપાર મારાં ચક્ષુઓ જોઈ શકે છે. હું તને જણાવું છું કે તારા સમીપ હજુ અનેક સંકટો ખડાં છે કારણ કે તારા ભૂતકાલમાં જે જે અશુભ હોય તે પરિણામોનો અંત લાવવા માટે હમણાંજ તે તારા ઉપર ઝડપથી તૂટી પડશે કે એમ થવાથી તું તેમાંથી છૂટો થાય. તારા બીજા જન્મમાં તું જુલ્મી રીતે મરણ પામીને તારૂં કેટલુંક દેવું પતાવીશ અને તે પછી તું અધકાર અને દુરાચારના વાતાવરણમાં પાછો આવી પડીશ; છતાંએ આ સર્વમાં જોતું જ્યોતિને જોઈ શકીશ અને તને અંધબનાવતા પટને ભેદી શકીશ તો તને મોટો બદલો મળી રહેશે. તારે મારે પગલે ચાલવાનું છે, અને જેમને હું પૂજું છું તેમનાજ પાદમાં તારે નમવાનું છે. હા, તેણે પણ (તેની સ્ત્રી સુધન્વા પ્રત્યે) મને અનુસરવાનું છે અને તને મારો પિતા દોરશે, કારણકે તમે બધાંએ એક મહાકુલનાં બનો—દુનિયામે સહાય થનારાઓના કુલનાં. હવે હું માનવો જેને મરણ કહે છે તેમાં પ્રવેશું છું.

જોકે દેખીતી રીતે હું તમને છોડી જાઉંછું તોએ ખરૂં કહેવા માગું તો હું તમને છોડી જતો નથી, કારણ કે જન્મ અથવા મરણ એકથી પણ એ કુલના સમ્બન્ધોમાં ભેદ ઉપજાવી શકાતો નથી—તેમણે કોઇ કાલે પણ ભાગવામાં ના આવે એવી પ્રતિજ્ઞા લીધેલી હોયછે. માટે તોફાનના સામે થવામાં હિમત વાળો બનજે, કારણકે તોફાન વીતી ગયા પછી સૂર્ય જરૂર પ્રકાશશે—એ સૂર્ય કોઇકાલે આથમતો નથી. ”

આ પછી થોડાક દિને સૂર્યદેવે ઉચ્છ્વાસ મૂક્યો, પરંતુ કીર્તિકુમાર તેમને પોતાના સમગ્ર જીવનમાં જરા પણ વિસરી ગયો નહિ; તે સ્વપ્નમાં તેમનાં વારંવાર દર્શન કરતો અને તેમના તરફથી આશિષ અને સહાય મેળવતો. આ પ્રમાણે તેમને બદલે બુધદેવને મહામંદિરની દેખરેખ સંભાળી લેવી પડી અને સૂર્યદેવની બુદ્ધિએ દર્શાવ્યા પ્રમાણે દરેક બાબત ચલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા; ઐહિક રાજ્યના ઉપરિ તરીકે તેમના પિતા ભાલચંદ્ર દરેક રીતે સહાય કરતા હતા.

શુક્રદેવની પુત્રીઓ એક અત્યંત નીકટ રીતે જોડાયલા કુટુમ્બ જેવી હતી; ખરેખર તેમની લાગણીઓ એટલી બધી એક સરખી હતી કે સુધન્વા (સ્ત્રી) અને પૂર્ણચંદ્ર (સ્ત્રી) ઉભયે કીર્તિકુમાર માટે પ્રેમ મસ્ત બન્યાં હતાં. તેમજ અન્યોઅન્ય માટે પણ પ્રેમવાળાં હતાં. જ્યારે તેણે પ્રથમની સાથે લગ્ન કર્યું ત્યારે બીજીનામાં કોઈ પણ પ્રકારની ઈર્ષ્યાની લાગણીનો ઉદય થવાનો અસંભવ હોવાથી તેણે પૂર્વની પેઠેજ પતિ અને પત્ની ઉભયેતે પોતાનાં પ્રેમપાત્ર બનાવ્યાં એ ઉભયે પણ આવા પ્રેમનો એવો પ્રબલ બદલો વાળ્યો કે તેમણે તેને પોતાની સાથે વસવા માટે બોલાવી. તેણે પણ આવું આમંત્રણ આનંદથી સ્વીકાર્યું અને પછીનાં બધાંએ વર્ષમાં તેના જેવું નિમકહલાલ અને પ્રેમી સાથી કોઈ પણ અન્ય ભાગ્યેજ નીવડી શક્યું હોત. ચિદંબરની ભત્રીજી કૌમુદિનું દૃષ્ટાંત આથીપણ વધારે દયાજનક હતું અને તેથી તેને તેના કાકા શુક્રદેવે દત્તક કરી લીધી હતી. તેપણ કુટુમ્બ સાથે મોટી થઈ હતી અને તેની સાથે એટલી બધી એકતાર બનીગઇ હતી કે બંને મોટી બાલાઓનું દૃષ્ટાંત જોઇને તેપણ કીર્તિકુમારના પ્રેમની ભાગી બનવા ઇચ્છતી હતી; જ્યારે તે એ ઉભયેને લઇ ગયો ત્યારે આ બાલા બીલકુલ ભગ્નહૃદય બની ગઈ હતી, કારણકે નવીન કુટુમ્બમાં જોડાવાની માગણી તે સારી રીતે કરી શકી નહિ. છતાંએ આગળ ઉપરે તે આ કુટુંબની લાંબી લાંબી મુલાકાતો લેવા આવતી અને સમય વીતતાં કીર્તિકુમારના બન્ધુ અજીતસિંહ સાથે પ્રેમગાંઠમાં જોડાઇને આ પ્રમાણે જેમના ઉપર તેને આટલો બધો પ્રેમ હતો તેમના સાથમાં રહેવો લાગી

ઉત્તરઆફ્રિકાના વિશ્વવિદ્યાલયના સત્તાધારીઓ તેમના પુનર્જન્મ પામેલા સ્થાપકને કદાપિ ભુલી ગયા નહોતા; આવી એક અદ્ભુત વાર્તા કહેનાર અને આટલો બધો જ્વલંત ઉત્સાહ દર્શાવનાર યુવકને તેઓ વિસરી ગયા નહોતા. આ વાર્તા સમાજની કલ્પનામાં ઘૂમી રહી હતી અને ભૂમિમાં દરેક ઘરમાં વારંવાર કહેવામાં આવતી; તેની મુલાકાત પછી આશરે બારેક વર્ષે આ વિશ્વવિદ્યાલયનું ઉપરિપદ સીધે સીધા કોઇ અનુગામિવિનાં ખાલી પડ્યું; કોઇકે એવો વિચાર હવામાં ફેલાવ્યો કે આ જગ્યા મૂલ સ્થાપકને આપવી જોઇએ,

આ ઉપરથી આખા દેશમાં અદ્‌ભૂત પ્રકારનો ઉત્સાહ પ્રસરી વળ્યો; આના પરિણામ રૂપે દેશના અધિપતિએ કીર્તિકુમારને એટલું બધું આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું અને એટલી બધી ઉદાર બક્ષિસ આપવા માંડી કે આનો નકાર ભણવો એ તેને બાલિશતાભરી હદ જેવું લાગી આવ્યું. જો કે આ સમયે તેને એક પત્ની અને ત્રણ બાલકો હતાં છતાં એ તેણે જાતે દેશવટો લઇને એક વિદેશી ભૂમિમાં તેમને માટે ગૃહ ઉભું કરવાનું કબુલ કર્યું.

તેને આફ્રિકામાં સંપૂર્ણ દબદબા ભર્યો આવકાર મળ્યો; રાજાની ખાસ માગણીથી તે મુખ્ય નગર આગળ ઉતર્યો અને કેટલોક સમય ત્યાં આગળ આનંદ ઉત્સવ ભોગવીને દેશમાં થઇને પોતાના પ્રાચીન ગૃહ તરફ વિજય ભર્યું પ્રયાણ કર્યું. ચૌદસેં વર્ષ પૂર્વે તે જે ખંડેરોમાં વસતો હતો તેમાંજ વસવાની તો ગોઠવણ કરી શક્યો; તેણે પ્રાચીન નમુનાઓ પ્રમાણે રાચરચીલુ પણ તૈયાર કરાવ્યું; તેનાથી બની શકે તેટલી રીતે એ પૂર્વ જન્મમાં એ સ્થલનો જેવો દેખાવ હતો તેવો લાવવાને તેણે પયત્ન આદર્યો. તે સમયના ઉત્સુક પ્રયત્નોની પુનઃ થતી સ્મૃતિ તેને અત્યારે ના ખુટે એવી નવાઇ અને આનંદનુ સ્થાન બન્યું હતું; અનેક જમાનાઓ પછી થયલુ પોતાના કાર્યનું સ્થાયી પરિણામ જોવાની ગણ્યાં ગાંઠયાંને મળતી તક તેને મળી હતી. ચૌદશેં વર્ષોએ પણ ઓછા નહિ બનાવેલા બલ અને ઉત્સાહપૂર્વક તે જાતે વિશ્વવિદ્યાલયના કાર્યમાં જોડાયો અને તેની પત્ની સુધન્વા તથા તેની સાળી પૂર્ણચંદ્ર ( તે પણ તેમની સાથે આવી હતી, ) પણ તેમાં સમાન ઉત્સાહથી ભાગ લેવા લાગ્યાં,

તેના ઉત્સાહનો ચેપ લાગવાથી સુધન્વા અને પૂર્ણચંદ્ર ઉભયેને એ દૂર જતા ભૂતકાલનુ કંઇ કંઇક સ્મરણ થવાનો આરંભ થયો, પરંતુ પ્રાચીન સમયના તેના સંપૂર્ણ ભોમિયા હોવા સાથે તેમની સ્મૃતિ કોઇ પણ પ્રકારે જરાએ સરખાવી શકાય એવી નહોતિ. એ સમયે સર્વથી યુવાન બાલક રણસિંહ પોતાના પિતાના જેટલુંજ બધી એ રીતે આ બાબતમાં ભોમિયું હોય એમ જણાતું હતું; બીજો બાલક યશપાલ એ બધી બાબત સાથે એ પૂર્વના જન્મમાં સમાન રીતે ભોમીયો બનીને જોડાયલો હતો છતાંએ તેને એ બાબતની કોઇ પણ પ્રકારની સ્મૃતિ આવતી નહોતી. કીર્તિકુમારને એકદમ માલુમ પડી આવ્યું કે એક વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવી અને સર્વ બાબતોને પોતાની મરજી મુજબ ગોઠવવી એ એક વાત હતી, પરંતુ હજારો વર્ષની દંતકથાઓના ભારવાળા તેના સર્વ વ્યવહારો વ્યવહારમાં આવ્યા પછી તેની વ્યવસ્થા કરવી એ બીલકુલ જુદીજ બાબત હતી. હજુએ તેને પોતાના કાર્યમાં ઘણો આનંદ આવતો હતો અને તે સર્વ બાબતોની એવી યુક્તિ પૂર્વક વ્યવસ્થા ચલાવતો કે ધીમે ધીમે સ્થાપવા ધારેલા તેના અનેક પ્રકારના સુધારાઓ સામે કોઇ પણ પ્રકારનું ધાંધલ કરવામાં આવ્યું નહિ. તેણે પોતાના પિતા બુધદેવ સાથે સતત પત્ર વ્યવહાર રાખ્યો હતો કારણ કે વિશ્વવિદ્યાલયનું ઉપરિપદ સ્વીકારવામાં તેમની હા મેળવવા પહેલાં તેમણે તેની સાથે આવા પ્રકારની એક શરત કરી હતી. જ્યારે જ્યારે તેને તેની ખાસ જરૂર પડીઆવે અથવા જ્યારે જ્યારે તેને પોતાનું બલ ક્ષીણ થતું લાગે ત્યારે પૂત્રે પાછા ચાલી આવવાની એક અન્ય શરત પણ તેમણે કરી હતી.

સરખામણીમાં નવાઇ ભરેલા, બનાવ વિનાનાં સખ્ત મહેનતનાં કેટલાંક વર્ષ ચાલી ગયાં; તેનાં બાલકો યશપાલ, રણસિંહ અને રાજપાલ તેની આસપાસ મોટાં બન્યાં હતાં અને વધારાનાં બે વરૂણતારા અને વિજ્ઞાનચંદ્રનો તેના કુટુમ્બમાં ઉમેરો થયો હતો. આટલાં બધાં યુવાનીમાં પરણેલાં હોવા છતાં તે અને તેની પત્ની સાથમાં વસિને અત્યંત સુખી બન્યાં હતાં અને પ્રેમા પૂર્વજન્મમાં તેજ દેશમાં તેઓ જોડીયા ભાઇઓ હતા તેના જેવાંજ નિકટનાં જોડાયલાં હતાં. કીર્તિકુમાર આફ્રિકામાં કાર્ય કરતો હતો તેવામાં તેનો પ્રપિતામહ મંગલદેવ સુવર્ણદ્વારવાળા નગરમાં મરણશરણ થયો અને તેના પ્રપિતા ભાલચંદ્રને રાજાનો જબ્બો ધારણ કરવા બોલાવવામાં આવ્યા હતા. એકાડ લોકના વ્યાવહારિક મુખીનું સ્થાન ભાલચંદ્રને સ્થાને શુક્રદેવે લીધું, કારણ કે તેમનો જ્યેષ્ઠ બંધુ બુધદેવ ક્યારનોએ મહામંદિરના કાર્યમાં યોજાયો હતો. ભાલચંદ્રને માલૂમ પડી આવ્યું કે રાજાધિરાજનું પદ કંઇ મોજમઝા કરવાનું નહતું કારણ કે તેમણે પોતાના પિતાને પગલે રાજ્ય કાર્યભાર ચલાવવા માટે પોતાથી બનતું સર્વ કર્યું છતાંએ સદાચારની બાબતમાં વધારે છૂટ માગનારા પક્ષનો વિરોધ હમેશાં વધારે બલવાળો અને અધીરો બનતો ગયો. અનેક કાવતરાં ઉઘાડાં પાડીને દાબી દેવામાં આવ્યાં છતાંએ નવાં નવાં હમેશાં બહાર આવતાં ગયાં અને એવું સ્પષ્ટ જણાઇ આવ્યું કે સદાચારી જીવન ગાળવાનું ઇચ્છતા થોડાક અને આવી બાબત માટે જરા પણ દરકાર વિનાના મોટા ભાગ વચ્ચે થોડાક સમયમાંજ ખૂલ્લે ખૂલ્લું યુદ્ધ સળગી ઉઠવું જોઇએ. આવી દશામાં ભાલચંદ્રને આવા એક રાજ્યની વ્યવસ્થા કંટાળા ભરેલી અને આભાર વીનાના કાર્ય જેવી લાગી અને દઢતાથી આગળ વધતા વ્યાપારી રાજ્યમાં પાછા જવાની વારંવાર તેઓ ઇચ્છા દર્શાવવા લાગ્યા.

આ સમયે જો કે ઉત્તરઆફ્રિકામાં આવેલું વિશ્વવિદ્યાલય ઘણું કરીને દુનિયાંમાં અત્યંત ખ્યાતિ પામેલું હતું છતાંએ દેશમાંના ગરિબવર્ગોની કેલવણીની બાબતને તો બીલકુલ વિસારી મૂકવામાં આવી હતી. ઉચ્ચવર્ગોને તો આ બાબતનો બીલકુલ વિચાર આવતોજ નહિ, પરંતુ એક એવી બાબતથી આ વાત કીર્તિકુમાર અને સુધન્વાના લક્ષ ઉપર આવી કે તેમના એક ખાસ નિમકહલાલ લગભગ મિત્ર જેવા નોકરને બાધરૂપે એક ચપલ નાનો છોકરો ( બલવંત ) હતો, તેના ઉપર કીર્તિકુમારનાં બાલકોની પ્રીતિ હતીઃ ( પોતાના પુત્રોએ કરેલી કેટલીક ટીકાના પરિણામરૂપે ) આ બાલકની કેલવણીની તપાસ કરતાં પ્રથમવારજ કીર્તિકુમારના લક્ષમાં આવ્યું કે ગરીબ વર્ગો માટે આવા પ્રકારની કોઈ પણ ગોઠવણ બીલકુલ કરવામાં આવી નથી. તેણે એક ખાનગી શિક્ષક રાખીને એ ખાસ બાલકના શિક્ષણ માટે સહજમાં ગોઠવણ કરી લીધી અને યોગ્ય સમયે તેને વિશ્વવિદ્યાલયમાં એક મફત ભણતા વિદ્યાર્થી તરીકે દાખલ કરી દીધો. આ દષ્ટાંત ઉપરથી તેનામાં એવા વિચારનો ઉદય થઇ આવ્યો કે ગરીબ વર્ગોમાં આવાં સમાન ચપલતાવાળાં અનેક બાલકો સારી રીતે હોઇ શકે જેમને માટે આવી વ્યવસ્થા જરા પણ ગોઠવેલી જોવામાં આવતી નથી. તેણે અને સુધન્વાએ સાથે મળીને આ બાબતનો લાંબા સમય સુધી વિચાર ચલાવ્યો, આખરે એક કામચલાઉ યોજના ઘડી કાઢી, તેને પાર પાડવામાં વિશ્વવિદ્યાલયની આવકનો કેટલોક ભાગ વાપરવાનો તેમણે નિશ્ચય કર્યો.

એક પ્રકારના બોર્ડીંગ સ્કુલ અને કૃષિકારજાતિના મિશ્રણરૂપે આ યોજના ઘડા-

વાની હતી. તેની એવી યોજના હતી કે વિશ્વવિદ્યાલયે દેશના સઘળા ભાગમાં મધ્ય સ્થલમાં આવેલા ભૂમિનાતૂકડાઓ મેળવીને તેમના ઉપર મફત ભણવાની શાખાઓ સ્થાપીને ચલાવવી. આવો દરેક ભાગ એક શાલા-શિક્ષક અને એક ખેડુતની સહભાગી વ્યવસ્થામાં રહેવાનો હતો; બાલકોને શાલામાંજ વસવાનું હતું અને દરેક દિનનો અર્ધ ભાગ શિખવવામાં અને અર્ધ ભાગ ખેતીમાં ગાળવાનો હતો. આવાં સંસ્થાનોને પ્રથમ વર્ષ માટે વિશ્વવિદ્યાલય નિભાવવાનું હતું; તે પછી એવી આશા રાખવામાં આવતી હતી કે વધારાની ઉપજના વેચાણમાંથીજ તેમનો નિભાવ પૂરતી રીતે થઇ શકશે. આ બંને બાબતમાં બાલકોને ખવરાવવાનું અને વસ્ત્રનું ખર્ચ શાલાના ભંડોળમાંથીજ પ્રથમ ખર્ચવાનું હતું. બાલાઓને પણ તેમને યોગ્ય કાર્ય કરી શકે તેટલા પ્રમાણમાં આમાં દાખલ કરવાની હતી. એક શાલા-સંસ્થાન અમુક વર્ષો સુધી સારી રીતે ચાલતું હોવા પછી એમ જોવામાં આવે કે તેની પાસે પૂરતો વધારો છે તો તેને તેમાંથી પોતાની શાખાઓ સ્થાપવાનું માન લેવાની છૂટ હતી પરંતુ સર્વે વિશ્વવિદ્યાલયની સીધી દેખરેખ નીચે રહેવાની હતી. ખાસ બુદ્ધિ દર્શાવનારાં બાલકોને, કેટલેક પ્રકારે વર્તમાનકાલની શિષ્યવૃત્તિની ઘટના પ્રમાણેની ઉચ્ચ શાલાઓમાં પ્રવેશવાની સગવડો આપવામાં આવી હતી; જો તેઓ પોતાનો માર્ગ વિશ્વવિદ્યાલયના માર્ગ પર્યંત કાપી શકતા તો તેમને કેટલીક છૂટછાટ આપવામાં આવતી; તેના અભ્યાસમાંથી પસાર થતાં તેમને માટે વિત્તોપાર્જક કંઇક કામ શોધી કાઢવામાં આવતું.

પ્રથમ આ યોજનાને દેશના રાજાને દર્શાવવામાં આવી તે તેમણે અતિ આનંદ સહિત સ્વીકારી અને પોતાની પ્રજાને તેનો લાભ લેવાની ભલામણ કરી. પછીથી કાર્તિકુમાર કાર્યમાં સખ્ત રીતે જોડાયો, અનેક સ્થલોમાં ભૂમિ ખરીદ કરી, તેને આપવામાં આવતા બીજા તૂકડાઓ મેળવ્યા અને વિશ્વવિદ્યાલયની સામાન્ય રચના પ્રમાણે તેમના ઉપર શાલાઓ બંધાવવા માંડી—એટલે એક મોટું વિશાલ ભવન નહિ પરંતુ એક બાગના મધ્યમાં આવેલી છૂટી છૂટી કોટડીઓના રૂપમાં. આ સંસ્થાઓનો લાભ લેતાં ગરીબ લોક પ્રથમ થોડા ઘણા દૂર રહેતા હતા; ત્યાં જનારાં બાલકો તેમનાં માતપિતા માટે કંઈ પણ કમાવાને અશક્ત બનતાં હતાં એજ તેનું મુખ્ય કારણ હતું; પરંતુ થોડાક સમયમાંજ આ યોજનાના મોટા લાભ સામાન્ય રીતે સમજવામાં આવવા લાગ્યા અને એ સર્વે સંસ્થાઓ ઉભરાઇ જાય એટલી બધી ભરાવા લાગી. આ સર્વેની વ્યવસ્થા માટેની કીર્તિકુમારની યોજના અર્થશાસ્ત્રની દૃષ્ટિવાળી હતી; તે તેમને વિશ્વવિદ્યાલયની વિશાલ જાગીરોમાંથી યોગ્ય પ્રકારનાં બીજકો અને કલમો પૂરી પાડતો હોવાથી તેઓ થોડાક સમયમાંજ પૈસાસંબંધે સ્વતંત્ર બની ગયાં હતાં; શાળાઓ સ્થાપવાનું માન મેળવવાની હરિફાઈ એ સર્વેમાં અતિ પ્રબલ બની ગઇ હતી. કીર્તિકુમારે શારીરિક કેલવણીના પોતાના પ્રાચીન વિચારને પણ આમાં યોજ્યો હતો, તે માટે અત્યારે પણ તે પૂર્વ જન્મના જેટલોજ ઉત્સાહી હતો આને લીધે તેની સંભાળમાં શિક્ષા મેળવતા યુવકો માત્ર સારી રીતે કેળવાયલા હતા એટલુંજ નહિ પરંતુ બાકીનાઓ કરતાં શરીરે પણ વધારે આરોગ્ય હતા. આ વિષયનો આ ભાગ અત્રે સમાપ્ત કરી લઇએ; કીર્તિકુમાર બધાં મળીને ઉત્તર આફ્રિકામાં સત્તાવીશ વર્ષ રહ્યો; તેના જતા પૂર્વે તેની શાલાઓની એક જાળ આખા દેશમાં પથરાઈ રહી હતી;

અમુક ઉમરનાં છોકરાંને અમુક શિક્ષણ મળતા સુધી બધાંએ તેમાં ફરજીઆત આવવાનું ફરમાન રાજાએ કાઢયું; છતાંએ તેમ કરવાનું યોગ્ય કારણ જણાઇ આવતાં તેમાં છૂટ મુકવાનો વિવેક કરવાનુ કાર્ય સ્થાનિક અમલદારોને સોંપવામાં આવ્યું હતું.

આ યોજના બધી રીતે લક્ષમાં લેતાં સારી રીતે પાર ઉતરી પરંતુ તેનું એક અણધાર્યું પરિણામ આવ્યું. શારીરિક કેલવણી ઉપર આપવામાં આવતા લક્ષને લીધે અને સીધે સીધું વિશ્વવિદ્યાલય સાથે જોડાણ હોવાથી આવી ગરીબો મારેની શાલાઓના શિષ્યોને, ખાનગી શાલાઓમાં ભણવા આવતા પૈસાદાર માતપિતાના પુત્રો કરતાં ઘણોજ વધારે લાભ મળતો હતો. આ ઉપરથી કેટલાક વ્યાપારીઓએ શાલા સંસ્થાનોમાં પોતાનાં બાલકો મોકલવા માંડ્યાં; થોડા સમયમાંજ તેમની એક મોટી સંખ્યા એકઠી થઇને કેટલીક જમીન ખરીદી, ફક્ત પોતાના વર્ગનાં છોકરાં મારે કીર્તિકુમારની જાતની એક શાલા બાંધી અને વિશ્વવિદ્યાલયને અર્પણ કરી. કીર્તિકુમારે તેનો સ્વીકાર કર્યો, તે વિજયવંત બની અને થોડાક સમયમાંજ તેના જેવી બીજી અનેક નીકળી આવી. આ સર્વનું સાહજીક પરિણામ એવું આવ્યું કે એક પછી એક પ્રાચીન શાલાઓ શિષ્યોની ખોટને લીધે બંધ પડવા લાગી, થોડાંક વર્ષમાં આખા દેશની કેલવણીની વ્યવસ્થા વિશ્વવિદ્યાલયના હાથમાં આવી પડી અને વ્યાવહારિક રીતે કીર્તિકુમાર સામાજીક કેલવણીના અમાત્યરૂપ બન્યો

આ સર્વને લીધે તે ઘણો પ્રવૃત્તિમાં લાગેલો રહેતો અને આવા મન માનતા કાર્યમાં વર્ષો સપાટા બંધ વહેવા લાગ્યાં. તેણે અને સુધન્વાએ નક્કી કર્યું કે પોતાનાં બાલકો પોતાનો સ્વદેશ ભુલી જાય એમ થવું જોઇએ નહિ તેથી તેમણે તેમને એક બે વાર તેમના પ્રપિતા બુધદેવની મુલાકાત લેવાને મોકલ્યાં હતાં. આ મુલાકાતોના સમયમાં ત્રણે બાલકોને પોતાના નવા દેશમા સાથે લાવવાને ત્રણ પત્નીઓ મળી ગઇ હતી. કીર્તિકુમારનો એક નાનો ભાઇ જ્ઞાનચંદ્ર વારુણિ સાથે પરણ્યો હતો પરંતુ એક પુત્ર મુદ્રા અને એક પુત્રી તેજસિંહ મુકીને મરી ગઈ હતી. પોસીડોનીસની મુલાકાતના સમયે રણસિંહને તેજસિંહ (સ્ત્રી) મારે પ્રેમ થઇ આવ્યો અને તે તેને પરણ્યો. જ્ઞાનચંદ્રનું મરણ થતાં તેના ભાઇ મુદ્રાએ તેની બેન અને સાળી સાથે આફ્રિકામાં આવવાનું નક્કી કર્યું. કીર્તિકુમારે વિશ્વ વિદ્યાલયના સંબંધમાં તેને મારે કામ શોધી કાઢયું; તે અલ્પકાલમાંજ કીર્તિકુમારની મોટી પુત્રી રાજપાલ સાથે પ્રેમમાં પડયો અને લગ્ન કર્યું. થોડાક સમય પછી તેને એક શોકકારક અકસ્માત નડયો; તે ઘોડેથી પડયો અને એવો દુઃખી થયો કે તે મરણકારક નીવડ્યું. તેથી પોતાના બાલક વજ્ર સહિત રાજપાલ (સ્ત્રી) ફરીથી વળી પોતાના પિતાને ઘેર પાછી ફરી. થોડા સમય પછી તેણે એક માયાળુ અને સશક્ત પુરુષ અજબસિંહ સાથે લગ્ન કર્યાં, તેમને રમા નામની નાની મોહકવાલા અવતરી હતી તે તેના પિતામહનું મુખ્ય લાડનું પાત્ર બની હતી. તેમને ભદ્રાયુ નામનો એક પુત્ર પણ હતો.

કીર્તિકુમારે કેટલાંક વર્ષો સુધી દૃઢતાથી કાર્યને આગળ ધપાવ્યું; આટલા બધા નિકટના સંબંધવાળા વિશ્વવિદ્યાલયને દોરવામાં તેણે પોતાનું બધુંએ જીવન ગાળ્યું હોત, પરંતુ તેનો પિતા બુધદેવ અને તેની માતા બૃહસ્પતિ વૃદ્ધ થયલાં અને પ્રથમ કરતાં થોડુંક કામ કરી શકતાં હોવાથી તેમણે તેને પોતાના છેલ્લા દિનોમાં તેની હાજરીવડે દીલાસો

આપવા સારૂ, પાછા આવવાનું આગ્રહપૂર્વક લખ્યું. જો કે આફ્રિકાના વિશ્વવિદ્યાલયનું કાર્ય છોડવાની બાબત તેને માટે મુશ્કેલ થઇ પડી હતી, છતાં એ આવા અજ્ઞાનને તાબે થવાનું પણ તેને ફરજ રૂપ લાગી આવ્યું. તેણે આ બાબતનો પોતાની પત્ની સાથે વિચાર ચલાવ્યો; પોતાનાં આટલાં બધાં પૂજ્ય માતપિતાની ઇચ્છા ખાતર, આપણે આપણી ગમે તેવી બલવાન્ ઇચ્છાઓનો પણ ભોગ આપવો જોઇએ એમ જણાવીને તે પણ તેમાં એકમત થઈ. આ ઉપરથી કીર્તિકુમારે રાજધાનીમાં જઇને રાજાની મુલાકાત લીધી; તેમાં તેણે આ વિષેની ખરેખરી બાબતો તેમને સીધે સીધી સમજાવી અને પોતાને કેવી રીતે વર્તવું યોગ્ય લાગતું હતું તે પણ જણાવ્યું.

પ્રથમ તો રાજાએ તેને વિશ્વવિદ્યાલય છોડી જવાની ચોખ્ખી ના પાડી; પરંતુ એક રાત્રીની નિદ્રા પછી તેણે તેને પાછો બોલાવી મંગાવીને જણાવ્યું કે જો તેનો પુત્ર યશપાલ (જેને રાજાએ જોયો હતો અને પસંદ પડયો હતો.) વિશ્વવિદ્યાલયનું કાર્ય ઉપ-વ્યવસ્થાપક તરીકે ઉપાડી લે તો કીર્તિકુમાર ભલે જઇને પોતાના પિતાની ઇચ્છાને આધીન બને. છતાં હજુએ કીર્તિકુમારે વિશ્વવિદ્યાલયના નામના પણ ઉપરિપદમાં રહેવું જોઇએ અને તે વિષેના બધા અગત્યના પ્રશ્નોનો નિર્ણય પણ તેણેજ કરવો જોઇએ, એમ તેમણે અતિ આગ્રહથી જણાવ્યું. યશપાલ આવો માર્ગ કબુલ કરે તો આવી ગોઠવણનો કીર્તિકુમારે આભાર સહિત સ્વીકાર કર્યો; આ પ્રમાણે તે કબુલ થશે એવી તેની ખાત્રી હતી. ઘેર પાછા આવીને તેણે પોતાના પુત્રોની એક કુટુમ્બ-સભા મેળવી અને તેમાં રાજાનો નિશ્ચય જણાવ્યો. યશપાલ વ્યાવહારિક અને સબળ પુરૂષ હતો અને તેની પત્ની માલતીમાં પણ વ્યવસ્થા કરવાની ઘણી શક્તિ હતી. તેથી વિશ્વવિદ્યાલયના લાભ તેમના હાથમાંજ સુરક્ષિત રહેશે, એમ જણાયું. આ ઉપરાંત વળી રણસિંહ સૂક્ષ્મ દૃષ્ટિવાળો અને સંસ્કારો ગ્રહણ કરી શકે એવો હતો તે પોસીડોનીસમાંની પુરોહિતની પદવી માટે ક્રમવાર પોતાના મોટા પુત્ર કરતાં વધારે યોગ્ય જણાયો. આ પ્રમાણેની ગોઠવણથી ઉપજી આવેલો અચંબો થઇ રહ્યા પછી, એ બધાએ કબુલ થયા કે 'હાલની દશામાં જે શ્રેષ્ઠ પ્રકારે થઈ શકે તેવુંજ કરવામાં આવ્યું છે; પોતાનો વારો આવતાં યશપાલ રાજધાનીના નગરમાં ગયો, રાજા પાસે પોતાના પદનો સ્વીકાર કરવાની આજ્ઞા મેળવી અને વિશ્વવિદ્યાલયની વ્યવસ્થા માટે તેને ગંભિરતાથી સર્વ સોંપણી કરવામાં આવી. તેના પાછા આવ્યા પછી, કીર્તિકુમારે ઇસ્વિ. પૂ. ૧૬૮૨૩ માં પોતાના દેશ તરફ વહાણ હંકાર્યું; પૂર્ણચંદ્ર, રણસિંહ, અને વસુંધતારાને તે પોતાની સાથે લઈ ગયો.

[ ચાલુ ]

# ॥ सामाजिक पुनरुद्धार उपर धार्मिक भावना-ओनी असर ॥

મધ્યકાલના ઝમાનામાં અમુક સિદ્ધાન્તોમાં શ્રદ્ધા હોવાની બાબતને અસંત અગત્યની ગણવામાં આવતી હતી; એકાદ માનવિ એક દુરાચારી જીવનના દુર્ગંધવડે આસપાસના પ્રદેશોને ઝહેરી બનાવીને પવિત્રતાના સુવાસમાં સારી રીતે મરણ શરણ થઇ શકતો હતો. દેવલ સંસ્થાના સિદ્ધાન્તોનો સ્વીકાર કરવો એ એક અગત્યની બાબત હતી; એ સંસ્થાજ પશ્ચાત્તાપ પરાયણ દુરાચારી માટે તારણનો માર્ગ સુતર બનાવતી હતી—તેનામાં હવે વધારે વાર દુરાચારમાં પ્રવૃત્ત થવાનું બલ નહિ રહેલું હોવાથી તથા તેની મરણ પથારીની આસપાસ નર્કના અગ્નિઓ જ્વલંત પ્રકારે જ્વલતા હોવાથી તે પશ્ચાત્તાપવાળો બનેલો હોય છે. આવા પ્રકારના શ્રદ્ધામય દેવત્વારોપણને એટલી બધી હદ સુધી લઇ જવામાં આવ્યું હતું કે એક દુરાચારી કરતાં એક વિશુદ્ધ જીવન ગાળતા નાસ્તિકને વધારે ભયંકર હોવાથી વધારે તિરસ્કારને પાત્ર ગણવામાં આવતો હતો; મને જો બરોબર યાદ હોય તો એક વિશુદ્ધ જીવનવાળા નાસ્તિકના જીવન સામે એક વાક્ય વાપરવામાં આવતું હતું કે "એક ચોખ્ખી થાળમાં પીરસેલો" ઝેરવાળો ખોરાક વધારે આકર્ષક જણાય છે.

પછીથી આવી ભાવના સામે એક પ્રકારનો પ્રત્યાઘાત થયો અને અત્યારે અમે વૃદ્ધ બનેલાં જ્યારે યુવાન હતાં તે દિનોમાં એવું ખુલ્લે ખુલ્લું જણાવવામાં આવતું હતું કે જીવનની નીતિમયતા એજ એક અગત્યની બાબત હતી અને જો એક માનવિનું જીવન વિશુદ્ધ હોય તો તેની કેવા પ્રકારની શ્રદ્ધા હોય, તેનો કંઇ પણ હિસાબ નથી. જો એક માનવિનું જીવન વિશુદ્ધ હોય તો તેની કેવા પ્રકારની શ્રદ્ધા હોય, તેનો કંઇ પણ હિસાબ નથી. જો એક માનવિ ઉમદા વર્તન રાખે તો સર્વ પ્રકારે સારૂં હતું; તેની શ્રદ્ધાની, માન્યતાઓની બાબત તદ્દન ગૌણ હતી; એમ માનવામાં આવતું હતું.

યથાર્થ શ્રદ્ધાની શ્રેષ્ઠ ઉપયોગિતા વિષેનો પ્રથમ સિદ્ધાન્ત સત્ય છે; પરંતુ શ્રેષ્ઠ પ્રકારે અગત્યની શ્રદ્ધા તો તે હોય છે કે જે માનવિ ખરેખરી રીતે માનતો હોય છે; અને તેના ઓઠવડે બોલતો હોય છે તે નહિ; શ્રદ્ધાની કસોટી વર્તનમાં થઇ આવે છે; એમ પ્રૉ. બેઇને યોગ્ય જ દર્શાવ્યું છે. જો એક મનુષ્યની એવી શ્રદ્ધા હોય કે માનવિનો ઘાત અને ચોરી કરવાથી નર્કમાં જવાય છે તો તે તેમાંનું એક પણ પાપ કરશે નહિ; પરંતુ તેની એવી શ્રદ્ધા હોય કે જો તે મરણ પથારીએ પશ્ચાત્તાપ અને ક્રિશ્ચિઅન ધર્મના સિદ્ધાન્તોમાં શ્રદ્ધા કબુલ કરે તો તે સુરક્ષિત રીતે મનુષ્યવધ અને ચોરીનાં કાર્ય કરી શકે અને આ પ્રમાણે નર્કમાંથી બચી જાય; જો તેને તેની વૃત્તિનું વલન આવી ખરાબ દિશામાં દોરી જાય તો પછી તે આવાં દુષ્ટ કર્મોમાં જ પ્રવૃત્ત બનશે. માત્ર તે મરણ પથારીએ

દરમ્યાન પશ્ચાત્તાપની સાદ જોઇ રહેશે. પોતાના એકાદ હુમલામાં શીકારને દોરાવતાં ગોળીથી મરાયાં ગયલા એક લુટારાની વાતને જો તે માને, કે જીન અને જમીન વચ્ચે તે દયા માટે શોધ ચલાવતો હતો અને તેને દયા મળી હતી, તો તે મરણ પથારીએ નહિ પડવાનું સાહસ પણ કદાચ કરી શકે.

જ્યાં સુધી લોકો નિસની સજાનો અનીતિમય સિદ્ધાન્ત માનતા હતા ત્યાં સુધી એકાદ કમભાગી મનુષ્યને તેનાં ક્ષણવારનાં દુષ્કર્મોના પરિણામરૂપે માની લીધેલા અંત ના આવે એવા દુઃખમાંથી બચી જવાને શક્તિવાન થવા માટે આવા પ્રકારની ગોઠવણો બીલકુલ જરૂરની જ હતી. એકાદ માનવિ પોતે જે માનવાનું કહે તેને જ અગત્યની કસોટી રૂપ બનાવવામાં આવ્યું હતું, તારણની કસોટીરૂપ ગણવામાં આવતું હતું—ખરેખર તે જે માનતો હોય તેને આમ ગણવામાં આવતું નહિ, એમાં જ મધ્યકાલિન ઝમાનાના દષ્ટિબિંદુની ભૂલ થઇ છે. એક માનવિનું વર્તન જ તેની શ્રદ્ધાની પ્રબલતાની ખરેખરી કસોટી સમાન છે, એમ પ્રો. બેઇને જણાવ્યું તેના પહેલાંના ઘણા સમયથી એક પ્રાચીન શાસ્ત્રમાં કહેવાયું છેઃ "માનવિ પોતાની શ્રદ્ધાનું બનેલું હોય છે, જેવી તેની શ્રદ્ધા, તેવું તે પણ બની જાય છે" મૂલ સંસ્કૃત વાક્ય અતિ પ્રબલ છે. **श्रद्धामयोऽयं पुरुषोयो यच्छ्रद्धः स एव सः।** गीता-१७-३. "આ પુરુષ શ્રદ્ધામય છે, જેની જેવી શ્રદ્ધા તેવો તે પણ થાય છે.

ચારિત્રને ઉચે ચઢાવનાર અને એ ચારિત્રનો શામાંથી ઉદ્‌ભવ થાય છે એ લક્ષમાં નહિ લેનાર વર્તમાનકાલનો વિચાર, શ્રદ્ધાવડે ચારિત્ર ઘડવાના અગત્યના સત્ય પ્રત્યે દુર્લક્ષ રાખે છે. જો આપણે ઘાતકી અને દુરાચારી જીવનવાળા, મરણ પથારીએ પશ્ચાત્તાપવાળા બનેલા એકાદ મધ્યકાલિન ઝમાનાના લુટારાના દષ્ટાંતનું પૃથક્કરણ કરી જોઇએ તો શ્રીકૃષ્ણનાં વચનોનું ખરેખરૂં સત્ય આપણા સમજવામાં આવશે; તેની એવી માન્યતા થઈ હતી કે એકાદ પાદરીએ ઉચ્ચારેલી કેવલ તરફની ક્ષમા પ્રાર્થનાવડે "મર્ત્યપાપમાં મરતાં" અને નર્કમાં જતાં બચી જવાશે તેથી પોતનું જીવન ગમે તેવું ખરાબ હોય તેનો કંઈ હિસાબ નથી. તેનું વર્તન આવા પ્રકારની શ્રદ્ધાવડે ઘડાયું હતું; તે ક્રુર, ઘાતકી રીતે પાપાચરણમાં પ્રવૃત્ત થતો હતો; તે પોતાની મરણ પથારીએ ક્ષમા શોધતો હતો; કર્મનો દરેક માર્ગ તેની શ્રદ્ધાનો એક ભાગ દર્શાવતો હતો.

વર્તમાનકાલના દૃષ્ટિબિંદુમાં માત્ર જે બાહ્ય—શ્રદ્ધાના ભેદો તરીકે ગણવામાં આવે છે તે યોગ્ય રીતે જ નિરૂપયોગી ગણવામાં આવે છે; જીવનની ઉચ્ચ ભાવનાઓ ચારિત્રને અસર કરે છે, એ સત્યનો તેનાથી ખરેખરી રીતે નકાર ભણી શકાતો નથી.

સમગ્ર સિદ્ધાન્ત આ પ્રમાણે ઉપસ્થિત થાય છે: એક માનવિના વિચારો, તેના પૂર્વજન્મના પરિણામરૂપ સ્વાભાવિક વર્તનમાં ફેરફાર કરી શકે, કદાચ તેનો પુનરુદ્ધાર પણ કરી શકે; તે જેના વિષે ચિંતવન કરતું હોય છે તેવું જ તે થાય છે. "વિચાર મનનવડે માનવિની ઉત્પત્તિ થઈ આવી છે." તેથી તે જે માનતું હોય છે તે તેના વિચારના વિભાગરૂપ હોવાથી તેનાં કર્મોને અસર કરે છે; માન્યતાના બલના પ્રમાણમાં તથા જેટલા વિસ્તારમાં તેના વિચારો તેમાં રોકાયલા રહેતા હોય તે પ્રમાણમાં તેના ચારિત્ર ઉપર અસર થઇ આવે છે.

બહારના પ્રદેશમાંથી વિચાર વિના સ્વીકારેલી અને કવચિત જ ચિંતવનનો વિષય બનાવેલી ફક્ત વાણિની-માન્યતાઓથી વર્તન ઉપર બલ સહિત અસર થઇ શકતી નથી; બધાએ ધર્મોનીતિના તેના તેજ મૂલ સિદ્ધાંતોનો ઉપદેશ આપે છે, તેથી તત્ત્વશાસ્ત્રના સિદ્ધાન્તોના ભેદોની વર્તન ઉપર વધારે અસર જ થવી જોઇએ. આવા ભેદો મોટે ભાગે જીવન સાથે સીધે સીધો સંબંધ નહિ ધરાવનારા વિષયો વિષે હોય છે; આ ઉપરાંત વળી આવા પ્રકારના ભેદો મોટે ભાગે ઉપર ઉપરના જ હોય છે. વળી તેમનાવડે સાધારણ માનવિનાં મન વિશાલતાથી રોકી લેવામાં આવતાં નથી. છતાએ આવી બાબતો વિષેનો બેદરકારી ભરેલો અને અસંબદ્ધ વિચાર નુકશાન કર્તા છે અને બીજી બાબતોની ભાગી તૂટી વિચાર પરંપરામાં દોરી જાય છે. આવી અનીચ્છિત અસરમાંથી બચી જવા માટે એક માનવિએ ગમે તો સખ્ત અભ્યાસ પછી અત્યંત સંભાળ સહિત તત્ત્વશાસ્ત્રના પોતાના સિદ્ધાંતો બાંધવા જોઇએ અથવા એમના વિષે પોતાના મનમાં ચિંતવન જ કરવું જોઇએ નહિ, કારણ કે "જેવું તે ચિંતવન ચલાવે છે તેવો તે બની જાય છે." વ્હેલે અથવા મોડે વિચાર કર્મરૂપે વ્હેવા માંડે છે.

આટલા માટે જ ભાવનાઓની અત્યંત અગત્ય છે, કારણ કે મનમાં ચિંતવન થયલા, હૃદયમાં પોષાયલા વિચારો અનુસાર બાહ્યજીવનનું વર્તન ઘડાય છે. "કર્મ" ત્રિવિધ છે બે ભાગ અદૃશ્ય છે, એક ભાગ દૃશ્ય છે. વાસના તેને પોષે છે, વિચાર ઘડે છે. કર્મમાં પ્રદર્શિત થાય છે. એક ભાવના એ એક દૃઢ વિચાર સમાન છે; તે મનવડે ઉપજી આવે છે; તે વાસનાવડે પોષાય છે, માયિક દુનિયામાં તે હમેશાં બહાર ધસવાનો પ્રયત્ન કરે છે અને સ્વતઃ કર્મસ્વરૂપે જણાઇ આવે છે. ધાર્મિક ભાવના હૃદયના નિકટમાં વસનારી અને મસ્તક ઉપર આધિપત્ય ભોગવનારી હોવાથી, પૌરજનોની ધાર્મિક ભાવનાઓની જેમાં તેઓ વસે છે તેવી સમાજ ઉપર થતી અસર પ્રત્યે, આવી સમાજોને દોરનારાઓથી સહીસલામતીથી દુર્લક્ષ કરી શકાશે નહિ. એક કેન્દ્રરૂપ ધાર્મિક ભાવનાની આસપાસ સુધારાઓ ઘડાય છે અને તેમાંથી વહતા વિચારો અનુસાર આકારો, સ્વરૂપોમાં યોજાય છે. પ્રાચીન

આર્ય મૂલ—જાતિમાં આગળ પડી આવતી ભાવના **ધર્મની**[1] હતી; ઇજીપ્તમાં સામ્રાજ્ય ભોગવતી ભાવના **જ્ઞાનની** હતી: પર્શિયામાં **શુદ્ધિની** ભાવના પ્રચલિત બની હતી; ગ્રીસમાં **સૌંદર્યની** અને રોમમાં **નિયમની** ભાવના પ્રચલિત બની હતી; ક્રિશ્ચિયન સામ્રાજ્યોમાં **વ્યક્તિ અને આત્માર્પણની કીમતની** ભાવના પ્રવર્તે છે, આવી ભાવનાઓમાંની હરેક એક ધર્મ ઘડી કાઢ્યો છે અને એક પ્રકારનો સુધારો ઉપજાવ્યો છે; જેમ જેમ આ જોવામાં આવે છે તેમ તેમજ આવા દરેક પ્રકારનો ઉદય બુદ્ધિગમ્ય બને છે.

પ્રાચીન હિંદમાં તો મધ્યસ્થ વિચાર—પુરૂષ, સ્ત્રી અને બાલકરૂપ કુટુમ્બનો હતો. આમાંથી ત્રિપુટીના હરેક સભ્યનું દરેક અન્ય સભ્ય પ્રત્યેનું કર્તવ્ય દર્શાવવા રૂપે, હિંદુઓની સામાજીક ભાવનાનો—ધર્મનો—ઉદય થયો, સમગ્ર સામાજીક સંસ્થાનો આગળ પડી આવતો વિચાર પરસ્પરોપકારનો છે; આવા ઉપકારોને લઇને માનવીઓ સાથમાં રહીને એક સામાજીક બંધારણમાં સંકલાય છે અને કુટુમ્બોના એક સંઘટ્ટ સમાન એક રાજ્ય છે. કુટુમ્બ અને નહિ કે વ્યક્તિ, એજ એકાંકરૂપે છે અને તેથી જ હિંદીઓ અને યૂરોપીઅનોની સામાજીક ભાવનામાં ભારે ભેદ પડી આવે છે, સામાજીક માપરૂપે કુટુમ્બના આધારવાળી એક સામાજીક સંસ્થા પરસ્પરોપકારવાળી, ફરજોવાળીજ એક સંસ્થા બનવી જોઇએ. સામાજીક માપરૂપે વ્યક્તિના આધારવાળી એક સામાજીક સંસ્થા પરસ્પરના કરારોની, હકોની જ એક સંસ્થા બનવી જોઇએ, આ બીજી વર્તમાનકાલની ભાવના છે, જ્યારે પ્રથમની ભાવના પ્રાચીન સૃષ્ટિમાં અને પાશ્ચાત્યભાવનાએ હમણાં પૂર્વ ઉપર હુમલો કરેલો હોવા છતાં વર્તમાનકાલના પૂર્વ દેશમાં પ્રબળતાથી આગળ પડી આવે છે, સમગ્ર પૂર્વમાં ધર્મો અને નહિકે હકો, એજ મધ્યસ્થ ભાવના બની રહી છે, માનવ સમાજના આધાર રૂપ છે. આવા ધર્મોના આધારે સામાજીક સંસ્થાઓ ઘડવામાં આવી હતી જેમાં દરેકને પોતાનું કાર્ય, પોતાનું સ્થાન અને પોતાનો જીવન વિસ્તાર મળી રહેતો હતો. આ સર્વનો વિચાર કરતાં આપણને માલૂમ પડી આવે છે, કે એક સમયે માનવ જીવન અંધાધુંધી ભરેલું હોવાને બદલે નિયમ પુરઃસર પ્રવર્તતું હતું; જ્યાં સુધી જંગલમાંનાં જંગલી પશુઓના જેવી સામાજીક ભાવના હોય છે ત્યાં સુધી સામાજીક બંધારણ એક પ્રકારની ઉચ્ચદશા સુધી જઇ શકતું નથી, એટલું સમજવાનો આપણે આરંભ કર્યો છે.

[ ચાલુ ]

---

૧—ધર્મ એટલે ફરજ, કર્તવ્ય, પરંતુ તેમાં ફરજ કરતાં ઘણા ઘણા વધારે ભાવનો સમાવેશ થાય છે. પોતના ભૂતકાલના વિકાસના પરિણામ રૂપ બનાવો અને વર્તનવડે એક માનવિનું કર્તવ્ય અથવા ફરજ દર્શાવાય છે, એમ એથી સૂચવાય છે; વર્તમાનમાં વિકાસ પામવાનો શ્રેય અને સહેલામાં સહેલો માર્ગ પણ તેના વડેજ સૂચવાય છે.

## તંત્રી યોજીત પુસ્તકો.

### યાજ્ઞવલ્કય સંહિતા

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરો સરલ યોગ માર્ગ દર્શાવતો ગ્રંથ મૂળ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

### આપણાં પુરાણો.

. પુરાણો ગપ્પાં કહેનારને સબળ ઉત્તર કીંમત ૦-૨-૦
સુદર્શનના ગ્રાહકોને આ બન્ને ૦-૧૦-૦ મળશે ટપાલ જુદું.

### શીગાલવાદ સુત્ત*

અથવા

સર્વ ધર્મના ગૃહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધધર્મના સાદા, સરલ, નીતિસિદ્ધાંતો

કીંમત ૦-૨-૦

(આ પુસ્તક મંગાવવા માટે ૦-૨-૬ ની ટીકીટો મોકલવી)

* આ પુસ્તક ના. ગાયકવાડ સરકારના કેળવણી ખાતા તરફથી "શાળા લાયબ્રેરી ખાતે "તથા" શાળાઓમાં ઇનામ ખાતે" મંજુર થયું છે. શીક્ષકોને સારૂં કમીશન મળશે તથા મુંબઈ ઈલાકાના કેળવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયું છે.

---

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---




REGISTERED No. B.764

તંત્રી— [illegible] નભુભાઈ (દ્વિવેદી).

પ્રસિદ્ધકર્તા— [illegible]

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૧૧.] (માસિક) [ ઑગસ્ટ -૧૯૧૨.]



---

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમિટેડમાં મોતીલાલ શામળજીએ છાપ્યું.

---

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે તેનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---



REGISTERED No. B.761

આદેશ—
એક અભેદમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૧૧.] (માસિક). [ ઑગસ્ટ -૧૯૧૨.]

## ॥ आजीजी ॥

—x•x—

અયિ સનમ !

આલમ સહુ આશક બને,
એવી શરાબી છાંટજે;
હરગીઝ બદીથી બચાવજે,
જામે બકા પીવરાવજે,
એ ઈશ્કની આજીજી છે.—

—આમીન એ.

———

# अहो ! दिलबर परेशानो !

અયે ! દિલબર ! દિવાનાંએ ઝખમ ખમવા કરી યારી !
ઉભો મેદાનમાં પ્યારી ! જિગરમાં દે ઝખમ કારી !

કલેજૂં કત્લ કર કાં ના ? ન ખંજર ભોંકતી સીને !
ખુશીથી દાવ ખેલી લે ! અગર માશૂક ! જલાવી દે !

લગાવી લાત ! યા ઝાડૂ ! દિવાનાને તિરસ્કારી !
શરાબે જામ ઢોળીને ! ચલાવી લે હુકમદારી !

તમન્ના તોર તુમાખી ! દિવાના ઇશ્ક રંગીની—
ઘટે પરવા ન: યા યારી ! મુલાયમ દોસ્તદારીની !

દિવાની અન્જુમનમાં તો ! નથી લિજ્જત નથી લ્હાણું !
ઝહેરી ખાર ! યા ઇશ્કે શરાબીનું સદા પ્યાલું !

નથી નથી શરત અય પ્યારી ! દિવાના દોસ્તની યારી !
નવાબી દસ્ત ના લાધે ! યતીમ યારોથી શું યારી !

નથી નથી સાહ્યબી મ્હારે ! નથી દૌલત ! ઝમીં બારે !
પગારી નોકરી મ્હારે ! ગરીબીની ગરજ સારે !

જવા દે યાર ! દિલદારી ! નથી પૂરતી વફાદારી !
હઝમ કર હીઝૂમાં પ્યારી ! નફરતો શી કશી યારી !

ઠગાવા છે ખૂશી મ્હારી ! નથી ઠગનાર તૂં પ્યારી !
જિગરની ચાહૂં હૂં યારી ! જિગરથી થાય તૂં ન્યારી !

નવૂં નવૂં નૂર ભરતી થા ! નવૂં ભરી જામ પીતી થા !
મગર ભરી જામ પાતી થા ! અગર યારી વિસારી જા !

અહો ! તબિયત બિમારીમાં ! શરાબીની ખુમારી છે !
અગર ગમગીન છૂં ભારી ! મગર એ શાહેનશાહી છે !

મુસાફિરને મુબારક છે ! મુસાફિરી આફરી જારી !
નભે ના રાહદારીમાં ! અધુરી હોય તૈયારી !

અજબ આ રાહ ઓ ! યારો ! મુબારક હો ! મ્હને પ્યારો !
મુબારક હો ગુમાનીને ! ન ફાવ્યો રાહ જે ન્યારો !

નથી નથી ઇશ્ક દરિયામાં! મ્હડી ભરતી-ઉતરવાની—
જિગર મસ્તાન મિસ્કીનના સમુદ્રે શાન્ત થાવાની!

મગર અફસોસ! આજારી! અગર ગમખ્વાર! લાચારી!
જિગર મસ્તાન મસ્તાની! अहो! दिलवर परेशानी!

ચન્દનક્ષેત્ર—મયખાના. }
તા. ૨૭: ડિસેમ્બર: ૧૯૧૦. }

मस्तान.

---

## —विद्यार्थी—

( અંગ્રેજી કવી Southey ના The Scholar નામક કાવ્ય ઉપરથી. )

( શીખરિણી. )

કરૂં દિનો મારા વ્યતિત સહવાસે મૃત તણા,
અને ચક્ષુ મારાં યદિ સ્થિર કરૂં કોઈ દિશમાં—
સમીપે મારી તો મૃતજન તણા બુદ્ધિબળને—
ઘણા ગ્રંથોમાંહીં ગૂઢ ગતિથી જોઉં સ્થિર મને.

સદા જે ગ્રંથોનું પઠન કરૂં હું પ્રેમ ધરતાં—
સદાયે તે ગ્રંથો મુજ કર ગ્રહે મિત્ર બનતાં;
કરે વૃદ્ધિ તે તો સુખી સમયમાં હા! સુખ તણી,
દુઃખીકાળે એવું ધીરજ મુજને દે મીઠી ઘણી.

મૃતો એ સર્વેનો ઉપકૃત થયો શો હું છું હવે—
સ્મરીને વિચારૂં મુજ મન મહીં એ સમય જે—
વહે મારે નેત્રે ઉપકૃતિ તણાં અશ્રુ તહીં તો,
ધીમાં એ અશ્રુમાં હૃદયગતિ છાની ભરી અહો!

વિચારો મારા સૌ મૃત સહ વસે ને હું વસતો—
હઉં જાણે:તેઓ સહ:ગત સમે એમ ગણતો;
ચહું તેના ગુણો, દૂષિત કરૂં દોષો પણ હું તો,
બન્યો છું આશા ને ભય મહીં હું ભાગી મૃત તણો.

ગ્રહું હું તો શિક્ષા અતિ દીન બની ને મૃત થકી,
સહુ શિક્ષાઓને રસિક સુન્દર હૈડે વળી ધરી;
ધરૂં આશા મૃત્યુ મમ પછી મૃતો એ નીરખવા,
વળી ઇચ્છું તેઓ સહ વસીશ જઈ સત્વર અહા !

અને તેઓ સંગે ચીર સમય સુધી રહીશ હું—
સદા સ્થાપું હું એ મમ હૃદયમાં આશ પ્રીતિથું;
વળી સંકલ્પું કે જઇશ મુકી ત્યાં નામ મુજ હું,
અને ના ભૂલાઓ સમય સુધી કો તે ઇતિ ચહું.

કલકત્તા
તા. ૨૪-૬-૧૧ } ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેશી.

---

# आरामनुं स्वप्न.

ઘવાયેલું રીબાયેલું જીગર આરામમાં જાતું,
મગર, આરામમાં જાતાં અરીશું ખારેમાં થાતું !
અરે રહેતાં ગયું આયુ, જશે રહેતાં જ બાકીનું !
વિના આરામ આરામે બધું લ્હાણું પતાવાનું !

કર્યું જે કૈં બન્યું તે તેઃ અરેરે ના બન્યું કૈં યે !
મગર, કરવા જતાં કૈં એ ગુમાવું છું અધૂરૂં યે !
અરે ! શું માત્ર અફસોસી લખાયેલી અહીં હોશે ?
થયું ના કાંઈ યે ને શું હજી ના કાંઈ યે થાશે ?

અરેરે છે નહિ શક્તિ અને દરિયો રહ્યો તરવો,
ન કાંઈ શક્તિ હૈયે તો બબડતાં શું તરાવાનો ?
ઘવાતાં ને પીડાતાં એ મીઠું લ્હાણું પૂરૂં પામી,
કર્યા વિણ કાંઈ શું અન્તે હશે આંખો મીચાવાની ?

અરે ! આરામનાં સ્વપ્નાં ! અરે આરામનું સ્વપ્નું !
બધાં આરામનાં સ્વપ્નાં ઉડયાં, ને ઉડશે સ્વપ્નું !
દિસે આવ્યું ન છે તો યે કદિ આરામનું સ્વપ્નું !
છતાં આરામનું આવે હવે તો ખાકમાં સ્વપ્નું !

૧૯-૧૦-૧૯૧૦ } कृष्ण.

# ॥ दिव्य दैवनुं यथार्थ चिंतन एज सर्व संकटोनो खरेखरो उपाय छे ॥

(૮)

જે કોઈ દુનિયાનું અને તેના ક્રમનું અવલોકન કરશે તેને તેમાંની સર્વ પ્રકારની ગતિઓ, પડવા અને ચઢવાંના માત્ર ફેરફારો સમાનજ લાગશેઃ કશાનો અંત આવતો નથી, આપણને જે નાશ પામતી વસ્તુઓ જણાય છે તે ખરેખરી રીતે માત્ર બદલાઈ જ જાય છે. ઋતુઓ જાય છે અને પાછી આવે છે; દિન અને રાત્રી પોતાના ક્રમવાર અનુસર્યા જાય છે; આકાશ ફર્યાં જાય છે અને પ્રકૃતિ પોતાના કાર્યમાં મચી રહે છે. બધી બાબતો પોતાના કાર્યમાં મચી રહે છે. બધી બાબતો પોતાના ક્રમ પ્રમાણે થયાં જાય છે; તોફાનો અને શાંતિના સમય, પ્રકૃતિનિયમ તો આ બાબતમાં આમ જ વર્તવાનો છે, આપણે તેને અનુસરીને આધિન બનવાનું છે; જે જે સર્વ બાબતો કરવામાં આવી હોય તેમને સારી રીતે કરેલી માની લેવાની છે, કે જેથી જે આપણાથી સહન ના થઈ શકે એવું હોય તે આપણે સહન કરવું જ જોઈએ અને પશ્ચાત્તાપ વિના દૈવને આધિન થવું જોઈએ. બબડતા બબડતા પોતાના નાયકને અનુસરવાનું કાર્ય એક બાયલા યોદ્ધાનું છે; એક ઉદાર માનવિ તો તકરાર વિનાજ પોતાની જાતને પ્રભુને અર્પણ કરે છે; દુનિયાની વ્યવસ્થા પ્રત્યે તિરસ્કાર દર્શાવવો અને પોતાની જાતને બદલે પ્રકૃતિનેજ સુધારી નાખવાની વાતો ચલાવ્યાં કરવી; એ તો ફક્ત એકાદ સાંકડામનના માનવિનું કાર્ય છે. જે યોગ્ય, યથાર્થ હોય તેજ પસંદ પડતું આવતું હોય તો દૈવના વિરૂદ્ધ તકરાર કરવાનું કોઈ પણ માનવિને કંઈ પણ કારણ નથી. ચક્ષુને સુંદિર લાગતા પેલા વિજયો, તેમનો ઝગઝગાટ પણ અસત્ય અને ઉપરઉપરનો છે, માત્ર તેઓ અહંકાર અને ભ્રમણા સમાન છે; એક ખરેખરા કબજાના પદાર્થ કરતાં તેઓ સ્વપ્નના પદાર્થો સમાન છે. તેઓ દૂરથી આપણને છેતરી જાય, પરંતુ એકવાર તેમને નજીકમાં લાવો અને તેઓ સડી ગયેલા તથા કૃત્રિમ જણાઈ આવે છે. લોકો જેમને સુખો જેવાં ધારી લે છે, તેમનામાંનાજ મોટા ભાગના જેવાં દુનિયામાં વધારેમાં વધારે ખરાબ દશામાં કોઈ પણ હોતા નથી. સર્વ પ્રકારની કસોટીઓમાંથી પાર ઉતરે એવાં પ્રકારનાં સુખોજ માત્ર ખરેખરાં અને વિશુદ્ધ છે; જેમ જેમ આપણે તેમનાં તરફ વધારે વળીને તપાસ કરીએ છીએ તેમ તેમ તેઓ આપણને વધારે વધારે કીમતી લાગે છે; કશાની પણ જરૂરમાં ના રહેવું, એ સર્વથી મોટામાં મોટું સુખ છે. દારિદ્રય એટલે શું ? કોઈ પણ માનવિ જેવું જન્મ્યું હતું તેવું ગરીબ રહેતું નથી. દુઃખ એટલે શું ? ગમે તો તેનો તેનાં પોતામાં જ અંત આવશે, અથવા આપણો જ એક પ્રકારનો અંત લાવશે. ટૂંકામાં, દૈવના હાથમાં એવું એક પણ હથીઆર નથી કે જે મનને પહોંચી શકે ? પરંતુ દૈવની કૃપાઓ ખાત્રીભરી અને નિસંઆશિષો સમાન છે; આપણે જેમ તેમનો વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ તેઓ વિશેષ મહાન અને શ્રેષ્ઠ બનતી જાય છે; એટલે, ભયકારક વસ્તુઓ પ્રત્યે તિરસ્કારની અને

સાધારણ લોક જેની તૃષ્ણા કરે છે તેની ઉપેક્ષા કરવાની શક્તિ આવે છે. પ્રકૃતિની ક્રીયાઓમાંએ, દુનિયાની વ્યવસ્થામાં પણ આપણા પોષણ અને સંતોષ માટે આટલું બધું પૂરૂં પાડીને દૈવે પણ માનવજાતના ભલાને લક્ષમાં રાખ્યું છે, એ આપણી નજરમાં ઉતર્યા વિના રહી શકતું નથી. આ સર્વ પદાર્થોને બનાવનાર શક્તિ કેવી હશે, એ આપણાથી સમજી શકાતું નથી. એ દિવ્યતાના કેટલાક સ્ફુલિંગો શોધી શકાય છે, પરંતુ તેના કરતાં તેનો ઘણોએ મોટો ભાગ તો છૂપોજ રહી જાય છે. છતાંએ આપણે બધાએ આટલે સુધી તો એક મત છીએ—પ્રથમ, આવા સર્વ સમર્થસત્ત્વનો સ્વીકાર અને શ્રદ્ધા; અને બીજું સર્વ પ્રકારની સાધુતા અને મહિમાનો તેમાંથી ઉદય.

## આ દુનિયામાં સારાં માનવિ દુઃખી થાય છે અને નઠારાં માનવિ સુખી થાય છે, એમ કેમ ?

કેટલાક કહે છે, કે જો એક દૈવ જેવી શક્તિ હોય તો, સદાચારી માનવો દુઃખ અને સંકટમાં સપડાય છે અને દુરાચારી માનવો જાતે આનંદ અને સમૃદ્ધિ ભોગવે છે, એમ કેમ થાય છે ? મારો ઉત્તર એટલો છે, કે જેમ એક ભલો પિતા પોતાનાં બાલકો સાથે વર્તે છે તેમ ઇશ્વિર આપણી સાથે વર્તે છે; તે આપણી કસોટી કરે છે; તે આપણને કઠણ બનાવે છે, અને પોતાને માટે યોગ્ય બનાવે છે. પોતાનાં પ્રેમપાત્રો ઉપર તે કડક નજર રાખે છે અને બાકીનાઓ સાથે આપણે આપણા ગૂલામો સાથે વર્તીએ છીએ તેમ વર્તે છે—તે તેમને છૂટ અને હિમતસહિત જતા મૂકે છે. જેમ એક શિક્ષક પોતાના આશા ભર્યા વિદ્યાર્થીઓને કઠિન પાઠો આપે છે તેમ અતિ ઉદાર જીવો સાથે પરમેશ્વર વર્તે છે; દૈવનાં વિરોધિ દુઃખોને આપણે જૂલમ રૂપે નહિ પરંતુ એક પ્રકારના કલહ રૂપે ગણી કાઢવાનાં છે. ભયનો પરિચય આપણને તેના પ્રત્યે તિરસ્કારવાળા બનાવે છે; જે ઘણો ઉપયોગમાં આવ્યો હોય તેજ ભાગ ઘણો બલવાન હોય છે. નાવિકનો હસ્ત કઠિન બની ગયલો હોય છે; યોદ્ધાનો હસ્ત બલવાન બનેલો હોય છે અને તોફાનને સારી રીતે સહન કરનાર વૃક્ષનાં મૂલ જ ઉંડાં ગયલાં હોય છે. હમેશના શિયાળામાં, હદ પારના ધુમસ અને દારિદ્ર્યમાં વસનારા લોક હોય છે, માટે જેમને એકાદ ગુફા, એક ઘાસનું પુળીયું અથવા થોડાંક પાંદડાં સર્વ પ્રકારનાં લૂગડાં રૂપે વપરાય છે અને તેમનું જંગલી પ્રાણીઓ પોષણ કરે છે. આવી આવી બાબતો રીવાજને લેઈને ફક્ત સહન યોગ્ય થઈ પડે છે એટલુંજ નહિ પરંતુ એકવાર તેને જરૂરીઆતને લીધે અનુસરવામાં આવતાં ધીમે ધીમે તે તેમને આનંદકર થઈ પડે છે. ત્યારે આપણે અનેક પ્રજાઓના ભાવિસમ ના બનેલી જીવનની આવી દશાને શામાટે એક પ્રકારના દુઃખ રૂપ માનવી જોઇએ ? આટલી બધી દુઃખ ભરેલી જીવનની કોઈ પણ દશા નથી છતાં એ તેમાં પ્રમાદનો, ક્રીડાનો, અરે એટલુંજ નહિ પરંતુ આનંદનો પણ સમાવેશ થાય છે, એવી પ્રકૃતિની આપણા પ્રત્યે પરોપકારિતા છે; માનવ જીવનના અતિ કઠિન અકસ્માતોમાં પણ તે આપણા પ્રત્યે આ પ્રમાણેજ વર્તે છે. આપણને ઘણી બાબતોને મહાન પાપો સમાન ગણીને બબડવાની ટેવ છે કે જેમાં માત્ર તકરાર વિના કોઈ પણ પ્રકારના અશુભનો સમાવેશ હોતો નથી; વધારે બુદ્ધિપૂર્વક આપણે આવી તકરાર તો આપણી જાત સામે કરવી જોઇએ. જો હું અનારોગ્ય હોઉં તો તે મારા ભાવિનો એક વિભાગ છે; બીજાં સંકટોના

સંબંધમાં તો તેઓ દરરોજની બાબતો સમાન છે; આથી આપણે ઈશ્વરને માત્ર આધિન બનવું જોઇએ એટલું જ નહિ પરંતુ તેનો અંગીકાર કરવો જોઇએ, અને જો કે કોઈ પ્રકારની જરૂર ના હોય તો પણ ફરજની ખાતર તેને તાબે રહેવું જોઇએ. આપણને હાય હાય કરાવા ધ્રૂજાવનારા સર્વ પ્રકારનાં ભયંકર બનાવો માત્ર જીવનની ખંડણી સમાન છે, આપણે તેમાંથી બચી જવાની ઇચ્છા કરવાની, તેમજ પૃચ્છા કરવાની, તેમજ આશા રાખવાની જરૂર નથી; કારણ કે અનીચ્છાથી ખંડણી ભરવી એ તો એક પ્રકારની અપ્રમાણિકતા ગણાય. શું હું રોગમાં સપડાયો છું અથવા મને હમેશની ખોટ ખમવાથી દુઃખ થાય છે? અરે મારો દેહ ભયમાં છે? જ્યારે મેં વૃદ્ધાવસ્થા માટે પ્રાર્થના કરી ત્યારે તે સાથે જે પ્રાર્થ્યું હતું તે કરતાં આ સર્વ કંઈ વધારે નથી. જેમ એક લાંબા માર્ગમાં ધૂલ અને કચરો સ્વાભાવિક હોય છે તેમ એક લાંબા જીવનમાં આવી સર્વ બાબતો સાહજીક રીતે સંભવે છે. દૈવ એક તરવારીઆ પુરૂષની પેઠે વર્તે છે; એક બ્હીકણ માણસના સામે થવાનું તે ધિક્કારે છે; જેના માર્ગમાં કોઈ પ્રકારના ભયનો સમાવેશ ના થતો હોય એવા વિજયમાં કોઈ પ્રકારનું માન નથી. સદાચાર માટે સંકટ સહન કરવામાં આપણે દુઃખને નહિ પરંતુ કારણને વિચારવાનું છે અને જેમ જેમ વધારે દુઃખ તેમ તેમ કીર્તિ પણ વધારે ને વધારે મળે છે. જ્યારે આપણા ઉપર કોઈ સંકટ આવી પડે ત્યારે આપણે તેને દૈવના એક કાર્ય રૂપે ગણી કાઢવું જોઇએ; સમગ્રના બચાવ માટે તે અનેક વા ખાસ વ્યક્તિઓને સહન કરવા દે છે. આ ઉપરાંત વળી આશિર્વાદ આપવાના સ્વરૂપમાં કેટલાક લોકને ઈશ્વર સજા કરે છે; તેની સાધુતાનો દુરૂપયોગ કરવાની શિક્ષા રૂપે તેમની સમૃદ્ધિને જ તેમના વિનાશનું કારણ બનાવે છે. અનેક સદાચારી માનવિઓ સંકટમાં સપડાય છે તે માત્ર અન્યને સહન કરતાં શીખવવા માટે જ હોય છે, એટલું આપણે વળી વિશેષ વિચારવાનું છે; આપણે દૃષ્ટાંત રૂપ બનવા માટે અવતર્યા છીએ. આવી જ રીતે જ્યાં માનવો દુરાચારી અને અવિનયી હોય છે ત્યાં આગળ અનેકવાર મોટાં પાપને નાનાં વડે સુધારવામાં અને આપણાં સંકટોને આપણા લાભમાં પલટાવવામાં ઈશ્વરને આનંદ આવે છે.

## દૈવ ખોટામાંથી સારૂં ઉપજાવી કાઢે છે.

અસહ્ય દુઃખો રૂપે ભય પમાડતાં એવાં કેટલાંબધાં સંકટો અને અકસ્માતો છે કે જેમના વિષે વધારે ઉંડો વિચાર કરતાં તેઓ આપણને દયાનાં, લાભનાં કાર્યો રૂપે જણાઈ આવે છે? દૃષ્ટાંત તરીકે દેશનિકાલ, દારિદ્ર્ય, સંબંધીઓની ખોટ, રોગ, અપમાન. કેટલાકને નસ્તરથી, અગ્નિથી, ભુખથી, તૃષાથી, હાડકાં કાઢવાથી, કાપી નાખવાથી અને તેના જેવાંથી સારૂં થાય છે. તેમજ જે આપણને અનેકવાર લાભકારક નીવડી હોય એવી જ બાબતોનો આપણે ભય રાખીએ છીએ એટલું જ નહિ પરંતુ અન્ય પક્ષે આપણે ઘાતક અને દુષ્ટ બાબતોની શોધમાં મરી ફીટીએ છીએ. આપણા ઉપભોગના આનંદમાં જ આપણને ઝેર દેવામાં આવે છે, અને સ્વાદના તાનમાં આપણે જે મેળવ્યું છે તેનાથી છૂટા બનવા સમાન છે અને પ્રકૃતિ પોતાનાં સાથે ભલે પોતાની મરજીમાં આવે તેમ વર્તે. આપણે આપણી જાતે જ ક્ષણભંગુર છીએ અને આપણને પદાર્થો પણ ક્ષણભંગુર મળ્યા છે; જે આપણને આપવામાં આવ્યું છે તે કદાચ લેઈ પણ લેવામાં આવે. જેમ અગ્નિ સુવર્ણની

કસોટી કરે છે તેમ સંકટ વડે સદાચારની કસોટી થાય છે; એટલું જ નહિ પરંતુ જે અત્યંત સુખ ચેનમાં વર્ત્તે છે તેને જ માત્ર વાર થાય છે, તેને કાઢી મૂકવામાં આવતો નથી અને તેનો ભાગ હવે આવવાનો હોય છે, જ્યારે આપણા ઉપર રોગ અથવા અન્ય દુઃખો આવી પડે ત્યારે જાણે કે આપણો દુરૂપયોગ કરવામાં આવ્યો હોય તેમ આપણે બડબડાટ કરવાનો નથી. જ્યારે આપણને સેનાપતિ ભયના સ્થાનમાં મૂકે ત્યારે તે તેણે કરેલી આપણી કીમતની નીશાની છે, આપણે એમ કહેતા નથી કે આપણો નાયક આપણો દુરૂપયોગ કરે છે, પરંતુ તે આપણને માન આપે છે એમ જ કહેવાય છે. સંકટો સહન કરવાની આજ્ઞા મળેલા આપણે પણ આ પ્રમાણે જ કહેવાનું છે, કારણ કે સર્વ સમર્થ પ્રભુના સંબંધમાં આપણું દૃષ્ટાંત પણ આવા પ્રકારનું જ છે.

## સદાચારની કસોટી સમાન સંકટ છે.

હવે શ્રદ્ધા અને ધીરજ ઉભયના એક આગળ પડી આવતા દૃષ્ટાંત રૂપ બનાવવાથી શું એક રાજાનું ખરાબ થઈ ગયું ? અણીવાળા ખીલા જડેલી એક પેટીમાં તેને નાખવામાં આવ્યો હતો કે જેથી તે ગમે તે દિશામાં પોતાનો દેહ ફેરવે તો પણ તે તેના ઘા ઉપર જ આવીને રહે; તેને જાગતો રાખવા માટે તેનાં પોપચાં કાપી નાખવામાં આવ્યાં હતાં છતાં એ આવાં સંકટ સહન કરનાર રાજા કરતાં તેને સજા કરનાર જરા પણ વધારે સુખી નહતો. અરે હજુ દુનિયા એટલી બધી દુષ્ટ નથી બની ગઈ કે તે આવા સજા કરનારના કરતાં સજા ભોગવનારને વધારે પસંદ ના કરે. દૈવ જે બાબતને આવા વીર પુરૂષ માટે યોગ્ય ગણતું હતું તેને જ શું કોઈ ખોટા તરીકે સ્વીકારી લેશે ? તે કહે છે, "માનવ પ્રકૃતિના બલના પ્રયોગ તરીકે મને જ પસંદ કરી કાઢવાનું ઈશ્વરને ગમ્યું છે." કસોટીએ ચડ્યા વિના કોઈ પણ માનવિ પોતાની શક્તિ અથવા કીમત સમજી શકતું નથી. તોફાનમાં જ નાવિકની પરિક્ષા થાય છે; યુદ્ધમાં યોદ્ધાનું હીર જણાઈ આવે છે. સમૃદ્ધ માનવિ પોતાની જાતે દારિદ્રયમાં શી રીતે વર્તવું એ જાણતું નથી. જે લોકપ્રીતિ અને માનમાં વસ્યો છે તે નિંદા અને ઠપકો શી રીતે સહન થશે તે જાણતો નથી; તેમ જ જેને કોઈ કાલે બાલક હોતાં નથી તે તેમની ખોટ શી રીતે સહન કરશે તે જાણતો નથી. સંકટ, એ સદાચારના પ્રસંગ સમાન છે અને મોટા મનને ઉત્સાહક બલ સમાન છે. માટે માનવિ પ્રથમવાર શસ્ત્રો ધારણ કરે છે, ત્યારે ઘાના આગળથી થતા વિચારથી જ તે ભડકી મરે છે; પરંતુ એક વૃદ્ધ યોદ્ધો હિંમતપૂર્વક રૂધિર વહેવા દે છે, કારણ કે એકાદ માનવિનું રૂધિર વહી જાય છતાં એ તે દિને જય થાય એ તે જાણતો હોય છે.

## અકસ્માતો સારા તેમજ ખોટા ઉભયમાંના એકે નથી.

દૈવની કૃપા અથવા કોપ અને રોગ તથા આરોગ્યના અકસ્માત સારા તેમજ નરસા ઉભયમાંના એક પણ નથી એ હવે દર્શાવી આપવા માટે ઈશ્વર તેમને બેદરકારીથી સારાં તેમજ ખોટાં ઉભય પ્રકારનાં માનવિઓને સહન કરવા દે છે. એક સદાચારી માનવિ સર્વ પ્રકારનાં સંકટ ભોગવે અને એક દુરાચારી માનવિ માત્ર બચી જાય એટલું જ નહિ પરંતુ

પોતાની જાતે આનંદોપભોગમાં મ્હાલે, એ તો ઘણું વિકટ કહેવાય, એમ તમે કહેશો. આપણે આમ કહેવું જોઇએ, " મને તે પ્રમાણે વર્તવાનું કહેવામાં આવતા પહેલાંથી જો દૈવની ઇચ્છા મારા જાણવામાં આવી હોત તો હું મારી જાતનું ખુશીથી અર્પણ કરત. જો પ્રભુની મરજી મારાં બાલકોને લેઈ લેવાની હોય તો મેં તેમને એ હેતુથી જ ઉછેર્યાં છે. જો મારી સમૃદ્ધિ, મારા દેહનો કોઈ પણ ભાગ અથવા મારૂં જીવન લેવાની મરજી હોય તો, તે બેળે બેળે આપવા કરતાં હું ખુશીથી જ અર્પણ કરીશ. હું સર્વથી વિખૂટો પડવાને અને સર્વ સહન કરવાને તૈયાર છું; કારણ કે ઇશ્વર જે નિર્માણ કરે છે તે વિના અન્ય કંઈ પણ બનતું નથી એ હું સારી રીતે જાણું છું."

આપણું ભાવિ ઘડાઈ ચૂક્યું છે અને બાબતો એટલી બધી બનતી નથી કે જે યોગ્ય સમયે થયાં જાય છે; દરેક માનવનો આનંદ અને શોકનો વિભાગ આગળથી નક્કી થયલો છે.

એક ઉદાર પિતાની પેઠે દૈવ આપણી સાથે વર્તે છે અને મહેનત, સંકટ અને ભયને પહોચી વળીએ એવા આપણને બનાવે છે. આથી ઉલટી રીતે એક માયાળુ માતાનાં લાડ આપણને નિર્બલ અને નિરૂત્સાહી બનાવી દે છે. પ્રભુ આપણા ઉપર એક પ્રકારનો પૌરૂષ પ્રેમ રાખે છે અને આપણને સંકટો, કષ્ટો સહન કરવા છૂટા મૂકી દે છે. એક હિંમતવાન અને સદાચારી માનવિને દુર્ભાગ્ય સામે બાથ ભીડતો છતાંએ પોતાની આસપાસની દુનિયા અવ્યવસ્થિત હોય તોએ પોતાના પગ ઉપર ટટ્ટાર ઉભો રહેતો જોઇને તે ઘણોજ આનંદ પામે છે. સર્વ પ્રકારના અકસ્માતો સામે દૃઢતાથી ઉભો નહિ રહેનાર અને સર્વ પ્રકારની હદ્દ પારની બાબતોમાં નીચે પ્રમાણે નહિ બોલનાર કોઈ માનવિ કોઇ કાલે સુખી થઈ શકતું નથીઃ-" જો તે આમ અથવા આમ બન્યું હોય તોએ મારે સંતોષમાં વસવું જ જોઇએ; પરંતુ તેનો અન્ય પ્રકારે નિશ્ચય થઈ ચૂકેલો હોવાથી, પ્રભુ જ તેના કરતાં શ્રેષ્ઠ પુરૂં પાડશે." જેમ જેમ આપણે આપણી જરૂરીઆતો સાથે વધારે ને વધારે બાથ ભીડતા જઇએ છીએ તેમ તેમ આપણે ગ્રંથિને વધારે દૃઢ બનાવીએ છીએ અને આપણે માટે તે અતિ કનિષ્ટ પ્રકારનું નિવડે છે. જેમ જેમ જાલમાં સપડાયલું પક્ષી વધારે ઉડવા અને દોડવા જાય છે તેમ તેમ તે ખાત્રીથી વધારે બંધાતું જાય છે; **ઇશ્વરનાં કાર્યો વિષે પ્રશ્ન સંભવી શકતો નથી અને તેની આજ્ઞાઓના સામે થવાનું નથી** એવો બેવડો વિચાર કરીને આધિન બનીને શાંત પડી રહેવું એજ શ્રેષ્ટ માર્ગ છે.

---




# બંધુવિગ્રહ.



( એક કાલ્પનિક સંવાદ. )

( આ સંવાદ શરૂ કરતાં પહેલાં તેના વિશે કાંઇક કહેવાની અગત્ય છે.)

એક સમયે મેવાડનો વીર રાણો પ્રતાપ, તેનો કનીષ્ટ ભ્રાતા શક્તસિંહ તથા અન્ય અન્ય રાજ્યાધિકારીઓ શીકારે ગયા હતા. વનમાં દૂર નીકળી જવા પછી તેમણે ઘણે દૂર એક વરાહને દોડતું જતું જોયું. તરતજ પ્રતાપ અને શક્તસિંહ ઉભયે એક જ ક્ષણે પોતાનાં બાણો છોડયાં. દીનભાગ્યે ઉભયે એકજ સમયે પોતાના બાણો છોડેલાં હોવાથી એકજ સમયે તે બાણો વરાહના શરીરમાં જઇને ભોકાયાં. આથી વાદવિવાદ ઉત્પન્ન થયો. પ્રતાપે પોતાના બાણથી તે વરાહનું મૃત્યુ થવાનું જણાવ્યું અને શક્તસિંહે પણ પોતાના બાણને તે વરાહના મૃત્યુનું કારણ દર્શાવ્યું.

આ વાદવિવાદ અને તેનું અશુભ પરિણામ આ સંવાદમાં આલેખિત થયાં છે

❀✕•✕❀

શક્તસિંહ—બંધુ ! આવાં વચનો આપે ઉચ્ચારવાં જોઇતાં નથી. મેં આપની પહેલાં જ મારૂં બાણ છોડયું હતું એ શું આપે ન જોયું ? જુઓ આ મારૂં બાણ. તેના શરીરમાં કેવું સજ્જડ ભોંકાઇ ગયું છે ?

પ્રતાપસિંહ—શક્ત ! અધર્મથી કીર્તિ પ્રાપ્ત કરી શકાતી નથી. કીર્તિના લોભ માટે અસત્ય વદવું ઉચિત નથી. હું તારી વીરતાથી યોગ્ય રીતે પરિચિત છું. પણ આ સમયે તો મારાજ બાણથી આ પ્રાણીનું મૃત્યુ થયું છે. જો આ મારૂં બાણ. જો એ કેટલું બધું ઊંડુ ગયું છે.

શક્તસિંહ—ભાઈ! મીથ્યા કીર્તિ પ્રાપ્ત કરવાનો મને લોભ નથી. કીર્તિના લોભ માટે હું અસત્ય વદતો નથી પણ અતિ આશ્ચર્યની વાત છે કે આપ સરખા પણ આવું અસત્ય વદવા તત્પર થયા.

પ્રતાપસિંહ—(સ્હેજ ક્રોધથી) શક્તસિંહ ! વિચારીને બોલ. હું અસત્ય બોલ્યો નથી અને બોલીશ પણ નહીં. આ વચનો તેં કેવળ અયોગ્યજ ઉચ્ચાર્યાં છે. મારાજ બાણથી આ વરાહનું મૃત્યુ થયું છે એ નિર્વિવાદ છે.

શક્તસિંહ—ભ્રાતા ! ત્યારે શું મારૂં કહેવું મીથ્યા છે ? શું કીર્તિ માટે હું જુઠું બોલું છું ?

પ્રતાપસિંહ—અવશ્યજ.

શક્તસિંહ—અવશ્ય !

પ્રતાપસિંહ—હા.

શક્તસિંહ—હાય ! હીનભાગી શક્તસિંહ ! તારે હવે આ જગતમાં વધુ સમય જીવવા સરખું રહ્યું નથી. જેને તું પ્રાણથી પણ અધિક વ્હાલ છે એવા તારા પોતાનાજ બંધુદ્વારા તારા પર અધર્મ-કર્યાનું મિથ્યા આળ ચોંટી ચુક્યું છે. અરે ભ્રાતા ! જરા તો વિચાર કરીને બોલો.

પ્રતાપસિંહ—શક્ત ! સ્પષ્ટ વસ્તુમાં કદાપિ લેશમાત્ર વિચારવાનું હોતું નથી. મારાજ હસ્તે આ પ્રાણીનું મૃત્યુ થયું છે એ સુસ્પષ્ટ છે તો પછી તેમાં વિચારવા સરખું શું છે ?

શક્તસિંહ—તમારા હસ્તે આ પ્રાણીનું મૃત્યુ કદાપિ થયુંજ નથી, તથાપિ આશ્ચર્ય સરખું છે કે આપ જોવા તેને માટે હઠ કરો છો. ભ્રાતા ! આપ વિચારો અને ત્યાર પછીજ નિર્ણય કરો.

પ્રતાપસિંહ—નિર્ણય કરવા જેવું કાંઇ જ નથી. બસ—મેં જ આ પ્રાણીનો પ્રાણ લીધો છે એ અવશ્ય જ.

શક્તસિંહ—કદાપિ નહિ–કદાપિ નહીં. આપ મીથ્યા બડાઇ રહેવા દો. આજ સુધી હું આપને ધર્મિષ્ઠ જાણતો હતો પણ આજે જ આપના અધર્મનો મને પરિચય થયો.

પ્રતાપસિંહ—અધર્મી તું છે. તુંજ મીથ્યા બડાઇ હાંકે છે.

શક્તસિંહ—(ક્રોધથી) આ વચનો આપે ઉચ્ચારવાં જોઇતાં નથી. પોતે જ અધર્મ કરી અન્ય પર તે અધર્મનો આરોપ મુકવો એ આપ જેવા અધર્મીથીજ બને. શું કરૂં ? જો આપ મારા જ્યેષ્ઠ ભ્રાતા ન હોત તો અવશ્ય આપને આ વચનો માટે ઉચિત શાસન દેત.

પ્રતાપસિંહ—શાસન તારા સરખા અધર્મીનેજ મળશે. બડાઇખોર ! તારા શાસનથી હું લેશમાત્ર ભય પામતો નથી.

શક્તસિંહ—જેને અધર્મનો ભય નથી તેને બીજાનો ભય ક્યાંથીજ હોય ? આપનાં આ સર્વે મીથ્યા વાક્યો આપના અધર્મનો યોગ્ય રીતે પરિચય કરાવે છે, પણ એવો અધર્મ હું ખમનાર નથી. બસ–મારા જ બાણથી આ વરાહનું

મૃત્યુ થયું છે તે આપે સ્વીકારવું જ પડશે. જો નહીં સ્વીકારો તો તેનું પરિણામ શું થશે તે પ્રભુ જાણે.

પ્રતાપસિંહ—વીર પ્રતાપને યોગ્ય અયોગ્ય પરિણામનો ભય નથી. નીચ! અધર્મી! શું તું તારી આંખો ફોડીને જોઇ શકતો નથી કે મારા બાણેજ તેનું મૃત્યુ આણ્યું છે! કહેવત છે કે 'વિનાશ કાળે વિપરિત બુદ્ધિ!' એ અનુસાર તારો કાળ સમીપ આવ્યો જણાય છે એથીજ તું હવે આવો અધર્મ કરવા તત્પર થયો છે.

શક્તસિંહ—શક્તસિંહ કાળ સમીપ આવશે તે ખમી શકાશે પણ આપ સરખાનો અધર્મ સાંખી શકશે નહીં; બસ-હું ફરી એકવાર કહું છું કે મારા હસ્તે આ પ્રાણીનું મૃત્યુ થયું છે તે સ્વીકારો.

પ્રતાપસિંહ—પ્રતાપસિંહ કદાપિ પણ અસત્ય સ્વીકારશે નહીં.

શક્તસિંહ—તો શક્તસિંહ પણ અસત્ય સ્વીકારશે નહીં. તમારા બાણે આ વરાહનું મૃત્યુ આણ્યુ છે એ હું સ્વીકારતો નથી.

પ્રતાપસિંહ—શા માટે નહીં! અધર્મીઓ જ સ્પષ્ટ વસ્તુનો અસ્વીકાર કરે છે. શું તું મારા પરીશ્રમનો લાભ લેવા ઇચ્છે છે! નહીં-નહીં તે કદાપિ બનશે નહીં. પ્રતાપ તારા સરખા અધર્મીને નમ્યું આપે એવો નથી. હીનભાગી! મારા જ હસ્તે આ પ્રાણીનું મૃત્યુ થયું છે તે આજ ક્ષણે સ્વીકાર નહીં તો-(તરવાર કાઢીને) આ જો! આ તને તારા અધર્મનું ફળ ચખાડશે.

શક્તસિંહ—(રહેજ હસીને) એથી શક્તસિંહ ડરે એમ નથી. અધર્મનો લોપ અને સત્યના પ્રકાશ માટે આ શક્તસિંહ ગમે તે ખમશે-તે માટે મૃત્યુ પણ ખમશે. આપ મને બાયલો ન સમજતા. રાજપૂત જાતિનું શૌર્ય મારી રગેરગમાં ભરેલું છે. વીરપુરૂષોની જન્મદાત્રી મેવાડભૂમિમાં મારો જન્મ થયો છે, તો શું હું આપની આ તરવારથી ભય પામીશ? (પોતાની તરવાર કાઢીને) આવો! જો આપની એવીજ ઇચ્છા હોય તો આવો અને એકવાર તમારા અધર્મનું ફળ ચાખી લ્યો.

પ્રતાપસિંહ—(અત્યંત ક્રોધથી) આવી જા પાપીષ્ટ! આવી જા! અને તારા સરખા અધર્મ કરનારને વીર પ્રતાપ કેવું શાસન આપે છે તે જોઇ લે (એટલામાં રાજપુરોહિત ઉભયની વચ્ચે આવી ઉભો રહે છે).

રાજપુરોહિત—ઉભા રહો મેવાડ પુત્રો! ઉભા રહો. તમે શું કરવા તત્પર થયા છો તેનો જરા વિચાર કરો.

પ્રતાપસિંહ—પુરોહિત! આપ વચ્ચે શાને આવ્યા? આ ચંડાળને શાસન દેતાં વિચાર કરવો?

રાજપુરોહિત—ધીરા પડો રાણાજી! જરા ધીરા પડો. આટલા બધા ક્રોધમાં ન આવી જાઓ. ક્રોધનું પરિણામ સર્વદા અશુભજ થાય છે.

પ્રતાપસિંહ—નહીં, એ નહીં ચાલે તમે આઘા ખસો હું એ હીનભાગીને શાસન આપ્યા વિના છોડીશ નહીં.

શક્તસિંહ—આ મીથ્યા બડાઈનું ફળ તમને હમણાજ હું ચખાડીશ; આવો અધર્મ અને આવાં બડાઈનાં વચનો હું હવે વધારે સમય ખમનાર નથી. બસ.—

રાજપુરોહિત—શાંત થાઓ શાંત થાઓ શક્તસિંહજી! જરા શાંત થાઓ. આટલો બધો ક્રોધ કરવો ઉચિત નથી (પ્રતાપ તરફ ફરીને) આપ પણ શાંત થાઓ.

પ્રતાપસિંહ—પુરોહિત! તમારે વચ્ચે આવવું ઉચિત નથી. અધર્મીને શાસન થતું અટકાવવું એ પણ એક પ્રકારનો અધર્મજ છે. જાઓ! તમે દૂર ખસો! એ પાપીને મારી અસિનો સ્વાદ ચાખવા દ્યો—હટો.

શક્તસિંહ—જાઓ! પુરોહિત! તમે આઘા ખસી જાઓ; હવે હું વધારે સમય સહન કરી શકીશ નહીં. આ અપમાન અને આ મિથ્યા બડાઈ હું હવે સહીશ નહીં.

રાજપુરોહિત—અરે ઉભય મેવાડપુત્રો! આ અવિચારીકૃત્યનું શું પરિણામ થશે તે તો વિચારો.

પ્રતાપસિંહ—પરિણામ! પરિણામ ધર્મનો જય અને અધર્મનો પરાજય! સત્ય કાર્યમાં પરિણામ વા ફળનો વિચાર હોતો નથી. ગમે તે પરિણામ થાઓ પણ પ્રતાપ સર્વદા સત્યનો પક્ષ લઇ તે માટે ગમે તેવું અસંભવિત કાર્ય કરવા તત્પર રહેશે.

રાજપુરોહિત—રાણાજી! આ કૃત્યથી મેવાડના શત્રુઓ કેટલા બધા રાજી થશે તે તો વિચારો. મોગલો—આપના કટ્ટા શત્રુ મોગલો—આ પવિત્ર મેવાડભૂમિ પર પોતાની મલીન દૃષ્ટિથી ટાંપી રહ્યા છે એ શું આપ ભૂલી જાઓ છો! પ્રતાપસિંહ અને શક્તસિંહ! તમારા સરખા વીરોની જન્મદાત્રી સુશાશ્વત મેવાડ ભૂમી શું તમારા ક્રોધના આવેશમાં થયેલા અવિચારી કૃત્ય માટે અધર્મનો ભાર પોતાને શીરે ઉપાડશે?

પ્રતાપસિંહ—(ધીરજ ખોઇને) બસ પુરોહિત! હવે તમે વધારે ન બોલો. કૃપા કરી

માતૃભૂમિની થનારી અવનતિથી જ ડરે છે. રાણાજી! બસ, આપને લડવા નહીં જ દઉં. હું ગમે તે રીતે તમને લડતા અટકાવીશ.

પ્રતાપસિંહ—નહીં, કદાપિ નહીં, તારા સરખા બાયલાથી ડરી પ્રતાપ કદી પણ આ અધર્મીને શાસન આપતો અટકશે નહીં. ધ્યાન રાખજે, જો તું પાસે આવ્યો તો પ્રથમ તારો વધ કરીશ અને પછી આ ચંડાળને ઉચિત સજા આપીશ.

શક્તસિંહ—બસ-બસ વધારે બોલવાની જરૂર નથી. આવો!

પ્રતાપસિંહ—આવી જા પાપી!

( ઉભય લડવા તત્પર થાય છે. )

રાજપુરોહિત—( એકદમ ઉભયની વચ્ચે આવી ઉભો રહી ) ઓ મારી પરમ શાશ્વત ભૂમિ મેવાડ! તારાજ કલ્યાણાર્થે આ બલિદાન છે એમ સમજજે ( સત્વર જ કટાર કાઢી પોતાના પેટમાં ભોંકી મરણ પામે છે. )

પ્રતાપસિંહ—ઓ—( તરવાર દૂર ફેંકી દઈ સત્વરજ પુરોહિતના શબ સમીપ જઈ નીચો વળી જુએ છે ) પુરોહિત! પુરોહિત! આ તેં શું કીધું! હાય! અમે અજ્ઞાની તો ક્રોધના આવેશમાં અવિચારી કૃત્ય કરવા તત્પર થયા પણ તેટલામાં તો તેં આવું અવિચારી કૃત્ય કરી નાખ્યું? હાય! શ્વાસ કેવળ બંધ થઈ ગયો છે. પુરોહિત! જરા તો અહીં જો, જરા તો બોલ. પણ હાય! હવે તું ક્યાંથી બોલે? અરેરે! મેં આવું નહોતું જાણ્યું ( સર્વે તે શબની આસપાસ વિંટાઈ વળે છે ) માગ વીર દરબારીઓ! આ જુઓ! જુઓ આ સત્યરાજભક્તિ! આજ સ્વદેશભૂમિ પ્રતિ સત્યપ્રેમ! આજ મહાશક્તિ! આજ પરમ સ્વામીભક્તિ અને આજ નિઃસ્વાર્થી રાજનિષ્ઠા! કોણે આ જગતમાં આવું નિઃસ્વાર્થી બલીદાન જોયું છે? કોઇએ નહીં—કોઇએ નહીં. ( પુરોહિતના દેહપર શીર ઢાળીને ) અરેરે! મારા માનીતા પુરોહિત! તું સત્યજ વદ્યો હતો કે "હું મૃત્યુથી ડરતો નથી." ખરે! તેં તારૂં બોલેલું પાળ્યું. હા! તું કેવો રાજનિષ્ઠ! કેવો સ્વામી ભક્ત! કેવો નિઃસ્વાર્થી? હાય! અમારા અવિચારી કૃત્ય માટે તેં તારો ભોગ આપ્યો. બસ—( આંસુ લોહીને ) આ શબને ઉપાડી લ્યો. આપણે તેને અત્યંત માન સહીત અગ્નિદાહ કરીશું. પણ ઉભા રહો. તે પહેલાં આ ચંડાળને ઉચિત શાસન આપવા દો. તે નીચની મિથ્યા હઠથીજ આ નિર્દોષ-પુરોહિતનું મૃત્યુ થયું છે. જા! પાપાત્મા! જા! આજ ક્ષણે ચાલ્યો જા! પવિત્ર મેવાડભૂમિમાં તારાં અપવિત્ર પગલાં ફરીથી ન મુકીશ. આ અસહ્ય શોકના સમયે હું તને દેહાંત દંડની શિક્ષા

# ॥ स्वामी श्री विवेकानंद साथेनो वार्तालाप.॥

—×○×—

## (૧૨)

**જ્ઞાન અને ભક્તિનું સમાધાન—સચ્ચિદાનંદમ્—પંથસંપ્રદાય સમાજો શી રીતે ઉત્પન્ન થઈ આવે છે—શ્રદ્ધા તથા શક્તિ અને અવતારોની ભક્તિનો પ્રચાર કરો—વર્તમાનકાળે આપણે મધુર ભાવની નહિ પરંતુ વીર ભાવની જરૂર છે—શ્રી રામકૃષ્ણ—અવતારો.**

(એક શિષ્યની નિત્ય નોંધ ઉપરથી.)

**શિષ્ય**—કહો સ્વામીજી, જ્ઞાન અને ભક્તિનું સમાધાન શી રીતે સંભવે ? ભક્તિમાર્ગના અનુયાયીઓ શંકરનું નામ સાંભળીને કાનમાં અંગુલિઓ ઘાલતા આપણા જોવામાં આવે છે, તેમજ જ્ઞાન માર્ગના અનુયાયીઓ, ભક્તોને પ્રભુ પ્રીત્યર્થે અશ્રુની વર્ષા વર્ષાવતા અથવા ધ્યાનસ્થ દશામાં ગાતા અને નાચતા જોઇને ગાંડા ગણી કાઢે છે.

**સ્વામીજી**—ખરી વાત એમ છે કે જ્ઞાન અને ભક્તિની આરંભની ભૂમિકાઓમાં આવી સર્વ પ્રકારની વિટંબણા વેઠવી પડે છે. શું તમે શ્રી રામ કૃષ્ણે કહેલી શીવનાં ભૂત પિશાચો અને રામનાં વાનરો વિષેની વાર્તા સાંભળી નથી ? *

**શિ૦**—હાજી, મારા સાંભળવામાં આવી છે.

**સ્વા૦**—પરંતુ પરાભક્તિ અને પરમજ્ઞાન વચ્ચે કોઇ પ્રકારનો ભેદ નથી. પ્રેમસ્વરૂપેજ પ્રભુને અનુભવવો, એનું નામ પરાભક્તિ. જો તમે પ્રભુના પ્રેમ સ્વરૂપને સઘળે અને સર્વમાં આવિર્ભાવ પામતું જુઓ તો તમે બીજાઓને ધિક્કાર વા દુઃખ શી રીતે દઇ શકવાના હતા? જ્યાં સુધી હૃદયમાં સહજ પણ વાસના અવશેષ રહે છે અથવા શ્રીરામકૃષ્ણ વારંવાર કહેતા તેમ "કામ અને કાંચનનો" રાગ હોય છે ત્યાં સુધી પ્રેમનો આવા પ્રકારનો અનુભવ કોઇ કાળે બની શકતો નથી. પ્રેમના પરિપૂર્ણ અનુભવમાં તો પોતાના દેહનું ભાન પણ રહેતું નથી. પરમજ્ઞાનનો પણ એકતાનો સઘળે અનુભવ કરવામાં—પોતાના જીવાત્માને દરેકમાં વસતા જીવાત્મારૂપે જોવામાં—સમાવેશ થાય છે. જ્યાં સુધી અહંકાર—અહંનો લેશ પણ અંશ અવશેષ હોય છે ત્યાં સુધી આવા જ્ઞાનનો પણ અનુભવ બની શકતો નથી.

**શિ૦**—ત્યારે તો તમે જેને પ્રેમ કહો છો તે પરમજ્ઞાન સમાનજ છે!

---

* એક સમયે શીવ અને રામ વચ્ચે યુદ્ધ થયું. શીવ, રામના ગુરુ હતા અને રામ, શીવના ગુરૂ હતા. તેઓ યુદ્ધમાં ઘૂમ્યા પરંતુ પુનઃ મૈત્રીભાવવાળા બન્યા. પરંતુ શીવનાં ભૂતપિશાચો અને રામનાં વાનરો વચ્ચેના યુદ્ધનો, મારામારીનો કોઈ પ્રકારનો અંત આવ્યો નહિ.

સ્વા૦—બરાબર એમજ છે. એક પરિપૂર્ણજ્ઞાની બન્યા વિના કોઇથી પણ પ્રેમનો અનુભવ કરી શકાતો નથી. બ્રહ્મ, સત્—ચિત્—આનંદમય છે, એમ શું વેદાન્ત ઉપદેશતું નથી ?

શિ૦—હાજી.

સ્વા૦—સત્—ચિત્—આનન્દ શબ્દોનો અર્થ—સત્ એટલે અસ્તિત્વ, ચિત્ એટલે ચેતના અથવા જ્ઞાન અને આનન્દ એટલે સુખ, જે પ્રેમ સ્વરૂપ છે. બ્રહ્મના "સત્" સ્વરૂપ વિષે ભક્તો અને જ્ઞાનીઓમાં કોઇ પ્રકારનો વિરોધ નથી માત્ર જ્ઞાનીઓ તેના "ચિત્" અથવા જ્ઞાન સ્વરૂપ ઉપર વધારે ભાર મૂકે છે, જ્યારે ભક્તો "આનન્દ" અથવા પ્રેમ સ્વરૂપને વધારે લક્ષમાં રાખે છે. પરંતુ "ચિત્" તત્ત્વનો અનુભવ થતાં તુરંતજ "આનન્દ" ના તત્ત્વનો પણ અનુભવ થાય છે; કારણ કે જે ચિત્ સ્વરૂપ છે તે ખરેખર આનંદ સ્વરૂપ પણ છે.

શિ૦—ત્યારે હિંદમાં આટલો બધો મતપંથસંપ્રદાયનો ભાવ શા માટે પ્રચલિત બન્યો હશે! ભક્તિ અને જ્ઞાનનાં શાસ્ત્રો વચ્ચે આટલો બધો વાદવિવાદ શા માટે ચાલતો હશે!

સ્વા૦—ખરી વાત એમ છે, કે આવી સર્વ તકરારો અને વાદવિવાદો માત્ર આરંભની ભાવનાઓના સંબંધેજ હોય છે,—એટલે યથાર્થ જ્ઞાન અને યથાર્થ ભક્તિ પામવા માટે માનવો આરંભમાં જેવી ભાવનાઓ રાખે છે, તે વિષે હોય છે. પરંતુ તમે શાને શ્રેષ્ઠ ગણો છો,—અંતને કે સાધનને ! ખાત્રીથી કોઇ કાલે અંત કરતાં સાધન વધારે શ્રેષ્ઠ હોઇ શકેજ નહિ. અનુયાયીઓની પોતપોતાની માનસિક શક્તિઓ અને સ્વભાવ અનુસાર તેનો તેજ અંત પામવા માટેનાં સાધનો અનેક પ્રકારનાં હોવાંજ જોઇએ. જપ, ધ્યાન, પૂજા, યજ્ઞ—આ સર્વ અને આના જેવી અન્ય બાબતો ધર્મનાં અવયવો સમાન છે; આ સર્વ માત્ર સાધનો સમાન છે; બ્રહ્મનો પરમાનુભવ પરાભક્તિ પામવી એજ મૂખ્ય અંત અથવા ઉદ્દેશ છે. જો તમે જરા ઉંડા ઉતરીને વિચાર ચલાવશો તો આવો સર્વ વાદવિવાદ શા માટે ચાલે છે, એ તમારા સમજવામાં આવશે. એક કહે છે, "જો તમે પૂર્વાભિમુખ રહીને પ્રભુની પ્રાર્થના કરશો તો તમે તેને પામી શકશો." બીજો કહે છે, "ના, તમારે તો પશ્ચિમાભિમુખ બેસવનું છે, પછીજ તમને પ્રભુનાં દર્શન થશે." કદાચ કોઇએ અનેક જમાનાઓ પૂર્વે પૂર્વાભિમૂખ બેશીને ધ્યાનમાં પ્રભુનો અનુભવ કર્યો હશે; આ ઉપરથી તેમના શિષ્યો એકદમ આવાજ પ્રકારનો ઉપદેશ આપવા લાગ્યા, આવી રીતે બેઠા વિના કોઇ પણ કોઇ કાલે પ્રભુનાં દર્શન કરી શકશે નહિ, એમ ઢાંકી ઠોકીને કહેવા લાગ્યા. એક બીજું મંડળ બહાર આવીને તપાસ ચલાવે છે, "આ આમ કેમ ? અમુક અમુક મહાત્મને પશ્ચિમાભિમુખ બેઠા હતા ત્યારેજ પ્રભુનાં દર્શન થયાં હતાં. આ બાબત અમે અમારી નજરે જોયલી છે." આ પ્રમાણે આ બધા જમાનાના પંથસંપ્રદાયાદિ ઉપજી આવ્યા છે. પ્રભુનું હરિરૂપે નામ જપતાંજ કોઇને પરાભક્તિનો અનુભવ થયો હશે, એટલા ઉપરથી આ બાબત શાસ્ત્રમાં આ પ્રમાણે ગૂંથાઇ ગયું:—

हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येवनास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

માત્ર, હરિનામ, હરિનામ, કેવલ હરિ એકજ નામ; ખરેખર કલિકાલમાં આ વિના બીજો કોઇ માર્ગ નથી, કોઇ માર્ગ નથી, અન્ય માર્ગ નથી.

વળી ધારો કે કોઇ અન્યને અલ્લાહના નામનો જપ કરવાથી કદાચ પરમ જ્ઞાનનો અનુભવ થયો હશે; આ ઉપરથી તેમના વડે ઉપજી આવેલો પંથ પ્રચાર પામવા લાગ્યો; આ પ્રમાણે આગળ ઉપર ચાલ્યાં જાય છે. પરંતુ આવા સર્વ પ્રકારની પૂજાઓ અને અન્ય ધાર્મિક આચારો શા ઉદેશથી યોજાયા હશે, એ આપણે વિચારવાનું છે. અંત, અંતિમ ઉદેશરૂપે શ્રદ્ધા હોય છે. સંસ્કૃત શબ્દ શ્રદ્ધાને દર્શાવતો કોઇ પણ પર્યાયરૂપ શબ્દ બંગાલી ભાષામાં મળી આવતો નથી. ઉપનિષદો ઉપદેશે છે, નચિકેતાના હૃદયમાં શ્રદ્ધાનો પ્રવેશ થયો. એકાગ્રતા શબ્દવડે પણ શ્રદ્ધા શબ્દનો સંપૂર્ણ ભાવ આપણાથી દર્શાવી શકાતો નથી. એકાગ્રનિષ્ઠા શબ્દ સેંજસાજ શ્રદ્ધા શબ્દનો અર્થ દર્શાવી શકે છે. જો તમે કોઈ પણ સત્ય વિષે દૃઢ ભક્તિ અને ધારણાપૂર્વક ધ્યાન ચલાવશો તો તમારા સમજવામાં આવશે કે મન, એકતા તરફ વધારે ને વધારે આગળ દોડતું જાય છે, એટલે તમને પરિપૂર્ણ સત્ ચિત્-આનંદના અનુભવ પર્યંત દોરી જાય છે. જ્ઞાન અથવા ભક્તિનાં શાસ્ત્રો આવા પ્રકારની એક અથવા અન્ય નિષ્ઠાને જીવનના ઉદેશરૂપે સ્થાપીને, તેને પોતાનીજ કરી લેવાની અભ્યાસિયોને ખાસ સલાહ આપે છે. જમાનાઓના વહવા સાથે આવાં મહાન સત્યો વિરૂપ બની જાય છે અને ધીમે ધીમે આપોઆપ એક દેશના વર્તમાન દેશાચારમાં પલટાઇ જાય છે. માત્ર હિંદમાંજ આમ બન્યું છે એમ નથી, પરંતુ દુનિયાની દરેક સમાજમાં આમજ થયું છે. વિવેકની ખામીવાળા આવા સાધારણ લોક, આવી બાબતોને તકરારના કારણરૂપ બનાવીને પોતપોતામાં લઢી મરે છે. અંતિમ ઉદેશસ્થાન તેમના દૃષ્ટિબિંદુમાંથી ખસી ગયું છે અને આથીજ મતપંથસંપ્રદાયસમાજાદિનો ઉદય થયો છે, તકરારો, વાદવિવાદો ચાલ્યાં જાય છે.

શિ૦—ત્યારે તો સ્વામીજી બચાવનું સાધન શું ?

સ્વામી૦—પ્રાચીન સમયના જેવી ખરી શ્રદ્ધાને ફરીથી જાગ્રત બનાવવાની છે. ઝાંખરાંને મૂળીયાં સહિત ઉપાડી નાખવાનાં છે. દરેક ધર્મમાં અને દરેક માર્ગમાં નિઃસંશય રીતે દિક્ અને કાલની પાર વર્તતા સત્યસિદ્ધાંતોનો સમાવેશ હોય છે, પરંતુ તેમની આસપાસ નકામો કચરો, વધી ગયલો જોવામાં આવે છે. આવા કચરાને સાફ કરીને લોક સમક્ષ નિત્યસત્યસિદ્ધાંતો તારવી આપવાના છે; પછીથીજ આપણા ધર્મ અને દેશને ખરેખરો લાભ મળશે.

શિ૦—આમ કેવી રીતે થશે ?

સ્વામી૦—શા માટે નહિ ? સર્વથી પ્રથમ તો આપણે મહાન્ સંતોની ભક્તિનો

પ્રચાર કરવાનો છે; નિત્ય સત્યોનો અનુભવ કરેલા મહાત્માઓનાં દષ્ટાંત, અનુસરણીય ભાવનાઓ રૂપે લોકસમક્ષ ધરવાનાં છે. હિંદના સંબંધે શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણ, મહાવીર, શ્રી રામકૃષ્ણ જેવા અન્ય મહાપુરુષોનાં દષ્ટાંત ખડાં કરવાનાં છે. તમે આ દેશમાં શ્રી રામકૃષ્ણ અને મહાવીરની ભક્તિનો પ્રચાર કરી શકશો? વર્તમાનકાલ માટે તો શ્રી કૃષ્ણનો વૃંદાવન વિલાસ દૂર રાખીને, સિંહગર્જનાની પેઠે ગીતાની ગર્જના કરતા શ્રી કૃષ્ણની ભક્તિનો પાસે અને દૂર, સઘળે પ્રચાર કરવાની જરૂર છે. સર્વ શક્તિના ઉદ્ભવસ્થાનરૂપ દિવ્યમાતા શક્તિની ભક્તિને દરરોજના ઉપયોગમાં લાવો.

શિ૦—ત્યારે તો શું શ્રી કૃષ્ણનો ગોપીઓ સાથેનો વૃંદાવનનો વિલાસ સારો નથી?

સ્વા૦—વર્તમાન કાલના પ્રસંગોને વિલોકતાં આવી ભક્તિથી તમારૂં કોઈ પ્રકારનું ભલું થવાનું નથી. વાંસળી વગાડવી અને એના જેવી સહકારી ક્રિયાઓ વડે દેશનો પુનરૂદ્ધાર થઈ શકવાનો નથી. વર્તમાનકાલે તો આપણે, પગથી માથા સુધી નમેનસમાં રજસનો પ્રબલભાવ ઉભરાઈ જતા એક વીરની ભાવનાની—સત્ય જાળવવા ખાતર મરણશરણ થનાર વીરની ભાવનાની—ત્યાગરૂપી બખ્તરવાળા અને જ્ઞાનરૂપ ખડગવાળા એક વીરની ભાવનાની અત્યંત જરૂર છે. આપણે વર્તમાનકાલે જીવનને એક આનંદારામ રૂપે ગણીને સંવનનમાં લાગેલા પ્રેમીની જરૂર નથી, પરંતુ જીવનના યુદ્ધક્ષેત્રમાં ઘુમતા શુરવીર યોદ્ધાના ભાવની અત્યંત આવશ્યકતા છે!

શિ૦—ત્યારે શું ગોપીઓની ભાવનામાં દર્શાવવામાં પ્રેમમાર્ગ ખોટો છે?

સ્વા૦—એમ કોણ કહે છે? હું તો એમ કહેતો નથી! એ તો ભક્તિનું-સાધનાનું એક અતિઉચ્ચ સ્વરૂપ છે. ઇન્દ્રિયપદાર્થો અને વિત્તના ઉપભોગ માટેના જબર રાગ-મોહવાળા આ ઝમાનામાં આવી ઉચ્ચભાવનાઓને સમજવાને પણ માત્ર ગણ્યા ગાંઠ્યા જ સમર્થ થઈ શકશે.

શિ૦—ત્યારે શું જેઓ પ્રભુની પતિ અથવા પ્રેમાસ્પદરૂપે (મધુરભાવ) ભક્તિ કરે છે તેઓ યોગ્ય માર્ગે જતા નથી?

સ્વા૦—તમારૂં કહેવું બરોબર છે, પરંતુ તેમનું એક ભિન્ન પ્રકારનુંજ દૃષ્ટાંત હતું. તેમના અને સાધારણ માનવિઓ વચ્ચે કેવા પ્રકારની સરખામણી સંભવી શકે ! તેમણે પોતાના જીવનમાં ધર્મની સર્વ પ્રકારની ભિન્ન ભિન્ન ભાવનાઓનો અભ્યાસ કરીને, તે દરેક માત્ર એક સત્યમાંજ દોરી જાય છે, એમ દર્શાવી આપ્યું હતું. તેમણે જે જે સર્વ કર્યું છે તે શું તમારાથી અથવા મારાથી કેઇ કાલે બની શકશે ! આપણામાંના કોઇ પણ તેમને સંપૂર્ણ રીતે સમજી શક્યા નથી. તેથી હું કોઈ પણ સ્થલે અને સઘળે સ્થલે તેમના વિષે બોલવાની હિમત કરી શકતો નથી. તેઓ જાતે ખરેખર કેવા હતા એતો માત્ર તેઓજ જાણે છે. તેમનો દેહજ એક માનવિના જેવો હતો, બાકી તેમના વિષેનું બીજું બધુંએ બીજા બધાઓના કરતાં તદન ભિન્ન પ્રકારનું હતું.

શિ૦—મને પૂછવાની રજા આપશો કે તમે તેમને એક અવતારરૂપે માનો છો ?

સ્વા૦—પ્રથમ મને જણાવો કે અવતાર શબ્દ વડે તમે શું સૂચવવા માગો છો?

શિ૦—એમ શા માટે, એ શબ્દવડે હું શ્રી રામચન્દ્ર, શ્રી કૃષ્ણ, શ્રી ગૌરાંગ, બુદ્ધ, જીસસ, આદિ જેવા અવતારો સૂચવવા માગું છું.

સ્વા૦—તમે હમણાં જેમનાં નામ ગણાવ્યાં તેમના કરતાંએ હુંતો ભગવાન શ્રી રામકૃષ્ણને વધારે શ્રેષ્ઠ જાણું છુ. "માનવા વિષે" શી વાત કરવી, એતો માત્ર એક નજીવી બાબત સમાન છે,-હુંતો જાણું છુ !

હમણાં તો આપણે આ વિષયને રહેવા દઇએ; એ વિષે વળી કોઇ અન્ય સમયે વધારે ચર્ચા ચલાવીશું.

થોડીવાર રહીને સ્વામીજીએ ચલાવ્યું—ધર્મની પુનઃસંસ્થાપનાર્થે તે તે સમય અને સમાજની જરૂરીઆતોને બંધબેસતા મહા પુરુષો સમયે સમય અવતરી આવે છે. તેમને તમારી મરજીમાં આવે તેવું નામ આપો, ગમે તો મહા પુરુષો અથવા અવતારો કહો, તેનો થોડોજ હિસાબ છે. આવા દરેક પોત પોતાના જીવનમાં પોતાની ભાવનાનો આવિર્ભાવ દર્શાવે છે. પછી ધીમે ધીમે તેમનાં દૃષ્ટાંતાનુસાર સ્વરૂપો ઘડાય છે—પુરુષો ઉપજી આવે છે ! ક્રમે ક્રમે પંથસંપ્રદાયો ઉપજી આવે છે અને ચારે પાસા પ્રચાર પામે છે, સમયના વહેવા સાથે આવા પંથસંપ્રદાયો અધોદશામાં આવી પડે છે, તેમના જેવાજ સુધારકોનો પુનઃ ઉદય થાય છે,–ઝમાનાઓના ઝમાનાઓ થયાં એક ધોધની પેઠે અત્રૂટિત પરંપરામાં વહન કરતો આવા પ્રકારનો નિયમ પ્રવર્તે છે.

શિ૦—તમે શ્રી રામકૃષ્ણને એક અવતારરૂપે શા માટે ઉપદેશતા નથી ? આમ કરવા માટે જોઇતી શક્તિ, વક્તૃત્વ અને બીજી બધી બાબતો ખરેખર તમારામાં છે.

સ્વા૦—હું તમને ખરેખરૂં કહું છુ, કે હું તેમને ઘણા થોડાજ સમજી શક્યો છુ.

તેઓ તો મને એટલા બધા મહાન જણાય છે, કે જ્યારે જ્યારે મારે તેમના વિષે કંઇ લખવાનું હોય છે ત્યારે મારી અલ્પ શક્તિ કદાચ પૂરતી ના હોય અથવા તેમની પ્રશંસા કરવાનો પ્રયત્ન કરતાં કદાચ તેમનું ચિત્ર મારા અલ્પ જ્ઞાન પ્રમાણે ચીતરીને મારાથી સત્ય પ્રતિ દુર્લક્ષ્ય રખાય છે અથવા તે બરોબર સમજાવી શકાતું નથી.

શિ૦—પરંતુ ઘણાઓ અત્યારે તેમને એક અવતાર રૂપે મનાવવાનો ઉપદેશ આપે છે.

સ્વા૦—તેમની તેવી મરજી હોય તો તેમને ભલે તેમ કરવા દો. તેઓ જેવી રીતે તેમને સમજી શક્યા છે, તે જ્ઞાન પ્રમાણે તેઓ વર્તે છે. જો તમે પણ તેમને સમજી શક્યા હો તો તેમની પેઠે જઇને તેમના જેવુંજ કાર્ય કરી શકો.

શિ૦—મારાથી તમનેજ સમજી શકાતા નથી, તો પછી શ્રી રામકૃષ્ણ વિષે તો કહેવુંજ શું! જો મને આપની અલ્પ પણ કૃપા મળશે તો હું મારી જાતને આ જીવનમાં ધન્ય ધન્ય માનીશ.

---

# कालना पडदामां चीरा.

( અનુસંધાન ગતાંકથી. )

સુધન્વાના મરણ માટે અત્યંત કલ્પાંત કરનાર બુધદેવે તેમને બદલે મરણ ક્રીયા કરી; આ ક્રીયા ચાલતી હતી તેવામાં એ બધાને એ મૃત પત્નીની હાજરી જણાઇ આવી. બૃહસ્પતિએ ખરેખર જણાવ્યું કે તેઓ તેને તેમની પાસે હસતે મુખે ઉભેલી અને કેટલાક મંત્રોચ્ચારમાં ભાગ લેતી જોતા હતા. જે સમયે સુધન્વાનું મરણ થયું તે સમયેજ એ વિષેનું બુધદેવને એક સ્વપ્ન અથવા દર્શન થયું હતું, તેથી મુસાફરો આવી લાગતાં આ બાબતની ખબર સાંભળવા માટે એ ઉભયે તૈયાર ન હતાં એમ નહોતું. કીર્તિકુમાર માટે પૂર્ણચંદ્ર જોઇએ તેવી યોગ્ય પત્ની નીવડી. તે તેની રીતભાત એટલી બધી સંપૂર્ણ રીતે જાણતી હતી કે દરેક બાબત હજુએ સુધન્વા સ્થૂલ ભુવન ઉપર હોય તેમજ ચાલતી હતી. વળી તેના વિવિધ પ્રકારના સર્વ લાભોમાં તે સંપૂર્ણ સદ્‌ભાવવાળી હતી તથા વિશ્વવિદ્યાલયના સમગ્ર કાર્યને જાણતી હતી, તેથી જો કે તે કોઇ કાલે સુધન્વાને વિસરી ગયો નહિ તો પણ બનાવોની નવિન દશામાં તે અલ્પ સમયમાં ઠરીઠામ પડયો અને તેનું જીવનનું ગાડુ ચીલે ચીલે સીધે સીધું ચાલવા લાગ્યું, પુરોહિત વર્ગના કાર્ય વિષેનો તેનો જુનો આનંદ થોડા સમયમાંજ ફરીથી જાગ્રત બન્યો અને મંદિરનાં અનેકવિધકાર્યોને લીધે પોતાની ખોટ માટે શોકમાં ગાળવાનો ઘણો થોડો સમય ભાગ્યેજ અવશેષ રહેતો હતો, એમ તેને જણાઇ આવ્યું.

આવી બાબતોની વ્યવસ્થામાં તે થોડો ઘણો પલોટાયો કે તુર્તજ બુધદેવ બીલકુલ પડદા પાછળ ખસી ગયા અને સાધુ જીવન ગાળવા લાગ્યા, માત્ર કોઇકિ કોઇકવાર અને ખાસ અગત્યના પ્રસંગોએજ તેઓ બહાર આવતા હતા.

આવા ભિન્ન ભિન્ન પ્રકારની દશાઓમાં પણ કીર્તિકુમારે કેલવણીની બાબતો વિષેની પોતાની રસવૃત્તિ જાગ્રત રાખી હતી; આફ્રિકામાં જે સંસ્થા આટલી બધી વિજયવતી નિવડી હતી તેના જેવી એક સંસ્થા પોતાની જન્મ ભૂમિમાં સ્થાપવાનો તેણે પ્રયત્ન પણ ચલાવ્યો. તેણે પ્રથમના જેવાજ એક વિશ્વવિદ્યાલયની સ્થાપના કરી અને ગરિબ લોક માટે પોતાની બે કૃષિ–સંસ્થાન શાલાઓ કાઢી. આવા ઉભય પ્રયત્નો ફલવંત નિવડેલા ગણી શકાય પરંતુ ઉત્તર આફ્રિકામાં દર્શાવાયલા ઉત્સાહ પૂર્વક આ અલ્પજનસત્તાક રાજ્યમાં આમને ઉપાડી લેવામાં આવ્યા નહિ. છતાંએ તે આવી સર્વ પ્રકારની ગોઠવણો માટે સખ્ત મહેનત કરતો હતો, ધીમે ધીમે તેની સંસ્થાઓનો પ્રસાર થયો, અને આવા પ્રચાર માટે સત્તાધિકારી મંડલ તરફથી પણ તેનો આભાર માનવામાં આવ્યો; પરંતુ વર્ષોના વહવા સાથે આ સંબંધીનું કાર્ય બીજાઓને સોંપવાની વધારે ને વધારે ફરજ પડતી ગઈ કારણ કે તેનું પુરોહિતનું કાર્ય વધારે ને વધારે સમય રોકવા લાગ્યું.

તેણે પત્ર વ્યવહાર દ્વારા યશપાલ અને આફ્રિકાના વિશ્વવિદ્યાલયના કાર્ય સાથે હમેશનો સંબંધ રાખ્યો હતો; તેની શરૂઆતની ઉપરની મહેનતને ફલવંત થયેલી જોવા માટે બીજી મુલાકાત આપવા સારૂ તેના ઉપર વારંવાર ખરા હૃદયથી આમંત્રણ મોકલવામાં આવતાં હતાં. તે આ બાબત એવા અન્ય સમયે ઉપાડી લેવામાં આવશે. એવાં તે હમેશાં વચન આપતો પરંતુ અનેક વર્ષ સુધી આવો કોઇ ખાસ પ્રસંગ સ્વતઃ ઉપજી આવ્યો નહિ. તે

વરુણતારા....પત્ની—કર્મપાલ. પુત્રો—સાવિત્રી, પૃથ્વીપાલ, શાલિકા.

ભાલચંદ્ર.....પત્ની—શનીદેવ. પુત્રો—બુધદેવ, શુક્રદેવ.

કીર્તિકુમાર...પિતા—બુધદેવ. માતા—બૃહસ્પતિ. બંધુઓ—અજીતસિંહ, જ્ઞાનચંદ્ર. ભગિનિઓ—કાંતિકુમાર, કીર્તિવર્મા. પ્રથમ પત્ની—સુધન્વા. પુત્રો—યશપાલ, રણસિંહ, વરૂણતારા. પુત્રીઓ—રાજપાલ, વિજ્ઞાનચંદ્ર. બીજી પત્ની—પૂર્ણચંદ્ર. પુત્ર—દીપસિંહ. પુત્રીઓ—રૂદ્રસેન, દુર્ગા.

અજીતસિંહ..પત્ની—કૌમુદિ. પુત્રીઓ—કર્મપાલ, માલતિ.

જ્ઞાનચંદ્ર......પત્ની—વારૂણિ. પુત્ર—મુદ્રા. પુત્રી—તેજસિંહ.

યશપાલ......પત્ની—માલતિ. પુત્રીઓ—ચંડિકા, કાલિ.

રણસિંહ......પત્ની—તેજસિંહ. પુત્રો—મકરધ્વજ, પદ્મા. પુત્રીઓ—શાંતિકુમાર, રાજસિંહ.

રાજપાલ ... પ્રથમ પતિ—મુદ્રા. પુત્ર—વજ્ર. બીજો પતિ—અજમસિંહ. પુત્ર—મદાયુ. પુત્રી—રમા.

કીર્તિવર્મા.....પતિ—ઉપપાલ પુત્રો—તેજપાલ, હમીર, નર્મદા. પુત્રીઓ—ભીમ, મણિ.

તેજપાલ......પત્ની—વિજ્ઞાનચંદ્ર. પુત્રો—યશવર્મા, સત્યવ્રત.

અભિમન્યુ....કીર્તિકુમાર માટે આશક બનેલી બાલા. પિતા—વામદેવ.

બલવંત——નોકરનો પુત્ર.

---

# થંડા પહોરના ગપાટા !

" ગઇ રાત્રે મને બ્રહ્યામ વિષે સ્વપ્ન આવ્યું. " સંગીતશાસ્ત્રીએ ચલાવ્યું.

" મને સંગીતની બાબતમાં તેને માટે ઘણીજ આસક્તિ છે. તેને મળવાની મારી હમેશની ઇચ્છા હતી, પરંતુ મારા જર્મની જતા પૂર્વે તો તે આ દુનિયામાંથી ચાલી ગયો હતો. મેં તેનું સંગીત ઘણીવાર ગાયું બજાવ્યું છે, પરંતુ સંપૂર્ણ વિચિત્ર પ્રકારે આટલાં બધા વર્ષ થયાં મને તેના વિષે એકવાર પણ સ્વપ્ન આવ્યું નથી. હું કામમાં લાગેલો હોઉછું અથવા આળસુ જેવો પડી રહું છું, ત્યારે ઘરમાં અને બહાર હમણાં થોડા સમયથી સર્વ પ્રકારના વિચિત્ર સમયે મધુર સ્વરો મારા સાંભળવામાં આવે છે; ગઈ કાલે રાતે તો આવા સુરો સાંભળતો હું કલાક અથવા બે કલાક સુધી જાગતો પડી રહ્યો હતો. ત્રીજા વિના આનો સુર ઘણો લંબાયલો મારા સાંભળવામાં આવ્યો; પરંતુ આ સુર કોમલ, શાંત અને ભેદક હતો. મારાથી તેની અસર સ્થૂલ સ્વરદ્વારા દર્શાવી શકાશે નહિ. એ સર્વ વિશુદ્ધ સૂર સમાન હતું. એટલુંજ તેનું મારાથી થઇ શકે એવું વર્ણન છે. આમાં કોઇ

પણ પ્રકારના ભંગ પડતા નહતા. ખરેખરા આવો સુર એકાદ કલાક સુધી સાંભળવામાં આવ્યો. કદાચ આ મચ્છરોનો ગણગણાટ ના હોય એની ખાત્રી કરવા માટે મેં ની આંદોલન અને વાયુના સ્વરો વડે પરિક્ષા કરી જોઇ. ગઇ રાત્રે કુદરતમાં કેટલો બધો ગેરબડાટ થતો હતો એ તમારા લક્ષમાં હશે. કુદરતના સુરોમાં–પીપાનાના, મોટા અવાજના, વધતા જતા વિવિધ પ્રકારના, ક્રમે ક્રમે ઘટતા જતા સુરોના ગરબડાટની જરા પણ ખોટ નહોતિ. પરંતુ પવન સખ્ત વાતો હતો ત્યારે મારૂં સંગીત જરા પણ ધીમું પડતું નહતું, અને જ્યારે તે શાંત વાતો ત્યારે સરખામણીમાં તે જરાએ વધારે અવાજવાળું બનતું નહિ.”

“પરંતુ તમે બ્રહ્મ વિષે શું કહેવા માગતા હતા!”

“હું અલ્પ સમયમાં હવે તેના વિષે કહીશ. મારા ધારવા પ્રમાણે સંગીતને લીધે મારો તેની સાથે સંબંધ યોજાયો હશે. ગમે તેમ પણ તે આબેહુબ મારા જોવામાં આવ્યો. આના જેવો મેં તેને કોઈ કાલે પહેલાં જોયો નથી. ત્યાં આગળ સામેજ તે, ઠીંગણો, લઠ્ઠ, અને મીજાજી જેવો જણાતો ઉભો હતો; હું થોડાક સમયથી તેની સારંગી મારેના ગીતના પ્રથમ ગત ઘણીજ ધીમેથી ચલાવતો-હોવાથી તે મારી સાથે ક્રોધે ભરાયો હતો. ઉઠાવ શી રીતે થવો જોઇએ, તથા એ પાચાના ઉપરથી શી રીતે વગાડવું, એ દર્શાવવાનો તે પ્રયત્ન કરતો હતો. અલબત તે ભયંકર રીતે નિષ્ફલ નિવડયો અને તે માટે તેના મનમાં ઘણી ઉથલ પાથલ થતી હોય એમ લાગતું હતું. મને નવાઇ લાગે છે, કે ભુવર્લોક વાસિઓ પારી સૂક્ષ્મ પ્રકારની વિધિઓ હોવા છતાં તેઓ શા માટે આપણું ગરબડાયું સંગીત ઉપજાવવાને માથાફોડ કરતાં હશે? મારા ધારવા પ્રમાણે હું તેની આવી વિધિઓ સમજી શકીશ નહિ, એમ તેને લાગ્યું હશે. જ્યારે આપણે આવી રીતિઓ સમજી શું ત્યારે સંગીત કેટલા બધા ઉચ્ચ પ્રકારનું બનશે! તાલના માપ વિષે તેની સાથે તકરાર કરવાની મેં ધૃષ્ટતા કરી, પરંતુ તેણે ભાર મૂકીને પોતાનુંજ કહ્યાં કર્યું–અલબત તેનું કથન યથાર્થ હતું.”

“તમે જ્યારે તમારાં સંગીત બજાવતા હતા ત્યારે તેને ભુવર્લોકમાં જોઈ શકતા હતાં?”

“મેલબોર્નમાં કરેલા એક સંગીત જલસાના અંતમાં આપણાં પ્રમુખ આવી રીતે એકવાર મારા જોવામાં આવ્યાં હતાં. ખંડમાં આગળના ભાગમાં એક ખાલી સ્થલ હતું, ત્યાં આગળ બરોબર મધ્યમાં શ્વેત પોષાક પહેરેલાં મારા સામે જોતાં બેઠાં હતાં; તેઓ આ સ્થલના બરાબર મધ્યમાં હતાં કે જેથી, કોઇ બીજાને તેમને બદલે માની ના લેવાય. મને કેટલાક પ્રકારે નવાઇ લાગી આવી; મારા કાર્યમાંથી મારૂં ચિત્ત અન્ય દિશામાં ના વળી જાય માટે મેં તે બાજુથી અન્ય તરફ દૃષ્ટિ રાખી; મેં ફરીથી ત્યાં જોયું ત્યારે તે ચાલી ગયાં હતાં. અન્ય પ્રસંગે તેઓ મારા પલંગ પાસે ઉભાં હતાં; હું જાગી ઉઠયો અને મેં તેમને ત્યાં આગળ જોયાં; પરંતુ તેઓ મને શું કહેતાં હતાં તે સમજવા માટે હું હદ પારનો મૂર્ખ હતો.

"વળી મેં તેમને ફરીથી પણ જોયાં છે–હું એક મિત્ર સાથે તેમના વિષે વાત કરતો બેઠો હતો તેવામાં તેઓ સ્થૂલમાં હોય છે તેના કરતાં વધારે ઉંચાં, ઓજસ્વિ જણાતાં, ખંડમાં આવી લાગ્યાં અને મારા પ્રતિ પ્રબલ દૃષ્ટિપાત ફેંકતાં વિદ્યુતના ચમકારાની પેઠે પાછાં ચાલી નિકળ્યાં! અહો! દેહમાં અને તેની બહાર અનેકવાર તેઓ મારા જોવામાં આવ્યાં છે."

"મારા વ્હાલા કલ્પનાપરાયણ કલાભક્તો, મને ભય રહે છે, કે તમે તમારી પ્રેમની લાગણીઓને કોઇ કોઇવાર તમારી બુદ્ધિ સાથે નાસી જવા દો છો." પંડિતે કહ્યું.

"ભલે તેમ હો, હું તો માત્ર ખરેખરી વાતજ દર્શાવું છું. ભલે તમને ગમે તો તેને કલ્પના પણ ધારો. કલ્પના અને 'યથાર્થતા' વચ્ચે કેવા પ્રકારનો ભેદ છે? જો અન્યના કરતાં પ્રથમ કોઇ પ્રકારે જરા પણ વધારે હોય તો પ્રથમ પણ અન્યના જેટલીજ યોગ્ય છે. આ ગમે તેમ હો, છતાંએ મારી પાસે એક એવી વાર્તા છે, કે જેનો કલ્પનાદ્વારા ખુલાસો થઇ શકશે નહિ.

"હું ન્હાનો હતો ત્યારે મારી આસપાસના વડિલોને મિસિસ બેસંટ વિષે ઘણી વાતચીત કરતાં સાંભળતો હતો. તેઓ વ્યાખ્યાનો સાંભળવા જતાં, પછીથી તેમના વિષે વાદ વિવાદ ચલાવતાં; મેં કોઇ કાલે બાલ ગૃહ-જીવન ગાળેલું નહિ હોવાથી આ સર્વ મારા સાંભળવામાં આવતું અને શ્વેતકેશવાળી આ અદ્ભૂત આર્યાને જોવાની મને ઇચ્છા થઇ આવી. તેની જાત વિષે હું એટલીજ બાબત જાણતો હતો, કે તેના કેશ શ્વેત હતા. એક રાત્રે મને સ્વપ્ન આવ્યુ, કે હું એક શ્રોતાઓથી ઉભરાઇ જતા મોટા ખંડમાં એક વ્યાખ્યાનકારને ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. ઠીક, મારે તમને તેનું વર્ણન આપવાની જરૂર નથી! જેવાં તે છે તેવાંજ બરાબર મારા સ્વપ્નમાં જોવામાં આવ્યાં. પછીથી હું રંગભૂમિની પાછળ આવેલી લોકથી ઉભરાઇ જતી નાની કોટડીમાં જઈ ચઢયો અને ધવલ-આર્યાએ નીચાં વળીને મને ચુંબન કર્યું.

"ત્રીજી પ્રભાતે એક મિત્ર આવી લાગ્યો, જેની પાસે કવીન્સ હૉલમાં થનારા એક ભાષણની એક વધારાની ટીકીટ હતી. બીજો તેનો ઉપયોગ કરવાને અશક્ત હતો. આ ઉપરથી મને જવા દેવાની મેં આજીજી કરી. 'નાનાં બાલકોએ મોટાં થતાં સુધી વાટ જોવી જોઇએ,' આવા પ્રકારનું બીજું મને કહેવામાં આવ્યું. છતાંએ મેં મારો માર્ગ શોધી કાઢયો. અમે ત્યાં ગયા ત્યારે વ્યાખ્યાન ક્યારનુંએ શરૂ થઈ ગયું હતું. પ્રથમ રાત્રીએ જોયેલી આર્યારૂપે મેં બોલનારને તુર્તજ પરખી કાઢી. વ્યાખ્યાન ખલાસ થતાં, મારા કેટલાક મિત્રો મને પાછળના ભાગમાં તેના ઓળખાણ માટે લઇ ગયા. ત્યાં આગળ પેલી નાની કોટડી આવેલી હતી, ત્યાં આગળજ લોકનુ ટોળું હતું અને તે સ્થલેજ ધવલઆર્યાએ મને નમીને ચુંબન દીધુ.

"શું આ પણ અકસ્માતજ હશે? સંગાતૂમંડલમાં મેં છેલ્લી વારનો ભાગ લીધો

ત્યારે તે છેલ્લીજ વારનો છે એમ જરા પણ મારા લક્ષમાં નહોતું. થોડા સમયમાંજ મારે થીઓસોફીકલ મંડલમાં દાખલ થવું પડશે, એમ મારા ધારવામાં પણ નહોતું. મેં એક એવું ગીત પસંદ કર્યું કે તેનો અધવચમાંજ અંત આવ્યો;-ખરેખરૂં કહીએ તો તેનો યોગ્ય રીતે અંત આવ્યો નહિ પરંતુ વચમાંજ અધુરૂં રહી ગયું. મારાથી પૂર્વે આ પ્રમાણે કોઈવાર થયું નહતું. મેં પ્રથમવારજ મીસીસ બેસંટ સાથે એક મંડલિ આગળ દેખાવ દીધો. મારા ગીતના અંતમાં, જાણે કે એકાદ અદૃશ્ય હસ્ત મારા મસ્તકને મારા સાજ ઉપર નમાવીને દર્શાવતો હોય કે ' હવે તે પુરૂં થયુ છે. ' એવું મને લાગી આવ્યુ. થોડાંક અઠવાડીમાં પછીથી ખરેખર તે પુરૂંજ થયુ હતું."

" સંગીત વિષેની કોઈ વધારે વાર્તાઓ છે ? "

'હા, છે. પરંતુ તે એક ત્રાસદાયક અધમ પ્રકારની છે;મને તે કહેવાનું પણ ભાગ્યેજ મન થાય છે......ભલે, વાર્તાની ખાતર હું તમને તે સંભળાવીશ, પરંતુ તે વિષે મારી પાસે ફરીથી કોઈવાર બોલતા નહિ, કારણ કે તેના વિષે વિચાર કરવો પણ મને ગમતો નથી.

" આ વૃત્તાંત ૧૯૦૪ ના ડીસેમ્બરમાં બન્યુ હતું; લંડનમાં ક્વીન્સ હોલમાં મળેલા સંગીત મંડલના જલસામાં આ સમયે મેં પુનઃદર્શન દીધાં; મારા બાલ્યકાળ પછીથી મેં આમાં ભાગ લીધો નહોતો. બીથોવનની એક ચીજ માટે હું તજો ઉપર થઈ રહ્યો હતો. મારે માટે આ એક મહાન પ્રસંગ હતો! તમે જાણો છો તેમ બીથોવનનું સંગીત, એક સારંગી વગાડનારની તૃષ્ણાની પરાકાષ્ટા સમાન હોય છે. લગભગ સાતેક વર્ષથી હું આ માટે માથાકુટ કરતો અને વિચાર ચલાવતો હતો. મ્હોટામાં મ્હોટા નગરના અતિ અગત્યના એક જલસામાં ખરેખરી રીતે મારે પ્રથમવારનાં દર્શન દેવાનાં હતાં, એટલી બાબતનો આમાં ઉમેરો કરો; તમારા સમજવામાં આવશે કે " નાનું ગરીબ હું " આ બાબતને એક અગત્યનો બનાવ માનવામાં બીલકુલ અતાત્ત્વિક બન્યુ હતું.

" આ જલસા માટેની તારીખ ડીસેમ્બરની ૧૦મી રાખવામાં આવી હતી; ત્રીજી અથવા ચોથીએ-કઇ તે અત્યારે યાદ નથી-મને સ્વપ્ન આવ્યું, કે મારી સારંગી ભાગી ગઈ; હું તેને યુનાઇટેડ સ્ટેટસમાં એક અમુક સુધારનાર પાસે લઈ ગયો; હું છેલ્લી વખતે ત્યાં ગયો ત્યારે તેણે મારે માટે ઘણું સરસ કામ કર્યું હતું. મેં તેને મારી સારંગી આપવા માંડી, પરંતુ એક મોટો કાળો કુતરો મારા તરફ ધસી આવીને મારા માર્ગમાં હરકત કરતો હતો. સ્વપ્ન એટલું બધું આબેહુબ હતું કે બીજે દિન અમેરીકાની ટપાલ લખવાનો હોવાથી, મેં મારા મિત્ર સારંગીસુધારનારને એક પત્ર લખ્યો. મેં મારા પત્રનો આરંભ આ પ્રમાણે કર્યો:—

" ગઇ રાત્રે મને તમારે વિષે સ્વપ્ન આવ્યું, એથી પ્રેરાઇને આ લખું છું " આ સમયના અરસામાં મેં ઓક્ષફોર્ડની મુલાકાત લીધી અને ત્યાં આગળના લોક માટેના સંગીત મંડલમાં બીથોવનનું ગીત ગાયું; એ વખતે સારંગી વગાડનારના હૃદયને ઉછાળી મુકે એવા સારા સુરો મારી સારંગીના... ઠીક, લાંબી વાર્તાને ટુંકામાં કહેતાં, લંડનની મંડલિમાં ભાગ લેવાના સમય પૂર્વેજ આવા પ્રકારના સુર એકાએક અદૃશ્ય થઇ ગયા.

આવા સુર ફરીથી કોઇ પ્રકારે ઉપજાવી શકાયા નહિ. હું નિરાશામાં પડયો. મારાથી તમને આઠમી અને નવમીના દિનોની વિગતો માનવિઓનાં નામ આપ્યા વિના કહી શકાય એવી નથી. કોઇએ ઇરાદા પૂર્વક મારા વાદ્યને નુકશાન કર્યું હતું, એટલુંજ હું કહી શકું છું. એ કોણે કર્યું તે મારા જાણવામાં છે,—એક સાથી ગવૈયાનું આ કામ હતું. ગમે તેવા હેતુ પૂર્વક તેણે આમ કર્યું; ગમે તો તિરસ્કાર, દ્વેષ અથવા અનેકને ગુનાહમાં દોરી જતી ઉવાઇના માત્ર હરિફાઇને લઇનેજ કદાચ તેણે આમ કર્યું હશે. મેં કદાચ એકાદ આવું કામ કરીને એકાદ ગતજન્મમાં તેના તરફનો આવો બદલો વ્હોરી લીધો હશે. એકાદ બીજું વાદ્ય માગી લાવવું પણ અશક્ય હતું કારણ કે મારા હસ્ત માત્ર મારી સારંગીનેજ બંધબેસતા આવે એવા છે. આ મેળાવડામાંથી પાછા હઠી જવાનું કામ પણ અસંભવિત હતું. સારંગીઓ પણ જોતજોતામાં તુર્તજ બગડી જાય એવા પદાર્થ જેવી હોય છે, અને લંડનની ઋતુમાં વાતાવરણમાં ઘણુંજ ધૂમ્મસ વ્યાપેલું હોવાથી, મેં ધાર્યું કે મારી સારંગીનો સુર બગડી જવાનું તેજ કારણ હોવું જોઇએ. ( મારા વિશ્વાસુ સુધારનારના હાથમાંથી હમણાંજ મારી પાસે આવેલા વાદ્યને તપાસવાનું મને જરા પણ મન થયું નહિ.) વ્યવસ્થાપકોને નિરાશ બનાવવામાં માત્ર ઋતુના વાંધાને બચાવરૂપે ધરવો મને યોગ્ય લાગ્યો નહિ. તેથી મેં એના એ વાદ્ય સાથેજ આ મંડળમાં ભાગ લીધો. કહેવાની જરૂર નથી કે પછીથી એકાદ બે ન્યુસ પેપરોમાં જણાવવામાં આવ્યુ હતું તેમ સુર ઘણોજ " ઉતરી " ગયો હતો મી. હેનરી વુડ નામના ગવૈયાએ પોતાની હમેશની કુશળતા પ્રમાણે બધા મંડળને ચિત્રાર્પિત બનાવી દીધું. પ્રથમ કોઇવાર કરનાં આ સમયે મેં સૂષ્ત પ્રયત્ન કર્યો, વગાડવા માંડયું—ઠીક, બીલકુલ કંઇ નહિ, એમનો નહિ, પરંતુ લગભગ તેના જેવુંજ ! આ ઉપરથી આ જલસા માટે ખાસ નગરમાં આવેલી ઓક્ષફોર્ડના લોકની એક ટોળી અન્યોન્ય સામે નવાઇમાં જોઇને કહેવા લાગી, " ગયા અઠવાડીયાથી એને શું થયું હશે ! "

આ બનાવની મારા ઉપર એટલી બધી પ્રબલ અસર થઇ, કે જલસા પછી હું સખ્ત રીતે માંદગીમાં પટકાઇ પડયો; બે દિન સુધી તો મેં સારંગીનો સ્પર્શ પણ કર્યો નહિ. આ સમય પછી સૂર્ય પાછો પ્રકાશવા લાગ્યો; આવા કામ માટે હજુએ ધૂંધવાતા મારા બંધુએજ સારંગીને અજવાળામાં જઈ જઇને તપાસવા માંડી.

" સારંગીની સ્વર-ખીલી સીધી અથવા ઢાળ પડતી હોવી જોઇએ ? " તેણે પૂછયું ( વાદ્યના અંદરના ભાગમાં તેના આગળ અને પાછળના મધ્યમાં રહેતો, આ એક નાનો લાકડાનો ટુકડો હોય છે, તેને એક વાળ જેટલો પણ આમ કે તેમ ખસેડવામાં આવે તો સુરમાં ઘણોજ ફેરફાર પડી જાય છે. )

' અલબત, સોધેસીધીજ હોવી જોઇએ ' મેં કહ્યું. " ઠીક, ત્યારે તો એ સીધાઇમાંથી પંદર અંશ દૂર ખસી ગઇ છે અને સોગન પૂર્વક કહું છું, કે આ સુરના કાણાની ધારમાં એક નાની ફાચરી જણાય આવે છે, અને, જરા રહો-અહિં તપાસવા દો '-તેણે સરગાની અંદરના ભાગમાં જોયું-" મારા વ્હાલા બંધુ. કોઇએ પેન્સીલવડે સ્વર-ખીલીને તેના સ્થાનમાંથી દૂર ખસેડી દીધી છે, તેની નિશાની આ જણાય. અંદરના લાકડા ઉપરનો ઘસારો જુઓ, તે સીધો લાંબો જતો જણાય છે ! '

" અમે તેને એક સુધારનાર કારીગર પાસે લઇ ગયા; તેને યથાર્થ સ્થાને ગોઠવતાં તેને પણ ઘણી મહેનત લેવી પડી; એટલી બધી સખ્ત રીતે ખીલીને પોતાના મૂલ સ્થાનમાંથી ખસેડવામાં આવી હતી. આંદોલનો બંધ થઇને અવાજમાં વિકૃતિ થઇ હતી, એમાં કઇ નવાઇ નથી. ખરાબ રીતે પડી જવાથી આવું નુકશાન થયું હશે અથવા તેણે સાવચેતીથી કહ્યું તેમ અન્ય પ્રકારે થયું હશે. મારી સારંગી રાત દિન મારી પાસેજ રહેતી હતી.-તે કોઈપણ રીતે-પડી ગઇ નહોતા; પરંતુ આવા નુકશાનનું કારણ, જેણે તે કર્યું હતું તેના સુધી હું સહજમાં શોધી શક્યો. તેની યુક્તિ પાર પડી હતી. આવા અકસ્માતથી મારા ધંધાને સખ્ત ફટકો પડયો, જેમાંથી ઉંચા આવતાં અનેક વર્ષ લાગ્યાં.

" થોડા સમય પછી અમેરીકાનો મારો મિત્ર સુધારનાર લંડન આવ્યો અને મને મળવા આવ્યો. વાતચીતમાં તેણે પુછ્યું, કે તમને મને લખવાની જરૂર પડી એવું કેવા પ્રકારનું સ્વપ્ન આવ્યું હતું ! મેં તેને બધું વૃત્તાંત કહ્યું. તેણે જણાવ્યું, કે તેજ તારીખે તેને પણ તેવુંજ સ્વપ્ન આવ્યું હતું; આ એટલું બધું આબેહુબ હતું કે આ તેણે પોતાના પુત્રને નાસ્તા વખતે કહી સંભળાવ્યું; તેણે તેને તે દિન નોંધી લેવા જણાવ્યું.

" લંડનમાં હતો તેવામાં તેણે મારી સરંગી સુધારવા માંડી અને ફરીથી તેને ઠેકાણે આણી; તેથી. એનાએજ હૉલમાં થોડાંક અઠવાડીયાં પછી એકાદ જલસામાં મેં ભાગ-લીધો ત્યારે ન્યુસપેપરોને, " આ યુવાન સરંગીવાળામાં એકાએક થઇ આવેલા સુધારાથી " નવાઇ લાગી હતી.

" મને પણ અત્યંત નવાઇ લાગી આવી-આવી સુંદર સૃષ્ટિમાં આટલા બધા દ્વેષનો સમાવેશ શી રીતે થઇ શકતો હશે

" તમને તમારા સ્વપ્નને લઇને તમારી સરંગી તપાસવાનું મન થયું નહિ, એ દયાજનક લાગે છે, " **परिव्राजके** કહ્યું; " જ્યારે તમને સુરમાં ખામી જણાઇ ત્યારે તો તમારે ખાસ કરીને આમ કરી જોવા જેવું હતું. તમે ગમે તો ભુવર્લોક ઉપર કદાચ તમારી ભૂલને આગળથી જોઇ શક્યા હશો અથવા કોઇ મૈત્રીભાવ ભર્યા મુસાફરે, કાળા કુતરાથી સૂચવાતા અમુક દુશ્મનવડે તમારો વિજય શંકાવાળો બન્યો હતો, એમ તમને સૂચવવાને પ્રયત્ન કર્યો હશે. "

" એક અજાણ્યા ગામમાં એક જમીનદારની સ્ત્રીની સંભાળમાં આવી પડેલાં માબાપ વિનનાં બે નાનાં બાલકોને, તેમના સર્ગામાનું સ્વપ્ન આવતાં તેમના એક સગાએ શોધી કાઢયાં હતાં, એ વિષેની વચમાં ફત્તેહ સહિત બાથ મારવાની એક સરસ વાર્તા " ધન્વીઝીબલ હેલ્પર્સ " નામના ગ્રંથમાં આપવામાં આવી છે, " **चित्राप** ચલાવ્યું.

" હું જ્યારે નાનો બાલક હતો ત્યારે, " **संगीतशास्त्रीए** ઉમેર્યું, " અમુક સંગીતથી, અડધો-આખો અથવા એથી વધારે વાર સુધી જાણે કે હું હવામાં ઉંચે ચઢતો હોઉં એમ લાગી આવતું હતું. આવા અનુભવમાં આનંદ આવતો, એ સમયે તો મેં એ વિષે કંઇ વિચાર કર્યો નહિ. આમ એવી સ્વાભાવિક રીતે બનતું હતું. બધાંને પણ આવોજ અનુભવ થતો હશે, એમ મને લાગી આવ્યું. સ્વર અને ગુરુત્વાકર્ષણ વચ્ચેના સંબંધ મારા સમજવામાં આવતો નથી, ' સંગીતથી ઉંચે ચઢવું ' એ ખાત્રીથી કોઇ પણ પ્રકારે માત્ર અલંકાર સમાન નથી.. "

# प्रेम अने जिवन.

અનંતતાના આવિર્ભાવોમાંનો મોટામાં મોટો એક માતૃપ્રેમ છે. કુમારિકા માતા બનવાની અભિલાષા રાખે છે; માતા એક માતામહી બનવાની ઇચ્છા કરે છે; માતામહી પ્રમાતામહી બનવાની આકાંક્ષા રાખે છે.

આપણે બધાએ ભૂતકાલમાં અને ભવિષ્યકાલમાં તેમજ વર્તમાનકાલમાં વસવું જોઇએ. જો આપણે ભૂતકાલનું જીવન ગાળતા નથી તો આપણે જીવનના આધાર સ્થાનને ઓળખી શકતા નથી; જો આપણે વર્તમાન કાલનું જીવન ના ગાળીએ તો આપણે સંકટમાં આવી પડીએ છીએ; જો આપણે ભાવિકાલનું જીવન ના ગાળીએ તો આપણે કોઇ કાલે સુધરી શકવાના નથી, વિજયવંત બનવા માટે આપણે આપણામાં વસતા નિત્ય તેમજ અનંતનો અનુભવ કરવો જોઇએ.

બહિષ્કાર વડે નહિ, પરંતુ ગુણગ્રહણ વડે આનંદ થાય છે.

ઉચ્ચતાનું ખરૂં માપ હૃદયની આસપાસ હોય છે.

જેમ પુષ્પો પોતાનાં બીજકોને ખડકોની આસપાસ વિખેરે છે, જેમ પક્ષિઓ પોતાનાં બચ્ચાંને મોટાં થતાં સ્વતંત્ર ફરવા મૂકી દે છે તેમ મોટા થતાં જીવનના માર્ગમાં એકલાજ. આગળ વધવાને તૈયાર થાઓ.

આપણે જેટલી સહેલાઇથી ગ્રંથો ઉકેલી શકીએ છીએ તેટલીજ સહેલાઇથી આપણે લોકને ઉકેલવાને શક્તિવાન થવું જોઇએ—ખરેખરી રીતે ઘણીજ સહેલાઇથી આમ થવું જોઇએ.

આપણને બધાંને ઉત્તેજનની જરૂર છે. વિરોધિ ટીકાવડે કોને કોઇ કાલે પણ મદદ મળી શકી હતી ! માનવિઓએ યોજેલી શિક્ષાવડે કોઇ કાલે કોણ સારૂં બની શક્યું હતું ?

કોઇ પ્રકારના વિરોધી પદાર્થ નથી. દરેક પદાર્થ ભિન્ન પ્રકારનો છે—દરેક વ્યક્તિ પણ આવીજ છે.

જો તમને કશામાં પણ શ્રદ્ધા હોય તો તમારાથી બધામાંએ શ્રદ્ધા રાખ્યા વિના રહી શકાશેજ નહિ.

આપણે જે કલ્પના કરીએ છીએ તે કોઇ પ્રકારે આપણી પોતાની સૃષ્ટિ નથી. તે એવું કંઇક છે કે જે પૂર્વે અસ્તિત્વમાં હતું અને ભાવિમાં અસ્તિત્વમાં હશે. ભૂત અથવા ભાવિ કાલમાં—જોવાના એક પ્રકાર સમાન કલ્પના છે.

આપણામાં જે કોઇ પ્રકારનાં દિક્ તેમજ કાલને જાણતો નથી તે જીવાત્મા અથવા જ્યોતિ છે.

રાત્રીના સંપાતમાં આપણે એકલા પડીએ છીએ ત્યારે આપણે આપણી જાતે ખરેખરા જેવા હોઇએ છીએ તેવા બનીએ છીએ.

ભૂલ ભરેલા વિચારો દૂર કરો કે તુર્તજ તમે જ્ઞાન પામશો.

જે જે ભોગવવામાં આવે છે તે ખોરાક સમાન છે.

---

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[અત્યાર સુધીમાં ૫૮ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે.

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં વધારો થવાથી તથા અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. તને લગતી દરેક ઓરડી બાંધતા લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે. કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦ ) આપશે તો તે ગૃહસ્થના નામની ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દ તા નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દા આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થ. આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાના હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો, અને અનાથોના પાળક બને દર માસે રૂ. ૭ આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અના થને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી ના ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂ માંથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે જરૂર દયા લાવી લખોઃ—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

REGISTERED No. B.764



# સુદર્શન.

આદ્યકર્તા—
સ્વ૦ સાક્ષરમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તંત્રી—
[illegible]લાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૧૨.] (માસિક) [સપ્ટેમ્બર-૧૯૧૨.]



---

અમદાવાદ—ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

## તંત્રી યોજીત પુસ્તકો.

### યાજ્ઞવલ્કય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરો સરલ યોગ માર્ગ દર્શાવને

મુળ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

### આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સબળ ઉત્તર કીંમત ૦-૨-૦

સુદર્શનના ગ્રાહકોને આ બંને ૦-૧૦-૦ મળશે ટપાલ ખર્ચ.

### શીગાલવાદ સુત્ત*

અથવા.

સર્વ ધર્મના ગ્રહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધધર્મના સાદા, સરલ, નીતિનિયમો

કીંમત ૦-૨-૦

(આ પુસ્તક મંગાવવા માટે ૦-૨-૬ ની ટીકીટો મોકલવી.)

*આ પુસ્તક ના. ગાયકવાડ સરકારના કેળવણી ખાતા તરફથી "શાળા લાયબ્રેરી ખાતે "તથા" શાળાઓમાં ઇનામ ખાતે" મંજુર થયું છે. શીક્ષકોને સારૂં કમીશન મળશે. તથા મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયું છે.

*હવેથી સુદર્શન માટેનો સર્વ પ્રકારનો વ્યવહાર નીચેને સિરનામે રાખવો—

તન્ત્રી—સુદર્શન ઓફીસ નડિઆદ.

---

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે તેનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

સુદર્શન ઓફિસ—નડીઆદ.

---

આદ્યદ્રષ્ટા:—
સ્વ. અભેદમાર્ગપ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.



# સુદર્શન.

તંત્રી—
ઓચ્છવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૭-અંક ૧૨.] (માસિક) [ સપ્ટેમ્બર-૧૯૧૨.]

## सालगीरीनो मुबारकबादी.

—चि. चमनने—



અહ્લુ! ચમન ! આ સાલગીરી ! હો મુબારક એ ત્હને !
આવે અતિ આનન્દ હૈયે વર્ષ ખટ પૂરાં થયે.

ઇશ્કી થનારે ઇશ્ક વિણ કિતાબ કો પ્હડવી નહિ !
ઇશ્કી થનારે ઇશ્કની તાલિમ દિલે ભરવી સદી !

દુનિયા ત્હને દેશે નહિ; તૂં માગ રૂહેમત ના કદિ !
તૂં માત્ર રૂહેમત યાચજે, દિલદાર ત્હારા યારની.

આલમ હજમ કરશે નહિ ! રૂહેમત ત્હમારી કોઇ દિ !
ઉલટી થશે ગુસ્સે ! ભરેલું ઝહેર છે જ્યહાં ત્યહાં બદી !

સદીઓ જશે: બદી ના જશે: પકડી રહ્યા પુરાતની !
જૂઠી જહાંની આશના ! દરકાર યા કર ના કદિ !

સુધારવા કર યત્ન ના: મહેનત ખરે ! મિથ્યા થશે !
સુધાર ત્હારી જાતઃ તે ઉર: સુરસૃષ્ટિ લઇ જશે !

જહાંગીર આલમગીર એ જૂઠી જહાંના ગીર છે !
દિલ-ગીર દિલગીરશાહ ! એ જ શાહાનશાહ ! ગણાય છે !

રોનાર શોધ્યું ના જડે ! રોનાર માગ્યું ના મળે !
રોનાર તો રોતા થયાથી કિસ્મતે આવી મળે !

કિસ્મત તણી ચાવી-રહી ભ્રાન્તિ કરે : રોતાં જડે !
બીજ વાવ દિલઅશ્રુ તણું ! તો અશ્કદરખ્ત ખીલશે !

ખ્વાહિશ ધરી ખિદમત કરે મેવા ત્હને મીઠા મળે !
એ મિષ્ટ ફળ આરોગતાં ઉર આંખ્ય-આન્તર ઉઘડે !

ગુલ ચૂંટ ના : અરવૂં નહિ : છે એ નીચે ખારો ભર્યો !
ખારે ઝખમ રહેવા કઠીણ છે ! ઇશ્કની તાલિમ વિના !

માલમ મળે ના આલમે ! મળશે નહિ હેની દવા !
તૂં માત્ર રૂહેમત માગજે : દિલદારના દિલની દુવા !

પત્થર ભરી પાકી ઝમી ! પોચી ઝમી છે ક્યાંહી ના !
મહેનત કરી ઝહેમત સહી ચીર્યે મળે મીઠા ઝરા !

કુદરત ખરે ! ખુશબો ભરી : ખુશબો જ ત્હારે વીસરી !
જૂઠી જહાંની યારી એ વ્યભિચારી નિશ્ચય જાણરી !

ખુશબો બદન ભર દર બતર ઇશ્કે ઝખમ તો છો થતા !
ગુલબો ભર્યા ગુલબદનની યારી થકી મધુ છે મીઠા !

મુફ્ત મહોબતનો મુસાફિર હો ! અગર મિસ્કીન હો !
ગૂમ અક્લે આકિલ હો ! યા ઇશ્કમાં કાબિલ હો !

સર-દાર તાબેદાર હો ! દિલ ગૂમ ગિરફતાર હો !
ગુલઝારમાં ગુલ્તાન હો ! યા ઇશ્કમાં ઉસ્તાદ હો !

મસ્તાન બાવા દિલ દુવા : બચ્ચા ચમન ! આમેન હો !
મસ્તાન-મસ્તાની—ચમન-દિલ ઇશ્કને આધીન હો !

સીતાપુર—શરાબખાના. }
તા. ૧૭ સપ્ટેમ્બર: ૧૯૧૧. }

મસ્તાન.

# सद्बोध.

—••—

( પદ રાગ ગોડી પ્રભાત. )

(૧) તે નર સદ્ગતિ શી રીત પામે જે,
અવળા ધંધા માડે રે...
દામ બરાબર ક્યાંથી ખીલે ?
ગાય બિહાગ પ્રભાતે રે.
તે નર સદ્ગતિ શી રીત૦ —

(૨) વિદ્યાનું નહીં મહત્વ વધારે,
ઉંધાં તત્વ વિચારે રે.
પદ્માસન-બ્રહ્માસન વાળી,
નારાયણ નવ ધારે રે...
તે નર સદ્ગતિ શી રીત૦

(૩) મુખ્ય મહોને જે નવ માને,
જઈ ઉપગ્રહને પૂજે રે.
બુદ્ધિમાં વૈરાગ્ય કદાપિ,
યત્ન છતાં નવ સૂઝે રે...
તે નર સદ્ગતિ શી રીત૦—

(૪) મીઠા જળનાં સ્થાનક છોડી,
ખારા જળમાં વાસે રે,
માયાનાં આવરણ નવ ટાળે,
શાન્તિ ક્યાંથી ભાસે રે...
તે નર સદ્ગતિ શી રીત૦—

(૫) પશ્ચિમનું બતલાવે પૂર્વે,...
પૂર્વનું પશ્ચિમ ધારે રે.
અન્ધારાને કહે અજવાળું,
ઉજ્વળ કહે અન્ધારૂં રે...
તે નર સદ્ગતિ શી રીત પામે—

(૬) સાચાને ખોટું બતલાવે,
ખોટું બતલાવે સાચું રે.

પામરની પિછાન કરીને,
ફળ કાપે છે કાચું રે...
તે નર સદ્‌ગતિ શી રીત૰—

(૭) છાયાને દેખે છે તડકો,
તડકાને કહે છાંયો રે,
અમૃતને ઓળખવા જાતાં,
વિખનો પ્યાલો સાહ્યો રે...
તે નર સદ્‌ગતિ શી રીત૰—

મઠડાકર નાગર.

---

# प्रेम शंकानुं परिणाम.

ચંદા સખી! તું સાંભળ મ્હારી વાતડી,
આ સમયે છે તું મુજ મન વિશ્રામજો;

સરિતા તટ આ ઉભી તું સાહેલડી,
હૃદય ચીરાતું જણવે તે મુજ પાસજો;

અમી અષાઢી પ્રાણ તણી જે આંખડી,
ઝરમર વરસી રેલાવતી રસ રેલજો;

રેલ છેલ તે સુકાતાં સુકી થતાં,
મુજ મન ઇચ્છે અદૃશ્ય બનવા બેનજો.

અંતર ઢોળાતું ત્યાં ઢોળાતું બધું,
જોડાતું ત્યાં જોડાતું પણ એમ જો;

પ્રેમી અંતર પ્રેમ જીંદગી વારશે,
ઢોળાતાં શુભ જીવને મૃત્યુ જેમ જો.

પતિ હૃદય હું પ્રેમ દીવો શુભ શો થયો,

કયા કામમાં કઇ રીતે શંકા ઠરી,
 વિત જાણ્યે હું અંતર ના હોલાય જો.

દિવ્ય પ્રદેશે દિવ્ય ક્રીડા સાથે રમી,
 દિવ્યજળ નાહિ દિવ્ય જગ પીધું પ્રેમ જો,

દિવ્યપિયુ એ દિવ્ય પંખીડું માહરૂં,
 ચિંતા દવમાં બળતું જોઉં કેમ જો.

સાચી રે શું થાઉં સખી હું કો' કને,
 અંતર મ્હારૂં જાણે જગદાધાર જો.

વિશ્વવાહિની સરિતામાં સરિતા રૂપે,
 ઇચ્છું અંતર ગળી પડો મુજ કાયજો.

* * * *

સાચાના સાક્ષિ ઓ વ્હાલા શ્રીહરિ,
 જળમાં જળ રૂપ કરવા મ્હારી કાયજો,

પતિપ્રેમમાં શુદ્ધ હ્રદે હું હોય તો
 બિરદ વિચારી કરજો મ્હારી સ્હાયજો.

વનઉપવનના રસપોષક ઓ દેવતા,
 સરિતા જીવન જગજીવન જલ-દેવજો,

શબ્દરૂપ આકાશે પૃથ્વીએ બળી,
 વાયુ પ્રીતે કરજો હું પતિ ક્ષેમ જો.

વ્રજવિહારી.

---

# ॥ મનની લઘુતા અને એક સુખી જીવનમાં આવી પડતાં બીજાં કેટલાંક વિઘ્નો ॥

——x•x——

અત્યાર સુધી જે કહેવાયું છે તેને હવે સારરૂપે કહેવા માગીએ તો, સુખ શું છે, અને તેનો શામાં સમાવેશ થાય છે, એટલું આપણે વિચારી આવ્યા છીએ—બુદ્ધિ અને સદાચાર ઉપેર તેનો આધાર છે; કારણ કે પ્રથમ તો આપણે શું કરવું છે એ જાણવું

આપણે આપણાં કાર્યો માટે પશ્ચાત્તાપવાળા બનીએ છીએ. આગળ ધપતાં આપણને ભય લાગે છે :અને આપણાથી તૃષ્ણાઓને તાબે કરાતી નથી તેમજ તેમને આધિન પણ થવાતું નથી. આપણે અસ્વસ્થ મન અને નિશ્ચયવિનાના જીવીએ છીએ અને મરીએ છીએ; આમાં સર્વથી ખરાબ તો એ છે, કે આપણે લોકથી કંટાળી જઇને શાંતિ માટે એકાંતાવાસનો આશ્રય શોધીએ છીએ ત્યારે પણ આપણાં મન અસ્વસ્થ અને ભટકતાં હોય છે, અને તે ગૃહ અંતે અને ભીંતો પણ આપણને કંટાળો આપનારાં થઇ પડે છે. આપણે આપણી જાત માટે અધિરા અને શરમવાળા બની જઇએ છીએ, અને બહાર નીકળવાની ખામીને લીધે આપણાં હૃદયના ચૂરેચૂરા થઇ જતા સુધી આપણા માનસિક સંભવને દબાવી રાખીએ છીએ. આજ આપણને કર્કશસ્વભાવવાળા અને ઉદાસીન બનાવે છે, બીજાઓને માટે દ્વેષવાળા અને આપણી જાતમાટે અસંતોષી કરે છે; છેવટે બીજા લોકના વિજયો માટેની આપણી ચિંતાઓ અને આપણી નિષ્ફલતાઓની નિરાશાઓના મધ્યમાં આપણે દૈવ અને જમાના ઉપર અયોગ્ય પ્રકારે ટૂટી પડીએ છીએ અને કદાચ એકાદ ખૂણામાં ભરાઈ બેસીને આપણે આપણા અસ્વસ્થમનની બાબતોની ચિંતા કર્યા કરીએ છીએ.

## મનના ફેરફારવિના સ્થલોના ફેરફારથી કંઇ પણ સારૂં થતુ નથી.

આજે આપણને નગરમાં આનંદ આવે છે, કાલે પ્રભાતે આપણને ગામડામાં મઝા પડે છે; એક સમયે રાજ્યદરબારનો ઠાઠમાઠ આપણને મોહ પમાડે છે, અન્ય સમયે જંગલના જંગલી દેખાવો આનંદ આપે છે;—આવાં આવાં કારણોને લીધે આપણે રસભરી મુસાફરીઓ કરવામાં દોરાઈ જઇએ છીએ. પરંતુ આ બધામાંએ આપણો રોગ તો આપણી સાથેજ હોય છે, કારણ કે આપણે સ્થલથી કંટાળી જતા નથી પરંતુ આપણને આપણી જાતનોજ કંટાળો આવે છે. આટલુંજ નહિ પરંતુ આપણી નબળાઈ દરેક બાબતમાં વ્યાપી રહે છે, કારણ કે મહેનત અને આરામ ઉભયેથી આપણે સરખી રીતે કંટાળી જઇએ છીએ. આવી રીતે કુંડાળામાં ને કુંડાળામાં ફરવાને લીધે અને તેનાં તેજ પગલાં ફરીફરીને ભરવાને લીધે અનેક માનવો અનેકવાર પોતાનો ઘાત કરવા સુધી પણ આવી પહોંચ્યાં છે. હૃદયનો ભાર તો દેશ અને હવાના નહિ પરંતુ મનના ફેરફાર વડે હળવો થાય છે; આપણા દુરાચારો પણ આપણી સાથેજ મુસાફરી કરે છે; આપણી અશાંતિ, હાયહાયનો સમાવેશ આપણા પોતામાંજ થતો હોય છે. અત્રેજ આપણા હૃદય ઉપર મોટો ભાર આવી પડે છે, તેને સહજ પણ ખસેડવાનો પ્રયત્ન કરવાથી તે વધારે ને વધારે વધતો જાય છે. આ બાબતમાં એક દેશમાંથી બીજા દેશમાં જવું એ મુસાફરી નથી પરંતુ ભટકવા સમાન છે. જો આપણે આપણી મુસાફરીનો અંત પામવો હોય તો આપણે માર્ગમાં આગળ ધપ્યાં જ જવું જોઇએ. **જે ગમે તે સ્થલે સુખે રહી શકતો નથી તે કોઇ પણ સ્થલે સુખે વસિ શકશે નહીં.** મુસાફરી કરવાથી એકાદ માનવિમાં કેવા પ્રકારનો ફેરફાર થઇ જાય છે! જાણે કે તેની ચિંતાઓ તે જ્યાં જ્યાં જાય ત્યાં તેને શોધી શકવાનીજ નહિ હોય!! મરણના ભયથી, અથવા સંકટોથી

અથવા એક માનવિ ગમે ત્યાં હોય ત્યાં આગળ તેના ઉપર આવી પડતાં દુઃખોમાંથી સુરક્ષિત રીતે છુપાઇ બેસવાનું કોઇ પણ સ્થલ હશે ? સ્થલો અથવા મંડલોનો વારંવાર ફેરફાર કરવો એ મનની એક પ્રકારની નિર્બલતા દર્શાવે છે; મનને સ્થિર કરતા પૂર્વે આપણે દેહને સ્થિર કરવાની જરૂર છે. નવાઈ ભરેલા દેખાવો જોવા માટે જેમ બાલકો આમ તેમ દોડાદોડી કરી મૂકે છે તેમ આપણે મુસાફરી કરીએ છીએ—માત્ર નવાઇ ખાતર, લાભ માટે નહિ જ. આપણે ઉત્તમ પ્રકારના તેમજ ઉંડા વિચારવાળા એક પણ બન્યા વિના પાછા આવીએ છીએ. અરે આટલું જ નહિ પરંતુ મનની અસ્વસ્થ દશા જ દુઃખકારક થઇ પડે છે. આપણે નગરો અને સ્થલોને તેમનાં નામવડે બોલાવતાં શિખીએ છીએ અને પર્વતો તથા નદીઓ વિષે વાર્તાઓ કહીએ છીએ; પરંતુ શું આ બધો સમય, જ્ઞાન અને સદાચારના અભ્યાસમાં, પ્રથમથી શોધી કઢાયલા પદાર્થોના ચિંતવનમાં અને હજુ સુધી નહિ શોધી કઢાયલા પદાર્થોની શોધમાં, ઉત્તમ પ્રકારે ગાળી શકાયો ના હોત ! જો એકાદ માનવનો પગ ભાગી જાય અથવા ઘૂંટણ ઉતરી જાય તો તે બધું બરોબર બેસાડવા માટે તે એકદમ સર્જનને બોલાવવા મોકલે છે, પરંતુ એ સમયે તે કંઇ એકદમ ઘોડેસવારી કરવા અથવા વ્હાણમાં મુસાફરીએ જતો નથી, સ્થલના ફેરફારવડે આપણા દેહો કરતાં આપણાં મન ઉપર કોઇ પણ પ્રકારની જરાએ વધારે કે ઓછી અસર થઇ શકતી નથી. મારા ધારવા પ્રમાણે સ્થલના પ્રભાવવડે જ કોઇ પણ માનવિ એક વક્તા અથવા વૈદ્ય બની જતું નથી. શું કોઇ પણ માર્ગમાં પૂછશે, કે "બુદ્ધિનો, ન્યાયનો સમતાનો, ધૈર્યનો, કયો માર્ગ છે એ મહેરબાની કરીને બતાવશો ?" જે માનવિ પોતાની ચિંતાઓને પોતાની સાથે લેઇને જાય છે તે ગમે ત્યાં જાય, ફરે, મુસાફરી કરે તેનો કંઇ હિસાબ નથી; જેણે પોતાની મુસાફરીને આનંદજનક બનાવવી હોય તેણે જાતે એક સમતાવાળા સાથી બનવું જોઇએ. એક મહાન મુસાફરની એવી ફરીયાદ હતી, કે તે પોતાની મુસાફરીઓવડે કોઇ કાલે પણ સારો બની શક્યો નથી. "આ બાબત સત્ય જ છે." સોક્રેટીસે કહ્યું, "કારણ કે તમે તમારી જાતને જ સાથમાં રાખીને મુસાફરી કરી છે." હવે જુઓ, શું આ મુસાફર પોતાની જાતને બીજે સ્થલે લઇ ગયા વિના જ પોતાની જાતે અન્ય માનવિ રૂપે વધારે સારી રીતે ના બની શકત ! જ્યાં સુધી આપણે આપણી રીતભાતો આપણી સાથે જ લઇને ફરીએ છીએ, ત્યાં સુધી ગમે તે સ્થલે ગમે તેવી રીતભાતો આપણા જોવામાં આવે, તેનો કંઇ પણ હિસાબ નથી. જેમ મનની લઘુતા, શાંતિના એક નાશકારક દુશ્મન-સમાન છે તેમ અયોગ્ય આગ્રહ એ પણ એક મહા શત્રુ સમાન છે. અયોગ્ય આગ્રહથી કશામાં ફેરફાર થતો નથી તેમજ મનની લઘુતા કશાને વળગી શકતી નથી; આ ઉભયમાંનું કયું ખરાબ છે એ કદાચ એક પ્રશ્ન રૂપ થઇ પડે.

## મનની દૃઢતા-સ્થિરતા, આપણને સર્વ પ્રકારનાં સંકટોમાં સુરક્ષિત રાખે છે.

સર્વ પ્રકારનાં દૈવનાં સંકટો સામે મહાન સફલ ઉપાય, મનની દૃઢતા છે. જુદા જુદા પક્ષો અને ભિન્નભિન્ન માનવિઓ ફેરફાર કર્યા કરવો, એ જાણે કે એક માનવિ પવન સાથે ઘસડાતું જતું હોય એમ લાગે છે. જે દૈવની પાર વસે છે તેની પાર કંઇ પણ સંભવિ શકે નહિ. બાહ્ય પ્રદેશમાંથી આવી પડતા બળાત્કાર, ઠપકા અથવા તિરસ્કારવડે એક

બુદ્ધિશાળી માનવિ પોતાના સ્થાનનો જરા પણ ત્યાગ કરતું નથી, પરંતુ તે તો ન્હાનાં અને મ્હોટાં ઉભય પ્રકારનાં સંકટો સામે એક ઢાલ સમાન બની રહે છે. આપણી ભૂલ માત્ર એટલી થાય છે, કે જે આપણે ના કરી શકીએ તે બીજા કોઇથી પણ ના થઈ શકે એમ વિચારીને આપણે બુદ્ધિશાળી માનવોનું માપ નબળાં માનવોના માપવડે માપીએ છીએ. મને ગમે તો યુવરાજોના અથવા ભિક્ષુકોના મધ્યમાં મૂકો પ્રથમ મને ગર્વિષ્ટ બનાવી શકશે નહિ તેમજ અન્યથી હું શરમાઇ જઇશ નહિ. હું એક ખળામાં તેમજ એક રાજમહેલમાં સુખે ભરનિદ્રા લઇ શકીશ. મને ઘાસની ગાદીથી પણ શીમળાના રૂની ગાદી જેટલો જ સંતોષ વળશે. જો દરેક દિને બધું મારી ઇચ્છાનુસાર બન્યાં જાય તો તેથી મને જરા પણ આનંદ આવવો જોઇએ નહિ. મને મારા બધાએ જીવનમાં એક પણ શાંત કલાક ના મળી આવે તો પણ હું મારી જાતને દુઃખી માનીશ નહિ. સુખ અથવા દુઃખ ઉભયમાંના એકથી પણ હું આનંદ માનીશ નહિ; પરંતુ આ બધું આમ હોવા છતાં એ સહેલાઇથી જીવન ગાળી શકાય, એવી મારી ઇચ્છા થાય છે; મારા શોક પ્રસંગોનો નિગ્રહ કરવા કરતાં મને મારા આનંદ પ્રસંગોનો નિગ્રહ સાધવા મૂકવામાં આવે એવી મારી વાંછના છે. જો હું એક મોટો યુવરાજ હોત તો હું ખેંચાઈ જવા કરતાં નિગ્રહ સાધવાનું જ વધારે પસંદ કરત છતાંએ મારા જેતાના રથ ચક્ર નીચે પણ હું મારા મનને જેવું છે તેવું ને તેવું જ જાળવી શકીશ. સામાન્ય લોક જે બાબતો માટે લોભવાળા અથવા ભયવાળા બની જાય છે તેવી બાબતોનો કંઇ હિસાબ ના ગણવો એ કંઇ મોટી વાત નથી. એવા લોક છે કે જે કાશીના કરવત નીચે પણ હરયાં કરે, પ્રેમના અથવા કદાચ, ક્રોધ, લોભ અથવા દ્વેષના આવેશના ઉન્માદમાં અમુક પ્રકારના નિશ્ચિત મરણને શરણ થવાનું વ્રત લેઇ બેસે; ત્યારે અજય્ય અને દૃઢ સદાચારની પ્રેરણાથી કોણઇને કેટલું બધું મહાન્ કાર્ય થઈ શકે ? જો મનની થોડીક હઠીલાઇથી આમ થઇ શકે છે તો સમાન અને નિત્ય બલવાળા સ્થિર અને અપ્રમાદી સદાચાર વડે કેટલું બધું વધારે થઇ શકે ?

### આપણે દુનિયાનું ઓછામાં ઓછું કામ પડે એજ શ્રેષ્ટ છે.

આ દુનિયામાં આપણી જાતે સુરક્ષિત રહેવા માટે પ્રથમ તો આપણે માનવો જે જે બાબતોને માથાકૂટ કરવા યોગ્ય ધારે છે તેવી કોઇ પણ બાબતને આપણા લક્ષ્ય સ્થાન રૂપે બનાવવી જોઇએ નહિ. બીજું વળી આપણે કંઇ પણ કીમતવાળા એવા પદાર્થો પાસે રાખવા જોઇએ નહિ કે જે એક સાધારણ ચોરને પણ ચોરવા જેવા કીમતી લાગે. એક માનવિનો દેહ, કોઇ પ્રકારની લૂંટ સમાન નથી. માર્ગને ચોરીઓ માટે ભયંકર થઇ પડે એવો કોઇ કાલે બનવા દેશો નહિ; ગરીબ અને નગ્ન દશાવાળા શાંતિથી એ માર્ગે થઇને પસાર થઈ શકે એમ કરજો. દરેક સદાચારી માનવના આવિર્ભૂપ નિંદા અને તિરસ્કાર થવા છતાંએ રીતભાતનો સીધો સીધો ખરા હૃદયનો ભાવ જ એક માનવિની જીવનને સુખી બનાવે છે; સાદાઇ ને બેદરકારી સાથે ભેળસેળ ના કરી નાખવાની સંભાળ લેવાય તો છેતરપિંડિના હમેશના દુઃખમાં વસવા કરતાં, સાદાઇ માટે હજુએ આપણો તિરસ્કાર કરવામાં આવે એ જ શ્રેષ્ટ છે. આ ઉપરાંત વળી પડદા પાછળ ગાળવાંમાં આવતું કપટી જીવન હમેશાં ચિંતાતુર હોય છે; કારણ કે આથી એક માનવિને પોતે

જેવા ના હોય તેવા જણાવું પડે છે, હમેશાં પોતાની જાતની સંભાળ રાખવી પડે છે, ઉઘાડા પડી જવાના ભયમાં વસવું પડે છે. પોતાને બીજા માનવિ રૂપે ભાગ ભજવવાની મહેનત ઉઠાવવી પડે છે એ ઉપરાંત તેના તરફ જોનાર દરેક માનવિને તે એક જાસુસ રૂપે ગણી લે છે. એક માનવ જાતે પોરજનોઃમાટેની પ્રવૃત્તિમાં અથવા સામાજીક કાર્યમાં જોડાય એ પણ કેટલાંક દૃષ્ટાંતોમાં તો શ્રેષ્ઠ ઉપાય રૂપ નિવડે છે; છતાંએ જીવનની આવી દશામાં પણ કેટલીક રીતે લોભ અને તિરસ્કારના મધ્યમાં પ્રમાણિક બનવું ભાગ્યે જ સહીસલામતી ભરેલું હોય છે. ખરેખર એવાં કેટલાંક દૃષ્ટાંત છે કે જેમાં એક બુદ્ધિશાળી માનવિ પણ નમ્યું આપે છે, પરંતુ તેને તો સહજ સહજમાં ઉભયમાના એકને પણ આધિન બનવા દેશો નહિ. જો તે ઝપાટાબંધ આગળ ધસી જાય તો તેને તેની પ્રતિષ્ઠા સંભાળાવા દો; તે પાછો ફરે તોએ શત્રુના સામે મુખ રાખીને હાથમાં પોતાની તલવાર સહિત પાછો વળે એમ થવા દેજો. અન્ય સર્વ પ્રકારો કરતાં વિદ્યાના વ્યાસંગવાળું અભ્યાસિ જીવન ઓછામાંઓછા કંટાળવાળું હોય છે. આવું જીવન આપણને બીજાઓ અને આપણી જાત માટે નિશ્ચિંત બનાવે છે અને મિત્રો તથા ખ્યાતિ ઉભયે પ્રાપ્ત કરાવી આપે છે.



# ચીનમાં સ્ત્રી-શિક્ષા.

( સેન્ટ નિહાલસિંહના એક લેખ ઉપરથી )

ગત દશ વર્ષમાં ચીને સ્ત્રી શિક્ષામાં જે ઉન્નતિ કીધી છે તેનો વૃતાંત થોડા જ ભારતવાસીઓની જાણમાં હશે. ચીનમાં કન્યાશાળાઓની જે પ્રમાણમાં વૃદ્ધિ થતી જાય છે અને ત્યાંની સ્ત્રીયોમાં જેટલી શીઘ્રતાથી શિક્ષાનો પ્રચાર થઇ રહ્યો છે તે જોતાં આશ્ચર્યચકીત થવું પડે છે. દશ વર્ષ પહેલાં ચીનમાં સરકારી અથવા ખાનગી ભાગ્યે જ કોઇ કન્યાશાળા હશે. પરંતુ હવે પ્રત્યેક મોટા શહેરમાં એક તો શું પણ અનેક કન્યાશાળાઓ સ્થાપિત થઇ ગઇ છે અને નાના નાના કસ્બાઓમાં પણ ઓછામાં ઓછી એક કન્યાશાળા તો અવશ્ય જ છે. પ્રારંભિક પાઠશાળાઓ સિવાય સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષા દેવા માટે પણ વિદ્યાલયો સ્થાપિત થઇ ગયાં છે અને તેઓને દાઈ, અધ્યાપિકા અને વૈદ્યવિદ્યા આદિ કામો શિખવવાનો પણ પ્રબન્ધ કરવામાં આવ્યો છે. ચીનાઓએ પરીક્ષોત્તીર્ણ સ્ત્રીવિદ્યાર્થીઓને જ્ઞાનવૃદ્ધિ માટે જાપાન, અમેરિકા અને યુરોપ મોકલવાનુ શરૂ કીધું છે.

આ જાગૃતિને લીધે ચીનની સ્ત્રીઓમાં શિક્ષાનો પ્રચાર અત્યંત ઝડપથી થઇ રહ્યો છે. ચીનનાં કેટલાંયે મોટાં મોટાં શહેરોમાં સ્ત્રીઓને માટે સ્ત્રીઓ જ દ્વારા સમ્પાદિત થતાં

પત્રો નીકળે છે. થોડાંક વર્ષ પહેલાં આવું એક પત્ર નહોતું પણ હવે દિનપ્રતિદિન એવાં પત્રોની ઉન્નતિ થતી જાય છે અને એવા પ્રકારનાં બીજાં પણ નવાં નવાં પત્રો જન્મ લેતાં જાય છે.

ત્યાં, થોડાંક વર્ષ પહેલાં, સ્ત્રીઓનું વિદુષિ થવું મહત્વનું ગણાતું નહોતું પરંતુ આજ કાલ સ્ત્રીયોએ અશિક્ષિત રહેવું એ એક કલંક ગણાય છે. ચીનમાં કુમારી છોકરીઓ પોતાના વાળોની લટોને ગુંથી પીઠ પર લટકાવી લ્યે છે. અનેક વિવાહિતા સ્ત્રીઓ પણ વાળોને આ રીતે લટકાવી પાઠશાળાઓમાં પ્રવેશ કરવા મંડી છે. ચીનમાં ભાગ્યેજ એવા કોઇ ધનવાનનું ઘર હશે કે જેમાં સ્ત્રીઓને ભણાવવા માટે એક અધ્યાપક કે અધ્યાપિકા નિયત ન હોય.

કેટલીક સ્ત્રીઓ એવી પણ છે કે જેઓએ પોતાની સમસ્ત શક્તિ સ્ત્રીશિક્ષાનો પ્રચાર કરવામાં કામે લગાડી છે. રાજકુમાર 'સ.' ની બહેનનો વિવાહ એક મંગોલીયન રાજકુમારે સાથે થયો છે. જ્યારે તે પોતાના શ્વસુરપક્ષને ઘેર જવા લાગી ત્યારે એક જાપાની સ્ત્રીને તે પોતાની સાથે લેતી ગઇ. ત્યાં પહોંચી તેણે એક કન્યાશાળા સ્થાપિત કરી અને પેલી જાપાની સ્ત્રી તેમાં અધ્યાપિકા નિયત થઇ. થોડાક સમય પછી તે પોતાની પાઠશાળાની સત્તર સ્ત્રી-છાત્રા સહીત પેકીનની કન્યાશાળાઓ અને ત્યાંની શિક્ષાપદ્ધતિનું અવલોકન કરવા ત્યાં પહોંચી. ત્યાંથી પાછાં ફરતાં પોતાની પાઠશાળામાં ચીનનું સાહિત્ય ભણાવવા તે ત્યાંથી એક ઉચ્ચ શિક્ષિત ચીનની સ્ત્રીને પોતાની સાથે લેતી ગઇ. રાજકુમારની એક બીજી બહેન છે. તેણે સ્ત્રીઓને પાશ્ચાત્ય ગણિત અને વ્યાયામની શિક્ષા દેવા માટે પેકીનમાં એક પાઠશાળા ખોલી છે. તેમાં લગભગ એંસી યુવતીઓ શિક્ષા પ્રાપ્ત કરે છે. રાજકુમાર 'સ.' ની સ્ત્રીએ પણ પોતાના મહેલમાં એક પાઠશાળા સ્થાપિત કરી છે. ઉચ્ચ કક્ષાની અનેક સ્ત્રીયો આ રીતે પોતાના ખર્ચે કન્યાશાળાઓ ચલાવે છે.

## પ્રાચીનકાલમાં ચીનમાં સ્ત્રી-શિક્ષા.

પ્રાચીનકાળમાં પણ ચીનમાં સ્ત્રી શિક્ષા માટે પ્રબન્ધ હતો. તે સમયે છોકરીઓને વાંચવા લખવા ઉપરાંત સીવવું વિગેરે તથા ગૃહસ્થધર્મ પણ શીખવવામાં આવતો હતો કે જેથી તેઓ પોતાના ભાવિપતિઓને સારી રીતે સહાયતા કરી શકે. પ્રાચીનકાળમાં સ્ત્રીશિક્ષાનો પ્રચાર તો અવશ્ય હતો પણ કેટલાંક વર્ષોથી લોકો તે શિક્ષા પ્રતિ બહુ ઓછું લક્ષ આપતા હતા.

ચીનના ઇતિહાસમાં અનેક વિદુષિ સ્ત્રીઓનું નામ મળી આવે છે. અઢારસો વર્ષ પહેલાં ચીનમાં ઉેવી ટિસાઓ નામક એક વિદુષિ સ્ત્રી હતી. આજકાલ લોકો તેનું સ્મરણ અત્યંત આદરપૂર્વક કરે છે. એમ કહેવાય છે કે ચીનમાં સ્ત્રી-શિક્ષાપર પ્રથમ પુસ્તક તેણેજ લખ્યું. આ પુસ્તકનું નામ "નુ કિસાઇ" (અર્થાત્ "સ્ત્રીઓને માટે નિયમ") છે. ચીનના સાહિત્યમાં હજી સુધી પણ તે એક ઉચ્ચું પુસ્તક ગણાય છે. તેમાં સાત અધ્યાય છે. પતિવ્રતધર્મ, આત્મસંયમ, ચિત્તની શુદ્ધતા, વ્યવહાર-કુશળતા, પતિપ્રેમ, સાસુ અને સસ-

રાની આજ્ઞાનું પાલન અને પતિના ભાઇભાંડુઓપ્રતિ સ્નેહઆદિ વિષયપર તેમાં નિબન્ધો છે. દેવી ટિસાઓનો એક ભાઈ હતો. તે પણ ઘણો વિદ્વાન હતો. તે ચીનના 'હન' રાજવંશનો ઇતિહાસ લખતો હતો તે અરસામાં તેનું મૃત્યુ થયું. દેવી ટિસાઓએ તે અપૂર્ણ ઇતિહાસનો શેષ ભાગ લખી તેને પૂર્ણ કીધો. તેના સમકાલીન લોકો પણ તેનો અત્યંત આદર કરતા હતા. તેનું મૃત્યુ થતાં તેની મરણક્રિયા અત્યંત ધામધુમથી કરવામાં આવી. આ સમયે ચીનમાં મરણ પછી પણ પદવી અર્પણ કરવાની પ્રથા હતી. આથી તેનું મૃત્યુ થતાંજ સમ્રાટે તેને 'મહાદેવી' ની ઉપાધિ અર્પી, આજ નામથી તે ચીનમાં આજ સુધી પ્રસિદ્ધ છે.

ટિસાઓ પછી પણ અનેક પ્રસિદ્ધ સ્ત્રીઓ થઇ છે. સન ૫૫૬ ઇસવીમાં 'ટિયાંગ-ટિસી' નામક એક સ્ત્રી હતી. તે તત્કાલીન સમ્રાટની સહુથી નાનકડી રાણી હતી. તેને એક પુત્ર હતો તેને પોતાનો ઉત્તરાધિકારી નિયત કરવાની સમ્રાટની ઇચ્છા હતી પણ ટિયાંગ-ટિસીએ તેને તેમ કરતાં અટકાવ્યો. તેણે તેને સમજાવ્યો કેઃ—'આપ પુત્ર પ્રેમમાં ન પડો. આપ રાજા છો યદિ આપ તેમ કરો તો હું મારા પુત્રને આ વિશાળ દેશના રાજસિંહાસન પર બેઠેલો જોઇ પ્રસન્ન તો અવશ્ય થઇશ, પણ આપના તેમ કરવાથી દેશની રીતિ અને નિયમોનો ભંગ થશે. આપ કર્તવ્યથી વિમુખ થાઓ એવું કાર્ય કરવું આપને ઉચિત નથી." આ સ્ત્રી રાજનીતિ પણ સારી રીતે જાણતી હતી. બહુધા તે રાજનૈતિક કાર્યોમાં પતિ સાથે ભાગ પણ લેતી હતી.

સમ્રાટ ટાઇ ટિસ્રોંગ ઇસિવી સન સાતમા સૈકામાં થઇ ગયો તેની મહારાણી ટિયેંગ સુન્ચી અત્યંત ધાર્મિક હતી. તેની ધાર્મિકતાની ચર્ચા આજ સુધી પણ થાય છે. ચીનમાં મૃતપૂર્વજોની પૂજા અત્યંત ધામધૂમથી થાય છે. તે પુરૂષજ કરી શકે છે. તેમાં સ્ત્રીઓ શામિલ થઇ શકતી નહોતી. ૧૦૩૩ માં ચીનની એક મહારાણીએ—જે તે સમયે સમ્રાટ નાવારસ હોવાથી રાજ્યની સંરક્ષિકા હતી—સ્ત્રીઓને આ પૂજાથી દૂર રાખવાની પ્રથાનો અત્યંત વિરોધ કીધો. ચીનમાં પુંછડીઓ તારો દેખાતાંજ સમ્રાટને તે પૂજા કરવી પડતી તેજ સમયે એક પુછડીઓ તારો દેખાયો જેથી તે સમયે મહારાણીએ સમ્રાટને બદલે પૂજા કરવાનો આગ્રહ કીધો અને તેનો તે આગ્રહ સફળ પણ થયો.

આ સ્ત્રીઓ અવશ્ય વિદુષિ રહી હશે નહીં તો તેઓ આવાં કાર્યો કરી શકત નહી. તેઓ વિદુષિ રહી હોય કે ન રહી હોય પરંતુ તેના સમકાલીન લોકો તેનો આદર કરતા હતા એમાં સન્દેહ નથી. આજ પણ ચીનમાં તેઓનું નામ અત્યંત ભક્તિભાવથી ઉચ્ચારાય છે. પ્રાચીન કાલમાં ચીનમાં, સાધારણ રીતે પણ સ્ત્રીઓની પ્રતિષ્ઠા ઘણી હતી. માતૃપક્ષથીજ વંશ ચાલ્યો આવતો; ચીનમાં આજે પણ અનેક દેવીઓની પૂજા થાય છે. 'કુઆન ઇન' આ સર્વમાં મુખ્ય ગણાય છે. દક્ષિણ ચીનમાં તેની વિશેષ પૂજા થાય છે. સ્ત્રીઓનો ચીનમાં ઘણો સત્કાર થતો એ વાતની સાબીતી દેવીઓની પૂજા ઉપરથીજ મળે છે.

મધ્યકાલમાં, ચીનમાં, એક પણ પ્રસિદ્ધ સ્ત્રી થઇ નહી; એમ જણાય છે કે સત્ત-

રમી, અઢારમી અને ઓગણીસમી સદીમાં ચીનના લોકોએ સ્ત્રી શિક્ષા પ્રતિ અત્યંત ઓછું લક્ષ આપ્યું. ઉચ્ચ શ્રેણીની સ્ત્રીઓ અવશ્ય થોડુંક વાંચતું લખતું શીખતી હતી પણ તેઓનો માનસિક વિકાસ નીચલી શ્રેણીવાળી સ્ત્રીઓથી અધિક થતો નહોતો. છોકરીઓને માતા, પિતા, સાસુ, સસરો, પતિ તથા પુત્રની આજ્ઞાનું પાલન કરવાનું શીખવવામાં આવતું હતું. પુરૂષનેજ સ્ત્રીના ધનનો માલીક ગણવામાં આવતો. સ્ત્રીઓને પોતાના ઉદર પોષણ માટે પુરૂષનેજ આધીન રહેવું પડતું હતું. તે બાલ્યકાળમાં પિતાની આધીનતામાં, યુવાવસ્થામાં પતિની આધીનતામાં અને વૈધવ્ય દશામાં પુત્રની આધીનતામાં રહેતી હતી. નીચલી શ્રેણીની સ્ત્રીઓ પોતાના પરીશ્રમથી કાંઈક કમાતી પણ હતી. તેઓ પોતાને ઘેર અને બહુધા ખેતરોમાં પણ કામ કરતી હતી. તેઓને ઘરનું કામ અને મજુરી કરવાનું શીખવવામાં આવતું હતું. મધ્યમ અને ઉચ્ચ શ્રેણીની સ્ત્રીઓનું કામ પોતાના પતિ અને માતા પિતાને પ્રસન્ન રાખવા સિવાય બીજું કાંઇ નહોતું. પ્રત્યેક છોકરીનો વિવાહ થવો આવશ્યક ગણાતો. આથી ધનવાનની સ્ત્રીઓ પુરૂષોને પોતાની તરફ આકર્ષવા માટે પોતાના અંગોને અધિક સુન્દર બનાવવાના ઉપાયો શોધ્યા કરતી હતી. તેનેજ તે પોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ સમજતી હતી. તેને સુન્દરતા વધારવાનું અને અન્ય સાથે વાર્તાલાપ કરવાનું શિખવવામાં આવતું હતું.

પુરૂષોને ખુશ કરવા માટેજ સ્ત્રીઓ પગ નાના કરવાની પ્રથા શીખી. બાલ્યકાળમાં હાડકાંઓ નરમ હોય છે. તે સમયે છોકરીઓના પગો એટલા બધા જોરથી બાંધવામાં આવે છે કે અંગુઠા સીવાય બીજી ચારે આંગળીઓ મરડાઇ જાય છે. આ પ્રકારે પગ મરડવાથી બાલિકાઓને અત્યંત પીડા થતી પણ સુન્દરતા વધારવા તેને તે કષ્ટો સહેવાંજ પડતાં. પગનું રૂપ પણ અત્યંત કદરૂપું થતું. તે ચાલી તો શકતીજ નહીં પણ માંડ માંડ-પડતાં પડતાં-અહીંથી ત્યાં સુધી જઈ શકતી. થોડાક દિવસો સુધી કોઇ કોઇ વાર મહીનાઓ સુધી-તે દુઃખથી રોયા કરતી અને પગપર દવા લગાવી પટ્ટી બાંધતી, આખરે સાજી થતાં તે હાથ અને ઘુંટણોના બળથી ચાલતી અથવા પાલખી કે અન્ય કોઈ વાહનમાં બેસી બહાર જતી. ધનવાન સ્ત્રીઓની આવી દુર્ગતિ ન થતી પણ જેને ઘરનું થોડું કામકાજ કરવું પડતુ તે આ કુત્સિત પ્રથાનો શિકાર બનતી હતી. આ પ્રથાને લીધે તેને કષ્ટ તો સહેવુંજ પડતું પણ આ પ્રકારે પંગુ બનવાથી તે કોઇ પ્રકારનો શારીરિક પરીશ્રમ કરી શકતી નહી તેથી તેનું સ્વાસ્થ્ય તરતજ બગડતું. આ પ્રથા ચીન દેશની સ્ત્રીઓની ઉન્નતિમાં અત્યંત બાધક થઇ.

### ઈસાઇ પાદરિયોની કન્યાશાળાઓ.

૧૮૪૪ માં કુમારી એલ્ડરસે નામની એક ઇસાઇ-ધર્મચારિકાએ નિંગપો નગરમાં ચીનની છોકરીઓને માટે એક પાઠશાળા ખોલી, આ સમયે લોકોને એવો ખ્યાલ હતો કે સ્ત્રીઓ બુદ્ધિહીન થાય છે, આથી તેઓને માત્ર ગૃહકાર્યનીજ શિક્ષા દેવી જોઇએ કુમારી એલ્ડરસેને લોકોના આ અજ્ઞાન અને પક્ષપાત સામે ઘોર સંગ્રામ કરવો પડયો. અત્યંત કઠીનતાથી તેણે પોતાની શાળા માટે ચાલીસ બાળાઓ એકઠી કરી. આ છોકરીઓને

પુસ્તકો, કાગળ અને કલમ ઈત્યાદિ સિવાય થોડીક છાત્ર-વૃત્તિ ( scholarship ) પણ એટલા માટે દેવી પડતી કે તેઓ પાઠશાળામાં આવતી રહે. તેઓને શીવવું, હિસાબ. લખવું તથા વાચવુ શીખવવામાં આવતું હતું. થોડા સમય પછી તે શાળા કાંઇક જામી ત્યારે થોડીક ફી લેવી શરૂ કરી.

ચીનમાં, સ્ત્રી-શિક્ષાના પ્રચારકોને, પ્રથમ કેટલી વિપત્તિઓ સહેવી પડી હશે એ વાતની સાબીતી એક ઘટનાથી સારી રીતે મલી શકે છે. એક ઇસાઇ-ધર્મ પ્રચારકે એક ચીનીની પાસે જઇ તેને પ્રાર્થના કરી કે તે તેની છોકરીને પાઠશાળામાં મોકલે. તે ચીનીએ પાસે બાંધેલા એક અશ્વ તરફ આંગળી ફેરવીને કહ્યું-" શું તમે આ પશુને ભણાવી શકશો " પાંદરીએ ઉત્તર આપ્યોઃ-" પશુને શી રીતે ભણાવી શકાય ? " ત્યારે ચીની બોલીઃ " જો પશુને નથી ભણાવી શકતા તો પછી સ્ત્રીને કેમ ભણાવી શકશો ? "

ચીનમાં પહેલાં માતાપિતા છોકરીઓને ભણાવવું વ્યર્થ સમજતાં હતાં. તેઓ નાની વયમાં તેનો વિવાહ કરી દેતાં. વિવાહ થતાંજ તે પતિની સાથિયણ બનતી પોતાના માતા પિતાની કોઇ કોઇ સમય મુલાકાત લેતી તે સિવાય તેનો માતા પિતા સાથે વિવાહ પછી કાંઈ સબંધ નહોતો. તેથી ચીનના માતાપિતાઓના મનમાં એવો વિચાર પેસી ગયેલો કે પુત્રી પરાયું ધન છે અને તેને શિક્ષા આપી સમય તથા ધનનો વ્યય કરવો અનુચિત છે. એક લેખકે તો એટલે સુધી લખ્યું છે કે—" ચીનનાં માતા પિતાઓનો એવો ખ્યાલ છે કે છોકરીને ભણાવવી તે અન્યના કુતરાના ગળામાં સોનાની માળા નાખવા સરખું છે. જ્યારે તે કુતરાનો ધણી સીટી વગાડી તેને બોલાવી લેશે ત્યારે તે બહુ મૂલ માળા પણ જશે "

ગત પચાસ વર્ષોમાં પાદરિયોએ ચીનમાં અનેક પાઠશાળાઓ સ્થાપિત કરી પણ ધન અને અધ્યાપકોની ખામીથી તેઓ તે કાર્યને વધારવાની જેટલી ઇચ્છા ધરાવતા હતા તેટલું તેને વધારી શકયા નહીં. ચીની ભાષા અત્યંત કઠીન છે. તેની વર્ણ-માળા પણ અત્યંત વિકટ છે. વિદેશીયોને તે શીખવી મુશ્કીલ છે. અધ્યાપકની બાબતમાં પાદરિયોએ ચીનની સ્ત્રીઓની પ્રથમ તો સહાયતા માગી પ્રથમ તો તેમને ભણેલી સ્ત્રીઓ મળીજ નહીં અને જો એક બે મળી તે જુની ઢબ પ્રમાણે ભણાવવાનું જાણતી હતી. તે ઢબ આધુનિક શિક્ષા-પ્રણાલિથી કેવળ વિરૂદ્ધ હતી. લાચાર બની તેઓએ પાઠશાળાની છોકરીઓનેજ અધ્યાપિકાનું કામ શીખવવાનો આરંભ કીધો. આ કાર્યમાં પ્રથમ તેમને અનેક આપત્તિઓ પડી પણ અન્તે તેમને સફળતા પ્રાપ્ત થઇ.

અનેક આપત્તિઓ પડવા છતાં અનેક ચીની છોકરીઓએ સારી શિક્ષા પ્રાપ્ત કરી. તેમાંની અનેક પ્રસિદ્ધ દેશભક્ત, લેખક અને ડાકટર છે. ડાકટર મેરી સ્ટોન, ડાકટર ઇડા-ખાન, ( આ ઉભયનાં નામો અંગ્રેજી ઢબનાં છે પણ તેઓ ઉભય ચીની સ્ત્રીઓ છે ) ડાકટર ડીકિંગ ઈંગ, ડાંકટર લીવીફૂ અને ડાકટર જાહ ફોહ આદિ ચીનની પ્રસિદ્ધ સ્ત્રી-ડાકટરો છે. આ બધીઓયે પાદરિયોની સહાયતાથી અમેરિકામાં વૈદ્યવિદ્યા સંબંધી શિક્ષા પ્રાપ્ત કરી છે.

કયુકિંગ નગરમાં ડાકટર મેરી સ્ટોનનું ડેનફોર્થ મેમોરીયલ હોસપિટલ (Denforth memorial Hospital) નામક એક મોટું ઔષધાલય છે. તે સ્ત્રી-ડાકટર શલ્ય-ચિકિત્સામાં અત્યંત દક્ષ છે. લગભગ અહીં ત્રણ હજાર રોગીઓ પ્રતિમાસ તેની ચિકિત્સા નીચે રહે છે. દાઇઓના શિક્ષા માટે તેણે એક વિદ્યાલય પણ ખોલ્યું છે. તેમાં તે પોતે જ શિક્ષા આપે છે. પોતાની શિષ્યાઓ માટે તેણે અનેક અંગ્રેજી પુસ્તકોનો સ્વભાષામાં અનુવાદ કીધો છે. તેના હાથ નીચે શીખેલી દાઇઓ બહુ ચતુર નીવડે છે. અન્ય અન્ય ઔષધાલયોમાં તેના હાથ નીચે ભણેલી દાઇઓની અત્યંત જરૂર પડે છે. તે ઘણું વાંચે છે. તેણે ચિકિત્સાશાસ્ત્રના અનેક ગ્રંથો સર્વસાધારણ માટે અત્યંત સરલ ભાષામાં લખ્યા છે. અધ્યયનશીલ છતાં તે કદી રોગી થતી નથી. તે બહુ હસમુખી છે. તે સદા પ્રસન્ન રહે છે અને અત્યંત મધુરતાથી વાતચીત કરે છે.

પાદરિયોએ ખોલેલી પાઠશાળાઓથી એક બીજું પણ સારૂં કાર્ય થયું છે. પાદરિયો પગ બાંધવાની પ્રથાના ઘોર વિરોધી છે. જે છોકરીઓ તેની પાઠશાળામાં ભણે તેઓને તેઓના પગ બાંધવા દેવામાં નથી આવતા, કેટલીક છોકરીઓ પાઠશાળા છોડયા પછી પગ બાંધતાં શીખે છે ખરી, પણ તે પાઠશાળામાં શીખેલી અધિકાંશ છોકરીઓ પોતાના પગ બાંધતી નથી એટલું જ નહીં પણ પોતાની સખીઓને પણ પગ બાંધવા દેતી નથી.

## સ્ત્રી-શિક્ષા માટે ચીનવાસીયોનો પ્રયત્ન.

૧૮૯૮ માં ચીનના વ્યાપારિયો અને અધિકારીયોએ મળીને એક કન્યાશાળા સ્થાપિત કરી. તે શેંઘાઈમાં સ્થાપિત કરવામાં આવી હતી. તે ચીનવાસિયોએ સ્થાપિત કરેલી પાઠશાળાઓમાં પ્રથમ પાઠશાળા હતી. તેનું કામ ફંડથી ચાલતું હતું. તે પાઠશાળા માટે પુરૂષોએ માત્ર ફંડ જ એકઠું કરી દીધું, સર્વ કાર્ય સ્ત્રીઓએ જ કર્યું. શેંઘાઈમાં રહેવાવાળી ચીનની સ્ત્રીઓ પાશ્ચાત્ય મહિલાઓ સાથે મળી તથા તેઓની સલાહ પ્રમાણે પાઠશાળાઓ ચલાવવા લાગી. પહેલે જ દિવસે ઉચ્ચ વંશની સોળ છોકરીઓ તે પાઠશાળામાં દાખલ થઇ. દુર્ભાગ્યે મહારાણી ટિસીહિસીના હૃદયમાં એ વાત ઠસી ગઇ કે આ પાઠશાળા મન્ચૂ રાજવંશને હાની પહોંચાડવા માટે સ્થાપિત કરવામાં આવી છે. તેથી આ પાઠશાળા બે વર્ષ ચાલ્યા બાદ તેની આજ્ઞાથી બંધ કરવામાં આવી.

પણ સ્ત્રી શિક્ષા પર લોકોની શ્રદ્ધા વધતી જ ગઇ. ચીનવાસિયોએ મહારાણીના ક્રોધને ન ગણકારી મોટા મોટા શહેરોમાં પાઠશાળાઓ સ્થાપિત કરી. ૧૯૦૨ સુધીમાં તો શેંઘાઇમાં પાછી બે કન્યાશાળાઓ સ્થાપિત થઇ ગઇ. તે પછી ૧૯૦૩ માં એક, ૧૯૦૪ માં એક ૧૯૦૫ માં ચાર અને ૧૯૦૬ માં ચાર એમ કન્યાશાળાઓ સ્થાપિત થઇ ગઇ આ રીતે ૧૯૦૭ ની શરૂઆતમાં એકલા શેંઘાઇમાં ચીનવાસિયો દ્વારા સ્થાપિત થયેલી બાર પાઠશાળાઓ થઇ ગઇ જેમાં આઠસોથી અધિક છોકરીઓ અભ્યાસ કરતી હતી. આ પાઠશાળાઓમાં વાચવા લખવા ઉપરાંત શિલ્પકળા અને ઔષધશાસ્ત્રની પણ થોડીક શિક્ષા આપવામાં આવતી હતી. વ્યાયામ કરવો પણ તેમને માટે આવશ્યક ગણાતો.

પાઠશાળાઓમાં પાંચ પાઠશાળાઓ એવી હતી જેમાં છોકરીઓને પગ બાંધવાની પ્રથા ત્યાગવાની બાબતમાં સુરત કરવામાં આવી હતી.

## સરકારી કન્યાશાળાઓ.

૧૯૦૦ સુધી ચીનની સરકારે સ્ત્રીશિક્ષા માટે કાંઇ પણ કીધું નહીં. તે વર્ષ પછી સ્ત્રી-શિક્ષાના પક્ષપાતિયોને સરકાર તરફથી મદદ મળવા લાગી કેટલાક પ્રાન્તોના શિક્ષિત શાસકોએ પણ પોતાના પ્રાન્તોમાં કન્યાશાળાઓ સ્થાપિત કરી અને સ્ત્રી શિક્ષાનો પ્રચાર કરવો આરંભ્યો.

બાકસર-વિપ્લવ પછી ચીનની મહારાણી પાશ્ચાત્ય જાતિયોનું બળ સારી રીતે સમજી ગઇ. પાશ્ચાત્ય રંગથી રંગિત જાપાન દીર્ઘાકાર ચીનને પણ કદાચ હરાવી દે એમ સમજી મહારાણીએ દેશમાં સુધારો અને શિક્ષા-પ્રચાર કરવાનો આરંભ કીધો. સ્ત્રી-શિક્ષા તરફ પણ તેનું ધ્યાન ગયું. તેણે બે લાખ રૂપીઆ ખરચી પેકીનમાં કેટલીક કન્યાશાળાઓ સ્થાપિત કરી. તે સ્ત્રી-શિક્ષાની એટલી બધી પક્ષપાતિ થઇ કે એક બૌદ્ધ લામાના મઠમાં પણ તેણે એક પાઠશાળા ખોલી. ૧૯૦૫ માં ફુચુ નગરમાં સ્ત્રીયોને અધ્યાપિકાઓનું કામ શીખાવવા માટે એક વિદ્યાલય ખોલવામાં આવ્યું. ૧૯૦૬ માં ટેંગચો અને તેની આસપાસના નગરોમાં પણ કન્યાશાળાઓ સ્થાપિત થઇ ગઇ. તેજ વર્ષમાં મહારાણીએ થોડાક વિદ્વાનોને વિદેશ શિક્ષા-પ્રણાલીનું નિરિક્ષણ કરવા મોકલ્યા. આ વિદ્વાનોએ પાછા આવી શિક્ષા વિભાગમાં ઘણો સુધારો કીધો. ૧૯૦૭ માં ચાંગશાના સરકારી વિદ્યાલયના અધ્યાપક-વિષયક અને પ્રારંભિક વિભાગોમાં બસો સ્ત્રીઓ ગણિત, ચીનની ભાષા અને ગૃહ-પ્રબન્ધ શાસ્ત્ર ભણતી હતી. તેજ વર્ષમાં ચીલી પ્રાન્તમાં ૧૨૧ કન્યાશાળાઓ હતી જેમાં ૩૦૦૦ છોકરીઓ ભણતી હતી. ૧૯૦૮ માં સજીચુઆનમાં ૪૯ સરકારી તથા ખાનગી કન્યાશાળાઓ હતી જેમાં ૧૮૯૭ યુવતીઓ ભણતી હતી. તેજ વર્ષમાં તેજ પ્રાન્તમાં ૨૯૭ એવી પાઠશાળાઓ હતી જેમાં છોકરાઓ અને છોકરીઓ સાથે ભણતાં હતાં. માત્ર કેન્ટોનમાં જ ૨૫ કન્યાશાળાઓ હતી. ૧૯૦૮ માં શિક્ષા વિભાગના મન્ત્રીએ સમસ્ત દેશમાં કન્યાશાળાઓ સ્થાપિત કરવાનો પ્રસ્તાવ મહારાણી સન્મુખ રજુ કીધો. મહારાણીએ આ પ્રસ્તાવ મંજુર કરી એમ પણ જણાવ્યું કે મોટી મોટી પાઠશાળાઓમાં વિદેશી અધ્યાપિકાઓ પણ રાખવી. છોકરાઓ અને છોકરીઓ માટે શિક્ષા અનિવાર્ય કરવામાં આવી. સરકારી પાઠશાળાઓમાં ચલાવવાનાં પુસ્તકો પણ નિયત કરવામાં આવ્યાં. ૧૯૦૯ માં સરકાર તરફથી નાનકિંગ નગરમાં ૯ કન્યાશાળાઓ સ્થાપિત થઈ. આ ૯ પાઠશાળામાં ભણતી છોકરીઓ ઉપરાંત જે જે છોકરીઓ પાદરીયોની અને ખાનગી શાળાઓમાં ભણતી હતી તે સર્વેની સંખ્યા ૭૫૨ ની હતી. તેજ વર્ષમાં નાનકિંગમાં તેર સરકારી પાઠશાળાઓ સ્થાપિત થઇ ગઇ.

ચીનમાં સ્ત્રી-શિક્ષાની ત્રણ શ્રેણી છે. સાતથી દશ વર્ષની વય સુધી છોકરીઓ પ્રથમ શ્રેણીમાં છે. તે આ ચાર વર્ષોમાં નૈતિકશિક્ષા ઉપરાંત ચીનની ભાષા, પ્રારંભિક ગણિત, સીવવું તથા સંગીત આદિ શીખે છે. બીજી શ્રેણીમાં પણ ચાર વર્ષ સુધી ભણવું પડે છે.

પ્રથમ શ્રેણીમાં શીખવેલા વિષયો ઉપરાંત આ શ્રેણીમાં ચીનાઇઇતિહાસ તથા સાહિત્ય જાપાની અને અંગ્રેજી ભાષા, બીજ-ગણિત, મનોવિજ્ઞાનશાસ્ત્ર અને વ્યાયામની શિક્ષા આપવામાં આવે છે. ત્રીજી શ્રેણીમાં અધ્યાપિકા બનવાની તથા બાળકોને ઉછેરવાની શિક્ષા આપવામાં આવે છે. પ્રત્યેક જીલ્લામાં આ શ્રેણીનું એક વિદ્યાલય છે. આમાં પણ ચાર વર્ષજ ભણવું પડે છે આમાં અધ્યાપિકાનું કાર્ય, વિજ્ઞાનશાસ્ત્ર, ચિત્રો કાઢવાં, ગૃહ-પ્રબન્ધ સીવવું તથા સંગીત આદિની શિક્ષા આપવામાં આવે છે. આ પ્રકારની સરકારી શાળાઓમાં છાત્રો પાસેથી ફી લેવામાં આવતી નથી. સર્વ-સાધારણ પણ સરકારની આજ્ઞા લઇ આવી પાઠશાળાઓ ખોલી શકે છે. આ શાળાઓમાં ભણ્યા પછી પ્રત્યેક છાત્રને ત્રણ વર્ષ સુધી ગમે તે પાઠશાળામાં ભણાવવાનું કાર્ય કરવું પડે છે.

સરકારી પાઠશાળાઓમાં ભણવાવાળી છોકરીઓ ભપકાદાર વસ્ત્રો પહેરી શકતી નથી. સાદાં વસ્ત્રો પહેરી તેઓને પાઠશાળામાં જવું પડે છે.

સરકારી પાઠશાળાનાં મકાનો નવાં બાંધવામાં આવ્યાં છે. તે શાળાઓમાં શિક્ષાને આવશ્યક કોઇ પણ વસ્તુની ન્યૂનતા નથી. આ શાળાઓમાં અધ્યાપક અને અધ્યપિકાઓને પાદરિયોની શાળાએથી વધારે પગાર મળે છે. ફુચૌ નગરમાં સ્ત્રીઓની એક નિશાળ છે. તેના અધ્યાપક અને અધ્યાપિકાઓને ૬૦ થી ૧૨૦ રૂપીઆ સુધી માસિક પગાર મળે છે. વધારે પગાર યોગ્યસ્ત્રી અને પુરૂષોને સરકારી શાળાઓમાં નોકરી કરવા માટે ઉત્સાહિત કરે છે. જો કે સરકારી પાઠશાળાઓમાં સર્વ બાબતની આવી સગવડતા છતાં યોગ્ય અધ્યાપિકાઓની ન્યૂનતાથી સ્ત્રીશિક્ષાની જોઇએ તેવી ઉન્નતિ થઇ નથી. પ્રથમ જાપાની સ્ત્રીઓને ભણાવવા માટે રાખવામાં આવતી પરંતુ તેઓ ચીનાઇ ભાષા બરાબર જાણતી ન હોવાથી યોગ્ય રીતે ભણાવી શકતી નહીં. તે પછી પાઠશાળાઓમાં ભણવાવાળી છોકરીઓને એમ ઉત્સાહિત કરવામાં આવી કે તેઓ શાળા છોડયા પછી અધ્યાપિકાનું જ કાર્ય કરે. આથી ટીટસિન પ્રાન્તના સુબેદારે એક રાજાજ્ઞા પ્રકાશિત કરી કે સરકારી શાળાઓમાં અધ્યાપિકાનું કાર્ય શીખવાવાળી પ્રત્યેક છોકરીને સરકાર તરફથી ૩૦ રૂપીઆ માસીક છાત્રવૃત્તિ આપવામાં આવશે અને શિક્ષાકાલ સમાપ્ત થતાં જ તેને અધ્યાપિકાનું પદ આપવામાં આવશે. વિદેશી સ્ત્રીઓ તો અધ્યાપિકાના કાર્ય માટે અનેક મળતી પણ તેઓ પોતાના કાર્ય ક્રમમાં વિદેશી ધાર્મિક વિચારો રોકી રાખવા તૈયાર નહોતી તેથી તેઓને તે પદ પર નિયત કરવામાં આવતી નહી. જે સ્ત્રી અથવા પુરૂષ સરકારી પાઠશાળામાં કામ કરે છે તેને પોતાની શાળાના નિયમોમાં બદ્ધ રહેવું પડે છે. તેને કાવાદાવા તથા વિદેશી રાજનૈતિક આન્દોલનોથી દૂર રહેવું પડે છે, તેમજ પાઠશાળાના અધ્યક્ષની આજ્ઞાનું પાલન પણ કરવું પડે છે.

આટલું છતાં પણ, ચીનમાં હાલ હજારમાં કેવળ એકજ સ્ત્રી ભણેલી છે. પરંતુ જે ગતિથી તેની ઉન્નતિ થતી જાય છે તે જોઇ એમજ કહેવું પડે છે કે જાપાનની પેઠે થોડા વર્ષોમાં ચીનની સ્ત્રીયોમાં પણ અવિદ્યાનો નાશ થઇ જશે.

કલકત્તા.
તા. ૭-૧૧-૧૨.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# "आर्यनब्रधरहूड" नामनी नवीन ज्ञातिनुं भोजन ॥

प्राचीन ज्ञाति संस्थानां અશુભપરિણામોનો સર્વે સ્વીકાર કરે છે. હિંદુ જ્ઞાતિ સંસ્થામાં અનેક પ્રકારના રક્ષક ગુણોનો સમાવેશ થાય છે, એ પણ એટલીજ માન્ય બાબત છે. અશુભ પરિણામો ઉપજાવનારાં કારણો અનેક પ્રકારનાં છે અને વ્યાવહારિક કાર્યો સાધવા માટે આવાં કારણોની લંબાણ તપાસ થવાની જરૂર છે. હિંદુ સમાજમાં કોઇ પણ પ્રકારનો સુધારો દાખલ કરનારા બધા જણાએ એક મુખ્ય સિદ્ધાંતનો સ્વીકાર કરવો જોઇએ અને હમેશાં તેને વ્યવહારમાં મૂકવો જોઇએ. સમાજની પુનઃ સંસ્થાપના થઇ શકે એવા એક આધારરૂપે આ મંડલ કોઇ પ્રકારની ભાવાત્મક ભાવનાઓ પૂરી પાડતું નથી. જેમનાવડે આપણો ભાવિનો સમાજ ઘડવાનો છે એવી ઉપનિષદોની મહાન્ ભાવનાઓને ફરીથી કહી બતાવવાને આપણે શક્તિવાન બનીએ તોપણ સુધારામાં લાભ લેતી જાતિઓ આવી ભાવનાઓને સંપૂર્ણ રીતે સ્વીકારવા જેવી અને નિયામક શક્તિવાળી ગણે, એટલું આપણે માટે તપાસવાનું બાકી રહે છે. કેટલાંક શતકોના વહેવા સાથે બલ અને સત્તાવાળી બનેલી રૂઢિઓ અને લાગણીઓની ઉપેક્ષા કરવી જરા પણ પાલવશે નહિ. મોખરા ઉપર હુમલા રૂપે કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરવા માટે, આ યોજનાના શુભહેતુવાળા અને ઉત્સુક ચાલકો પોતાનામાં હોવાનો દાવો કરે તેના કરતાં લોકનાં મન ઉપર ઘણીજ વધારે પ્રબલસત્તા અને શક્તિની આવશ્યકતા છે. સામાજીકસુધારાનો ઇતિહાસ મોખરાના હુમલાવડે વિજય મેળવ્યાનાં ગણ્યાં ગાંઠયાં દૃષ્ટાંત આપી શકશે. જો લોકની શક્તિયો અને તેમના વિચારોને સમાજની લાગણીઓ ના ઉશ્કેરે એવાં કાર્ય સિદ્ધ કરવા માટે યોજવામાં આવે તો વિજયના સંભવ ખાત્રીથી ઉત્તમ પ્રકારના નિવડે. હિંદનો પ્રશ્ન મુખ્યત્વે કરીને આર્થિક છે. અન્ન અને વસ્ત્ર તથા તેમને ખરીદવાનાં નાણાં,—એ જ ખરા તત્ત્વરૂપે હિંદી સામાજીક પ્રશ્ન છે. આવી મુખ્ય જરૂરીઆતોનું નિરાકરણ કરવામાં, આપણાં સમગ્ર ધ્યાન અને શક્તિ, માનવ અને વિત્ત રૂપે મળી શકતાં આપણાં સર્વે સાધનોને એકત્ર કરવાની આપણે માટે અત્યંત જરૂર છે. આ પ્રશ્નના નૈતિક અને શુદ્ધ સામાજીક વિષયો માટે, આર્થિક પ્રશ્નની હદ જેટલાં સાધનો અને એકાગ્ર મનની જરા પણ જરૂર નથી. આ હરિફાઇના ઝમાનાની કેલવણી અને વધતી જતી જરૂરીઆતોને લઇને, લોકને સાહસ અને ઉદ્યોગમાંથી પાછાં હઠાવતાં સર્વ પ્રકારનાં જ્ઞાતિનાં બંધનો શિથિલ બનતાં જશે. વર્તમાનકાલના આપણા સામાજીક અભિપ્રાયોનો હિસાબ કાઢવો અથવા આપણે કેવા પ્રકારના સામાજીક અભિપ્રાયો રાખવા જોઇએ એ આગળથી બરોબર કહી આપવું એ લગભગ બીલકુલ અસંભવિત જેવુંજ છે; તેમ જ આપણા સામાજીક રીવાજો અને સંસ્થાઓની કેટલી કીમત આંકવી, તેમનામાં ઉતરતા રહેવા જેટલી શી વિસાત છે, અથવા દુનિયાની પ્રજાઓના મધ્યમાં આપણું સ્થાન જાળવી રાખવા માટે તેમનું કેવું સ્વરૂપ ઘડાવું જોઇએ, એ વિગેરે બાબતોનો હિસાબ કાઢવો પણ તેટલો જ અસંભવિત છે આવી બાબતો વિષે આપણને કોઇ પ્રકારનો નિશ્ચિત અભિપ્રાય મળી

શકે એમ નથી. સારી રીતે વિચારી કાઢયાવિના અને સ્પષ્ટ કથન અથવા વ્યવસ્થાપત્ર વિના આપણે જે જે સૂચવીએ તેની સારાસારતા અને તાત્કાલિક ઉપયોગિતાવિષે લોકોની ખાત્રી થઈ શકતી નથી. દરેક જણથી પૂછાતો આવો પ્રશ્ન ખડો થાય છેઃ—

**હિંદુ સમાજની વર્તમાન દશામાં** તમારી સૂચનાઓને ઉપાડી લેવાથી આપણે વધારે સારા અને અલિપ્ત બનીશું એવી તમારી શી રીતે ખાત્રી થાય છે ? આપણા સુધારકો તરફના પ્રત્યુત્તરની અમે વાટ જોઇએ છીએ.

"બ્રહ્મવાદિન્."

---

# મતાંધતા અને જડવાદ.

---

વિવિધ પ્રકારની હીલચાલો સાથે સંબંધવાળા સર્વને એટલી વાત સારી રીતે જાણીતી છે, કે સમગ્ર દુનિયામાં સર્વત્ર એક પ્રકારનો ધાર્મિકપુનરુદ્ધાર પ્રવર્તિ રહ્યો છે. સામાન્ય રીતે વિવિધ પ્રકારની ધાર્મિકસંસ્થાઓવડે અને ખાસ કરીને થીઓસોફિકલ મંડલવડે ચલાવાતા પ્રોત્સાહક કાર્યને લઇને ખાસ કરીને યુવક વર્ગમાં જણાઇ આવતો હિંદમાં પ્રવર્તિ રહેલો નવીન ઉત્સાહ; રેવરંડ. જે. આર. કેમ્પબેલ જેવાથી દોરાયલાં ઇંગ્લેન્ડનાં ક્રિશ્ચયન દેવલોમાં થઇ આવેલો યોગભાવનાનો પુનરુદ્ધાર; દુનિયાનાં શાસ્ત્રોમાં અત્યાર સુધી ના સમજાય એવા અનેક વિભાગો ઉપર પૂર પ્રકાશ પાડતાં ગુપ્તવિદ્યાવિષેનાં તથા અન્ય સૂક્ષ્મ વિદ્યા વિષેના સાહિત્યનાં થોકબંધ લખાણો; આ સર્વ ઉપરાંત હવે પછી થવાની જાતિના ક્ષિતિજમાં ઝગઝગી રહેલી વિશ્વમાન્ય બંધુત્વની ભાવના—આવી આવી સર્વ બાબતો ઉપરના કથનનું સત્ય સિદ્ધ કરે છે. આવા પ્રકારનાં ઉન્નતિનાં ચિહ્નો કદાચ અસ્તિત્વનાં ઉચ્ચભુવનો ઉપરથી માનવજાતના રક્ષકો વડે પ્રેરાયલી પ્રેરણાઓને લઇને જણાઇ આવતાં હશે, અપગ પ્રેમ અને એકતા માટેની માનવિની આંતરવૃત્તિના પરિણામરૂપ હશે. આના કારણની બાબતમાં ભલે મતભેદ હોય, પરંતુ ખરી બાબત તો તેવી ને તેવીજ રહે છે.

સાંકડા મનનાં અને અસહિષ્ણુવૃત્તિવાળાં માનવિઓ તરફથી સર્વ પ્રકારની ઉન્નતિ અને વૃદ્ધિ પ્રત્યે દર્શાવાતી બેદરકારીએ હમેશાં માનવ ઉન્નતિના માર્ગમાં કષ્ટજનક ભાગ ભજવ્યો છે. આધુનિક સમયે પણ ધાર્મિક રીતે અસહિષ્ણુવૃત્તિવાળાઓ અને જડવાદીઓ તરફથી ઘણુંજ ધ્વંસકારક કાર્ય કરવામાં આવે છે.

પ્રથમ આપણે ધાર્મિકઅસહિષ્ણુતા અથવા મતાંધતા વિષે વિચાર ચલાવીએ.

એકપક્ષે અંધશ્રદ્ધા અને અન્યપક્ષે નિર્દયઅસહિષ્ણુતાવડે મતાંધતા હમેશાં રંગાયલી હોય છે. શાસ્ત્રોના નવીનરીતિઓએ થતા અર્થોને જોઇને તેઓ બેબાકળા બની ગયા છે; આવા પ્રકારે ખરેખરી રીતે માત્ર પ્રાચીન અર્થોને નવીન પ્રકારે કહી બતાવવામાં આવે છે આથી તેની આસપાસ ખાસ નિયમો અને રૂઢિયોરૂપી સાંકળોની જાળ ગૂંથાઇ જાય છે, આથી તે ઉન્નતિના નવીન માર્ગોમાં પ્રવેશતાં અટકી જાય છે. આનાથી, કોઇક સહેજસાજ અડધીપડધી પૂરી બનેલી વ્યક્તિવડે, માત્ર ભણ્યાં ગણ્યાં થોડાંક માનવિઓને દર્શાવાયલી ખાસ કૃપાના સ્વરૂપમાં ધર્મ પલટાઇ જાય છે. આવા લોક મૂળને ચૂંથી નાખવામાં અને વ્યાકરણની ઝીણી ઝીણી ગૂંચવણોમાં એટલો બધો સમય ગૂમાવે છે, કે દશાએ ઉદ્દેશેલો ખરો અર્થ, સાંકડા સાંકડા અર્થોના કરેલા ગૂંચવાડામાં ઘણોજ ગૂંચવાયલો બની જાય છે. આવા લોક જ્ઞાન નહિ પરંતુ સત્તા, સત્ય નહિ પરંતુ મંતવ્ય, સમતા નહિ પરંતુ ઘેલછા દર્શાવે છે. આવો સ્વભાવ પોતાના એકલાનાજ જીવનની અને અન્ય સર્વના વિનાશનીજ દરકારવાળો હોય છે. વ્હેલો અથવા મોડો આવા વલનનો, પોતાના ઉદ્દેશરૂપે તકરાર નહિ પરંતુ સહાય, ભક્ષણ નહિ પરંતુ એકીકરણ, મત વિરોધ નહિ પરંતુ એક ભાવ અને શાંતિને રાખનાર નવીન ભાવને શરણ થઇને વિનાશ થવોજ લાભદાયક છે.

દુનિયાના વિધવિધધર્મોને સરખાવીને અભ્યાસ કરનાર ઘણા સમયથી અભ્યાસ પરાયણ અભ્યાસિઓને જણાઇ આવ્યું છે, કે એ સર્વ ધર્મોના આધારરૂપે એકતા છે, માત્ર અજ્ઞાન અને મનના સાંકડાપણાને લીધે તેમની એકતા અને ઉન્નતિમાં બાધ આવે છે. અત્રે ધર્મોનીએકતાનું વીગતવાર વૃત્તાંત આપવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો નથી; પરંતુ તેને એક સિદ્ધબાબતરૂપે સ્વીકારી લેવામાં આવી છે.

અંધશ્રદ્ધામતાગ્રહ જડવાદના પિતા સમાન છે. જ્ઞાનને બદલે જ્યારે શાસ્ત્રાધારની સત્તા દર્શાવવામાં આવે છે ત્યારે વિચારપરાયણ માનવો પરંપરાથી પૂજન સર્વ પ્રકારના ચાલો અને માન્યતાઓ સામે બળવો ઉઠાવે છે અને તેનું પરિણામ જડવાદમાં આવે છે. જ્યાં શિક્ષા આપવાને ગુરુ થવાને યોગ્ય માનવો અયોગ્ય હેતુઓથી દેશાજ્ઞને આવું પૂજ્ય કાર્ય ઉપાડી લે છે અને અયોગ્ય સાધનોદ્વારા સ્વપ્રતિષ્ઠા શોધતાં હોય છે, આધ્યાત્મિક અંધતા અને અજ્ઞાન દર્શાવે છે, તેમનાં કર્તવ્યો પ્રત્યે બેદરકારી દર્શાવે છે, આત્મજ્ઞાનની તૃષા વાળાઓને યોગ્ય પોષણ આપવામાં નિષ્ફલ નિવડે છે, ટુંકામાં તેઓ તેમના સ્થાન માટે અયોગ્ય બને છે—એવા સમયે શંકા અને નિંદાવડે ધર્મ છિન્નભિન્ન થવોજ જોઇએ, એ દુઃખકારક હોવા છતાં સ્વાભાવિક છે.

બનાવોની આવી દશાને લઇનેજ સર્વ સમયો અને ઝમાનાઓના કહેવાતા બુદ્ધિવાદીઓ, જડવાદીઓ, અજ્ઞાનવાદીઓ અને ઉચ્છેદકવાદીઓ ઉપજી આવે છે. તર્ક પરાયણ માનવિને મરણ પામેલાનું શ્રાદ્ધ કરવાનું કહેતા, આત્મ-જ્ઞાનની બાબતમાં એક ખરેખરા દેવાળીઆ જેવા, વર્તમાન કાલના પુરોહિતનું હિંદમાં વારંવાર મળી આવતું દૃષ્ટાંત લઇએ. બુદ્ધિવાદી માનવિ તેને પૂછે છે, "મારે એ શા માટે કરવું જોઇએ?" જેટલા અર્થ વિનાના તેટલાજ નકામા આજીજી સૂચક હાસ્ય સહિત તે પૂજ્ય વાણી વદે છે, "આપણા પિતા પ્રપિતાઓ તેમ કરતા આવ્યા છે;" વર્તમાન કાલના હત્યશ્રદ્ધય,

કડક મગજવાળા માનવિ માટે આથી કોઇ પ્રકારના ઉત્તરની ગરજ સરતી નથી. આ પ્રમાણે તે પોતાના પુરોહિતનો ત્યાગ કરે છે અને ત્યાંથીજ સર્વ પ્રકારના શ્રદ્ધનો અંત આવે છે.

સમગ્ર દુનિયામાં સર્વત્ર થઇ આવેલા પુરોહિતવર્ગના અધોપાતમાં હિંદ કોઇ પણ પ્રકારે એક બાધરૂપ દૃષ્ટાંત નથી.

એક સાધારણ ગ્રેજ્યુએટ, ઘણાંખરાં દૃષ્ટાંતમાં તો સપ્ત ગોખણપટ્ટીના માત્ર યાંત્રિક પરિણામરૂપ હોય છે; બુદ્ધિવાદીઓએ લખેલા કેટલાક ગ્રંથો તેના વાચવામાં આવે છે અથવા મોટે ભાગે તો એ ગ્રંથોનું ન્યુસપેપરોમાં આવતું અવલોકનજ તેની નજર તળે આવે છે, પછીથી તે કલાસ રૂમમાં મળેલા વિવિધવિદ્યાઓવિષેના અને ઈશ્વર અથવા આત્મા વિષેની તેના પ્રોફેસરની તિરસ્કાર ભરી દલીલોવિષે પોતાના મનમાં ગંભિરતા-પૂર્વક વિચારના વમળમાં ચઢે છે—એક દિનના જંતુ સમાન આવો એક ગ્રેજ્યુએટ, પ્રાચીનસમયના ઋષિઓએ ઉચ્ચ જીવનનાં પગથીઆંરૂપે બતાવેલ સસ્કારો અને પૂજ્ય ક્રિયાઓને હસી કાઢે છે, વર્તમાનકાલના અર્થશાસ્ત્ર અને રાજ્યવિદ્યાના ઉપરચોટીયા વાંચનને લઇને તે એવા સાર ઉપર આવે છે કે માનવ ધર્મશાસ્ત્ર તો ખુલ્લી પાડેલી ભૂલોના એક સંગ્રહ સમાન છે, તેને તો કચરાની પેટીને સ્વાધીન કરી દેવું જોઇએ.

પરંતુ હવે જમાનો પલટાતો જાય છે. પદાર્થવિદ્યાએજ જડવાદનો નાશ સાધવા માંડયો છે. સર વિલિયમ ક્રુકસ, સર ઓલીવર લોજ જેવા અને તેમના જેટલીજ ખ્યાતિ-વાળા યુરપ અને અમેરિકાના પદાર્થવાદીઓથી થતા શોધોવડે આપણી દુનિયા ઉપરાંત બીજી સૂક્ષ્મ દુનિયાઓના અસ્તિત્વને ટેકો મળી રહે છે. આવા પ્રબલ પૂરાવાના પ્રકાશમાં પણ આપણા જડવાદીબંધુઓ, આપણી સૂક્ષ્મસૃષ્ટિઓ વિષેની પવિત્ર શ્રદ્ધા માટે તથા આવી શ્રદ્ધાના પરિણામરૂપ આપણા સંસ્કારોને હમી હારે એ તેમને માટે ભીલકુલ નકામું છે. અમ છતાંએ જો આવા બધુઓ " ઉઘાડી પાડેલી ભૂલો " અને " મૂળની ખામી-ઓ " વિષેજ બોલ્યાં કરશે તો અમારે તેમને કેટલાંક દૃષ્ટાંતમાં તેમનું નિરાકરણ દૂર રાખવા કહેવું પડશે, અને અન્ય કેટલાંક દૃષ્ટાંતમાં છેલ્લામાં છેલ્લી પદાર્થવિજ્ઞાનની શોધો-વડે તેમને સિદ્ધ કરી બતાવવાં પડશે. આ પ્રમાણે કહેવામાં આવતાં તેમનામાંના કેટલાક સમજતા થશે, કે પદાર્થવિજ્ઞાનના જ્ઞાનની બાબતમાં તેઓ આપણા કરતાં કેટલોક વર્ષો પશ્ચાત છે. આપણે જ્યારે છેલ્લામાં છેલ્લી પદાર્થવિજ્ઞાનની શોધોનાં પરિણામ વિષે ચર્ચા ચલાવીએ છીએ ત્યારે તેઓ હમણાંજ ઉઘાડી પાડવામાં આવેલી પદાર્થવિજ્ઞાનની ભૂલો વિષેજ ખરેખરી ચર્ચા ચલાવતા હોય છે.

સારરૂપે કહેતાંઃ વર્તમાન દુનિયાની વિવિધપ્રકારની પ્રવૃત્તિઓથી એક પ્રકારના નવીન સુધારાનું આગમન શી રીતે સચવાય છે, એ આપણે જોઈ આવ્યા. આવા પ્રકારની દૃઢ ઉન્નતિની એકતામાં ઈશ્વરરહિત મતાંધતા અને સૂર્યશૂન્ય જડવાદના બેસુર, કઠોર અરા-જકી અત્રતત્ર ભંગ ઉપજી આવે છે. ગણ્યાં ગાંઠ્યાં પંથપ્રેમીઓના ઉલટા પ્રયત્નોથી

ઇશ્વરની ઇચ્છામાં ભંગ પડવાનો નથી તેમજ ફેરફાર થવાનો નથી. સર્વ પ્રકારના વિરોધની દરકાર વિના દિવ્યનિયમ સ્વતઃ પ્રવર્ત્યા જાય છે, તેના સાથમાં રહીને કાર્ય કરનારાઓ ભાગ્યવંત છે; તેના સામે થનારાઓ પણ, પ્રેમ અને વિશ્વમાન્ય બંધુત્વના નિત્ય નિયમને આધિન રહીને જે શિખી શકે તે સંકટ સહન કરીને પણ શિખશેજ.

---

# ॥ पूर्वमीमांसा दर्शन ॥

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૯૯ થી. )

## मू० हेतुर्वा स्यादर्थवत्त्वोपपत्तिभ्याम् १ । २ । २६ । पू० आधि० ३

टीका—शूर्पेणजुहोति तेनह्यि अन्नंक्रियत इत्याम्नायते । तत्र तेनह्यि अन्नमिति वाक्यस्य हेतुविधित्वेन उत स्तावकत्वेन प्रामाण्यमिति विशये पूर्वपक्षः वा नियमेन हेतुः हेतुविधिः स्यात्, कुतः अर्थवत्त्वोपपत्तिभ्याम् । अर्थवत्त्वंतावत् दर्वीस्थाल्यादिनां होम साधनत्व विधायकत्वेन, फलवत्वं च शूर्पपदस्य अन्न साधनोपलक्षकत्वेन।

હવે જે હેતુવન્નિગદમન્ત્રો છે તે કહીએ છીએ. જેમ શૂર્પ (સુપડું) વડે હવન કરવો જોઇએ કારણ કે તે વડે અન્ન (રાંધ) કરાય છે ઇત્યાદિ. અહિં સંશય એ છે કે તે સ્તુતિને માટે છે કે હેતુ વિધિ છે. પૂર્વપક્ષિ કહે છે કે હોમને માટે અન્ન કરવું (તૈયાર કરવું) એ હેતુ છે. સિદ્ધાંતિ વાંધો લે છે કે જ્યાં કાર્ય કારણ ભાવ પ્રસિદ્ધ હોય ત્યાં હેતુપદેશ થાય પણ અહિં કાર્ય કારણભાવ પ્રસિદ્ધ નથી, તેથી હેતૂપદેશ નથી. પૂર્વપક્ષિ કહે છે કે વાત તો ખરી છે પણ આ તો લોક વાત છે અને વેદમાં તો વચન બળથી વિધિ હોવો જોઇએ. સુપડાવડે જ્યારે હોમ કર્તવ્ય છે ત્યારે ત્યાં અન્નકરણ હેતુ છે એ વેદનો ઉપદેશ છે. સિદ્ધાંતિ પુછે છે કે આ હેતુ વિધિનું પ્રયોજન શું ! પૂર્વપક્ષિ ઉત્તર આપે છે કે સુપડાથી ભિન્ન જે કોઇ એટલે કડછી (દર્વી), પિઠર (વાસણ) વિગેરે અન્ન કરણમાં સાધન છે તેનાથી પણ હોમ કરવો જોઇએ. અહિં કોઇ વર્તમાનકાળ બોધક શબ્દ નથી જેનો આ ઉત્તર હોય. હેતુ વિધિમાં શ્રુતિ જ પ્રમાણ છે. સિદ્ધાંતિના મતમાં લક્ષણથી સ્તુતિ માનવી પડે છે. લક્ષણા કરતાં શ્રુતિ બળવતિ હોય છે. સિદ્ધાંતિ અહિં સ્તુતિની સિદ્ધિ એવો આક્ષેપ ઉઠાવે કે દર્વી (કડછી) પિઠર (વાસણ) આદિ સાક્ષાત્ અન્ન કરવામાં સાધન નથી તેથી હેતુ વિધિ નિરર્થક છે, માટે શૂર્પ સ્તુતિ જ છે. એ આક્ષેપ પણ નકામો છે, કારણ કે શૂર્પ પણ સાક્ષાત્ અન્ન કરવામાં કારણ નથી તેથી

શર્પની સ્તુતિ પણ પ્રયોજન વિના બને નહિં—એમ છે તો સ્તુતિ ના કરતાં વિધિજ માન્ય છે. (૧ । ૨ । ૬)

सू० स्तुतिस्तुशब्दं पूर्वत्वादचोदनाचतस्य १ । २ । २७ । सि०

टीका—एवं प्राप्तेसिद्धान्तः तुःपक्षव्याधर्त्तकः स्तुतिर्हि शूर्पस्तुतिः भवति, कुतः, शब्दपूर्वत्वात् शब्दस्तावत् शूर्पेण इतिकरणत्वं प्रतिपादयति। एवंच तस्य दर्वीपिठरादेः भचोदना-विध्यभावः।

સિદ્ધાંતિ કહે છે કે આ પ્રમાણે પૂર્વપક્ષ યુક્ત નથી, કારણ કે શબ્દથી અર્થની સિદ્ધિ થાય છે. તે તો લોકોમાં કે વેદમાં તુલ્ય જ હોય છે તેથી અન્નકરણ હેતુ છે એ કાંઇ શબ્દનો અર્થ નથી કિન્તુ અન્નકરણ શર્પ હોમમાં જ હેતુ છે એ, શબ્દાર્થ છે. એવંચ દર્વીપિઠરાદિ હોમમાં અન્નકરણ હેતુ શબ્દાર્થ નથી, તેથી દર્વી પિઠરાદિનો વિધાન નથી.

सू० व्यर्थे स्तुतिरन्यथ्येतिचत् १ । २ । १८ । पू०

टीका—व्यर्थे उक्त धर्मे शून्ये स्तुतिर्हि अन्यथा इतिचेत् ।

પ્રયોજન વિના સ્તુતિ યુક્ત નથી એજ કારણથી હેતુ વિધિ છે એ પૂર્વપક્ષ પ્રથમ કર્યો છે તે બરાબર છે. ૧ । ૨ । ૨૮ ।

सू० अर्थस्तु विधिशेषत्वात् यथालोके १ । २ । २९ । सि०

टीका—नैतदेवम, कुतः, विधिशेषत्वात् विधेयस्यशूर्पस्य स्तावकत्वात्। अत्र निदर्शनं लोके यथा बलवत्तरो देवदत्तो विष्णुमित्रादीन् सहते इति उक्ते न सिंहात् बलवत्त्वंदेवदत्तस्य स्यात् तथा शूर्पस्य पिठरापेक्षया अन्नं प्रतिसाहि रंगत्वेऽपि हलाद्यपेक्षया भवत्यन्तरङ्गत्वमित्यर्थः सफलः।

અમારા પક્ષમાં પ્રયોજન છે તેથી વિધિશેષ વાક્ય સ્તુતિ થઈ શકે છે જેમ શર્પ વડે કરતાં અન્નને જાણીએ છીએ તેમ થાય છેજ. ત્યારે વર્તમાન વસ્તુની સ્તુતિ માટે तेनहि अन्नंक्रियते એ વર્તમાન ઉપદેશ છે. તમારા મતમાં જેને આ, હેતુ વિધિ છે તેને જ આ વર્તમાનવ્યપદેશ દોષતાને પામે છે. વિધિમાં લક્ષ્ય શબ્દાર્થ થાય નહિં એ નિયમ છે પણ તમારા મતમાં અન્નકરણનો વિધિ લક્ષણાદ્વારા દર્વીપિઠરાદિને સિદ્ધ કરે તો विधौ न परः शब्दार्थः प्रतीयते આ નિયમનો ભંગ થાય છે અને વર્તમાનને ઉપદેશ કરવાવાળા વેદ શબ્દાર્થને વિધાન કરશે નહિં. અમારા પક્ષમાં લક્ષણાથી બીજા શબ્દ બીજા રૂપસે અર્થ જણાવે છે—જેમ લોકમાં વધારે બળવાન દેવદત્ત વિષ્ણુમિત્રાદિને દબાવે છે એમ કહેવાથી બલવત્તર શબ્દ સિંહ અથવા શાર્દૂલની અપેક્ષાથી પ્રયુક્ત છે. એવંચ तेनहि अन्नं क्रियते એ વાક્ય પ્રકૃષ્ટ (નિર્દિષ્ટ) અન્ન કરણદ્વારા શર્પની જ સ્તુતિ કરે છે તે હળ વિગેરેની અપેક્ષાથી થઇ શકશે. માટે સ્તુતિ સફલા છે. ૧ । ૨ । ૨૯.

सू० यदिच हेतुरवतिष्ठेत निर्देशात् सामान्यादिति चेदव्यवस्थाविधीनां-स्यात् १ । २ । ३० ।

टीका—यदि च हेतुः हेतुविधिः तदानिर्देशात् शूर्पस्यावतिष्ठते नाम्ने प्राप्नुयात् तन्निष्ठमन्नकरणत्वम । सामान्याच्च निर्देशात् अन्नकरणत्वं सामान्यं स्यात् इति चेत् तर्हिविधीनाम व्यवस्थास्यान् यत्किञ्चिन्निरूपितहेतुत्वस्य सर्वत्र सत्त्वात् ॥.

જો દર્વી પિઠરાદિને અન્નકરણત્વ હેતુ થાય તોપણ શૂર્પમાં જ તે હેતુતા બની શકે છે, કારણ કે અન્નકરણતામાં હેતુતાનું જ્ઞાન શબ્દથી થાય છે તે શબ્દ શૂર્પને કહે છે દર્વી પિઠરાદિને કહેતા નથી—જેમ જેથી શૂર્પવડે અન્ન કરાય છે તેથી શૂર્પવડે જ હોમવું જોઇએ—આ શબ્દનો નિર્દેશ છે. જોરથી પ્રજ્વલિત અગ્નિથી મારૂં ઘર બળી ગયું એમ કહેવાથી એમ સિદ્ધ થતું નથી કે અગ્નિ પણ જોરથી પ્રજ્વલિત થઈ બળે છે. જો પૂર્વપક્ષિનો મત એમ હોય કે પરંપરાથી જે જે સાધનો વડે અન્ન કરાય છે તે તે સાધનો હોમવાં જોઇએ, તો શૂર્પથી ભિન્ન સાધન દર્વી આદિ પણ હોમનાં સાધન થશે એમ માનવાથી વિધિઓની વ્યવસ્થા થઇ શકશે નહિં કેમકે જે જે અન્ન સાધન થશે તે તે પરંપરાથી સર્વ હોમનાં સાધન છે. એમ હોવાથી દુનિયાની સર્વ વસ્તુઓ પરંપરાથી અન્નકરણમાં સાધન થઇ જાય એ ઇષ્ટ નથી, અમારા પક્ષમાં શૂર્પની સ્તુતિ છે તેથી પૂર્વોક્ત **वृत्तान्तान्वाख्यान** નામનો અર્થવાદ છે. તેટલા માટે હેતુવન્નિગદ સર્વ વાકયો સ્તુતિ બોધક છે. ૧ । ૨ । ૩૦ સિ૦

इति तृतीयाधिकरणं समाप्तम.* (આગળ ચાલુ.)

स्वामी शान्त्यानन्द सरस्वति.

---

# शुं एकलव्यनी वार्ताथी ब्राह्मणनो स्वार्थ सूचवाय छे?

---

પાંડવો અને કૌરવો શૈશવાવસ્થા પૂર્ણ કરીને ક્ષત્રિયોને ધનુર્વિદ્યા શિખવાને યોગ્ય વયના થયા ત્યારે તેમના પ્રપિતા ભીષ્મે દ્રોણને તેમના આચાર્ય થવાની પ્રાર્થના કરી. ભીષ્મે પોતાને સોંપાયલું કાર્ય ઉપાડી લઇને એક શાલા ઉઘાડી. ધનુર્વિદ્યામાં કુશલ થયા

---

*નોટઃ—ગત અધિકરણની સમાપ્તિમાં **तृतीयाधिकरण**ને બદલે **द्वीतियाधिकरण.** વાંચવું.

પછી સેવા રૂપે તેમનું એક કાર્ય કરવું પડશે. એવું યુવરાજો પાસેથી વચન લેઇને તેમણે કાર્ય આરંભ્યું. આ સેવા કેવા પ્રકારની હશે તે તેમણે જણાવ્યું નહિ, પરંતુ એટલુંજ કહ્યું કે તેમનું હૃદય એ કાર્યમાં સચોટ લાગેલું છે.

कार्यंमे कांक्षितं किंचिदहृदि संपरिवर्तते ।
कृतास्त्रैस्तत् प्रदेयंमेतदेनदूवदतानघाः ॥

પરંતુ અર્જુન વિના અન્ય કોઇ પણ યુવરાજે આવું વચન આપ્યું નહિ;

तच्छ्रुत्वा कौरेवयास्ते तूष्णिमासन विशांपते ।
अर्जुनस्तुततः सर्वं प्रतिजज्ञे परंतप ॥

તેમણે આવા ઉચ્ચ આશયમાં પોતાની ઇચ્છા દર્શાવી.

अद्यप्रभृति विप्रेन्द्र परवानास्मि धर्मतः ।
शिष्योहं त्वत्प्रसादेन जीवामि द्विजसत्तम ॥

" આજથી માંડીને હું મારી ઇચ્છાને તારે આધીન કરૂં છું, કારણ કે ધર્મ આવા પ્રકારનો છે......હું તો એક શિષ્ય છું; હું જીવું છું, કારણ કે મારે જીવવું જોઇએ એવી તારી કૃપા છે. " શિષ્યના મનનું વલન ખરેખરૂં આવા પ્રકારનું હોવું જોઇએ; ફક્ત આ પ્રમાણેજ શિષ્ય જ્ઞાન મેળવી શકે છે. ગુરૂની આજ્ઞા અને ઉપદેશને કેટલે સુધી અનુસરશે એ વિષે શિષ્ય જ્યાં સુધી પોતાના મનમાં સર્વ પ્રકારની છૂપી વાતો ભરી રાખે છે ત્યાં સુધી ગુરુ જે જાણતા હોય તે સર્વ શિખવી દે એવી આશા રાખવી બીલકુલ નકામી મૂર્ખાઇ ભરેલી, અપ્રમાણિક છે. તમારામાં જે સર્વ હોય તે અર્પણ કરી દો અને પછીથીજ તમને બધુ મળી રહેશે. અલબત અત્રે હું એક ખરા આચાર્ય વિષે વિચાર કરૂં છું; દુનિયામાં મળી આવતા સાધારણ શિક્ષકો વિષે એમ કહેવાનું નથી. અર્જુન જાતે આવા પ્રકારનો એક શિષ્ય નિવડવાથી એમ બન્યું કે તે સર્વે યુવરાજો કરતાં અતિ કુશલ થયો;

દ્રોણે સ્થાપેલી આ શાલામાં દુનિયાના સર્વ વિભાગોમાંથી અન્ય યુવરાજો અને ક્ષત્રિયો આવતા હતા, તેમના સાથમાં સૂત જાતિનો રાધેય કર્ણ પણ હતો; વિશેષ નહિ તો તેની ખ્યાતિ એવા પ્રકારે પ્રસરી હતી

सूत पुत्रश्च राधेयो गुरु द्रोणमियात् तदा ॥

આ સર્વને દાખલ કરીને દ્રોણે તેમની કેળવણીનું કાર્ય હાથમાં લીધું. પરંતુ ત્યાં આગળ નિષાદરાજ હિરણ્ય ધનુષનો પુત્ર ( निषाद राजस्य हिरण्य धनुवः सुतः ) એકલવ્ય આવ્યો તેને દ્રોણે " નિષાદ જાતિમાં જન્મેલો " હોવાને લીધે દાખલ કરવાની ના પાડી.

नस तं प्रतिजग्राह नैषादिरिति चिन्तयन् ।
शिष्यं धनुषि धर्मज्ञस्तेषामेवान्विवक्षया ॥

એટલું લક્ષમાં લેવા જેવું છે, કે આખી વાર્તામાં એકલવ્યને પોતાને કોઇવાર એક નિષાદરૂપે વર્ણવવામાં આવ્યો નથી, પરંતુ એક નિયમ તરીકે " નિષાદ જન્મા " અથવા " નિષાદ રાજપુત્ર " તરીકે વ્યવહરવામાં આવ્યો છે. આથી શું સૂચન મળે છે એ આપણે આગળ ઉપર જોઇશું. છતાંએ એકલવ્યને રજા આપતાં દ્રોણે તેને ઉદ્દેશીને કહ્યું, " તું મારો શિષ્ય છે, પરંતુ હમણાં તો ઘેર જા. "

शिष्योसिममनैषादे प्रयोगे बलवत्तरः ।
निवर्तस्वगृहानेव अनुज्ञातोसि नित्यशः ॥

શિષ્યવૃત્તિની ખરી ભાવનાવાળા એકલવ્યે ઉત્તરરૂપે એક શબ્દ પણ કહ્યો નહિ પરંતુ દ્રોણને માત્ર સાષ્ટાંગ દંડવત કર્યા; પછીથી અરણ્યમાં એકાંતનો આશ્રય શોધીને તેણે દ્રોણની એક માટીની પ્રતિમા બનાવી અને તેને પોતાના ગુરુરૂપે ગણવા લાગ્યો. તેણે બરોબર નિયમ પાળવા માંડયો અને પરમ ભક્તિવડે તથા એકાગ્ર ધ્યાનના અભ્યાસ વડે ધનુ અને અસ્ત્રોના પ્રયોગમાં મનને સ્થિર કરવા લાગ્યો.

सतुद्रोणस्य शिरसापादौ गृह्यपरंतप ।
अरण्यमनुसंप्राप्य कृत्वाद्रोणं महीमयं ॥
तस्मिन्नाचार्य वृत्तिंचपरमामास्थितस्तदा ।
इष्वस्त्रे योगमातस्थेपरं नियममास्थितः ॥
परया श्रद्धयोपेतो योगेनपरमेणच ।

આનું પરિણામ એમ થયું કે ધનુર્વિદ્યાની વિવિધ શાખાઓમાં તે પરમ નિપુણ બન્યો.

विमोक्षादानसंधानेलघुत्वं परमांपसः ।

આ પછી થોડાક સમયે એમ બન્યું, કે પાંડવો અને કૌરવો એજ અરણ્યમાં શીકાર માટે આવી ચડયા. તેમની સાથે એક કુતરો હતો, તે ચારેપાસા દોડતો દોડતો જ્યાં એકલવ્ય વસતા હતા ત્યાં આવી લાગ્યો અને તેમને જોઇને તેમના તરફ ભસવા માંડ્યું. કુતરાને ભસતો બંધ કરવા માટે એકલવ્યે એક સામટાં કુતરાના મુખ ઉપર સાત શર છોડયાં, અને આવી રીતે તેનું મુખ બંધ કરી દીધું.

तदातस्याथ भंषतः शुनः सप्तशरान मुखे ।
लाघवं दर्शयन्नस्रे मुमोचयुगपद्यथा ॥

યુવરાજો જ્યાં હતા ત્યાં આગળ કુતરો નાસતો નાસતો આવ્યો ત્યારે, જરા પણ ઇજા કર્યા વિના તેનું મુખ બંધ કરી લેતી ધનુર્વિદ્યાની અતિ કુશલતા જોઇને એ સર્વેને અત્યંત નવાઇ લાગી અને બાણાવલિની શોધ કરવા લાગ્યા. યોગીનો વેશ ધારણ કરેલો અને સતત શરો ફેંકતો, તે તેમના જોવામાં આવ્યો. ( अस्यन्तमनिशंशरान् ! ) તેમના આગળ એકલવ્યે પોતાને દ્રોણ શિષ્યરૂપે જણાવ્યો; ધનુર્વિદ્યાના અભ્યાસમાં પોતે પણ " શ્રમ ભરેલા દિનો " ગાળ્યા છે, એમ તેણે જણાવ્યું.

द्रोणशिष्यंचमांवित्त धनुर्वेद कृतश्रमम ।

તેઓ ગૃહે આવ્યા પછી અર્જુને એકાંતમાં દ્રોણ પાસે જઇને પૂછ્યું, " ધનુર્વિદ્યામાં મારા કરતાંએ મોટો તમારો એક શિષ્ય હોવા છતાં તમે મારી સાથે આમ શા માટે વર્ત્યા ! " ખરેખરી રીતે આ કંઈ એક ફરિયાદ જેવું નહતું, તેમજ આમ કંઇ દ્વેષથી કરવામાં આવ્યું નહતું, પરંતુ પરમ પ્રેમમાંથી ઉપજી આવતા પરિચયના આવિર્ભાવ સમાન હતું.

कौन्तेयस्त्वर्जुनो राजन्नेकलव्यमनुस्मरन् ।
रहो द्रोणंसमासाद्य प्रणायादिदमब्रवीत् ॥

કેટલોક સમય તો દ્રોણ પણ અર્જુનને બરાબર સમજી શક્યા નહિ, પરંતુ થોડાક ઉંડા વિચાર પછી તેઓ યથાર્થ બનાવ સમજી શક્યા; અર્જુનને સાથે લઇને એકલવ્ય પાસે જવા તે ચાલી નીકળ્યા. જ્યારે એકલવ્યે તેમને જોયા ત્યારે તેણે દ્રોણની વિધિપુરઃ સર પૂજા કરી અને પૂજ્યભાવ સહ હાથ જોડીને સામે ઉભો રહ્યો. હવે દ્રોણે પોતાની ગુરુ દક્ષિણા માગી; એકલવ્યે ઉત્તર વાળ્યોઃ—

किमपच्छामि भगवन्नाज्ञापयतुमांगुरुः ।
नहि किंचिददेयं मे गुरवे ब्रह्मवित्तम ॥

"હું મારા ગુરુને ના આપી શકું એવું કંઈ પણ નથી." એટલું કહી શકાય, કે એકલવ્યે દર્શાવેલું વચન, અર્જુનમાં આપણે જોયું તેના જેવું બરાબર મળતું છે; તેટલા માટે હવે તેનું અસ્ત્રવિદ્યાના નૈપુણ્યનું રહસ્ય સમજી શકાય છે. દ્રોણે દક્ષિણ હસ્તના અંગુષ્ઠની ( अंगुष्ठो दाक्षिणः ) માગણી કરી; હૃષ્ટવદનવાળા એકલવ્યે જરા પણ માનસિક આનાકાની વિના અથવા પરિણામનો જરા પણ વિચાર કર્યા વિના પોતાનો અંગુષ્ઠ કાપીને દ્રોણની આગળ ધર્યો.

तथैवहृष्टवदनस्तथैवादीनमानसः ।
छित्त्वाऽविचार्यतं मादाद् द्रोणायांगुष्ठमात्मनः ॥

આ પ્રમાણેના વચન સહિત વાર્તાની સમાપ્તિ થાય છે:—

ततःशरंतु नैषादि रंगुलीभिव्यकर्षत ।
नतथाच सशीघ्रोऽभूद यथापूर्वंनराधिप ॥
ततोऽर्जुनः प्रीतमनाबभूव विगतज्वरः ।
द्रोणश्च सत्यवागासीन्नान्योऽभिभवितार्जुनम् ॥

હવેથી એકલવ્યને અંગુષ્ઠવિનાની પોતાની અંગુલિઓ વડેજ ધનુષ ખેંચવાનું રહ્યું. તેથી ઘણો સમય સુધી તે પ્રથમ જેવો કુશલ થઈ શક્યો નહિ. અર્જુનની ચિંતા દૂર થઈ અને દ્રોણની પ્રતિજ્ઞા ફળી.

---

પ્રથમ દર્શને એકલવ્યનો સ્વીકાર કરવાનો દ્રોણનો નકાર અન્યાય યુક્ત લાગે છે, એકલવ્યની જ્ઞાન પ્રાપ્તિનો ખુલાસો થઈ શકતો નથી; એકલવ્ય સાથેનું છેલીવારનું વર્તન અતિ ઘોર લાગે છે. આવી ત્રણ મુશ્કેલિઓના સંતોષકારક ખુલાસા જો આપણાથી બની શકે તો વિચારી કાઢીએ.

પ્રથમ તો તેના બહિષ્કાર વિષે વિચાર ચલાવીએ. ખાત્રીથી, કોઈ પણ પ્રકારનાં જાતિ-બંધનોને લીધે આમ વર્તવામાં આવ્યું નહોતું, કારણ કે આપણને નિશ્ચયપૂર્વક જણાવવામાં આવ્યું છે, કે સૂત પુત્ર કર્ણને શાલામાં દાખલ કરવામાં આવ્યો હતો. એકલવ્ય જાતે નિષાદ નહતો, પરંતુ એક "નિષાદથી જન્મ" પામેલો હોવાને લીધે તેની સાથે આ પ્રમાણે વર્તવામાં આવ્યું હતું. એટલે વર્તમાનજન્મમાં તેનામાં કોઈ પ્રકારની અયોગ્યતા નહોતી, ખરેખરી રીતે સત્ય વાત કહેવા માગીએ તો તે અર્જુનના જેટલોજ યોગ્ય હતો, પરંતુ તેને વારસામાં મળેલો અથવા અન્ય શબ્દોમાં કહીએ તો નિષાદનું કલંક દર્શાવતો તેના ભૂતકાલના જન્મનો અમુક અંશ તેનો સ્વીકાર થવામાં બાધકારક બન્યો હતો. દ્રોણે આ સર્વ ચિંતનવડે જોયું, ( चितयन શબ્દ વપરાયો છે ) અને એ ઉપરથી તેને સ્વીકારવાની ના પાડી, છતાંએ તેમણે કહ્યું, કે "शिष्योसिममनैषादे"

"હે નિષાદિ ! તું મારો શિષ્ય છે." એટલે "થવા યોગ્ય છે, તેથી કર્મ બંધન દૂર થતાં તુર્તજ તેવો બનશે." આ સંબંધમાં મી. સી. ડબલ્યુ. લેડબીટરના, "ઇનર લાઇફ" નામના ગ્રંથનો નીચેનો ઉતારો વિશેષ અજવાળું પાડશે. "મારો એક ઉત્સાહી અને સંપૂર્ણ સાધુ ચરિતવાળા ગૃહસ્થ સાથે મેળાપ થયો; તેમની ઋષિયોના અસ્તિત્વમાં પૂર્ણ શ્રદ્ધા હતી અને તેમની સેવા માટે પોતાની જાતને યોગ્ય બનાવવાના ઉદ્દેશથી તે પોતાનું જીવન ગાળતા હતા......મારાથી સમજાતું નહોતું કે શા માટે આવા ગૃહસ્થનો ક્યારનોએ સ્વીકાર કરવામાં આવ્યો નહિ હોય;...આથી...મેં...મહર્ષિના આગળ તેમનું નામ જણાવીને સૂચવ્યું, કે કદાચ તે એક સારા સાધનરૂપ નિવડશે......મહર્ષિએ ઉત્તર વાળ્યો, ' વાહ, તમારે જરા પણ ફીકર ના કરવી કે તમારા મિત્ર પ્રતિ બેદરકારી રાખવામાં આવે છે; કોઇ કાલે કોઈના પ્રત્યે પણ બેદરકારી રાખી શકાતી નથી; પરંતુ આમના દૃષ્ટાંતમાં તો હજુ કર્મનો અમુક અંશ પૂર્ણ થવો બાકી છે, તેથી આ ક્ષણે તમારી સૂચનાનો સ્વીકાર અશક્ય છે. થોડા સમયમાંજ......તેની સંપૂર્ણપરિશુદ્ધિ થશે અને તમારી તેમને માટે જે ઇચ્છા છે તે શક્ય બનશે.'"

**निषीदति पापमत्र इति निषादः** એટલે જેનામાં પાપનો નિવાસ હોય છે તે નિષાદ, એવી રીતે આ શબ્દનો ખુલાસો કરવામાં આવે છે; શીકારમાં પક્ષિયોને મારવા રૂપ પાપ ખાસ દર્શાવવામાં આવ્યું છે. એકલવ્યના વર્તમાન જન્મમાં, ભૂતકાલના જન્મનું આવા પ્રકારનું પાપ, પોતાની જાતને લાભકારક દુનિયાના લાભો ભોગવવા માટે, દુનિયા પારની શક્તિયો વાપરવાના મનના વલનમાં જણાઇ આવ્યું. ભસતા કુતરાના પ્રસંગથી આવુંજ સૂચન મળી રહે છે, કારણ કે એક સાધારણ ગરબડાટને દૂર કરવા માટે એકલવ્ય પોતાનું ધનુર્વિદ્યાનુ જ્ઞાન દર્શાવવા માટે આટલો બધો ઉતાવળીઓ બની ગયો; આવું જ્ઞાન એ કંઇ માત્ર શારીરિક કુશલતાની કલાસમાન નથી, પરંતુ યુદ્ધકલામાં પવિત્ર પ્રણવના ઉપયોગના આધારવાળી ગુપ્ત વિદ્યાવડે પામી શકાય છે, અને ધનુ માટેના વેદરૂપે ધનુર્વેદના નામથી પણ એજ સૂચવાય છે. આ પ્રમાણે આપણે જોઇએ છીએ, કે એકલવ્યનો સ્વીકાર થવામાં ખરેખરૂં વિઘ્ન કર્મના બંધનરૂપ હતું અને એ બંધનમાંથી ઉપજી આવતી નીર્બલતા પણ કારણરૂપે હતી. ફરીથી વળી આપણે "ઇનર લાઇફ" નામના ગ્રંથમાંથી એક અવતરણ વિચારી જોઇએ; "હાથ નીચેના એક માણસરૂપે ઉપયોગી થઇ પડે એવા એક માનવિમાં અનેક સારાં સાધનો હોય છે છતાંએ સાથે સાથેજ તેના માર્ગમાં બંધનરૂપ થઇ પડે એવો એકાદ મહાન દોષ હોય તેથી તે ના હોયને જેટલું શુભ થઇ શકે તેટલું બધું વિનાશ પામી જાય છે. આવા માનવિને કોઈ પણ ઋષિ શિષ્યરૂપે સ્વીકારશે નહિ. કદાચ તે તેને આટલુંજ કહેશે, ' પ્રવૃત્તિમાં જોડાઇને તમારા તે ખાસ દોષને તાબે કરો અને તેમ થશે ત્યારે હું તમને મારા સહાયક તરીકે સ્વીકારીને આગળ ઉપર કેળવીશ !'" એકલવ્ય નામવડે "જેનામાં એકજ દોષ ખાસ કરીને કાપી નાખવા જેવો છે" એવું સૂચવાય છે એ ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે.

બીજું, હવે આપણે એકલવ્યની કુશલતા વિષે વિચાર કરીએ. આવી કુશલતા

સ્થૂલ સૃષ્ટિમાં મળેલી કોઇ પ્રકારની કેલવણીવડે પ્રાપ્ત થઇ નહોતી, પરંતુ એતો પરમ નિયમરૂપે કરાયલા સતત ચિંતન–ધ્યાનના પરિણામરૂપ હતી; આને લીધે તે સૂક્ષ્મ સૃષ્ટિઓમાંથી જ્ઞાન મેળવીને સ્થૂલસૃષ્ટિમાં લાવવાને ભાગ્યશાલિ બન્યો. આવા નિયમ અને ધ્યાનની વીગતો સ્પષ્ટ રીતે આપવામાં આવી છે. (૧) અભ્યાસિએ " અરણ્યમાં " વસવું જોઇએ, એટલે સર્વ પ્રકારની ગરબડથી રહિત અને પરિપૂર્ણ શાંતિવાળા સ્થલમાં વસવું જોઇએ. (૨) અભ્યાસિએ " **महीमय प्रतिमा** " બનાવીને પોતાના " **आचार्य** " રૂપે માની લેવાની છે, એટલે પોતાના ગુરુદેવની તાદશ માનસિક પ્રતિમા આપણાં માનસિક ચક્ષુ સમીપ શી રીતે ઉભી કરવી એ અભ્યાસિએ જાણવું જોઇએ; આવા પ્રકારનાં " માનસિક દર્શન " માત્ર એક " મહીમય પ્રતિમા " સમાનજ બનશે, કારણ કે ગુરુદેવ વિષેની પોતાની ભાવનાઓ અનુસારજ આવી પ્રતિમા યોજાયલી હશે; ગુરુદેવ જેવા છે તેવું ખરેખરૂં યથાર્થ ભાન થયા વિના આવી ભાવનાઓ ઓછી અથવા વધારે પ્રકારે દુનિયાની, મહીમય, મૃત્તિકામયજ હોય છે; પરંતુ આવા પ્રકારની પણ એક પ્રતિમા જો ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક માનસચક્ષુસમીપ ઉભી કરવામાં આવશે તો ગુરુદેવ તેને પણ પોતાના જીવનથી ભરી નાખશે, એટલે પોતાના યથાર્થ સ્વરૂપનાં એ પ્રતિમાદ્વારા દર્શન કરાવશે. (૩) અભ્યાસિએ પોતાનું જીવન પરમ નિયમવાળું અને મનોનિરોધવાળું બનાવવું જોઇએ. (૪) અભ્યાસિમાં પરિપૂર્ણ ભક્તિ અને શ્રદ્ધા, પરાશ્રદ્ધા હોવી જોઇએ. (૫) પોતાના ઉદ્દેશને પ્રાપ્ત કરવાની ઇચ્છા પૂર્ણ કરવાની અભ્યાસિએ દૃઢ પ્રતિજ્ઞા કરવી જોઇએ. એટલે યોગારૂઢ બનવું જોઇએ. એકલવ્યના દૃષ્ટાંતમાં આવાં સર્વ સાધનોનું પરિણામ એવું આવ્યું, કે તે સંપૂર્ણ જ્ઞાન પામ્યો અને દ્રોણ પણ માત્ર સૂક્ષ્મસૃષ્ટિયોની શક્તિયો ઉપયોગમાં લેઇને જે બનતું હતું તેના ખાત્રી સહિત ભોમીયા બનતા હતા; કારણ કે **मुहूर्तमिषवं द्रोणश्चिन्तयित्वा विनिश्चयम।** એમ આપણને કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે આપણે યથાર્થ ધ્યાનની શક્તિ અને ઉપયોગિતા જોઇ શકીએ છીએ.

ત્રીજું, હવે આપણે અંગુષ્ઠ કાપી નાખવા વિષે વિચાર કરવા જેવો છે. ખરેખરી રીતે આ કાર્ય એક સજારૂપે નહોતું, પરંતુ ઉલટું એક નબળાઇ દૂર કરવા સમાન હતું, મનની એક અધમવૃત્તિને દૂર કરવા જેવું હતું. **करविन्यास** કરનાર દરેક જણ જાણે છે અથવા જાણવું જોઇએ તેમ હસ્તની પંચ અંગુલિઓવડે દેહના પંચ કોષ સૂચવાય છે. બાબુ ભગવાનદાસના સાથમાં તૈયાર કરેલી ભગવદ્‌ગીતાની આવૃત્તિમાં મિસિસ બેસંટ લખે છે, " પૃથ્વી સૂચક અંગુઠો સ્થૂલસૃષ્ટિ સાથે સંબંધવાળો છે. વારિસૂચક તર્જની અંગુલિઓનો પિતૃલોક સાથે સંબંધ છે.......અગ્નિસૂચક મધ્યમા અંગુલિઓનો સ્વર્ગલોક સાથે સંબંધ છે. વાયુ સૂચક અનામિકા અંગુલિઓનો બુદ્ધિભુવનની શક્તિયો સાથે સંબંધ હોય છે. કનિષ્ઠિકા અંગુલિઓ આકાશ સૂચક છે અને આત્મ ભુવનની શક્તિયો સાથે સંબંધવાળી છે. બીજી ક્રીયાઓમાં પણ આ બાબતની સૂચનાઓ મળી રહે છે. આ પ્રમાણે શ્રાદ્ધમાં આપણે પિતૃદેવતાને તર્જની અંગુલિવડે ગંધ ચઢાવીએ છીએ, અને એ અંગુલિના મૂલ ઉપર થઇને આપણે તેમને પાણી આપીએ છીએ કારણ કે આ અંગુલિવડે પિતૃદેહ અને પિતૃલોક ઉભયે સૂચવાય છે; પરંતુ દેવોને ગંધ ચઢાવતાં આપણે અનામિકા અંગુલિનો ઉપયોગ કરીએ છીએ, કારણ કે એવડે બુદ્ધિદેહ અને બુદ્ધિભુવન

( જનલોક ) સૂચવાય છે. આત્માલંકારરૂપે આપણા કપાળમાં ગંધ કરતી વખતે આપણે મધ્યમાઅંગુલિનો ઉપયોગ કરીએ છીએ કારણ કે માનસિક સૃષ્ટિ અથવા સ્વર્લોક સાથે સંબંધમાં આવવાના અવયવરૂપ દેવાક્ષને શુદ્ધ બનાવવા માટે આપણે તેમ કરીએ છીએ; તેટલા માટે માનસિક દેહ અને માનસિક ભુવનના સૂચકરૂપ મધ્યઅંગુલિજ યોગ્ય સાધન રૂપે છે. આ પ્રમાણે નલના વૃત્તાંતમાં કહેવાયું છે, કે કનિષ્ઠિકા અંગુલિમાં કેવી રીતે અમૃતનો સમાવેશ થાય છે, તેટલા માટે તે આત્મા અને આત્મભુવનને સૂચવે છે. બાકીની અંગુલિ અંગુષ્ઠ, તેટલા માટે સ્થૂલદેહ અને સ્થૂલસૃષ્ટિને સૂચવે છે. આ પ્રમાણે અંગુષ્ઠ દક્ષિણારૂપે માગવાનો એટલોજ અર્થ થાય છે, કે એકલવ્ય ભવિષ્યમાં સ્વાર્થી સુખ મેળવવા માટે સ્થૂલસૃષ્ટિમાં ક્લેશ ઉપજાવે એવી પોતાની શક્તિયોનો ઉપયોગ કરશે નહિ એવી દ્રોણે તેની પાસે પ્રતિજ્ઞા કરાવી. અંગુષ્ઠ કાપી આપવાથી પણ એટલુંજ સૂચન થાયછે કે એકલવ્યે પ્રતિજ્ઞા લીધી અને તદનુસાર સ્થૂલ હેતુઓ સિદ્ધ કરે એવાં કાર્ય કરવાના પોતાના મનના વલણને બિલકુલ દૂર કર્યું. આ પ્રસંગમાં કોઇ પ્રકારની ઘોર વૃત્તિનો, કોઇ પ્રકારના પક્ષપાતનો કોઈ પ્રકારના અન્યાયનો સમાવેશ થતો નથી, પરંતુ તેમાં તો ખરેખરી ઉન્નતિનો યથાર્થ શુદ્ધિનો અને સત્ય કેળવણીનો સમાવેશ થાય છે. એકલવ્યે અંગુલિઓવડે કામ કરવું ચાલુ રાખ્યું, એટલે અન્ય સૂક્ષ્મસૃષ્ટિયો ઉપરની તેની પ્રવૃત્તિ અબાધિત રહી; પરંતુ સ્થૂલ સૃષ્ટિમાં તો અર્જુન એકલો જ રહ્યો અથવા દ્રોણના શિષ્યો, પ્રતિનિધિઓ, સંદેશહારીઓમાં સર્વથી શ્રેષ્ઠ બન્યો.

સંવત ૧૯૬૮ ના "ગુજરાતી"ના દીવાળીના અંકમાં એકલવ્યનું દ્રોણને અંગુષ્ઠ કાપી આપતું એક ચિત્ર આપવામાં આવ્યું છે, ત્યાં "બ્રાહ્મણનો સ્વાર્થ" એવું એ આખા ચિત્રનું નામ આપવામાં આવ્યું છે, એ કેટલું બધું હાસ્યાસ્પદ તથા ગર્હાયુક્ત લાગે છે. બ્રાહ્મણના સ્વાર્થ કરતાં તો એનાથી શિષ્યની આત્માર્પણ રૂપ ગુરુભક્તિનું પરમોત્તમ દૃષ્ટાંત પુરૂં પડી રહે છે, એ કોઇ પણ સહજ બુદ્ધિવાળાથી સમજાય એવું છે. ચિત્રપટો ઉપર અવળાં નામ મૂકી કેવો અવળો ભાવ ઉપજાવી શકાય, તેનો આ ચિત્ર સારો નમુનો પુરો પાડે છે. આજ કાલ "સુવર્ણમાળા" નામના પત્રમાં ગીતાજીનાં ચિત્રપટો પણ આવાં જ હાસ્યાસ્પદ જોવામાં આવે છે. ક્યાં ગીતાજીના ભાવ અને ક્યાં ગરીબ કલ્પનાવાળાં નિર્માલ્ય ચિત્રો !

# સુદર્શન.

( પુસ્તક—૨૭—ઇ. સ.—૧૯૧૧-૧૨. )

—ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.—

सत्यंपरंधीमहि ॥—भागवतम्


આદ્યદ્રષ્ટા—" એક અભેદમાર્ગ પ્રવાસી "—બ્રહ્મનિષ્ઠ—
મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

ઉપદ્રષ્ટા—પ્રૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
એમ. એ. એલ્. એલ્. બી.

—તન્ત્રી—.
માધવલાલ નભુભાઇ દ્વિવેદી.
સુદર્શન ઑફિસ—નડિયાદ.

# સુદર્શન.

## ( પુસ્તક—૨૭—ઇ. સ.—૧૯૧૧-૧૨. )

### અનુક્રમણિકા.

| વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|

| વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|

હ

[તૈયાર છે.]

મહાકવી શ્રી ભવભૂતિ પ્રણીત--

# માલતિ માધવ-

નું ભાષાંતર.

(આવૃત્તિ બીજી.)

કર્ત્તા. મ. ન. દ્વિવેદી. ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલું હાલ કિ ઘટાડીને રૂ. ૧—૮—૦ રાખી છે. પાકૂ પૂઠું સોનેરી નામ સાથે બના પડી છે.

મેનેજર--સુદર્શન ઓફિસ—નડીયાદ.

---

# તૈયાર છે.

# રાજ-યોગ.

બ્ર. નિ. મણિલાલ ન. દ્વિવેદીના અંગ્રેજી ગ્રંથને આધારે ગુજરાતીમાં યોજનાર-માધવલાલ ન. દ્વિવેદી. કીં. રૂ. ૧—૮—૦. સુદર્શનના ગ્રાહકોને રૂ. ૧—૦—૦.

મેનેજર--સુદર્શન ઓફિસ—નડીયાદ.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

. સુધીમાં ૫૮ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. ]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમા અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો થવાથી તથા અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી મુખ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામા આવશે. મકા- લગતી દરેક ઓરડી બાંધતા લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે તથાપિ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦ ) આપશે તો તે ગૃહસ્થના નામની એક .ડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાનં ે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશુ; મકાન આશ્રમમા ઘણાજ આગળ પડતા સ્થળમા થોડાજ સમયમાં બંધાનાર ી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી છે વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીત દાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો, અને અનાથોના પાળક બનો, . ામે રૂ. ૭ આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અના અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂમિ- માંથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે? ૃપ દયા લાવી લખો—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---